शान्तमूर्त्तिपरमगुरुश्रीवृद्धिचन्द्रेभ्यो नमः

# ब्रह्मचर्यदिग्दर्शन.

લેખક—

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ,

એસોસિયેટ મેમ્બર, એશિયાટિક સોસાઇટી બંગાલ

પ્રકાશક—

શ્રીયશોવિજયજૈનગ્રંથમાળાના વ્યવસ્થાપકમંડળ તરફથી

શેઠ પ્રેમચંદ રતનજી

તથા

શેઠ ચંદુલાલ પૂનમચંદ

ભાવનગર.

દ્વિતીયાવૃત્તિ

વીર સં. ૨૪૪૧ ] પ્રત ૫૦૦૦ [ સં. ૧૯૭૫

સ્મરણશક્તિને વધારવી હોય, ચિત્તની ચંચળતાને દૂર કરવી હોય
ઉત્તમ ગતિ પ્રાપ્ત કરવી હોય વીર્યની પ્રકૃતિમાં જાણવાનું
હોય અને યાવત મોક્ષસુખને પ્રાપ્ત કરવું હોય તો

# બ્રહ્મચર્યદિગ્દર્શન

ને

એક વાર પણ અવશ્ય વાંચો

ભેટ ! ભેટ !! ભેટ !!!

મેસાણા નિવાસી

ગાંધી રામચંદ હરગોવિંદદાસ તથા

મર્હુમ ગાંધી નગીનદાસ હરગોવિંદદાસ

તરફથી ત્રણ હજાર નકલો

ભેટ.

વાંચો ! વિચારો !! વર્તન કરો !!!

અને

ભેટ આપનારની ભાવનાને સફળ કરો !!

બસ, પુસ્તકની કિંમત એજ.

# બે-બોલ.



प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते । 'પ્રયોજન સિવાય મંદ પુરુષ પણ પ્રવૃત્તિ કરતો નથી' એ એક સામાન્ય લોકોક્તિ છે, અતએવ આ 'ब्रह्मचर्यदिग्दर्शन' ને લખવામાં પણ કંઈને કંઈ કારણ અવશ્ય હોવું જ જોઈએ, એ સુતરાં સિદ્ધ થાય છે અને તે કારણ બતાવવાને માટે જ—જો કે આ નાનકડા પુસ્તકમાં ભૂમિકાની જરૂર નહિ હોવા છતાં—'બે-બોલ' રૂપે કંઈક લખવું આવશ્યક સમજાયું છે.

એક ભાષાકવિની આ ઉક્તિ પ્રાયઃ દરેકને કંઠસ્થ હશે કે—

શરીરે સુખી, તો સુખી સર્વ વાતે
શરીરે દુ:ખી, તો દુ:ખી છે સદા તે

વાત પણ ખરી છે કે—શરીરની સ્વસ્થતામાં જ દરેક સુખો સમાએલાં છે. કરોડો રૂપિયા જેટલી લક્ષ્મી અને હાથી, ઘોડા, ગાડિયો વિગેરે તમામ પ્રકારની સાહેબી હોવા છતાં, જેને શરીરે સુખ નથી તેને બીજી સાહેબીનો લગારે આનન્દાનુભવ થતો નથી. એવી જ રીતે ધર્મસાધનની તમામ ક્રિયાઓમાં પણ શરીરસ્વાસ્થ્ય ખાસ જરૂરનું છે. એટલા માટે તો કવિ કાલિદાસ પણ કહે છે કે—'शरीरमाद्यं खलु धर्मसाधनम्' માટે સૌથી પહેલાં શરીરનું સુખ તો મનુષ્યને હોવું જ જોઈએ. પણ આવી રીતે શરીરે સર્વથા સુખી મનુષ્યો સંસારમાં બહુ જ થોડા જોવાય છે. શરીરનું સુખ, શરીરની સ્થૂલતા—જાડાઈમાં નથી સમાએલું તેમ શરીરની કૃશતા—પાતળાપણામાં પણ નથી સમાએલું. પરન્તુ શરીરનું સુખ રહ્યું છે—શરીરમાં ઓતપ્રોત થઈ રહેલી એક શક્તિમાં. જેની આ શક્તિ સતેજ, મજબૂત અને સબલ હોય છે, તે જ મનુષ્ય વાસ્તવિક રીતે શરીરે સુખી છે, એમ કહી શકાય. અને આવી મજબૂત શક્તિવાળો મનુષ્ય, પોતાના મનોબળને પણ ત્યાં સુધી ખીલવી શકે છે કે—કોઈ વખત હથીયારબન્ધ અનેક મનુષ્યોની સ્હામે થવાનો પ્રસંગ આવી પડે, તો પણ તે પાછી પાની કરતો નથી, બલ્કિ પોતાના એક અવાજ માત્રથી—ઘાંટા માત્રથી અપ્યાબંધ મનુષ્યોને ધ્રુજાવી દેવાનું સામર્થ્ય પણ તે પ્રાપ્ત કરે છે. બસ, જેનામાં આ તણુ

બળો—શરીરબળ, મનોબળ અને વચનબળ—હયાતી ધરાવે છે તે મનુષ્ય ગમે તેવું કઠિનમા કઠિન કાર્ય કરવામા પણ પ્રાય નિષ્ફલ નિવડતો નથી, આ બળોનું મૂળ શરીરબળથી શરૂ થાય છે, અને તે અમુક પ્રકારના માત્ર મશાના કે બાગ-બગીચાઓની હવા ખાવાથી પ્રાપ્ત થતું નથી પણ એક માત્ર **બ્રહ્મચર્યથી-વીર્યની રક્ષાથી** પ્રાપ્ત થાય છે સૂકો રોટલો અને છાશ ખાનારવાળા-પણ બ્રહ્મચર્ય પાળવાવાળા-માણસોમા એટલું બધું શરીરબળ જોઇએ છીએ કે તેટલું હમેશા શીરો-પૂરી ખાવાવાળા, કેશરીઆ દૂધ પીવાવાળા અને મ્હોટા મહેલોમા એશઆરામ કરવાવાળા-પણ વીર્યની રક્ષા નહિ કરનારા-માણસોમા જોતા નથી આવા એશ—આરામ કરનારા પરન્તુ વીર્યની રક્ષા નહિ કરનારા એ પાચ માણસો જગલમા જતા હોય અને તેઓને જો કોઇ ગામડિયો બીના મળી ગયો હોય તો દૂરથી તેને દેખતાની સાથેજ તેઓના રામ રમી જાય છે 'હાય હાય ! શુ કરશે ! ચોર તો નહિ હોય ! લૂટી તો નહિ લે' આવો ભય તેમને પેસી જતો છે આજ તેઓના મનની નિર્બળતાનુ સાક્ષાત પ્રમાણ છે વળી આવા માણસો વચનબળમા પણ કમજોર હોય છે એ તો જગજાહેરજ વાત છે

આ ઉપરથી આપણે નિર્ણય કરી શકીએ છીએ કે મનુષ્યને ઉપયોગી ત્રણે બળો-શરીરબળ, મનોબળ અને વચનબળ ખાસ કરીને બ્રહ્મચર્ય ઉપર આધાર રાખે છે બ્રહ્મચર્યનો હ્રાસ પવિત્ર ભારતવર્ષમા વધારે થતો જાય છે એમ હુ મારા—ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ ઉત્તરહિંદુસ્થાન મગધ અને બગાળા વિગેરે દેશોના-વિહાર દરમીયાન જોઇ શકયો છુ, શાસ્ત્રમર્યાદાઓ અને વૈદક નિયમોને ભૂલી જઇ ગૃહસ્થોમા જેમ બ્રહ્મચર્યના પવિત્ર નિયમનો મ્હોટે ભાગે ભગ થવા લાગ્યો છે, તેમ ભારતવર્ષના કેટલાક એવા સાધુ સન્યાસિઓ કે જેઓ મહાત્મા હોવાનુ અભિમાન તો રાખે છે પરન્તુ અદરખાનેથી જોવા જઇએ તો તેઓ દુરાત્માઓના કામો કરતા જોવાય છે, જ્યારે ભારતવર્ષના ભાવી રત્નો ભારતવર્ષની ઉન્નતિના આધારભૂત ગણાતા યુવાનો અને આ છોકરાને તેમના અજ્ઞાનપણ ધરમા પ્રદર્શનમા ( રમતો અને કોને તેમા ) જઇને જોઇએ છીએ ત્યારે તો ખરેખર ખેદ થયા વિના રહેતોજ નથી બસ ઉપયુક્ત પ્રધાન કારણોને લક્ષમા રાખીને જ આ પુસ્તકની યોજના કરવામા આવી છે બ્રહ્મચર્ય કયા સુધી પાળવુ જોઇએ ? રક્ષણ કરવાનો હેતુ શો હોવો જોઇએ ? સાધુઓએ બ્રહ્મચર્યની રક્ષાને માટે કેવા કેવા નિયમો પાળવા જોઇએ ? પુત્ર અને પુત્રિયો

પ્રત્યે માતા પિતાઓએ કેવુ લક્ષ આપવુ જોઇએ ? અને બ્રહ્મચર્ય પાળવાથી કેવા ફાયદાઓ થાય છે ? એજ આ પુસ્તકની રચનાના પ્રધાન લક્ષ્યબિંદુઓ છે ટૂકમા કહુ તો-ગૃહસ્થ યા સાધુ, સ્ત્રી કે પુરૂષ અથવા બાળક કે વૃદ્ધ-તમામને પોતપોતાના અધિકાર પ્રમાણે બ્રહ્મચર્ય પાળવાનો ઉપદેશ આ પુસ્તકમા આલેખવામા આવ્યો છે આ વિષયમા અહિં વધારે લખવુ, એ હાથના કકણને આરસીથી જોવા જેવુ છે, માટે તેમ ન કરતા, આ પુસ્તકને વાચનારાઓ બ્રહ્મચર્યનું વધારે ને વધારે પાલન કરી શરીરબળ, મનોબળ અને વચનબળમા ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરે, એવુ અ ત કરણથી ઇચ્છા સાથ, એ પણ ઇચ્છીને વિરમુ છુ કે-આ પુસ્તકની યોજનામા જે જે પુસ્તકોનું વાચન મને ઉપયોગમા આવેલુ છે, તે તે પુસ્તકોના લેખકો પણ, આ પુસ્તકની યોજનાથી ઉપજતા પુણ્ય-લાભના ભાગી બનો

જામનગર—જ્ઞાનશાળા
વર્ષારંભ-વીર સ ૨૪૪૫ } વિજયધર્મસૂરિ

---

## કંઈક નિવેદન.

---

આ પુસ્તકની પ્રથમાવૃત્તિને બહાર પડે હજુ તો એક વર્ષ પૂરૂ થયુએ નથી, એટલામા તો અમારે બીજી આવૃત્તિની પાચ હજાર નકલો બહાર પાડવાની જરૂર પડી છે, હિન્દી ભાષાભાષિઓએ અનેક પત્રો લખી હિન્દી આવૃત્તિ બહાર પાડવાને અમને ઉત્તેજિત કર્યા છે અને મરાઠી ભાષાના વિદ્વાનો આનો મરાઠીમા અનુવાદ કરવાની અમારી સમ્મતિ મગાવવા લાગ્યા છે, એજ આ પુસ્તકની ઉપયોગિતાના સાક્ષાત્ પ્રમાણો છે અમે અ ત કરણથી ઇચ્છીએ છીએ કે આ પુસ્તકનો બહોળો પ્રચાર થાઓ, અને ભારતીયપ્રજામા પૂર્વની માફક બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા વધો

યશોવિજયગ્રથમાળા ઓફીસ
હેરીસરોડ—ભાવનગર
શ્રાવણ સુદિ ૮ વીર સ ૨૪૪૫ } પ્રકાશક.

---

॥ अर्हम् ॥

शान्तमूर्तिपरमगुरुश्रीवृद्धिचन्द्रेभ्यो नमः ।

# ब्रह्मचर्यदिग्दर्शन.



ઉપક્રમ

ઘણી વખત મનુષ્યોના અગાધ શારીરિક બળ અને અતિતીવ્ર માનસિક શક્તિઓની કથાઓ આપણે સાંભળીએ છીએ, ત્યારે આપણને ન કલ્પી શકાય તેટલું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે ભીષ્મના મહાન્ પરાક્રમશાળી કાર્યોનું વૃત્તાન્ત વાંચનારાઓ અને દ્રૌપદીના ચીર હરણ કર્યોની વાતો સાંભળનારાઓ ખરેખર આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે ખરા, પણ ભીષ્મ જેવો મનુષ્ય એવા પરાક્રમશાળી કાર્યો કેમ કરી શકતો હતો ? અને દ્રૌપદી જેવી સ્ત્રીના વસ્ત્રો હરણ કરવા છતાં તે નગ્ન કેમ ન્હોતી દેખાતી ? એ વાતનો વિચાર કરનારા ઘણાજ થોડા મનુષ્યો આપણે જોઈ શકીશું ભીષ્મ અને દ્રૌપદીના દૃષ્ટાંતો ઘણા દૂર સમયના છે આપણી નજરો આગળ એવા અનેક અદ્ભુત કાર્યો થઈ રહ્યા છે કે—જે કાર્યો આપણને તેટલીજ અજાયબી ઉત્પન્ન કરાવે છે પ્રોફેસર રામમૂર્ત્તિ સેન્ડો કે જે માડાત્રણ હાથનો સામાન્ય મનુષ્ય હોવા છતા વેગબર ચાલી જતી મોટરને પોતાના હાથથી થોભાવી દે, લોઢાની મજબૂત સાંકળને આંચકો મારીને તોડી નાખે, પોતાની છાતી ઉપર હાથીને ચઢાવી તેનો ભાર સહન કરે અને માણસોથી ભરેલી ગાડિયો પોતાની સાથળો ઉપર ચાલવા દે, આ શું થોડું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવી વાતો છે ? એ પ્રમાણે પ્રો રામમૂર્ત્તિ જેવા પુરૂષોજ શા માટે ? મીસ તારાબાઈ જેવી ભારતવર્ષની મહિલા પણ કયા કાચું કામ કરી બતાવે

છે ? પણ આ બધું મુખ્ય કોના પ્રતાપથી તેઓ કરી શકે છે? એની તપાસ કરવાની આપણા લોકોને ગરજ કયા છે ? પરન્તુ જેમણે એ કાર્યોના ખરા કારણની તપાસ કરી છે, અથવા તો જેમણે પ્રોફેસર રામમૂર્તિને પૂછીને ખુલાસા કર્યો હશે, તેઓ તો ચોકકસ સમજ્યા હશે કે-એવા મહાન્ પુરૂષાર્થના કાર્યો કરવાનું સામર્થ્ય તેઓને માત્ર એક બ્રહ્મચર્યના પ્રતાપથીજ મળેલું છે પૂર્વે પણ જેમણે જેમણે મહાન્ પુરૂષાર્થના કાર્યો કર્યા છે, તેમણે તેમણે એક બ્રહ્મચર્યના પ્રતાપથીજ કર્યાં હતા આ સબધી વિશેષ અવલોકન આપણે આગળ ઉપર કરીશું ટૂકમા એટલું સમજવું જરૂરનું છે કે-બ્રહ્મચર્યના પ્રતાપથી સસારના દરેક મનુષ્યો ન્હાના મ્હોટા કાર્યો કરવાને શકિતમાન થઇ શકે છે જેટલા અશમા જે મનુષ્ય બ્રહ્મચર્યની રક્ષા વિશેષ કરે છે, તેટલા અશમા તે મનુષ્ય વિશેષ મહત્ત્વવાળા કાર્યો કરવાને શકિતમાન થઇ શકે છે શું સસારમા એવા પણ મનુષ્યો નથી જોવામા આવતા, કે જેઓ બિચારા પોતાના મોઢા ઉપર બેઠેલી માખને પણ ઉડાડવાને અસમર્થ હોય છે આનું કારણ શું છે ? આનુ કારણ એજ છે કે તેઓ બ્રહ્મચર્ય થી સર્વથા પાયમાલ થઇ ગયેલા હોય છે

**બ્રહ્મચર્ય એટલે શું ?**

હવે એ જણાવવું જરૂરનું થઇ પડશે કે-' બ્રહ્મચર્ય ' એ વસ્તુ શી છે ? અથવા ' બ્રહ્મચર્ય ' કહેવામા આવે છે કોને ? બ્રહ્મચર્યનો જો વ્યુત્પત્તિથી અર્થ કરવામા આવે, તો ' ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम् ' આત્મામા વિચરવું એનુ નામ ' બ્રહ્મચર્ય ' પણ આત્મામા વિચરવાનું કાર્ય ત્યારેજ થઇ શકે છે કે-જ્યારે વીર્યની રક્ષા કરવામા આવે છે અતએવ આપણે ' બ્રહ્મચર્ય ' શબ્દનો અર્થ અહિં ' વીર્યની રક્ષા ' એજ કરીશું અર્થાત્ વીર્યની રક્ષા કરવી, એનુ નામજ ' બ્રહ્મચર્ય ' છે ' पातञ्जलयोगसूत्र ' ના સાધનપાદના ૩૮ મા સૂત્રમા ...

યોવલાભ ' અર્થાત્ બ્રહ્મચર્યની પ્રતિષ્ઠાથી વીર્યનો લાભ થાય છે આની ટીકામા ભોજદેવ કહે છે —

यः किल ब्रह्मचर्यमभ्यस्यति तस्य तत्प्रकर्षान्निरतिशय वीर्यं सामर्थ्यमाविर्भवति। वीर्यनिरोधो हि ब्रह्मचर्यं तस्य प्रकर्षाच्छरीरेन्द्रियमनःसु वीर्यं प्रकर्षमागच्छति।

અર્થાત્—જે માણસ બ્રહ્મચર્યની રક્ષા કરે છે, તેને બ્રહ્મચર્યની વિશેષતાથી નિરતિશય વીર્ય–સામર્થ્યનો આવિર્ભાવ થાય છે વળી ' વીર્યનો નિરોધ ' એજ બ્રહ્મચર્ય છે તેના વધારાથી શરીર, ઇંદ્રિય અને મનમા વિશેષ શક્તિ પ્રાપ્ત થાય છે

આ ઉપરથી આપણે જોવાનુ એજ છે કે 'વીર્યની રક્ષા કરવી' એનુ નામજ બ્રહ્મચર્ય છે

બીજી રીતે ' બ્રહ્મચર્ય ' ની વિસ્તૃત વ્યાખ્યા આમ પણ કરી શકીએ કે–" સ્ત્રી યા પુરૂષે વિષયની ઇચ્છાથી એક બીજાને સ્પર્શ પણ ન કરવો ' સ્પર્શ ન કરવો, ' એટલુજ નહિ, પરન્તુ વિષયના વિચારને પણ પોતાના હૃદયમા સ્થાન ન આપવુ "

આ બ્રહ્મચર્યની પરાકાષ્ઠા તો ત્યારેજ માની શકાય કે જ્યારે વિષય સબધી–વિષયની ઇચ્છા સબધી કોઇ દિવસ સ્વપ્ન પણ ન આવે આટલી સ્થિતિએ પહોચનારજ બ્રહ્મચર્યની પરાકાષ્ઠાએ પહોચ્યો છે, એમ કહી શકાય અને આ સ્થિતિમા જેટની ન્યૂનતા, તેટલીજ બ્રહ્મચર્યમા ન્યૂનતા છે, એમ દરેકે સમજવું જોઇએ

**વીર્યરક્ષાની જરૂર**

આ બ્રહ્મચર્યની રક્ષા–વીર્યની રક્ષા સાધુ કે ગૃહસ્થ, બાળક કે વૃદ્ધ અથવા સ્ત્રી કે પુરૂષ–દરેકે કરવાની છે બીજા શબ્દોમા કહીએ તો વીર્યરક્ષા કરવી, એ આત્મરક્ષા કરવા બરાબર છે, કારણ કે–ધાર્મિક નિયમને બાજૂ ઉપર મૂકી વૈદ્યક નિયમથી જોવા જઇએ,

તોપણ વીર્યની અંદર ખાસ કરીને જીવ રહેલ છે વૈદ્યક ગ્રંથ ભાવ પ્રકાશમાં કહ્યું છે કે—

जीवो वसति सर्वस्मिन् देह तत्र विशेषत ।
वीर्ये रक्ते मले यस्मिन क्षीणे याति क्षय क्षणात् ॥

અર્થાત્—જીવ આખા શરીરમાં રહે છે તેમાં પણ વીર્ય, લોહી અને મળમાં તો વિશેષ કરીને રહે છે જે વખતે આ વસ્તુઓનો નાશ થાય છે, ત્યારે આત્મા પણ શરીરથી દૂર થાય છે

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે—આત્માને અને વીર્યને ઘનિષ્ઠ સબંધ છે સુતરાં, વીર્યના ક્ષયથી આત્મિક શક્તિની ન્યૂનતા થાય, એમાં કંઈ નવાઇ જેવુ નથી માટે કોઇ પણ શરીરધારી પ્રાણી એ—ખાસ કરીને મનુષ્યોએ વીર્યની રક્ષા કરવા માટે સાવધાન રહેવુ જોઇએ વાત પણ ખરી છે કે—વીર્ય, એ આપણા શરીરનો રાજા છે વીર્યની સત્તા અમુક એકજ સ્થાનમાં નથી રહેતી, પરન્તુ તેનુ સામ્રાજ્ય આખા શરીરની અંદર—માથાની શિખાથી લઇને પગની પાની સુધી—વ્યાપ્ત થઇને રહેલ છે ચરકસંહિતાના ચિકિત્સા સ્થાનના બીજા અધ્યાયમાં કહ્યુ છે—

रस इक्षौ यथा दध्नि सर्पिस्तैल तिले यथा ।
सर्वत्रानुगत देहे शुक्र सस्पर्शने तथा ॥
तत् स्त्रीपुरुषसयोगे चेष्टासकल्पपीडनात् ।
शुक्र प्रच्यवते स्थानाज्जलमार्द्रात् पटादिव ॥

અર્થાત્—જેવી રીતે શેલડીમાં રસ, દહિમાં ઘી અને તલમાં તેલ રહેલુ છે, તેવીજ રીતે આખા શરીર અને ચામડીમાં વીર્ય વ્યાપ્ત થઇને રહેલુ છે વળી જેમ ભીના કપડાથી પાણી નીતરે છે, તેમ સ્ત્રી-પુરૂષના સયોગથી તથા ચેષ્ટા, સંકલ્પ અને પીડનથી વીર્ય પોતાના સ્થાનેથી નીચે પડે છે

લગાર વિચારવા જેવું છે કે-શેલડીમાં રહેલો રસ, જ્યારે કોલુમાં પીલીને બહાર કાઢવામાં આવે છે, ત્યારે એ શેરડીની સુંદરતા નષ્ટ થઇને શું તેના કૂચા માત્ર નથી રહી જતા? દહિંમાં રહેલું સત્ત્વ-ઘી જ્યારે બહાર નિકળે છે, ત્યારે તેની પાછળ માત્ર છાશ રૂપે પાણી જ નથી રહેતું? અને તલમાંથી જ્યારે તેલ નિકળી જાય છે, ત્યારે તે તલના કૂચા માત્ર શું નથી રહેતા? તેવીજ રીતે આ શરીરના સત્ત્વસ્વરૂપ-શરીરના રાજારૂપ-જ્યારે વીર્યનો નાશ થાય, ત્યારે સત્ત્વવિનાની ધમણની માફક માત્ર શ્વાસોચ્છ્વાસ લેતું આ શરીરનું ખોખું જ રહી જાય, અને શક્તિથી સર્વથા હીન થઇ ગયેલ આ શરીરમાંથી પ્રાણુપખેરૂ પણ ઉડી જાય, તો તેમાં નવાઈ પામવા જેવું શું છે? એક મનુષ્ય સિંહની માફક ગર્જના કરતો જોવાય છે, ત્યારે બીજો એવો કમજોર અવાજનો હોય છે કે-પોતાનું બોલેલું પોતે પણ ભાગ્યેજ સાંભળે છે, એનું કારણ શું છે? એક માણસ વીસ વીસ પચીસ પચીસ મણ બોજાને સપાટાબંધ ઉઠાવીને ફેંકી દે છે, જ્યારે બીજો માણસ પાંચ શેર ભાર પણ ઉઠાવવાને અશક્ત હોય છે, એનું શું કારણ? એક માણસની મગજ શક્તિ એટલી બધી તીવ્ર હોય છે કે-તે એક એક કલાકમાં પચીસ પચીસ, પચાસ પચાસ કે સો સો શ્લોકો બહુ સહજથી કંઠસ્થ કરી શકે છે, જ્યારે બીજો પચીસ કલાકોમાં પણ પચીસ શ્લોકો કંઠસ્થ કરી શકતો નથી, આ બધાઓનું મૂળ કારણ શું છે? વીર્યરક્ષાનો સદ્ભાવ અને વીર્યરક્ષાનો અભાવ જેણે જેટલા અંશમાં વીર્યની રક્ષા કરેલી હોય છે, તે તેટલા અંશમાં વધારે મગજશક્તિવાળો હોય છે

અતએવ, આ ઉપરથી આપણે એમ સહજ સમજી શકીએ છીએ કે-વીર્યની રક્ષા કરવી-બ્રહ્મચર્યનું પાલન કરવું-એ મનુષ્યમાત્રને માટે જરૂરનું છે 'મનુષ્ય માત્ર' એ શબ્દથી અમે એમ કહેવા માગીએ છીએ કે-સ્વર્ગ-નરક, પુણ્ય-પાપ અને મોક્ષાદિની આસ્થાવાળાઓને તો બ્રહ્મચર્ય જરૂરનું છેજ, પરન્તુ જેઓ પુણ્ય-પાપ, સ્વર્ગ-નરક અને મોક્ષ આદિ પદાર્થોને નથી માનતા, અને જેઓ

માને આ સંસારનાજ સુખો (!) ને વાસ્તવિક સુખ માની ઐશ-આરામ કરવામાં મસ્ત રહે છે, એવાઓને પણ બ્રહ્મચર્ય પાળવું ખાસ કરીને આવશ્યક છે અને તેવા ધર્મતત્ત્વના અજાણ પુરૂષો બ્રહ્મચર્યની આવશ્યકતાને સ્વીકારે છે ખરા, એ આપણે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ અને તે ખરૂં જ છે કે શરીરનું નષ્ટ થવું, શરીરમાં અનેક પ્રકારના રોગો થવા, એ બાબતને આસ્તિક કે નાસ્તિક-ધર્મી કે અધર્મી-કોઈ પણ ભ્યારી ગણતું નથી અત, ધર્મની બાબતને બાજૂ ઉપર મૂકીએ, તો પણ બ્રહ્મચર્ય અર્થાત્ વીર્યની રક્ષા કરવી, એ દરેક માણસનું સૌથી પહેલામાં પહેલું અને જરૂરનું કર્ત્તવ્ય છે

બ્રહ્મચર્યના બે ભેદ.

મનુષ્યોમાં આપણે બે વિભાગ જોઈએ છીએ-સાધુ અને ગૃહસ્થ આ વિભાગોને લઈને જ શાસ્ત્રકારોએ બ્રહ્મચર્યના પણ બે વિભાગો પાડયા છે ૧ સર્વથા અને દેશત એટલે કે-સાધુઓએ સર્વથા બ્રહ્મચર્ય પાળવાનું છે, જ્યારે ગૃહસ્થોએ દેશત 'સર્વથા' એટલે કે—સંસારની કોઈ પણ સ્ત્રીની સાથેના વિષયથી દૂર રહેવું તે અને દેશત બ્રહ્મચર્ય તે કહેવાય છે કે-માત્ર પોતાની વિવાહિતા સ્ત્રીની સાથેના નિયમિત સંભોગથી સંતોષ માની બીજી બધી સ્ત્રિયોની સાથે માતા, બહેન કે પુત્રીતુલ્ય વ્યવહાર રાખવો આ બન્ને ભેદોને કેટલાકો 'મુખ્ય બ્રહ્મચર્ય' અને 'ગૌણ બ્રહ્મચર્ય' એ નામોથી પણ ઓળખાવે છે

સાધુ, એટલે કે-જેમણે સ્ત્રી, લક્ષ્મી, પુત્ર-પરિવાર વિગેરે સંસારની ઉપાધિયોથી વિરક્તતા ધારણ કરી દીક્ષા અંગીકાર કરેલી છે, અને જેઓ પોતાના અને પરના કલ્યાણને માટે ભિક્ષામાત્રથી પોતાનો નિર્વાહ ચલાવી પૃથ્વીમાં પરિભ્રમણ કરે છે, તેઓએ સંસારની સમસ્ત સ્ત્રીજાતિને માતા, બહેન અને પુત્રી તરીકે ગણી વિષય વાસનાઓથી સર્વથા દૂર રહેવું જોઈએ છે અને તે પ્રમાણે બ્રહ્મચર્ય

પાળે, તેજ ખરેખર સાધુ છે આવા સાધુઓએ પોતાના બ્રહ્મચય ની રક્ષાને માટે શાસ્ત્રકારોએ—જ્ઞાનિ પુરૂષોએ બાધી આપેલા કિલ્લાઓની અદર ખાસકરીને રહેલુ જરૂરનુ છે સસારમા સયોગો એવા બળ વાન્ હોય છે, કે તે અસર કર્યા વિના રહી શકતા નથી અગ્નિની પાસે રાખેલુ ઘી કયા સુધી જામેલુ રહી શકવાનુ હતુ ? સિહના મુખદ્વારમા મૂકેલુ મૃગ કયા સુધી જીવતુ રહી શકવાનુ હતુ ? અતએવ જે સાધુઓ પોતાના બ્રહ્મચર્યની રક્ષા કરવાની સપૂર્ણ ઇચ્છા રાખે છે, તેઓ તો કિલ્લાથી બહાર જવાનુ મન કદાપિ કરી શકતા નથી, સન્યાસિઓને—સાધુઓને લાકડાની પૂતળીને પણ પગ અડાડવાની શાસ્ત્રકારોએ મના કરી, એ શાને માટે ? તેમના બ્રહ્મચર્યની રક્ષાને માટે—વિષય-વાસનાની લગાર પણ અસર તેમને ન થાય, એટલા માટે શુ એવા સેકડો દૃષ્ટાન્તો સસારમા મૌજૂદ નથી કે—સ્રિયોના સહવાસથી ગમે તેવા અખડ બ્રહ્મચારી યોગિયોને પણ પોતાનો યોગ ડૂબાવી દેવાનો વખત આવી લાગેલો

એટલા માટેજ શાસ્ત્રકારો ઉદ્ઘોષણાપૂર્વક કહે છે કે—સર્વથા બ્રહ્મચર્ય પાળવાવાળા પુરૂષોએ—સાધુઓએ એવા સયોગોમા કદાપિ ન આવવુ—એનો વ્યવહાર કદાપિ ન રાખવો કે—જેથી પોતાના બ્રહ્મચર્યનો ભગ થવાનો પ્રસગ આવી પડે

બ્રહ્મચર્યના દશ સ્થાન

જો કે, સાધુઓ શીલસુગધથી હમેશા સુગધિત છે, સત્યર ત્નથી ધનાઢ્ય છે, સમભાવથી અલકૃત છે, નિસ્પૃહતામા મસ્ત છે, અસ્તેયભાવથી અસ્તકમાં છે અને અહિસા ધર્મના પાલનથી અહિ-સક છે, તોપણ તેઓ પોતાના બ્રહ્મચર્યમા કોઇ પણ વખતે સ્ખલિત ન થાય, તેને માટે ઉત્તરાધ્યયનસૂત્રના સોલમા અધ્યયનમા સ-માધિના દશસ્થાનો બતાવવામા આવેલા છે તે આ પ્રમાણેના છે—

ज विवित्तमणाइण्ण रहिअ थीजणेण य ।
बमचेरस्स रक्खट्ठा आलय तु निसेवए ॥

ખરી વાત છે કે-પૂર્વોક્ત ત્રણ ધવાળા સ્થાનમા રહેનાર સાધુનુ બ્રહ્મચર્ય રહેવુ અસભવિત નહિ, તો દુષ્કર અવશ્ય છે કારણ કે-સ્ત્રીના હાવ ભાવ-ચેષ્ટા વારવાર જોવામા આવે, અને તેનાથી ગાઢ રાગ ઉત્પન્ન થવાનો સભવ રહે છે અને જ્યારે મનુષ્યને ગાઢ રાગ ઉત્પન્ન થાય છે, ત્યારે તે હિતકારી વચનોને ભૂલી જઇ નાસ્તિકતાના વચનોને ઠીક સમજવા લાગે છે ધીરે ધીરે તેની સ્થિતિ એવી આવી જાય છે કે-

सत्य वच्मि हित वच्मि सार वच्मि पुन' पुन. ।
अस्मिन्नसारे ससारे सार सारगलोचना ॥

ઇત્યાદિ દુષ્ટભાવનાવાળો થઇ જાય છે અને મિથ્યાત્વના ઉદયથી તેની સેવામા મન લગાવી દે છે, એટલુ જ નહિ, પરન્તુ 'તીર્થકરોએ સ્ત્રીસેવનમા જે દોષો કહ્યા છે તે બરાબર હશે કે નહિ,' એવી પણ શકા તેના મનમા ઉત્પન્ન થઇ જવા પામે છે વળી તેના મનમા 'આ શુષ્ક આહાર-વિહાર-ભૂમિશય્યા અને કેશલુચનાદિ કષ્ટોનુ ફલ થશે કે નહિ' એવી પણ શકા ઉત્પન્ન થવાથી સ્ત્રીસેવન તરફ લક્ષ્ય દોડાવે છે ઇત્યાદિ અનેક પ્રકારના વિકલ્પો થવાની અને ખરાબ પરિણામ આવવાની સભાવના રહે છે, માટે સ્ત્રીના સસર્ગવાળા મકાનમા સાધુએ રહેવુ જોઇએ નહિ આવીજ રીતે પશુનો સસર્ગ સબધ-પણ સાધુના બ્રહ્મચર્યને નુકસાનકર્તાજ છે કારણ કે પશુઓને કઇ એવુ જ્ઞાન નથી હોતુ કે-અહિ મનુષ્યો ઉભા છે, માટે વિષયસેવન ન કરવુ અતએવ તેવા સ્થાનમા જો સાધુ રહે, તો પશુઓનો વિષયભોગ વારવાર તેના જોવાનો પ્રસગ આવે, અને તેથી મનોવૃત્તિ બગડવા પામે, અતએવ તેવા પશુઓના સસર્ગવાળા સ્થાનમા પણ રહેવુ નહિ અને નપુસકોનો સસર્ગ તો પ્રત્યક્ષસિદ્ધ ખોટો છેજ માટે આ ત્રણેના સસર્ગવાળુ સ્થાન સાધુઓને માટે ઉચિત ગણવામા આવ્યુ નથી

બીજુ સમાધિનુ સ્થાન કથા સબધી છે. એટલે કે-મનને

मनपल्हायजणणी कामरागविवड्ढणी ।
बम्भचेररओ भिक्खू थीकहं तु विवज्जए ॥

समं च संथवं थीहिं संकहं च अभिक्खणं ।
बम्भचेररओ भिक्खू निच्चसो परिवज्जए ॥

अंगपच्चंगसंठाणं चारुल्लविअपेहिअं ।
बम्भचेररओ थीणं चक्खुगिज्झं विवज्जए ॥

कुइअं रुइअं गीअं हसिअं थणिअकंदिअं ।
बम्भचेररओ थीणं सोअगिज्झं विवज्जए ।

हासं किड्डं रइं दप्पं सहसावत्तासिआणि अ ।
बम्भचेररओ थीणं नाणुचिंते कयाइवि ॥

पणिअं भत्तपाणं च खिप्पं मयविवड्ढणं ।
बम्भचेररओ भिक्खू निच्चसो परिवज्जए ॥

धम्मलद्धं मिअं काले जत्तत्थं पणिहाणवं ।
नाइमत्तं तु भुंजिज्जा बम्भचेररओ सया ॥

विभूसं परिवज्जिज्जा सरीरपरिमंडणं ।
बम्भचेररओ भिक्खू सिंगारत्थं न धारए ॥

सद्दे रूवे अ गंधे अ रसे फासे तहेव य ।
पंचविहे कामगुणे निच्चसो परिवज्जए ॥

ઉપરની દશ ગાથાઓમા દશ સમાધિના સ્થાનો બતાવવામા આવ્યા છે, તેમા પહેલુ સમાધિનુ સ્થાન **નિવાસ સ્થાન** છે અર્થાત્ –જે સ્થાન સ્ત્રી, પશુ અને નપુંસકના સબંધથી રહિત હોય, એવા નિરાળા–એકાન્ત સ્થાનમા બ્રહ્મચર્યની રક્ષા કરવાની ઇચ્છા રાખનાર સાધુઓએ નિવાસ કરવો જોઇએ

ખરી વાત છે કે-પૂર્વોક્ત સંબંધવાળા સ્થાનમા રહેનાર સાધુનુ બ્રહ્મચર્ય રહેવુ અસંભવિત નહિ, તો દુષ્કર અવશ્ય છે કારણ કે-સ્ત્રીના હાવ ભાવ-ચેષ્ટા વારંવાર જોવામા આવે, અને તેનાથી ગાઢ રાગ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે અને જ્યારે મનુષ્યને ગાઢ રાગ ઉત્પન્ન થાય છે, ત્યારે તે હિતકારી વચનોને ભૂલી જઈ નાસ્તિકતાના વચનોને ઠીક સમજવા લાગે છે ધીરે ધીરે તેની સ્થિતિ એવી આવી જાય છે કે-

सत्य वच्मि हित वच्मि सार वच्मि पुन' पुनः ।
अस्मिन्नसारे संसारे सार सारगलोचना ॥

ઇત્યાદિ દુષ્ટભાવનાવાળો થઇ જાય છે અને મિથ્યાત્વના ઉદયથી તેની સેવામા મન લગાવી દે છે, એટલુ જ નહિ, પરન્તુ 'તીર્થંકરોએ સ્ત્રીસેવનમા જે દોષો કહ્યા છે તે બરાબર હશે કે નહિ,' એવી પણ શંકા તેના મનમા ઉત્પન્ન થઇ જવા પામે છે વળી તેના મનમા 'આ શુષ્ક આહાર-વિહાર-ભૂમિશય્યા અને કેશલુંચનાદિ કષ્ટોનુ ફલ થશે કે નહિ ' એવી પણ શંકા ઉત્પન્ન થવાથી સ્ત્રીસેવન તરફ લક્ષ્ય દોડાવે છે ઇત્યાદિ અનેક પ્રકારના વિકલ્પો થવાની અને ખરાબ પરિણામ આવવાની સંભાવના રહે છે, માટે સ્ત્રીના સંસર્ગવાળા મકાનમા સાધુએ રહેવુ જોઇએ નહિ આવીજ રીતે પશુનો સંસર્ગ સંબંધ-પણ સાધુના બ્રહ્મચર્યને નુકસાનકર્તાજ છે કારણ કે પશુઓને કંઇ એવુ જ્ઞાન નથી હોતુ કે-અહિં મનુષ્યો ઉભા છે, માટે વિષયસેવન ન કરવુ અતએવ તેવા સ્થાનમા જો સાધુ રહે, તો પશુઓનો વિષયભોગ વારંવાર તેના જોવાનો પ્રસંગ આવે, અને તેથી મનોવૃત્તિ બગડવા પામે, અતએવ તેવા પશુઓના સંસર્ગવાળા સ્થાનમા પણ રહેવુ નહિ અને નપુંસકોનો સંસર્ગ તો પ્રત્યક્ષસિદ્ધ ખોટો છેજ માટે આ ત્રણેના સંસર્ગવાળુ સ્થાન સાધુઓને માટે ઉચિત ગણવામા આવ્યુ નથી

2 બીજુ સમાધિનુ સ્થાન કથા સંબંધી છે, એટલે કે-મનને

આહ્‌લાદ ઉત્પન્ન કરનારી અને કામરાગને વધારનારી એવી સ
કથા બ્રહ્મચર્યમાં લીન સાધુઓએ કરવી નહિ, તેમ સાભળવી પ
નહિ વાતો–વાર્તાઓ–કથાઓમા પણ એટલુ બધુ સામર્થ્ય રહે
છે કે–તે ઝટ મનુષ્યના મન ઉપર અસર કરી નાખે છે વૈરાગ્ય
વાતોથી મનુષ્યને વૈરાગ્ય થાય છે, જ્યારે કામોત્તેજક વાતો
મનુષ્યને દુર્વિચારો ઉત્પન્ન કરાવે છે માટે સ્ત્રિયોના રૂપ–લાવ
અને વેષાદિની વાતો સાભળવાથી અને કરવાથી સાધુઓએ હમે
દૂર રહેવુ જોઇએ

ત્રીજુ સ્થાન સ્ત્રીની સાથેના વ્યવહાર સબધી છે એ
કે–સ્ત્રીની સાથે પરિચય ન કરવો અર્થાત્–એક આસને બેસવુ ન
એકલી સ્ત્રીની સાથે વાર્તાલાપ કરવો નહિ, તેમ સ્ત્રિયોની સાથે વા
વાર બોલવા ચાલવાનો પણ પ્રસગ આવવા દેવો નહિ આ પ્રમાણે
વ્યવહાર રાખનારજ સાધુ બ્રહ્મચર્યની રક્ષા કરી શકે છે, કારણ કે
સ્ત્રિયોનો સ્વભાવ કુદરતી રીતે ચચળ હોય છે લગાર વાત કરવા
સ્ત્રીને છુટ આપી હોય, તો તે કલાકોના કલાકો સુધી પણ હઠે ના
અને એ પ્રમાણે વાતોની છુટના પરિણામે હાસ્યાદિ થવા લાગે
અને હાસ્ય થતા થતા તેની સાથે રાગ બધાઇ જવાનો પ્રસગ આ
લાગે છે માટે મૂલથીજ તેવો વ્યવહાર ન રાખવામા આવે,
તેવુ ખરાબ પરિણામ આવવાનો પ્રસગજ આવે નહિ

ચોથુ સ્થાન—દૃષ્ટિ સબધી છે, એટલે કે બ્રહ્મચારી સાધુ
એ દૃષ્ટિમા આવેલ સ્ત્રીનુ મસ્તક, મુખ, સ્તન, વાળ, બગલ વિગ
ધ્યાનપૂર્વક જોવા નહિ, તેમજ તેની સાથે મનોહર ભાષણ અ
નેત્રના કટાક્ષાદિ કરવાથી પણ દૂર રહેવુ જો કે ચક્ષુનો સ્વભાવ એ
છે કે–સ્હામે આવેલ વસ્તુને તે અવશ્ય દેખે છે, પરન્તુ બ્રહ્મચર્ય
રક્ષા કરનાર સાધુઓએ સ્ત્રીના અગ–પ્રત્યગને નિહાળી નિહાળી
જોવા નહિ અને સ્ત્રીના અગ ઉપર ગયેલ દૃષ્ટિને એવી રીતે પા
હઠાવી લેવી કે જેમ સૂર્યની સામે ગયેલી દૃષ્ટિને પાછી હઠા
લેવામા આવે છે

પાચમુ સ્થાન એ છે કે-કૂજિત, રૂદિત, ગીત અને હસિત વિગેરે વિષય સેવન સમયના શબ્દોને સ્તનિત શબ્દ કહેવામા આવે છે એ શબ્દો જો પોતાના કર્ણગોચર થાય, તો બ્રહ્મચર્યમા રમણ કરનાર સાધુઓએ તેને મનપર લાવવા નહિ

છઠ્ઠુ—પૂર્વાવસ્થામા સ્ત્રીની સાથે કરેલ હાસી, ક્રીડા, રતિ, સ્ત્રીના માનને નાશ કરવા માટે કરેલ ગર્વ અને સ્ત્રીને ત્રાસ ઉત્પન્ન કરવા માટે કરેલ નેત્રવિકારાદિને બ્રહ્મચર્યમા લીન સાધુએ કદાપિ યાદ કરવા નહિ, કારણ કે તે યાદ કરવાથી કામની ઉત્પત્તિ થાય છે અને તેવી બ્રહ્મચર્યનો ભગ થાય છે

સાતમુ—જે અહારમાથી ઘીના બિંદુ પડતા હોય, એવા આહારને પ્રણીતઆહાર કહેવામા આવે છે, એવો પ્રણીતઆહાર અને જલ્દી કામની વૃદ્ધિ કરે એવો આહાર સાધુઓએ વાપરવો નહિ

લગાર વિચારવાની વાત છે કે-વેપારી દેશ છોડી પરદેશમા જાય છે, ત્યા અનેક કષ્ટોને સહન કરે છે, ખાનપાનમા પણ ઘણો વિવેક રાખે છે, અને મનોમદિરમા એવી ભાવના કરે છે કે-' કેમ દ્રવ્ય એકઠુ કરીને સ્વદેશમા જાઉ, તેવી રીતે સાચો સાધુ, ગૃહસ્થનો વેષ છોડી સાધુવેષ ધારણ કરે છે, દેશને છોડી વિદેશમા વિચરે છે, અનેક પ્રકારના પરીષહોને સહન કરે છે, ' આત્મલક્ષ્મીને કેમ પ્રકટ કરૂ ' એ વિચારથી રસકસનો ત્યાગ કરી, બ્રહ્મચર્યરૂપ રત્નચિતામણિની રક્ષા કરવા મિષ્ટાન્ન પાનથી ઇચ્છાને દૂર કરી, કેવળ પેટ રૂપી ખાડો પૂરવાને માટે નિર્દોષ આહાર લે છે, અને હમેશા સાવધાન રહી વિચાર કરે છે કે-' સાધુ થવાનો મારો ઉદ્દેશ શો છે ? ઇન્દ્રિયનો નિગ્રહ અને શુદ્ધ બ્રહ્મચર્ય પાળવાનો છે' જે સાધુ ઉપર પ્રમાણે વર્ત્તન નથી કરતો, તે ખરેખર ભરબજારે લૂટાયો ગણાય છે માટે આહારની અસર જલદી થાય છે, એ વાત ધ્યાનમા લઇ બ્રહ્મચર્યની રક્ષા કરવાની ઇચ્છા રાખનાર સાધુઓએ ' પ્રણીત ' અને ' ગરિષ્ઠ '—જલદી કામને સતેજ કરે એવો—આહાર લેવો નહિ. હા, કોઇ ખાસ

કારણાનુસાર લેવો પડે, તો તે વાત જુદી છે, પણ શરીરની સુંદરતા વધારવાને, અથવા શરીરની પુષ્ટિ કરવાને માટે એવો આહાર લેવાની બિલકુલ મનાઇ કરેલી છે છતા, આવા કારણોથીજ જો કોઇ એવો આહાર વાપરે, તો તે ખરેખર નામનોજ-વેષનોજ સાધુ કહી શકાય, કેમકે ભાવપણે સાધુ નહિ ધર્મશાસ્ત્રકારો ધર્મગ્રંથોમા વાર વાર ઘી, દૂધ, મિષ્ટાન્ન, દહિ અને તેલ વિગેરે વિકૃતિઓ ( વિગઇઓ ) ખાવાની મનાઇ કરે છે જો કે ભલે ગૃહસ્થો તો ભક્તિના આવેશમા તેવી વસ્તુઓ જોઇએ તેટલી આપે, પરન્તુ આત્માર્થી સાધુઓએ તેનો વિચાર કરવો જોઇએ ગૃહસ્થો જેમ લક્ષ્મી કમાવાને ઘર છોડે છે, તેમ આત્માર્થી પુરૂષો શિવમંદિરમા જવા માટે ઘર છોડે છે માટે જે મનુષ્યો પોતાના મુખ્ય ઉદ્દેશને લક્ષમા રાખે છે, તેજ પોતાના વ્રત-નિયમાદિની રક્ષા કરી શકે માટે પોતાના બ્રહ્મચર્યવ્રતની રક્ષા કરવા ઇચ્છનારે એવા આહારથી સર્વથા દૂર રહેવુ જોઇએ

આઠમુ સ્થાન પરિમિત આહાર સબધી છે અર્થાત્-સ્વસ્થમનવાળા સાધુએ સયમની યાત્રા માટે સમયપર ભિક્ષાથી મળેલ નિર્દોષ-એવુ પરિમિત અન્ન વાપરવુ, પરન્તુ કારણ સિવાય વધારે આહાર કરવો નહિ અહિ ' કારણ સિવાય ' એ લખવાની મતલબ એ છે કે-લાંબો વિહાર કરવો હોય, અટવી ઉતરવી હોય અને મ્હોટી તપસ્યા કરવી હોય, તો પેટ ભરીને ખાવામા આવે, તો તેમા આજ્ઞાભગ નથી, પરતુ કોઇક સ્વાદિષ્ટ વસ્તુ ભિક્ષામા આવી હોય, અને તેના સ્વાદને લીધે જિહ્વેન્દ્રિયની લાલચથી ખૂબ ધાપી ધાપીનુ ખાય-માત્રાથી વધારે આહાર કરે, તો તેમા આજ્ઞાભગ બતાવેલ છે

આ વાતને લગાર ઊંડા ઉતરીને તપાસીએ, તો, આપણને જણાશે કે-ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે જો આહારવિહારાદિ કરવામા આવે, તો આપ રોગાદિ ઉપદ્રવથી જરૂર દૂર રહેવાય શાસ્ત્રકારો કહે છે કે-તમે તમારી હોજરીના-પેટના છ વિભાગ કરો —

अद्धमसणस्स सव्वजणस्स कुज्जा दवस्स दो भाए ।
वाऊपवियारणट्ठा छब्भाग ऊणग कुज्जा ॥

અર્થાત્—પેટના છ ભાગ કલ્પવા, તેમા ત્રણ ભાગ શાક રહિત ભોજનથી ભરવા, બે ભાગમા પાણી ભરવુ અને છઠ્ઠો ભાગ વાયુના પરિચાલન માટે ખાલી રાખવો અર્થાત્–ઉનોદરતા અવશ્ય રાખવી વળી કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રાચાર્ય** પણ **યોગશાસ્ત્રમા** કહે છે–'यो मित भुङ्क्ते स बहु भुङ्क्ते'–જે થોડુ ખાય છે, તે બહુ ખાય છે કારણ કે થોડુ ખાધેલુ અન્ન જલદી પચી જાય છે આ સિવાય અલ્પાહાર બીજા પણ ઘણા ગુણો ઉત્પન્ન કરે છે માટે અલ્પાહાર કરવો, એ બ્રહ્મચર્યની રક્ષા કરનારને બહુ જરૂરનો છે વળી તે અલ્પાહાર પણ ભિક્ષામા નિર્દોષ રીતે પ્રાપ્ત થયો હોય, તેજ કરવો, પરન્તુ નોતરે જમવા જવુ કે એકજ ઘરેથી આહાર લેવો નહિ સાધુને નોતરે ચઢવાથી કે એકજ ઘરેથી આહાર લેવાથી કેવા કેવા ગેરફાયદાઓ થાય છે, તે માટે મારા લખેલા ગુરુતત્ત્વદિગ્દર્શનને જોવા ભલામણ કરૂ છુ

નવમુ સ્થાન એ છે કે–બ્રહ્મચર્યમા લીન સાધુએ શૃગારને માટે વસ્ત્રાદિની **શોભા ન કરવી.** તેમ શરીરની શોભા વધે, એવી રીતે માથાના વાળ અને દાઢી વિગેરેને સમારવા માટે પણ પ્રયત્નો ન કરવા

સાધુ થયા પછી વસ્ત્ર, પાત્ર, કાબળ અને રજોહરણાદિ ઉપકરણો શા માટે રાખવામા આવે છે, એનો જો વિચાર સાધુને થતો હોય, તો તે કદાપિ તેના મોહમા પડે નહિ વસ્ત્ર, શીતાદિ ઋતુમા અગ્નિ વિગેરેની સેવા ન કરવી પડે, એટલા માટે રાખવામા આવે છે પાત્ર, ભોજનમા જીવ–જન્તુ ન આવી જાય,' એ જોવાની ખાતર અને અવસરે બીજા સાધુની સેવા પણ થાય એટલા માટે રાખવામા આવે છે કાબળ પણ જીવોની રક્ષા અને શીતાદિના નિવારણ માટે છે ઓસ પડતો હોય, ઝાકળ પડતી હોય, તમસ્કાય પડતા હોય

**તે વખતે** કામળ શરીર પર ઓઢવી જરૂરની છે તેમ જમીન પર પાથરવાના પણ કામમા આવે છે આવી જ રીતે રજોહરણાદિ પણ જીવોની રક્ષા માટે રાખવામા આવે છે હવે જો આ વસ્તુઓ ઉપર મોહ થાય, તો તેના પરિણામે તેનો ઉચિત ઉપયોગ ન કરતા સભાળી જ રાખવાનુ મન થઈ આવે વળી જે સાધુઓ શરીરની શોભા માટે વધુ ટાપટીપ કરે છે, તેઓ ખરેખર મહામોહની ચેષ્ટા કરે કારણુ કે–માથુ ઉઘાડુ, અને વાળવિનાનુ તેમ પગ ઉઘાડા, હવે શોભા શી કરવાની હતી ? શોભા અને વિભૂષા કરવાના મુખ્ય સ્થાનો તો બેજ–માથુ અને પગ છે, તે બે તો ખુલ્લા છે, તો પછી ખોટી ટાપટીપ શાને કરવી ? ખરૂ જોવા જઈએ તો આવી ટાપટીપ અતરગમા રહેલા કામનેજ સૂચવે છે માટે સાધુઓએ **શોભા અને વિભૂષાનો** પણ ત્યાગ કરવો

હવે સમાધિનુ દશમુ સ્થાન આ છે–બ્રહ્મચારી સાધુએ શબ્દ, રૂપ, ગધ,રસ, અને સ્પર્શ–આ પાચ પ્રકારના કામગુણોનો **હમેશા ત્યાગ કરવો.** શ્રોત્રેન્દ્રિયનો વિષય શબ્દ છે, તે શ્રોત્રેન્દ્રિયની વિદ્યમાન દશામા શબ્દ તો અવશ્ય કાનમા પડે છે, પરન્તુ ગધેડા અને ઊટના કઠોર શબ્દમા અને વીણાના સુમનોહર શબ્દોમા દ્વેષ–રાગ ન કરતા સમાન મનોવૃત્તિ રાખવી જોઈએ આવી જ રીતે પાચે ઇંદ્રિયોના વિષયો–પછી તે સારા કે નરસા–પ્રાપ્ત થાય, તેમા રાગદ્વેષ ન કરતા સમભાવે સહવા જોઇએ આ પ્રમાણે **કામ ગુણોને** પણ જીત્યા સિવાય સારી રીતે બ્રહ્મચર્ય પાળી શકાતુ નથી એ વાત સાધુઓએ ખાસ કરીને સ્મરણમા રાખવી જોઇએ

**હિંદુધર્મશાસ્ત્રની આજ્ઞાઓ–**

ઉપર પ્રમાણેના દશે સમાધિના સ્થાનો સમસ્ત દર્શનોના સાધુઓને ધ્યાનમા લેવા જેવા ધ્યાનમા લેવા જેવા છે, એમ જ નહિ, પરતુ તપાસ કરીએ તો શબ્દાન્તરથી દરેક દર્શનના સાધુઓને એવા ક્રિયાઓનુ પાલન કરવા માટે આજ્ઞાઓ પણ થએલી છે જુઓ, દક્ષસ્મૃતિના સાતમા અધ્યાયમા કહ્યુ છે —

ब्रह्मचर्य सदा रक्षेदष्टधा रक्षण पृथक् ।
स्मरण कीर्त्तन केलिः प्रेक्षण गुह्यभाषणम् ॥

सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ।
एतन्मैथुनमष्टाङ्ग प्रवदन्ति मनीषिणाः ॥ ३२ ॥

અર્થાત્—મૈથુન આઠ પ્રકારનુ છે–સ્મરણ, કીર્ત્તન, ક્રીડા, જોવુ, ગુહ્યભાષણ, સકલ્પ, અધ્યવસાય અને ક્રિયાની ઉત્પત્તિ ( કુચેષ્ટા ) આ પ્રમાણે મૈથુનના આઠ પ્રકાર કહેલ હોવાથી બ્રહ્મચર્યની રક્ષા પણ આ આઠે પ્રકારે કરવાની છે અર્થાત્–ઉપર્યુક્ત મૈથુનના આઠે પ્રકારોથી દૂર રહેવાથી જ બ્રહ્મચર્યનુ રક્ષણ થઇ શકે છે

આવીજ રીતે ઉશનસ્મૃતિના ત્રીજા અધ્યાયમા પણ કહ્યુ છે–

अनन्यदर्शी सतत भवेद् गीतादिनिःस्पृहः ।
नादर्श चैव वीक्षेत न चरेद्दन्तधावनम् ॥ ७० ॥

અર્થાત્— સાધુ સ્ત્રીઓ તરફ દષ્ટિ નાખે નહિ, ગીત વિગેરેથી નિસ્પૃહ રહે, આરીસામા મુખ દેખે નહિ અને દાતણ કરે નહિ– અર્થાત્ શરીરની શોભાનો પણ ત્યાગ કરે

વળી મનુજી પણ મનુસ્મૃતિના બીજા અધ્યાયમા કહે છે–

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥

અર્થાત્—માતા, બેન અને પુત્રીની સાથે મનુષ્યરહિત સ્થાનમા એકાસને બેસવુ નહિ, કેમકે બળવાન્ એવો ઇંદ્રિયોનો સમૂહ વિદ્વાન્ને પણ વિષય તરફ ખેંચે છે

આ પણ સમાધિનુ સ્થાન કે કિલ્લો નહિ, તો બીજુ શુ છે ?

આવીજ રીતે ભાગવતના અગીયારમા સ્કન્ધના ચૌદમા અધ્યાયમા પણ કહ્યુ છે—

*स्त्रीणां स्त्रीसंगिनां संग त्यक्त्वा दूरत आत्मवान् ।*
*क्षेमे विविक्त आसीनश्चिन्तयेन्मामतन्द्रितः ॥*

અર્થાત્—સ્ત્રીઓના અને સ્ત્રીના સગિઓનો પણ ત્યાગ કરીને આત્મહિતેચ્છુ પુરૂષ નિર્ભય-નિરૂપદ્રવ સ્થાનને વિષે રહે, અને અપ્રમાદિ રહીને મને ચિંતવે આજ સ્કંધમા આગળ ચાલતા એમ પણ કહ્યુ છે કે—

न तथाऽस्य भवेत् क्लेशो बन्धश्चान्यप्रसङ्गतः ।
योषित्सगाद्यथा पुंसो यथा तत्सगिसङ्गतः ॥ ३० ॥

અર્થાત્—સ્ત્રીના સગથી અને તેના સગીના પ્રસગથી જેવો ક્લેશ અને બધ થાય છે, તેવા પ્રકારનો અન્ય પુરૂષના પ્રસગથી ક્લેશ અને બધ થતો નથી

ઉપરની બાબતો ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે-સાધુઓને બ્રહ્મચર્યની રક્ષાને માટે, હિંદુધર્મશાસ્ત્રોમા પણ અમુક નિયમો પાળવાને માટે બતાવવામા આવેલુ છે જો કે આ સિવાય બીજા એવા ઘણા નિયમો છે, કે જે ઉપરના નિયમોને લગભગ મળતાજ છે, પરન્તુ તેની તેજ બાબતોનુ પિષ્ટપેષણ કરી, ગ્રંથગૌરવ કરવાનુ ઉચિત ન ધારતા માત્ર વાનકી રૂપે નિયમો બતાવવામા આવ્યા છે

બૌદ્ધધર્મશાસ્ત્રો શુ કહેછે ?

આવીજ રીતે બૌદ્ધધર્મગ્રંથોમા પણ બૌદ્ધસાધુઓને બ્રહ્મચર્યની રક્ષા માટે તેવા જ કેટલાક નિયમો બતાવવામા આવ્યા છે જેવા કે—

६ यो पन भिक्खु मातुगामेन सहसेय्य कप्पेय्य, पाचित्तिय ।

७ यो पन भिक्खु मातुगामस्स उत्तरिं छपञ्चवाचाहि धम्मं देसेय्य अञ्ञत्र विञ्ञुना पुरिसविग्गहेन, पाचित्तिय ।
( भिक्खु पातिमोक्ख, पाचित्तिया धम्मा, पृ–२९ )

અર્થાત્—જે કોઇ ભિક્ષુ, સ્ત્રીની સાથે એક સ્થાનમા શયન કરે, તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય, અને વિજ્ઞપુરૂષની ઉપસ્થિતિ સિવાય જે કોઇ સાધુ પાચ-છ વાકયોથી વધારે વાકયો કહીને સ્ત્રીને ધર્મોપદેશ પણ આપે, તો પણ તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય

કેટલી બધી સખ્ત મનાઇ ! બીજા ડાહ્યા પુરૂષોની ઉપસ્થિતિના અભાવમા સ્ત્રીને ધર્મોપદેશ આપવાની પણ મનાઈ કરી દીધી

આતો એકાન્તમા વાર્તાલાપ કરવાની વાત કહી, પર તુ બૌદ્ધોના ઉપરના જ ગ્રથમા ત્યા સુધી પણ કહેવામા આવ્યુ છે કે—

२१ यो पन भिक्खु असम्मतो भिक्खुनियो ओवदेय्य, पाचित्तिय।

२२ सम्मतोपि चे भिक्खु अत्थ गते सुरिये भिक्खुनियो ओवदेय्य, पाचित्तिय ।

२३ यो पन भिक्खु भिक्खुनुपस्सय उपसङ्कमित्वा भिक्खुनियो ओवदेय्य अञ्ञत्र समया, पाचित्तिय । ( पृ २८ )

અર્થાત્—જે કોઇ ભિક્ષુ સઘની સમ્મતિ લીધા સિવાય, સાધ્વિયોને ઉપદેશ આપે, તે પ્રાયશ્ચિત્તનો ભાગી છે વળી સઘની સમ્મતિ લઇને પણ જો સૂર્ય અસ્ત થયા પછી સાધ્વિયોને ઉપદેશ આપે, તો તે પણ પ્રાયશ્ચિત્તનો ભાગી છે તેમ કોઇ સાધુ, કોઇ સાધ્વીને કઇ રોગ થઇ ગયો હોય, એવા કારણને છોડીને, અર્થાત્ વગર કારણે સાધ્વિયોના સ્થાનમા ઉપસ્થિત થઇને તેણિયોને ઉપદેશ આપે, તો તે પ્રાયશ્ચિત્તનો ભાગી છે

આ સિવાય બીજા પણ કેટલાક નિયમો, સ્ત્રિયોનો વિશેષ

સંસર્ગ નહિ રાખવા માટે બૌદ્ધ ગ્રંથોમાં બતાવેલા છે. આ શાને માટે? કેવળ બ્રહ્મચર્યની રક્ષાને માટે. સ્ત્રિયોનો વિશેષ સંસર્ગ રાખનાર મનુષ્ય-સાધુ બ્રહ્મચર્યમાં અખંડ કદાપિ રહી શકે નહિ.

આવીજ રીતે બ્રહ્મચર્યની રક્ષાને માટે બૌદ્ધસાધુઓને ભોજનાદિમાં પણ વિચાર રાખવાના નિયમો ઉપર્યુક્ત ગ્રંથમાં બતાવવામાં આવ્યા છે. જેવા કે—

३१ अगिलानेन भिक्खुना एको आवसथपिण्डो भुञ्जितब्बो, ततो चे उत्तरि भुञ्जेय, पाचित्तिय।

३३ परम्परभोजने अञ्ञत्र समया, पाचित्तिय।

३७ यो पन भिक्खु विकाले खादनीय वा भोजनीय वा खादेय्य वा भुञ्जेय्य वा, पाचित्तिय।

(पृ २९-३०)

અર્થાત્—અપીડિત સાધુએ આવસથપિંડનું (આવસથ, એ બૌદ્ધોના સાંકેતિક વિશ્રામગૃહનું નામ છે) એકજવાર ભોજન કરવું. જો તેથી અધિક ભોજન કરે, તો તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય. વળી પીડાદિના ખાસ કારણ સિવાય, વારંવાર ભોજન કરનાર સાધુ પણ પ્રાયશ્ચિત્તનો ભાગી થાય, અને જો કોઈ સાધુ સમય સિવાય-અકાલે-ખાદ્ય વસ્તુ ખાય અને ભોજ્ય વસ્તુનું ભોજન કરે, તો પણ તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય.

આ પ્રમાણે ઘી, દૂધ, દહિં, તેલ અને ગોળ વિગેરે ગરિષ્ઠ પદાર્થો પણ બૌદ્ધ સાધુઓને ખાવાનો નિષેધ કરવામાં આવેલો છે.

આ બધાએ નિયમો કેવલ બ્રહ્મચર્યની રક્ષા માટેજ બાંધવામાં આવેલા છે. કોઈ પણ રીતે ઇંદ્રિયોને ઉત્તેજન ન મળે અને વિના પ્રયાસે ઇંદ્રિયોનું દમન થઈ શકે, તેનેજ માટે આ બધા નિયમોની રચના થયેલી છે. જેઓ આ નિયમોનું ઉલ્લંઘન કરે છે-નિયમોને

પાળતા નથી, તેઓ ચોખ્ખી રીતે મન-વચન-કાયાથી બ્રહ્મચર્ય પાળી શકતા નથી

સાધુધર્મનુ ભૂષણ એક બ્રહ્મચર્યજ છે

સાધુઓને માટે આટલી બધી સખ્તાઈ કરવાનુ કારણ એજ છે કે-તેઓને પોતાના ચારિત્રનુ-સાધુત્વનુ આભૂષણજ **બ્રહ્મચર્ય** છે હજારો પ્રકારની તીવ્ર ક્રિયાઓ કરવામા આવતી હોય, કેશનો લોચ કરવામા આવતો હોય, કઠિન તપસ્યાઓ કરવામા આવતી હોય, અથવા ગગાકિનારે જઈ પચાગ્નિના કષ્ટો સહન કરવામા આવતા હોય, પરતુ તેજ સાધુમા જો એકજ બ્રહ્મચર્યનો અભાવ હોય, તો તેની તે તમામ ક્રિયાઓ વ્યર્થજ છે-નકામી છે બ્રહ્મચર્યથી પરિભ્રષ્ટ થએલ સાધુ પોતાના આ જીવનને બગાડે છે અને ભવિષ્યની જિદગીમા પણ તેને નરકાદિના કષ્ટો ભોગવવા પડે છે **શતાતપસ્મૃતિ**ના ૧૯ મા અધ્યાયમા કહ્યુ છે—

> यस्तु मन्त्रजितो भूत्वा पुनः सेवेत मैथुनम् ।
> षष्टिवर्षसहस्राणि विष्ठाया जायते कृमिः ॥ ६० ॥

અર્થાત્-દીક્ષા લીધા પછી-સન્યાસી થયા પછી જે મનુષ્ય પુન વિષયસેવન કરે છે, તે સાઠ હજાર વર્ષો સુધી વિષ્ઠામા કીડો થાય છે

આવી રીતે દરેક ધર્મશાસ્ત્રોએ બ્રહ્મચર્યભગના ભયકર દુખો બતાવ્યા છે અને વાત પણ વાસ્તવિક છે કારણ કે સાધુ અવસ્થા, એ ઉચ્ચ કોટીની અવસ્થા છે એવી અવસ્થા ધારણ કર્યા પછી, જો અદરખાનેથી એવુ નીચતા ભરેલુ કાર્ય કરે, તો પછી તેનાથી બીજુ ઘોર પાપ કયુ હોઇ શકે ? ખરેખર, જેઓ સાધુનો વેષ ધારણ કરી-સાધુપણુ લઇ બ્રહ્મચર્યનો ભગ કરે છે, તે ઓકેલાને ચાટવા બરાબર કાર્ય કરે છે જે વસ્તુ ત્યાગી દીધી, તેનો ઉપયોગ કરવો, એ ઓકેલાને ચાટવા બરાબર નહિ, તો બીજુ શુ કહી શકાય ?

ગમે તે દર્શનના અને ગમે તે જાતના સાધુઓ હશે, પરન્તુ તેઓને માટે બ્રહ્મચર્ય પાળવાનો તો એક સરખોજ કાયદો બતાવેલ છે કોઇ પણ દર્શનકારે કોઇ પણ સાધુને વિષયસેવનની છૂટ આપી નથી હિંદુ ધર્મમાં કુટીચક, બહુદક, હંસ અને પરમહંસ, એમ સંન્યાસિયોના ચાર ભેદો છે ખરા, અને ચારેના આચારોમા પણ ભેદ છે, પરન્તુ તેઓમા પણ બ્રહ્મચર્યનો ભેદ નથી, એટલે બ્રહ્મચર્ય તો હરેક સાધુએ પાળવું જ જોઇએ જૈન સાધુઓની અમુક અમુક ક્રિયાઓમા સખ્તાઇ બતાવી છે, કે તમારે આ ક્રિયા અવશ્ય કરવી. જેમકે લોચ લોચ કરવાની દરેક સાધુને આજ્ઞા કરી, પરન્તુ તેમા પણ રોગાદિ કારણે છૂટ આપી, કિન્તુ બ્રહ્મચર્યમા છૂટ જોઇને પણ ન આપી અર્થાત્-બ્રહ્મચર્ય તો ગમે તેવી અવસ્થામા પાલન કરવું જ, એમ ફરમાવ્યું

વળી જે સાધુ સર્વથા બ્રહ્મચર્ય પાલન કરે છે અને પોતાના વીર્યનો કોઈ પણ રીતે નાશ કરતો નથી, તે સાધુમા શારીરિક અને માનસિક-બન્ને પ્રકારની શક્તિઓ એવી સરસ પ્રાપ્ત થાય છે, કે તેને કોઇ દિવસ કોઇ પણ રોગ માટે દવા લેવાની જરૂર પડતી નથી દવા લેવાની જરૂર તો દૂર રહી, પરન્તુ ધારેલું કામ પણ મજાહથી કરી શકે છે પરન્તુ આજકાલની સ્થિતિ તરફ ધ્યાન આપીએ છીએ, ત્યારે કેટલાક નામધારી સાધુઓ-સંન્યાસિયોના બ્રહ્મચર્ય માટે ખરેખર આપણને શંકા થયા વિના રહેતી નથી અશક્તિ, ઉધરસ, દમ, છાતીનો દુખાવો, મગજનું ખાલી થવું—વિગેરે કારણોને આગળ ધરી જ્યાં ત્યાં સાધુઓ-સંન્યાસિયો ચંદ્રોદય, વસન્તમાલતી, મોતીની ભસ્મ, તામ્રભસ્મ અને યાકૂતિ વિગેરે દવાઓનું સેવન કરતા જોવાય છે, એટલું જ નહિ પરંતુ તેના ઉપર દૂધ, મલાઇ વિગેરે પૌષ્ટિક પદાર્થો, કે જે પદાર્થો સાધુઓને માટે ખાસ નિષેધેલા છે, તેનું સેવન કરે છે આનું કારણ શું હોવું જોઇએ ? જો તેઓ પોતાના વીર્યનો નાશ ન કરતા હોય અને તેઓની બ્રહ્મચર્યનો ભંગ કરવાની ઇચ્છા ન હોય-કામસેવનની ઇચ્છા ન હોય, તો એવી દવાઓ

અને તે દવાઓના ઉપર એવા પ્રકારના ગરિષ્ઠ પદાર્થોનુ સેવન કરે ખરા ? અરે, તે દવાઓ કરતા વીર્યની રક્ષા શુ કમ શક્તિ આપનાર છે ? કદાપિ નહિ વીર્યરક્ષાથી કોઇ પણ પ્રકારના રોગને આવવાનો અવકાશ મળતો નથી, એટલુ જ નહિ પરન્તુ, ઘર કરીને રહેલા શ્વાસ કાસ, ક્ષય અને પ્રમેહાદિ રોગો પણ વીર્યની રક્ષાથી જલદી દૂર થઇ જાય છે પરન્તુ દુ ખનો વિષય છે કે-મનુષ્યો બ્રહ્મચર્યની રક્ષા કરી શકતા નથી ખરી રીતે તો બ્રહ્મચારીને દવા ખાવવાની પણ જરૂર નથી તેમ હવા બદલવાને માટે જ્યા ત્યા દોડ-ધામ કરવાની પણ જરૂર રહેતી નથી આથી એમ કહેવાનુ નથી કે હવા-પાણી શરીર-રક્ષામા કારણભૂત નથી કારણભૂત અવશ્ય છે પણ ગમે તેવી સુ દર હવામા જવા છતા પણ જો રોગી માણસ વીર્યની રક્ષા ન કરે, અને ગમે તે રીતે વીર્યનો ક્ષય કરે, તો તે હવા-પાણી નુ લાભ કરવાના હતા ? માટે ઉપરના નિયમો ધ્યાનમા લઇ દરેક સાધુઓ અને સાધ્વિયોએ પોતાના શરીરની અને ચારિત્ર્યની રક્ષાને માટે બરાબર બ્રહ્મચર્ય પાલન કરવુ જોઇએ

ગૃહસ્થોએ પાળવાનુ બ્રહ્મચર્ય

હવે આપણે ગૃહસ્થોને પાળવાના બ્રહ્મચર્ય તરફ ધ્યાન આપીશુ ગૃહસ્થોની ગૃહસ્થાઇનુ મૂલ પણ બ્રહ્મચર્ય જ છે અર્થાત્ તે ગૃહસ્થો પણ જો પોતાના અધિકારમા રહે-પોતાની મર્યાદામા રહે, તોજ ગૃહસ્થાવસ્થાનુ ઉચિત સુખ અનુભવી શકે છે અન્યથા, તેઓ પણ પોતાની જિ દગીને ઘણીજ દુ ખી અવસ્થામા વ્યતીત કરે છે સ સારમા જન્મ ધારણ કરીને જે મનુષ્યો પોતાની મર્યાદામા નથી રહેતા અને મર્યાદાનુ ઉલ્લ ઘન કરે છે, તેઓ ભય, શોક અને ચિ તામાજ રાતદિવસ પોતાનુ જીવન વ્યતીત કરે છે એવા ઘણા મનુષ્યોને આપણે જોઇએ છીએ કે-જેઓ આખી જિ દગી સુધી બિચારા પોતાના શરીરનુ સુખ જોઇ શકતા નથી આનુ કારણ એટલુ જ છે કે— તેઓ, જન્મથી લઇને પોતાને જેવી રીતે રહેવુ જોઇતુ હતુ, તેવી રીતે રહી શક્યા નથી હોતા એટલા માટે તો ખાસ કરીને એ કહે-

વામા આવે છે કે—મનુષ્યે પોતાની જિંદગીનો પાયો એવો મજબૂત બનાવવો, કે જેથી આખી ઇમારતને–જિંદગીને કોઇપણ વખતે કોઈ પણ જાતના ભયમા ઉતરવાનો પ્રસગ આવેજ નહિ મકાનો બનાવનાર જેમ પાયો મજબૂત બનાવે છે, તેમ આ જીવનનો પાયો વીર્ય રક્ષાથી ખૂબ મજબૂત બનાવવો જોઇએ અને એવા હેતુથીજ હિંદુ ધર્મશાસ્ત્રોમા મનુષ્યની જિંદગીના ચાર વિભાગ પાડી, તે પ્રત્યેક વિભાગમા એક એક આશ્રમ દાખલ કરેલુ [illegible] જેમાનુ પહેલુ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમ રાખ્યુ છે

**વીર્યની રક્ષા કમમા કમ ક્યા સુધી કરવી ?**

અમુક વર્ષ સુધી બાળકોને ગુરૂસમાગમમા રાખી બ્રહ્મચર્ય પળાવવા પૂર્વક વિદ્યા સપાદન કરાવવી, એનુ નામ **બ્રહ્મચર્યાશ્રમ** છે આ બ્રહ્મચર્યાશ્રમ અથવા બ્રહ્મચર્યાવસ્થા પ્રમાણે વર્તાવ કરનારા અત્યારે કેટલા મનુષ્યો છે ? પહેલા એ નિયમ હતો કે–માતાપિતાઓ પોતાના બાળકોને આઠ વર્ષ સુધી પોતાની પાસે રાખી, તે પછી પચીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસ માટે ગુરૂ પાસે રાખતા હતા ત્યા તેઓ બ્રહ્મચર્યની રક્ષાપૂર્વક વિદ્યાભ્યાસ કરતા હતા હિંદુધર્મ શાસ્ત્રના 'છાદોગ્ય ઉપનિષદ્' નો અભિપ્રાય છે કે—

"પાચ વર્ષની વય સુધી માતા પાસે રહીને અને ૮ વર્ષની વય સુધી પિતા પાસે રહીને, પછી ૯ થી વધારેમા વધારે ૪૮, ૪૪, ૪૦, ૩૬, ૩૦ અથવા છવટ ૨૫ વર્ષની વય સુધી પુત્રે, તથા ૯ થી ૨૪, ૨૨, ૨૦, ૧૮ કે છેવટ ૧૬ વર્ષની વય સુધી પુત્રીએ, ગુરૂ પાસે જિતેન્દ્રિય રહીને વિદ્યા સપાદન કરવી, અને એજ પુત્ર તથા પુત્રી વિદ્વાન્ થઇને ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સર્વ વ્યવહારને યથાર્થ ભોગવી પરમાનદની પ્રાપ્તિ કરી શકે "

ઉપનિષદ્‌ના ઉપર્યુક્ત અભિપ્રાય ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે–પુરૂષે ઓછામા ઓછુ ૨૫ વર્ષ સુધી અને સ્ત્રીએ ઓછામા ઓછુ ૧૬ વર્ષ સુધી બ્રહ્મચર્ય અવશ્ય પાળવુ જોઇએ

ઉપનિષદ્‌ના ઉપર્યુક્ત અભિપ્રાય પ્રમાણે ચાલનાર મનુષ્ય, પોતાના શરીરને એટલુ બધુ મજબૂત-દૃઢવીર બનાવી શકે છે, કે ભવિષ્યમા તેને કંઈપણ નુકસાન ઉઠાવવુ પડતુ નથી બ્રહ્મચર્ય પાળવાનો આ નિયમ શરીરશાસ્ત્રના નિયમને તદ્દન મળતો છે, કારણુ કે-શરીરશાસ્ત્રના નિયમ પ્રમાણે કહેવાય છે કે-" મનુષ્યના શરીરમા સાત ધાતુઓ રહેલી છે ૧ રસ, ૨ રૂધિર, માસ, ૩ મજ્જા, ૫ મેદ, ૬ અસ્થિ અને વીર્ય આ સાતે ધાતુઓમા પચીસ વર્ષ સુધી વધારો થતો રહે છે અને ૨૫ થી ૪૦ વર્ષની વય સુધી યૌવનનુ પોષણ થઇ સર્વ ધાતુઓ પુષ્ટ થાય છે અને તેટલી ઉમરે શરીરનુ દૃઢ, બાંધો બરાબર બધાઈ રહે છે અને પછી તેમા ક્ષીણતા થવા માડે છે જે ધીરે ધીરે લગભગ નો વર્ષે આ શરીરનો નાશ થાય છે "

જૈનધર્મશાસ્ત્રો પણુ ઉપરનાજ નિયમને અનુકૂલ નિયમ બતાવે છે જૈનાગમોમા પણ ઠેકાણે ઠેકાણે 'जोव्वणगमणमणुपत्ता' એવુ વચન પ્રાપ્ત થાય છે અર્થાત્ જ્યારે સ્ત્રી અને પુરૂષ યૌવનાવસ્થાને પ્રાપ્ત થાય, ત્યારે તેમનુ લગ્ન કરવુ વળી 'પ્રવચનસારોદ્ધાર' મા કહ્યું છે કે-' સોલ વર્ષની સ્ત્રી અને ૨૫ વર્ષના પુરૂષના સયોગથી જે સતાન ઉત્પન્ન થાય છે, તેજ બલિષ્ઠ થાય છે ( આ વાક્યોથી બાળલગ્ન અને વૃદ્ધવિવાહનો પણ નિષેધ થાય છે )

આ નિયમને ધ્યાનમા લેનારને ચોક્કસ જણાઇ આવશે કે-૨૫ વર્ષ સુધી તો શરીરનો બાંધો બધાતોજ રહે છે આ અવસ્થામા તેના નાશના ઉપાયો લેવામા આવે, એ કુદરતના કાયદાનો ભગ કર્યા બરાબરજ નહિ, બલ્કિ કુદરતની સ્હામે યુદ્ધ કરવા બરાબર શુ નથી થતુ ? જે વખતે તળાવમા પાણી ભરાતુ હોય, તેજ વખતે બીજી તરફ પાણીને જવાનો માર્ગ ખુલ્લો કરી આપનાર શુ કોઇ કાળે પણુ ભરેલુ તલાવ જોવાને ભાગ્યશાળી થઇ શકે તેમ છે ? કેરી ખાવાની ઇચ્છાવી આંબો વાવ્યો અને જે વખતે તેની જડ મજબૂત થતી જાય છે, તેજ વખત તેના ઉપર કુહાડીના ઘા કરનાર

કેરીનો રસ ખાઇ શકવાનો હતો કે ? વર્ત્તમાનમા બ્રહ્મચર્યના શા હાલ-હવાલ વઇ રહ્યા છે, તેનુ લગાર અવલોકન કરો બાળક આઠ કે દશ દશ વર્ષની ઉમ્મરમા થતા થતા તો તે એવી કુટેવોમા પડી જાય છે કે-તે એટલી ન્હાની ઉમ્મરથીજ વીર્યનો ક્ષય કરવા લાગી જાય છે, જ્યારે કેટલાકને તેટલીજ ન્હાની ઉમ્મરમા એના માતાપિતાઓ લગ્નની ગાઠમા બાધી કોઇ બિચારી ઢીંગલી જેવી છોડીનો પતિ બનાવવાનુ સૌભાગ્ય (!) મેળવી આપે છે પછી જોઇ લ્યો, આ ઢીંગલા -ઢીંગલીની રમતનુ પરિણામ ચૌદ કે ૫૬૨ વર્ષની ઉમ્મર થતા થતા તો તે છોકરો, કુતરીના ગલુડિયા જેવા બચ્ચાનો બાપ બની બેસે છે અને પેલી કાચી કળી જેવી ૧૬-૧૭ વર્ષની બાળા છોકરાની મા થઇને બેસે છે આથી વધુ અફસોસનો વિષય બીજો કયો હોઇ શકે શારીરિક સ્થિતિયોને જાણનારા પૂર્વ પુરૂષો-શુશ્રુત જેવા આચાર્યો ઓછામા ઓછા ૨૫ થી ૪૦ વર્ષની વયનેજ સસારમા પડવાનો-ગૃહસ્થાશ્રમ ઉઠાવવાનો અર્થાત્ લગ્ન કરવાનો સમય બતાવે છે, જ્યારે આજકાલ છોકરાના બાપ થવાની ઉમેદવારી કરનારા ઉમેદવારો ચૌદ ચૌદ કે ૫ દર ૫ દર વર્ષની વયે તે ઉમેદવારીમા ખાસુ સર્ટિફિકેટ મેળવે છે, આ જમાનાની બલિહારી નહિ તો બીજુ શુ ? જેનુ વીર્ય હજૂ બરાબર બધાવુ તો ગરૂએ નથી થયુ, એવા વીર્યથી ઉત્પન્ન થયેલ બાળક કેટલુ દીર્ઘજીવી અને તાકાદવાળુ હોઇ શકે, એનો સહજ ખ્યાલ આવી શકે તેમ છે ખરી રીતે તો સુપ્રસિદ્ધ ગ્રથ ચરકના મત પ્રમાણે—

ऊनषोडशवर्षायाममाप्त पचविंशतिम् ।
यद्याधत्ते पुमान् गर्भं कुक्षिस्थ स विपद्यते ॥ १ ॥
जातो वा न चिर जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रिय ।
॥ २ ॥

સોલ વર્ષ સુધી બ્રહ્મચર્ય નહિ પાલન કરવાવાળી સ્ત્રી, યદિ, પચીસ વષ સુધી બ્રહ્મચર્ય નહિ પાળવાવાળા પુરૂષથી ગર્ભ ધારણ કરે, તો તેથી સતાન ઉત્પન્ન વતુ નથી, અને કદાચિત્ સતાન ઉત્પન્ન

થાય, તો તે દીર્ઘાયુવાળું નથી થતું અર્થાત્ તે બાળક શીઘ્ર મરી જાય છે અને કદાચ આયુષ્યની પ્રબલતાથી થોડા વર્ષો સુધી જીવે, તોપણ દુર્બલેન્દ્રિય-કમતાકાદવાળું તો અવશ્ય રહે છે

**વર્તમાનકાળના સુધારા અને છોકરાઓની સ્થિતિ**

વાત તદ્દન સાચી છે કે-અપરિપક્વ વીર્યથી ઉત્તમ સંતાન ઉત્પન્ન કરવાની આશા એરીજ અસંભવ અને વ્યર્થ છે કે-જેમ, સડી ગયેલું બી વાવીને ઉત્તમ અનાજ પેદા કરવાની આશા વ્યર્થ છે માટે ખરી રીતે છોકરાના માતા-પિતાઓએજ એ વાતનું વધારે લક્ષ્ય રાખીને કમમાં કમ પચીસ વયની ઉમર સુધી બ્રહ્મચર્ય પળાવ્યા પહેલા કદાપિ પોતાના બાળકોને લગ્નના પંજામાં નાખવા જોઇએ નહિ પણ, આથી વધારે ખેદનો વિષય કયો હોઇ શકે કે-જે માતા-પિતાઓ પોતાના બાળકોના સુખને માટે હરવખતે ઉભાજ રહે છે, તેજ માતાપિતાઓ માત્ર પોતાના છોકરાની વહુનું મોઢું જોવાની ઇચ્છા પૂર્ણ કરવાની ખાતર, પોતાના તેજ પ્યારા બચ્ચાની આખી જિંદગીના સુખ ઉપર પાણી ફેરવતા લગાર પણ આંચકો ખાતા નથી આવી બાલ્યાવસ્થામાં લગ્ન કરવાથી શું પરિણામ આવશે, એનો કંઇ પણ વિચાર ન કરતા, કેવળ પોતાની ઇચ્છા તૃપ્ત કરવાને તત્પર થઇ જાય છે પાછળથી જ્યારે છોકરો મગજના રોગથી પીડાય છે, ક્ષયના રોગથી દુઃખી થાય છે, હાથ પગ ગળી જાય છે, છાતીમાં દુખાવો થાય છે, અને અનેક પ્રકારના રોગો તે છોકરાના ઉપર આક્રમણ કરે છે, ત્યારે તે છોકરાને ધાતુઓની ભસ્મ ખવરાવે છે અને તેની સાથે દૂધના કાઢા કરી કરીને પાય છે પણ પેલો છોકરો અંદરખાનેથી પોતાના શરીરનું શું સત્યાનાશ વાળે છે, એની દરકાર કોણ કરે છે? શરીરની આવી સ્થિતિમાં પણ સ્પષ્ટ કે શબ્દાન્તરથી કહીને પણ તે છોકરાને પેલી ઢીંગલીના પાસે જવું બે-ચાર વર્ષને માટે પણ કયા બંધ કરાવે છે? શરીરમાંથી નીચોવી નીચોવીને વીર્યનો નાશ થતોજ રહેતો હોય, તો પછી તેના શરીરને કેશરિયા દૂધ કે ભસ્મો શું લાભ કરી શકે

વાના હેતા ? બાલ્યાવસ્થામા વિષયસેવનની મર્યાદાને નહિ સમજ નારા અને સ્રીને દેખીને ઘેલા થઇ જનારા બાળકો, શુ પરણ્યા પછી થોડીજ મુદતમા પોતાના આયુષ્યની ' ઇતિશ્રી ' કરનારા આપણે નથી જોયા ? શુ એવા આપણે યુવકો નથી જોતા કે-જેઓ શરીર માથી વીર્યનો નાશ થઇ જવાથી જ્યા ત્યા માસિકો અને વર્તમાન પત્રોમા વીર્યવર્ધક દવાઓનીજ જાહેર ખબરો વાચતા ફરે છે ? શુ એવા યુવકો આપણા જોવામા નથી આવતા, કે જેઓ, વિષય સેવનની મર્યાદાને તિલાજલિ આપી પોતાની સ્રીથી પણ સતોષ ન માની દારૂડીયાની માફક જ્યા ત્યા રખડતા ફરે છે ? ધીરે ધીરે આવા મનુષ્યોની એવી સ્થિતિ આવી જાય છે કે-જેઓ કોઇના પણ અકુશમાં રહેતા નથી અને એવી નિરકુશતા પ્રાપ્ત કર્યા પછી, ધીરે ધીરે દારૂ અને માસ સુધી પણ પહોચી જાય છે

આતો આપણે પરણેલાઓની વાત કરી, પણ વગર પરણેલા યુવકોની પણ દુર્દશા જોવામા આવે છે, એ પણ કઇ કમ નથી વગર પરણેલા યુવકોના શરીર અને મન એવા મજબૂત હોવા જોઇએ કે તેઓને તેમના અભ્યાસ વગેરેમા જરાપણ ખામી આવી શકે નહિ પણ અત્યારની સ્થિતિ આથી બિલકુલ ઉલટી જોવાય છે એકાદ કૅાલેજ કે હાઇસ્કૂલમા જઇને ઉભા રહો, અથવા ગુજરાતી સ્કૂલોમા ભણતા ઉચ્ચા ધોરણના વિદ્યાર્થિઓની શકલોને નિહાળો-પીળા પચકી ગયેલા, મોઢા ઉપર પડી ગયેલી કરોચળીયો વાળા, કમરમાથી વાકા વળી ગયેલા, કા તો ચસમા પહેરેલા અથવા પુસ્તકને આખ પાસે લઇ જઇને વાચનારા અને લગાર માત્ર પરિશ્રમથી લમણે હાથ દઇને બેસનારાજ યુવકો આપણા જોવામા આવશે આની સાથેજ સાથે તેમના આતરજીવનનને જો તપાસવામા આવે, તો કોઇને પ્રમેહનો રોગ હશે, તો કોઇને ધાતુનુ દાૈર્બલ્ય હશે, કોઇને સ્વપ્ન દોષ હશે, તો કોઇને અશક્તિ હશે, કોઇને છાતી દુખતી હશે, તો કોઇના મગજમા કીડો ભરાઇ ગયો હશે, કોઇને ચાની હશે, તો કોઇને વિસ્ફોટક હશે, એમ એકને એક રોગથી ઘેરાયલાજ હશે અરેરે, પહાડને પણ પાડુ

મારવાની શકિત રાખનારી યુવાનીમા અમારા આ વગર પરણેલા અને કેલવણીના કીડા ગણાતા યુવાનોના આવા હાલહવાલ ! દેશના ઉદ્ધારની આશા જેમના ઉપર આખી જનતા રાખી રહેલ છે અને જેઓ હિંદના ભવિષ્યના ચળકતા હીરા જણાય છે, એઓના આવા ડાચા ! આવા હાડપિંજર ! આવા શરીર ! ! સ્ટેશન ઉપરથી પાચ શેરનુ પોટલુ લઇને ઘેર આવવુ હોય, તો, જેમનાથી ગાડી વિના તો ઘર સુધી પહોચાયજ નહિ, લગાર ચાલે, ત્યા તો દશ મિનિટ ઉભા રહી શ્વાસોચ્છ્વાસની ધમણ ચલાવે, એવા તે વળી ભારતવર્ષનો ઉદ્ધાર શુ કરશે ? એક અનુભવી કહે છે કે—" કેળવણી લીધેલા સો જુવાનોને એકઠા કરો, અને તેમાથી બરડાની કરોડ વાકી વળી ગયા વિનાના, પહોળી છાતી અને ભરાવદાર-મુખવાળા, જબરા ભુજદંડવાળા અને બતકના જેવી પાતળી ગરદન વિનાના પાચ જુવાનો પણ તમે બતાવી શકશો ? નિશાળમા અભ્યાસ કરતા સો છોકરાઓને જૂઓ, અને તેમા તેજસ્વી, પ્રફુલ્લમુખ, અને ચળકતા પાણીદાર નેત્રવાળા હરિણની પેઠે દોડવામા ચપળતાવાળા, ભરેલી શીંગની પેઠે પુષ્ટ અને ઘાટિલા સર્વ અવયવવાળા અને માથુ ન દુખવાની, દુર્બળતાની, સ્મરણશક્તિ નબળી હોવાની અને એવીજ સેંકડો બાબતોની ફરિયાદો ન કરતા માત્ર પાચજ છોકરાને તમે બતાવી શકશો ? સો તો શુ પણ હજારમા પણ આવા પાચ જુવાન કે પાચ છોકરાઓ તમને નહિ મળે "

તદ્દન સાચી વાત છે અત્યારના યુવાનો અને છોકરાઓની એવી કઢંગી સ્થિતિ છે કે—જે ખરેખર દયાજનક સ્થિતિ કહી શકાય હવે, આપણે તપાસવાની જરૂર છે કે આવી સ્થિતિ તેઓની થાય છે શાથી ? શુ આજકાલની કેળવણીમા એવા દોષ રહેલા છે કે જેના લીધે તેના અભ્યાસિયોના શરીરમા એવા રોગો ઉત્પન્ન થવા પામે છે ? અથવા શુ તે યુવાનો કે છોકરાઓને પૂરતુ ખાવાનુ નથી મળતુ ? અથવા શુ તેઓને દૂધ, દહિં જેવા પૌષ્ટિક પદાર્થો ખાવાને નથી મળતા ?

અમારી દૃષ્ટિએ આ બધા તર્કો નકામા છે, કેળવણીમા

રહેલી ખામી, અભ્યાસીના શરીરમા રોગો ઉત્પન્ન કરે, એ કદાપિ માનવા જેવી વાત નથી બેશક, કેળવણીમા રહેલી ખામીના પરિણામે તેનુ ભવિષ્યનુ જીવન આર્થિક સ્થિતિથી સુખમય ન નિવડી શકે, પરન્તુ શરીરમા રોગો ઉત્પન્ન કરવાનુ કે શરીરને અશકત કરવાનુ સામર્થ્ય તેનામા નથી ત્યારે શુ ખોરાકનો અભાવ કારણ છે ? તે પણ નથી દરેક મનુષ્યો પોતાના શક્તિ અનુસાર હમેશા ખોરાક તો લે છેજ, એટલે તે પણ કારણ માની શકાય તેમ નથી ખોરાક તો સારા સારા પૈસાદાર ગૃહસ્થના છોકરાઓ ઘણાએ સારો સારો લે છે, રોજ કેશરી દૂધ પીએ છે, બદામના શીરા ખાય છે અને સારા સારા માલમિષ્ટાન્ન ઉડાવે છે, છતા જો બારિકાઇથી જોવા જઇએ, તો તેવા પૈસાદાર ગૃહસ્થોના છોકરાઓ ઉપર્યુક્ત રોગોને ભોગ થઇ પડેલા વધારે જોવાય છે જ્યારે ગરીબના છોકરા, કે જેઓ લૂખો રોટલો અને છાશ ખાઇને જીવન વ્યતીત કરે છે, તેઓ દિવસે બમણા અને રાત્રે ચાર ગણા વધતાજ જાય છે સુતરા, એવા રોગો કે અશક્તિને ઉત્પન્ન કરવામા ખોરાક કારણ છે, એમ તો કોઇથી કહી શકાય તેમ નથી ત્યારે પહાડને પણ પાટુ મારવાની શક્તિ વાળી સુવાનીમા મનુષ્યો આવા કમજોર અને રોગી થાય છે, એનુ કારણ બીજુ કાંઇજ નથી, કેવલ બાહ્યાચારથી પડેલી કુચાલો નુજ એ પરિણામ છે

ખા પાવરથામા પહતી કુટેવો

વિષયસેવનની પ્રવૃત્તિ સસારી જીવોને અનાદિકાલથી લાગેલી છે, એટલે કુદરતી રીતે મનુષ્યની પ્રવૃત્તિ તો તે તરફ હોયજ છે, તેમા પણ દૃષ્ટિમા પડતા વિષયના દેખાવો અને કાનથી સભળાતી વિષયની વાર્તા કુમળી વયના બાળકોના મનમા વિષયનુ વિષ રેડે છે આ વાતનુ લક્ષ ઓમના માતા-પિતાઓ કમ રાખે છે એ લક્ષના અભાવને પરિણામે છોકરાઓમા એવી સ્વતન્ત્રતા આવી જાય છે કે—જે સ્વતન્ત્રતાના પરિણામે અનેક કુચેષ્ટાઓને ભોગ તેઓ થઇ પડે છે આવી કુટેવો છોકરાઓ અને જુવાનોમાજ પડે છે, એમ નહિ, પરન્તુ

ન્હાની ન્હાની છોડીઓ અને યુવાનીમા પ્રવેશ કરતી સ્રિયોમા પણ પડે છે આવી કુટેવોમા સૌથી મ્હોટામા મ્હોટી અને વધારેમા વધારે ખરાબી કરનાર કુટેવ 'હાથથી વીર્યનો નાશ કરવો' એ છે જેને કેટલાક વૈદ્યો 'હાથરસ'ના નામથી ઓળખાવે છે આ કુચાલને આધીન થઇને મનુષ્યો પોતાની યુવાનીને 'તકલાદી યુવાની' બનાવી દે છે એટલુજ નહિ પરન્તુ, આને લીધેજ મનુષ્યો પોતાના જીવનને બહુ જલદી મૃત્યુના મુખમા લઇ જાય છે કૉલેજ કે સ્કૂલોમા અભ્યાસ કરતા યુવાનો અને બાળકોની ઉપર પ્રમાણે સ્થિતિ થવામા સૌથી મુખ્ય કારણ આ છે શરીર અને મનની ભય ભરેલી રીતે ખરાબી કરનાર આ દુર્ગુણજ છે આ દુરાચરણથી મનુષ્યની જે ખરાબી થાય છે, તેનુ વર્ણન ખુલ્લા શબ્દોમા કરવુ, એ સભ્ય જગતમા અસભ્યતાનો અવતાર ધારણ કરવા જેવુ છે પાપીમા પાપી અને વિનાશ કરવામા ખરેખર કુશળ એવુ આ દુરાચરણ, જેના ઉપર એક વખત જય મેળવે છે, તેની થોડાજ દિવસોમા પાયમાલી થાય છે જે અવસ્થામા મનુષ્યોને પોતાના વીર્યનુ પોષણ કરવાનુ છે, અને જે અવસ્થામા આખી જિંદગીના સુખનો પાયો મજબૂત કરવાનો છે, તેજ અવસ્થામા, તે કાર્ય કરવુ તો દૂર ગયુ, બલ્કિ તેથી ઉલટો તેનોજ નાશ કરવા તત્પર થવુ, એના જેવુ દુર્બુદ્ધિવાળુ કાર્ય બીજુ કયુ હોઇ શકે ? આવા નાદાન અને મૂર્ખ છોકરાને આવી કુટેવોમાથી બચાવવા, એ શુ એના માબાપોનુ ખાસ કર્તવ્ય નથી ? પણ માતાપિતાઓ આ વાતની દરકાર બહુ કમ કરે છે એ ખેદનો વિષય છે છોકરા અને યુવાનો લજ્જાને લીધે ખરી હકીકત માતા—પિતાઓને કહી શકતા નથી પણ જ્યારે છાતી દુખવાનુ, ચકરી આવવાનુ, માથુ દુખવાનુ કે એવા કોઇ રોગનુ નામ માતાપિતા આગળ લે છે, ત્યારે તેઓ એવા રોગોનો દોષ 'કેલવણી' કે 'વધુ અભ્યાસ' ને માથે મઢીને છોકરાને કા તો અમુક વખત સુધી ( કેટલાક સર્વથા પણ ) અભ્યાસથી દૂર કરે છે, અથવા તો ઉકાળેલા દૂધ પાય છે અને બહુ લાગણી બતાવે તો ડૉકટરની પાસે લઈ જઇ કહે છે કે—'ડૉક્ટર સાહેબ ! જૂઓને આ છોકરાને માથામા ગરમી થઇ ગઇ છે, તેથી માથુ

દુખે છે, માટે કંઇ ઠંડો ઉપચાર કરોને ! ' ડૉક્ટર સાહેબ કહેશે કે 'માથુ દુખતું હોય, માથુ ગરમ લાગતુ હોય, તો માથે કોલનવૉટરનુ પોતુ અથવા બરફનો કકડો મૂકજ્યો ' એમ કહી સીધુ પતાવે છે બસ પત્યુ ! છોકરાનો રોગ ગયો ! ! માતાપિતાની આ દરકાર કેવી આશીર્વાદરૂપ ( ! ) છે, એ વાચકો સહજ સમજી શકે તેમ છે કોઇ માતાપિતાઓ આવા રોગોનુ મૂળ તપાસવાની દરકાર કરે છે ! ભાગ્યેજ કોઇ કરતા હશે આવી અવસ્થામા શરીરે સુદામા જેવા, ચાલવે એ શી વર્ષના ડોકરા જેવા અને બોલવામા મરવા પડેલી સો વર્ષની ડોશી જેવા, એ આપણા યુવાનો શારીરિક સુખના આખી જિંદગી સુધી લગાર પણ દર્શન ન કરે, એ શુ બનવા જોગ નથી ? અરે, ટૂકાજ વખતમા પોતાની જિંદગીની ' ઇતિશ્રી ' દેખે, એમા પણ શુ કંઇ નવાઇ જેવુ છે ?

હાથરસની કુટેવથી એવા અનેક રોગો ઉત્પન્ન થાય છે, કે જેથી મનુષ્ય બિલકુલ પાયમાલ થઇ જાય છે પેટમા ચૂક આવવી, દાતનુ સડી જવું, વાળ ધોળા થઇ જવા, શરીર પીળુ પડી જવુ, આખો ઊંડી ઉતરી જવી, આખો દિવસ ઉદાસીનતા રહેવી, અને ચહેરાનુ લેવાઇ જવુ, એ તો બધુ હમેશાને માટે સાધારણ રીતે રહ્યાજ કરે છે, પરન્તુ ધીરે ધીરે તે પુરૂષ મટીને નપુસક થઇ જાય છે, એ તો એક મ્હોટીજ વાત છે, પછી તે પુરૂષત્વમા નહીં રહેવા છતા કુમાદાના બાચકાની માફક નીરસ રીતે બાચકા ભરી ભરીને દિવસ રાત વ્યતીત કરે અને તેમાને તેમાજ તેને ક્ષયરોગ પણ લાગુ પડે છે એક અનુભવી વૈદ્ય કહે કે–" જેને જીવતા મડદા બનવુ હોય, તદુરસ્તીવાળાએ રોગી બનવુ હોય, સ્વાસ્થ્ય–સુદરતા–લાવણ્ય અને નીતિને પોતાના અત કરણથી દૂર કરવી હોય, અને રોગી, કુરૂપી અને આળસુ બનવુ હોય, તેને માટે હસ્તમૈથુન–હાથરસ ખરેખર જીગરનો મિત્ર છે પોતાનાજ હાથે પોતાનુ સત્યાનાશ કરનાર આથી બીજુ ઉદાહરણ મળવુ અશક્ય છે

આ કુટેવના લીધે ઘણાઓ ગાડા થઇ ગયાના પણ પ્રમાણો

કેટલાક વિદ્વાન્ ડૉકટરો બહાર પાડે છે કહેવાની મતલબ કે આ કુટેવ સર્વ વિનાશનુ મૂળ છે આ કુચાલમા ફસાઇ ગયેલા છોકરાઓ અને યુવાનો આવા રોગાદિના ભોગ થઇ પડવાથી પોતાની કુચાલને છોડે છે, એમ નથી થતુ, પરન્તુ તેઓ ધીરે ધીરે પોતાના સોબતીઓના ખોટા પ્રેમમા ફસાઇ વ્યભિચારના છદમા એવા પડી જાય છે કે-પરિણામે તેઓ કોઇ પણ જાતની મર્યાદાને રાખી શકતા નથી અસ્તુ

પ્રસ્તુતમા કહેવાનુ માત્ર એટલુજ છે કે-આજકાલના યુવાનોને આપણે અનેક પ્રકારના રોગોથી ગ્રસ્ત અને કમજોર જોઇએ છીએ, એનુ કારણ એટલુજ છે કે-તેઓ પોતાના વીર્યનો અનાદર-તિરસ્કાર કરે છે-વીર્યનો નાશ કરે છે એક વિદ્વાન્ વૈદ્યના મત પ્રમાણે-મનુષ્યો ૧૩ વર્ષની ઉમરથી વીર્યના નાશની ચેષ્ટા શરૂ કરે છે અને ૧૬ વર્ષની અવસ્થાથી ૨૫ વર્ષની અવસ્થા સુધીના યુવકો ઉપર્યુક્ત રોગોથી આક્રાન્ત વિશેષ જોવામા આવે છે વાચકોને સખેદ આશ્ચર્ય થયા સિવાય નહિ રહી શકે કે-જે અવસ્થાને આપણે પહેલા બ્રહ્મચર્યાવસ્થા બતાવી ગયા છીએ-અર્થાત્ ઓછામા ઓછા પચીસ વર્ષ સુધી તો બ્રહ્મચર્ય પાળવાનુજ છે, તે અવસ્થા અત્યારે યૌવનકાલ તરીકે પણ રહેવા પામી નથી બલ્કિ વૃદ્ધાવસ્થાનો પ્રારભકાલ થઇ પડયો છે, એમ કહીએ, તો પણ કઇ વાધા જેવુ દેખાતુ નથી માટે દરેક મનુષ્યે પોતાના પુત્રને ઓછામા ઓછા ૨૫ વર્ષ સુધી અને પુત્રીને ૧૬ વર્ષ સુધી લગ્નના બધનથી દૂર રાખવા જોઇએ એટલુજ નહિ પરન્તુ તેટલી ઉમર સુધી તેઓને સખ્ત રીતે બ્રહ્મચર્ય પળાવવા માટે ધ્યાન આપવુ જોઇએ

માતાપિતાઓની ફરજ

જો કે ખરી રીતે અને પ્રાચીન રૂઢી પ્રમાણે તો છોકરાઓને ગુરૂઓ, અને છોકરીઓને ગુરૂણીજીઓ (સાધ્વિઓ) ના સમાગમમા

પરન્તુ તે ફરી અત્યારે લગભગ લુપ્ત થયા જેવી થઇ જવાથી, કદાચિત તેમ ન બને તો ખેર, કિન્તુ પોતાની પાસે રાખીને પણ તેઓના બ્રહ્મચર્યને માટે તો ખાસ કરીને ધ્યાન આપવુ જોઇએ એટલે કે-પુત્રને ૨૫ વર્ષ સુધી અને પુત્રીને સોળ વર્ષ સુધી, તેના અંત કરણમા ખરાબ સસ્કારો ન પડે, અને તેઓના ચિત્ત વિષય વાસના તરફ ન વળે, એ માટે ચોકકસ સાવધાની રાખવી જોઇએ આવા બ્રહ્મચારિયોનુ જીવન એક સારા સાધુજીવન તરીકે પસાર થવુ જોઇએ સાદો વેષ, સાદો ખોરાક અને જેમ બને તેમ સ્ત્રિયોના સહવાસમા ઘણુ જ થોડુ આવવાનુ થાય, એમ કરવુ જોઇએ તેઓના સૂવા-બેસવામા અને હરવા-ફરવામા માતાપિતાઓએ ખાસ કરીને ધ્યાન આપવુ વિષયની વાતોથી અને વિષયના દેખાવોથી તેઓના નિર્મળ અંત કરણોમા વિષયનુ વિષ ન રેડાય, એ વાતનુ ધ્યાન જેટલુ છોકરાના માતાપિતાઓએ રાખવાનુ છે, તેટલુજ નહિ, બલ્કિ તેથી અધિક જિંદગીને સુખમય વ્યતીત કરવાની ઇચ્છા રાખનારા છોકરાએ પણ રાખવાનુ છે આવી રીતનો વિચારવાન્ મનુષ્યજ બચી શકે છે મારૂ સુખ મારે હાથે કેમ નષ્ટ કરૂ ? મારો કુહાડો મારા હાથેજ મારા પગ ઉપર કેમ નાખુ ? એવા વિચારો જે છોકરાના હૃદયમા નથી ઉત્પન્ન થતા, તેઓ કોઇ દિવસ પોતાના જીવનમા સુખ મેળવી શકતા નથી

આવી રીતે પુરૂષે ૨૫ વર્ષ અને સ્ત્રીએ ૧૬ વર્ષ સુધી અસ્ખલિત રીતે બ્રહ્મચર્ય પાળ્યા પછીજ, તે શાસ્ત્રોક્ત મર્યાદા પ્રમાણે ગૃહસ્થ બનવાના અધિકારી થાય છે અર્થાત્ તે પછીજ લગ્ન કરવાને અધિકારી બની શકે છે

લોકોની ખોટી માન્યતા

લોકોની એવી માન્યતા અને લગભગ રૂઢિ પડી ગયેલી છે કે, કન્યા રજસ્વલાધર્મમા આવવાને યોગ્ય થાય, ત પહેલા તો પરણાવીજ દેવી જોઇએ કન્યા પિતાના ઘરમા રજસ્વલાધર્મવાળી થાય,

એ તો ઘોર પાપ કરવા જેવુ મનાય છે, પણ આવી ખોટી માન્યતા રાખી બેસનાર ખરેખર શાસ્ત્રની મર્યાદાને જાણતાજ નથી હિંદુઓના મહામાન્ય મનુજી પણ મનુસ્મૃતિના નવમા અધ્યાયમા કહે છે—

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्द्धं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ ९० ॥

અર્થાત્—કન્યાએ ઋતુમતી થયા પછી ત્રણ વર્ષ સુધી પોતાથી અધિક ગુણવાળા વરની વાટ જોવી તેટલા સમયમા તેવો વર ન મળે, તો પછી પોતાના જેવા ગુણવાળા વરને પરણવુ

આ ઉપરથી જોઇ શકાય છે કે, આ શાસ્ત્રકાર સ્ત્રી જાતિને ઋતુમતી થયા પછી ત્રણ વર્ષે પરણવાનુ ફરમાવે છે જ્યારે બિચારા અજ્ઞાન માબાપો લોકાપવાદના ડરથી અથવા ખોટી માન્યતાથી પોતાની બાળિકાને ન્હાનીજ ઉમરમા પરણાવી દે છે એમ ધારીને કે રખેને મારા ઘરમા રહેતાજ તે કયાય ઋતુધર્મમા ન આવી જાય ! પણ આ ભય અને માન્યતા તદ્દન ખોટી છે, એ વાત ઉપરના અભિપ્રાય ઉપરથી ચોક્ખમ જોઇ શકાશે

આખી જિંદગી સુધી બ્રહ્મચર્ય પાળવાનો પ્રભાવ

ઉપર આપણે જોઇ ગયા છીએ કે પુરૂષે ઓછામા ઓછા ૨૫ વર્ષ સુધી અને સ્ત્રીએ ૧૬ વર્ષ સુધી તો બ્રહ્મચર્ય અવશ્ય પાળવુજ બ્રહ્મચર્ય પાળવુ, એટલે ત્યા સુધી તો વીર્યની રક્ષા કરવીજ, અને તે પછી તે ગૃહસ્થાશ્રમમા જવાને અધિકારી બને છે પણ અમારી માન્યતા પ્રમાણે તો મનુષ્ય યદિ આખી જિંદગી સુધી અસ્ખલિત રીતે બ્રહ્મચર્ય પાળે, તો તે એટલુ બધુ સામર્થ્ય ધરાવવાવાળો થાય કે જગતમા એવુ કોઇ કામ નથી, કે જે તે સિદ્ધ ન કરી શકે ? કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે પાચ વર્ષનીજ ઉમરમા દીક્ષા ગ્રહણ કરી, ગુરૂસેવામા રહી યાવજ્જીવ બ્રહ્મચર્ય પાલન કર્યું હતુ એનાજ પરિણામથી તેઓ કુમારપાલ રાજાને પ્રતિબોધવાને અને પોતાની ટૂકી જિંદગીમા પણ સાડાત્રણ ક્રોડ શ્લોકોની રચના કરવામા

સફળ નિવડયા હતા. જગદ્ગુરૂ શ્રીહીરવિજયસૂરિએ તેર વર્ષની ઉમરમાંજ દીક્ષા ગ્રહણ કરી યાવજ્જીવ બ્રહ્મચર્ય પાલન કર્યું હતું, જેના પ્રતાપથી અકબર જેવા મુસલમાન બાદશાહને પ્રતિબોધવામાં સમર્થ થયા હતા. સુપ્રસિદ્ધ શંકરાચાર્યનું જીવન જાણનારાને માલૂમ જ છે કે–તેઓએ જન્મથી લઇને બ્રહ્મચર્ય પાળ્યું હતું, અને તેના જ પ્રતાપથી આ ભારતવર્ષમાં ખ્યાતિને પામ્યા હતા. આવા એક બે નહિ, પણ સેંકડો દૃષ્ટાન્તોથી ઇતિહાસના પૃષ્ઠો ભરેલા છે, ભીષ્મની ભીષ્મ પ્રતિજ્ઞા અને તેના અલૌકિક કાર્યોથી આર્યાવર્તનો કોણ મનુષ્ય અજાણ્યો છે?

આ પ્રસંગે કોઇએ એમ વિચાર કરવાનો નથી કે–' સંસારના બધા મનુષ્યો બ્રહ્મચારી રહેશે અને કોઇ પરણશે જ નહિ, તો સંસારમાં મનુષ્યોની ઉત્પત્તિ જ કેમ થશે? સંસારનો વ્યવહાર જ કેમ ચાલશે?' પરન્તુ એમ કોઇ દિવસ થયું નથી અને થવાનું નથી. કુદરતના નિયમ પ્રમાણે સંસારમાં તમામ કાર્યો બન્યા જ કરે છે. મનુષ્ય પોતાની જાતનો માલિક છે. આવા વિષયોમાં તેણે પોતાની જાત માત્રનો જ વિચાર કરવાનો છે કે–' હું આખી જિંદગી સુધી અખંડ બ્રહ્મચર્ય પાલન કરીને એક સાચો વીર પુરૂષ કેમ થાઉં?' ' બીજાઓ પણ મારા જેવા જ થઇ જશે, તો સંસારનું શું થશે?'' એ વિચારથી મનુષ્યે દૂ[illegible] રહેવું જોઇએ છે. કોઇ મનુષ્ય કાપડનો, વકીલાતનો કે એ[illegible] ધંધો શરૂ કરે છે, ત્યારે તે એ[illegible] નથી કરતો [illegible] ધંધો કરશે,

अपुत्रस्य गतिर्नास्ति स्वर्गो नैव च नैव च ।
तस्मात्पुत्रमुखं दृष्ट्वा स्वर्गं गच्छन्ति मानवाः ॥ १ ॥

એવુ જે વચન મળે છે, એનુ કેમ ? અર્થાત્-પુત્રરહિત પુરૂષની સદ્ગતી નથી, તો પછી બિલકુલ બ્રહ્મચર્યજ પાળવામા આવે-લગ્ન કરવામા નજ આવે, તો પછી પુત્ર કેમ થાય, અને પુત્ર ન થાય, તો સદ્ગતિ કેમ થાય ? "

આ શંકામા કઈ પણ વજૂદ નથી આને માટે આપણે લગાર લાબો વિચાર કરીશુ આ વાકયના તાત્પર્યને નહિ સમજનારા કેટલાક મનુષ્યો આર્થિક વિચારને પણ તિલાંજલિ આપીને દિનરાત એવા તો વિષયાસકત બન્યા રહે છે કે, કૂકડા, કૂતરા અને ડુકકરોની માફક સંતતિને વધારતાજ રહે છે પરન્તુ તેવા માણસોએ ઉપર્યુક્ત વાકયની સાથે જ સાથે મનુસ્મૃતિના પાચમા અધ્યાયનો આ શ્લોક પણ ખાસ કરીને ધ્યાનમા રાખવો જોઈએ છે-

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ १५९ ॥

અર્થાત્—કુલસતતિ નહિ કરીને, બ્રાહ્મણોના અનેક હજારો બ્રહ્મચારી કુમારો સ્વર્ગમા ગયા-અર્થાત્ યાવજ્જીવ બ્રહ્મચર્યાવસ્થા પાલન કરીને સ્વર્ગમા ગયા

મનક વાલખિલ્લી વિગેરે અનેક મહાનુભાવોના સ્વર્ગે ગયાની વાતો હિંદુધર્મનો પ્રાચીન ઇતિહાસ પુકાર કરે છે જો *अपुत्रस्य गतिर्नास्ति* એ નિયમ સર્વથા સાચો જ હત, તો મનુજીના કહેવા પ્રમાણે યાવજ્જીવ બ્રહ્મચર્ય પાલન કરનારા હજારો બ્રહ્મચારિયો સ્વર્ગમા જાતજ કેમ ? એટલુ જ નહિ, પરન્તુ નિયોગ કરીને, પુત્રની ઉત્પત્તિ કરવી, એના કરતા સર્વથા બ્રહ્મચર્ય પાલન કરવુ, એ વાતને મનુજી વધારે પસંદ કરે છે કેમકે નિયોગ અનેક પ્રકા-

રના અનર્થોને ઉત્પન્ન કરે છે મનુજી મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં કહે છે

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ १५६ ॥
कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु ॥ १५७ ॥
आसीताऽऽमरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।
यो धर्म एकपत्नीनां काङ्क्षन्ति तमनुत्तमम् ॥ १५८ ॥
मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥ १६० ॥
अपत्यलाभाद् या तु स्त्री भर्तारमतिवर्तते ।
सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ १६१ ॥
नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।
न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ १६२ ॥
पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।
निन्द्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥ १६३ ॥
व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ १६४ ॥
पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ १६५ ॥
अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ १६६ ॥

અર્થાત્—પરણેલો પતિ જીવતો હોય કે મરી ગયો હોય, પરન્તુ, પતિલોકની ચાહના કરવાવાળી પતિવ્રતા સ્ત્રી પતિને અપ્રિય

જે કાર્ય હોય, તે કરે નહિ, અર્થાત્ પુત્રની પ્રાપ્તિ માટે પણ વ્યભિચાર સેવે નહિ ૧૫૬

સાધ્વી—સારા આચારવાળી સ્ત્રી પોતાના શરીરને પુષ્પ, મૂલ અને ફુલના આહારથી ખપાવે, નાશ કરે, પણ પરપુરૂષનુ તો નામ પણ લે નહિ ૧૫૭

એકપતિવાળી સ્ત્રિયોના ઉત્તમ ધર્મની ઇચ્છા કરવાવાળી સ્ત્રી પોતાના મરણપર્યન્ત ક્ષમાશીલ અને ચોક્કસ રીતે બ્રહ્મચારિણી થઇને રહે ૧૫૮

પોતાનો પતિ પરલોક જતા બ્રહ્મચર્યમા લીન રહેતી પુત્ર વગરની સ્ત્રી પણ સ્વર્ગમા જાય છે, જેમ સનક અને વાલખિલ્ય વિગેરે કુમારો ગયા ૧૬૦

પુત્રના લોભથી જે સ્ત્રી પોતાના પતિને છોડી બીજા પુરૂષ પાસે જાય છે, તે આ લોકમા નિંદાને પામે છે અને પતિલોકથી પણ ભ્રષ્ટ થાય છે ૧૬૧

અન્ય પુરૂષથી ઉત્પન્ન થયેલ પ્રજા, નીતિવિરૂદ્ધ હોવાથી તે પોતાની ગણાતી નથી અર્થાત્—સ્ત્રીએ પરપુરૂષથી અને પુરૂષે પરસ્ત્રીથી ઉત્પન્ન કરેલ પ્રજા તેની ગણાતી નથી, તેમ સાધ્વી સ્ત્રિયોને બીજા પતિનો ઉપદેશ કોઇ સ્થળે કર્યો પણ નથી ૧૬૨

પોતાના દુબળાપતિને છોડી, જે સ્ત્રી સબલ પુરૂષને સેવે છે, તે લોકમા નિંદાને પાત્ર થાય છે અર્થાત્ 'પહેલો પતિ છોડી બીજો કર્યો,' એમ તેની વાતો થાય છે ૧૬૩

પોતાના પતિને છોડી પરપુરૂષ પાસે જનાર સ્ત્રી આ લોકમા નિંદાને પાત્ર થાય છે, અને ભવાન્તરમા શીયાલણી થાય છે, તેમ કુષ્ઠાદિ રોગોથી પણ પીડાય છે ૧૬૪

જે સ્ત્રી પોતાના પતિને છોડતી નથી, અને મન, વચન, કા,

વ્યતીત કરી નાખે છે પુરૂષ અમુક પ્રકારના ધાર્મિક નિયમોને પાળતો હોય અને સ્ત્રી ન પાળતી હોય, અથવા સ્ત્રી અમુક નિયમોને પાળતી હોય અને પુરૂષ ન પાળતો હોય, તો એનું પરિણામ આપસમા વૈમનસ્ય–કલેશ સિવાય બીજુ કઇજ આવતું નથી. માટે શીલભેદ–આચારભેદ પણ હોવો ન જોઇએ

કહેવુ અસ્થાને નહિ જ ગણાય કે–આજકાલની અઘટિત સ્વતન્ત્રતાના પ્રતાપે કેટલાક કહેવાતા સુધારકોના વર્ત્તનો–ઉપદેશો જોતા ભારતવર્ષમાથી આ નિયમનો મોટે ભાગે લોપ થવાનો ભય દેખાય છે લગ્ન શી વસ્તુ છે ? લગ્ન શા માટે કરવુ જોઇએ ? એનો કઇ પણ હેતુ સમજ્યા વગર, માત્ર, વિષયની વાસનાઓને પૂર્ણ કરવાને માટે કેટલાક ઉચકુલના ગણતા ગૃહસ્થો પણ હલકામા હલકા કુલની અને હલકામા હલકા આચારવાળી સ્ત્રીને જ્યા ત્યાથી લાવીને પોતાના ઘરમા બેસાડી દે છે એટલુ જ નહિ પરતુ વ્યવહારમર્યાદા અને શાસ્ત્રમર્યાદાનો પણ ભગ કરી, એવી સ્ત્રીને પોતાની પત્ની તરીકે ઓળખાવવામા પણ લજ્જા રાખતા નથી આર્યાવર્ત્તની આર્યપ્રજાનુ આવુ આર્યત્વ! જેના હૃદયની અદર, લોહીની અદર અને હાડકે હાડકાની અદર આર્યત્વનુ–અધ્યાત્મનુ અભિમાન વહેતુ હોવુ જોઇએ, તેજ મનુષ્યો અત્યારે ગમે તેવી અધમ કુલની અને ખરાબ આચારની સ્ત્રિયોના પતિ હોવામા પોતાનુ ગૌરવ સમજે છે ! શોભા સમજે છે ! ખેદ ! અફસોસ ! ! ઓ આર્યપુત્રો ! ઓ ભારતસતાનો ! તમારા પ્રાચીન ઋષિયો અને મહર્ષિયોના વાક્યોને લગાર સ્મરણમા લાવો તમારા આર્યાભિમાની પૂર્વપુરૂષોના બહુમૂલ્ય વાક્યોને હૃદયપટપર કોતરી રાખો બેશક, તમે ભલે હલકા કામો કરનાર જ્ઞાતિયોના મનુષ્યોને કેળવણી આપો, તેઓને સત્ય શી વસ્તુ છે? પ્રેમ શી વસ્તુ છે ? બ્રહ્મચર્ય શી વસ્તુ છે ? આહાર વ્યવહારની શુદ્ધતા કેવી હોવી જોઇએ ? ઇત્યાદિ બાબતોને સમજાવો, તેમના આચાર–વિચારોને સુધારો અને તેઓને સારા સારા કામો

કરતા શીખવો, અને એમ કરવુ જરૂરનુ છે, પરન્તુ એકાએક તમારી સાથે બેસાડવામા કે તમારી સાથે ભોજન કરાવવામા તેઓને તમે સ્વર્ગના સુખો આપી દ્યો છો, એમ ન માનો તેમ જે જ્ઞાતિયો તમારી સાથે આચાર-વિચારમા મળતી નથી, જે જ્ઞાતિયો તમારી સાથેના આહાર-વિહારમા ભળતી નથી, અને જે જ્ઞાતિયોની તમામ પ્રણાલિકાઓ તમારી પ્રણાલિકાઓથી તદ્દન જૂદીજ છે, એવી જ્ઞાતિયોની કન્યાઓને લાવીને તમે તમારા ઘરોમા ન બેસાડો અને તેની સાથે લગ્નની ગાઠથી ન બધાઓ ! !

આપણે લગાર દીર્ઘદૃષ્ટિ પૂર્વક જોઇએ, તો જણાશે કે-જે દેશમા જ્ઞાતિબધન નથી, ત્યા પણ ઉચ-નીચનો વ્યવહાર અવશ્ય જોવામા આવે છે, એટલુજ નહિ પરન્તુ, તે વ્યવહારને અનુકૂળજ કાર્યો થતા જોવાય છે દૃષ્ટાન્તમા-યૂરોપમા જે લોકો રાજ્યકુટુબી અને 'લૉર્ડ' તરીકે ઓળખાય છે, તેઓ મોચીનુ કે ચમારનુ કામ કરનાર લોકોની સાથે એકજ ટેબલ પર બેસી ખાણુ લેતા નથી જ્યારે તે લોકો પણ એટલો વિચાર રાખે છે, તો પછી આર્યાવર્ત્તમા ઉત્પન્ન થયેલ આર્યપ્રજાએ કર્ત્તવ્યને લઇને ઉચ-નીચનો વ્યવહાર રાખવો, એ શુ કર્ત્તવ્યરૂપ નથી ? જૈનસિદ્ધાન્તોમા પણ મનુષ્યોના જાતિસપન્ન, કુલસપન્ન, અને તેથી વિપરીત-એમ બે વિભાગો બતાવ્યા છે આથી આપણે, કેટલાક સકુચિત લોકોની માફક એમ કહેવા નથી માગતા કે-શૂદ્રોને અથવા એવા હલકી જ્ઞાતિના લોકોને જ્ઞાન ન આપવુ અથવા ધર્મ ન પમાડવો કેટલાક લોકોનુ એવુ કથન છે કે—' શૂદ્રને ઉપદેશ કરે અથવા વ્રત આપે, તો તે શૂદ્રની સાથે અસવૃત નામની નારકીમા જાય છે ' આ વાત બિલકુલ સકુચિતતા અને પક્ષપાતથી ભરેલી છે શૂદ્રાદિનો પણ આત્મા મૂલ સ્વરૂપે સચ્ચિદાનદમયજ છે, પરન્તુ કર્મના કારણથી તેને તેવી જાતિની પ્રાપ્તિ થઇ છે માટે ઉચિત વ્યવહારપૂર્વક તેઓને પણ અવશ્ય ઉપદેશ આપવો, તેઓને નિયમવાળા બનાવવા અને તેઓને જ્ઞાની પણ બનાવવા ભલે કર્ત્તવ્યથી લઇને આપણાથી

હલકા ગણાતા હોય, પરન્તુ તેઓને સુધારવા એ આપણું ખાસ કર્ત્તવ્ય છે

પ્રસ્તુતમા આપણે જે કઇ કહેવા માગીયે છીએ, તે એ છે કે–જ્યા કુલ–શીલની સમાનતા હોય, ત્યાજ લગ્ન કરવા જોઇએ વિરૂદ્ધ કુલ–શીલવાળાઓની સાથે લગ્ન કરવાથી અનેક પ્રકારની ખટ પટો અને કકાસ ઉભો થવાનો પ્રસગ રહે છે અને જ્યા ખટપટ છે–કલેશ છે–કકાસ છે–પ્રેમનો અભાવ છે, ત્યા ઇચ્છિત ધર્મકાર્ય સાધી શકાતુ નથી તેમ સાસારિક સુખો પણ મેળવી શકાતા નથી આની સાથેજ સાથે લગ્ન કરવામા ગોત્રનો પણ વિચાર કરવો જોઇએ અર્થાત્ શાસ્ત્રકારોએ સગોત્રીય–જેનુ એકજ ગોત્ર હોય–તેની સાથે લગ્ન કરવાનો નિષેધ કરેલો છે કારણ કે સમાન ગોત્રવાળા સબધી ગણાય છે–સગા ગણાય છે, અને એવા સગાઓની અદર લગ્ન કરવુ એ વ્યવહારથી પણ નિષિદ્ધજ છે વૈદ્યક શાસ્ત્રકારો પણ એમ કહે છે કે–સગોત્રીય મનુષ્યોનુ લોહી એક હોય છે, કારણ કે–તેની પર પરાનુ મૂળ એકજ હોય છે આવી સ્થિતિમા એક લોહીવાળા સ્ત્રી પુરૂષની વચ્ચે લગ્ન થવાથી તે જોડલાથી જે છોકરા ઉત્પન્ન થાય છે, તે બ્હેરા, મૂગા, આધળા, મૂર્ખ તથા એવી રીતે શરીર અને મનની બીજી શક્તિ ઓમા પણ હીનતાને પ્રાપ્ત થએલા હોય છે માટે લગ્ન કરવામા ખાસ કરીને ગોત્રસબધી પણ વિચાર કરવો, એટલે સગોત્રીયની સાથે લગ્ન કદાપિ કરવુ નહિ ! આ સિવાય ઉમર આદિનો પણ ખાસ વિચાર કરવાનો છે, પરન્તુ તે બધી બાબતો ઉપર વિવેચન ન કરતા મુખ્ય મુદ્દાની બાબત ઉપરજ ધ્યાન આપીશુ

**કામ ' પુરૂષાર્થની સાધના કેમ કરવી ?**

આપણે પહેલા જોઇ ગયા છીએ કે–ગૃહસ્થોએ જે ત્રણ પુરૂષાર્થોની સાધના કરવાની છે, તેમા ત્રીજો કામ પુરૂષાર્થ છે આ પુરૂષાર્થની સાધના કેમ કરવી, એ ગૃહસ્થોએ સમજવુ જોઇએ પણ તેની પહેલા ' કામ ' પુરૂષાર્થ કહેવામા આવે છે કોને ? એ ખાસ કરીને જાણવાની જરૂર છે

'કામ' નું સામાન્ય લક્ષણ આ છે-' आभिमानिकरसानुविद्वा सर्वेन्द्रियप्रीति काम ' અર્થાત્-કાલ્પનિકરસયુક્ત દરેક ઇન્દ્રિયોમાં પ્રીતિ થવી, એનું નામ 'કામ' છે આ પુરૂષાર્થની સેવના જો નીતિપૂર્વક થાય, તો તો તે 'કામ' છે, અને જો શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન કરી અનીતિપૂર્વક સેવના થાય, તો તે 'કામ' નહિં, પરન્તુ કુકામ છે-કુકર્મ છે જે મનુષ્ય પોતાની સ્ત્રીની સાથે પણ મર્યાદાપૂર્વક-વૈદ્યકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રના નિયમો પ્રમાણે-સંસાર સેવન કરે છે, તેજ 'કામ' પુરૂષાર્થને સાધે છે, એમ કહી શકાય બાકી મર્યાદાનો ભંગ કરનાર, પશુથી પણ બહેત્તર ગણાય છે, કારણ કે કેટલાક પશુઓ પણ પોતાની નિયમિતતાનો ભંગ કરતા નથી એટલે જ્યારે તેઓને પ્રજા ઉત્પન્ન કરવાની હોય છે, ત્યારે જ નરમાદાનો મેળાપ મનુષ્યો કરાવે છે પરન્તુ એ બહુ દુખનો વિષય છે કે-મનુષ્યોમાં તત્ત્વાતત્ત્વનો વિચાર કરવાની શક્તિ હોવા છતાં પોતાનું હિત-અહિત સમજવાની બુદ્ધિ હોવા છતાં, તેઓ કામાન્ધ બની વિષયમાં એવા રક્ત બની જાય છે, કે-નથી રાખતા તેઓ પોતાના શરીરનું ભાન, નથી રાખતા તેઓ લોકનિંદાનો ડર કે નથી રાખતા તેઓ એક બીજાની શક્તિનો વિચાર વર્તમાન પત્રોમાં એવા ઘણા કેસો વાચવામાં આવે છે કે-ફલાણો પરણ્યા પછી મહીને મરી ગયો અને ફલાણો પરણ્યા પછી પંદર દિવસે મરી ગયો, આનું કારણ? આનું કારણ, મોટે ભાગે આપણે ઉપર કહી ગયા એ જ-તેમની વિષયાસક્તતા છે, ઘણાખરા મનુષ્યો પરણે છે, એટલે તેઓ એમજ સમજે છે કે આ ગુલામડી વિષયસેવન માટે જ લાવવામાં આવી છે, અને તેને પરિણામે તેઓ થોડાજ દિવસમાં પોતાની સંસારયાત્રાનો અંત લાવી દે છે આનું નામ કામપુરૂષાર્થની સાધના કરી ન કહેવાય.

પરણ્યા પછી પણ પાળવું જોઇતું બ્રહ્મચર્ય

મનુષ્યોએ એ ખૂબ ધ્યાનમાં રાખવાનું છે કે-પરણ્યા પછી પણ તેમને માથે બ્રહ્મચર્ય પાળવાની એટલી ફરજ રહેલી છે, કે

જેટલી પરણ્યા પહેલા રહેતી હતી, બલ્કિ પરણ્યા પહેલાની અવસ્થા કરતા પરણ્યા પછીની અવસ્થામા વધારે ફરજ રહેલી છે, એમ કહીએ, તો પણ કઇ ખોટુ નથી

પરણ્યા પહેલા વીર્યંનુ સારી રીતે રક્ષણ કરવુ, એ જેમ 'બ્રહ્મચય' છે તેમ પરણ્યા પછી વીર્યંનો અતિયોગ કે મિથ્યાયોગ ન થવા દેવો, એ પણ એક જાતનુ 'બ્રહ્મચર્ય' જ છે આ બ્રહ્મચર્યંની રક્ષા કરવાનુ કામ પહેલા બ્રહ્મચર્ય કરતા વધારે કઠિન છે વિષયવાસનાના કારણો ઉપસ્થિત હોવા છતા મનને કાબૂમા રાખી, વિષયવાસનાને બેની રાખવી, એ શુ ઓછુ કઠિન કામ છે ? આ પ્રમાણે મનને કાબૂમા નહિ રાખનારા મનુષ્યો જ ખરેખર સ્ત્રીને જોઇ જોઇને ઘેલા બની જાય છે પરન્તુ ગૃહસ્થોએ પોતાને યોગ્ય 'બ્રહ્મચર્ય'નુ પાલન અવશ્ય કરવુ જોઇએ ગૃહસ્થના–પરણેલાના બ્રહ્મચર્યંની જો ટૂ કી વ્યાખ્યા કરીએ, તો તે એટલીજ બની શકે કે 'પ્રજાની ઉત્પત્તિના હેતુથી પોતાની પરણેલીજ સ્ત્રીની સાથે યોગ્ય સમયેજ સબધ કરવો–નિયમ વિના અને વારવાર નહિ, તેનુ નામ 'બ્રહ્મચર્ય' છે

આ નિયમથી જેઓ વિરૂદ્ધ વર્ત્તન કરે છે, તેઓ ખરેખર બ્રહ્મચર્યંનો ભગ કરે છે કેટલાકો એમ માની બેઠેલા હોય છે કે પરણ્યા પછી વેશ્યાગમન કે પરસ્ત્રીસેવન કરવુ, એનુ નામજ 'બ્રહ્મચર્યંનો ભગ છે' પરતુ વસ્તુત તેમ નથી 'વેશ્યાગમન' કે 'પરસ્ત્રીસેવન' એ તો એક જાતનો દુરાચાર છે, પરન્તુ બ્રહ્મચર્યંનો ભગ તો પોતાની સ્ત્રીની સાથેના સેવનથી પણ થાય છે, જેમ અનિયમિત અને અયોગ્ય રીતે વર્તન રાખવુ, વીર્યંનો હદ ઉપરાત વ્યય કરવો સ્ત્રીની ઇચ્છા વિના જબરદસ્તીથી વિષયસેવન કરવુ, વખત કવખતનો વિચાર ન રાખવો, રજસ્વલા, સગર્ભા અને વ્યાધિગ્રસ્ત સ્ત્રીની સાથે સબધ કરવો, વિગેરે–એ બધાએ 'બ્રહ્મચર્યંના ભગ' નાજ લક્ષણો છે આ બ્રહ્મચર્યંના ભગને આપણે 'વ્યભિચાર' કહીએ, તો પણ કઇ ખોટુ નથી ટૂકમા કહીએ તો–બ્રહ્મચર્યંના નિય

મોથી વિરૂદ્ધ વર્ત્તન કરવુ, એનુજ નામ 'બ્રહ્મચર્યનો ભંગ' કે 'વ્યભિચાર' છે

ગૃહસ્થોને માટે ખાસ કરીને કહેવામા આવ્યુ છે કે—'પુત્રકામ સ્વદારેષ્વધિકારી' અર્થાત્—પુત્રની ઇચ્છાવાળો પોતાની સ્રીમા અધિકારી છે પરન્તુ તે પણ ઉમરલાયક થયા બાદ, હમેશાને માટે નહીં, પરન્તુ તેણે પણ અમુક નિયમો પાળવાજ જોઇએ જો તે નિયમોને ન પાળે, અને અનિયમિત રીતે વર્ત્તે, તો તેમ કરનારને તિર્યંચોથી પણ હલકી પંક્તિમા ગણવામા આવે છે. તુલસીદાસ સાચુજ કહે છે કે—

कार्त्तिक मासके कुत्तरे तजे अन्न आर प्यास ।
तुलसी वांकी क्या गति जिसके बारे मास ॥ १ ॥

કૂતરા એક મહીનાના વિષયસેવનથી હડકાયા થઇ જાય છે, વાળ ખરી પડે છે, ચાઠા પડી જાય છે, અને કાનમા કીડા પણ પડી જાય છે, જ્યારે કેટલાક તો મરણને શરણ પણ થાય છે તો પછી જે મનુષ્યો બારે માસ વિષયસેવનમા મચ્યા રહે છે, તેઓની શી સ્થિતિ થવી જોઇએ, એનો વાચક સ્વય વિચાર કરી શકે તેમ છે

પરસ્રીસેવન અને વેશ્યાગમનથી જે લોકો પોતાના બ્રહ્મચર્યનો ભગ કરે છે, એની વાતોને તો આપણે બાજૂ ઉપરજ મૂકીશુ કારણ કે, તે કામો કરવાવાળા તો ખરી રીતે બ્રહ્મચયનો ભગ કરેછે, એટલુ જ નહિ પરન્તુ દુરાચારનુ સેવન કરેછે એવા દુરાચારિયોને માટે શાસ્રોમા ઓછુ નથી કહ્યુ એવા લોકોને માટે તો આપણે ત્યા સુધી બેધડક કહી શકીએ તેમ છીએ, કે તેઓના હૃદયમા ધર્મજ નથી આ વાત કેટલાકોને એકાએક ગળે નહીં ઉતરે, પણ આને માટે એકજ દૃષ્ટાન્ત બસ થશે અને તે એ છે કે–ધારો કે–પરસ્રીસેવન કરવાવાળા માણસે તે સ્રીને એવો સંકેત આપ્યો છે, કે ફલાણા ટાઇમે, ફલાણા સ્થાને તને મળીશ તેજ સમયમા તેના ગામમા તે મનુષ્યના

પૂજ્યમા પૂજ્ય ગુરૂ આવે, અરે, સાક્ષાત ઈશ્વર આવે, તો પણ તે માણસ ગુરૂના કે ઈશ્વરના દર્શન કરવા જઈ શકશે ? કદાપિ નહીં તે તો હજારો કામો પડતા મૂકીને તેની માનનીય પેથી દેવીનાજ દર્શન કરવા જવાનો આ શુ બતાવે છે ? તેના હૃદયમા ધર્મની વાસનાનો અભાવ બીજુ કંઇજ નહીં માટે આવા ધર્મથી હીન અને દુરાચારી માણસો તો પોતાના શરીરને પાયમાલ કરે છે, એ તો દેખીતીજ વાત છે, પરન્તુ પોતાની સ્ત્રીની સાથે પણ મર્યાદાને છોડીને વિષયસેવન કરનાર પણ પોતાના શરીરને જરૂર પાયમાલ કરે છે માટે શાસ્ત્રમર્યાદાનો ખ્યાલ તો મનુષ્યોએ અવશ્ય રાખવો જોઇએ

વિષયસેવનની મર્યાદા શી છે ?

આ મર્યાદા બતાવતા ભાવપ્રકાશમા કહ્યુ છે કે–'ऋतौ भार्यामुपेयात्' અર્થાત્ ઋતુકાળમા પુરૂષે પોતાની સ્ત્રી પાસે જવુ, રજસ્વલા સ્ત્રીને 'ઋતુસ્રાવ' થાય તે દિવસથી ૧૬ રાત્રી સુધીના કાળને 'ઋતુકાળ' કહેવામા આવે છે વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે સ્ત્રીને ગર્ભ રહેવાનો કાળ પણ એજ છે આ દિવસો પૈકી સ્ત્રી પુરૂષે એક દિવસ મુકરર કરવો જોઇએ કહેવાય છે કે ઋતુકાળ ગયા પછી અથાત્ ૧૬ રાત્રી પછી, સ્ત્રીનુ ગર્ભાશય બધ પડી જાય છે, અને ત્યાર પછી ગર્ભાધાનના હેતુથી સયોગ કરવો નિરર્થક છે ધ્યાનમા રાખવુ જોઇએ કે–ઉપર્યુક્ત ૧૬ રાત્રિમા પણ સ્ત્રીને જેટલા દિવસ સુધી રક્તસ્રાવ થતો હોય, તે દિવસોએ સ્ત્રીસમાગમ ભૂલેચૂકે પણ કરવો નહિ ઉપર્યુક્ત સોળ રાત્રિઓમા પણ અમુક અમુક રાત્રિઓ ખાસ કરીને વર્જવામા આવેલી છે, એ બધી બાબતોનો મનુષ્યોએ ખ્યાલ રાખવો જોઇએ

વસ્તુસ્થિતિએ જોવા જઈએ, તો દરેક પરણેલ મનુષ્યને ઓછામા ઓછા એકી સાથે અગાર મહીના સુધી તો બ્રહ્મચર્ય પાળવાનો પ્રસગ અવશ્ય મળેજ છે અને તેટલો સમય તેને બ્રહ્મચર્ય પાળવુજ જોઇએ તપાસો—

શાસ્ત્રકારોનુ એ કથન છે–અને તે શરીર શાસ્ત્રના નિયમ પ્રમાણે સર્વથા સત્યજ છે કે–સ્ત્રીને જે દિવસથી ગર્ભ રહે, તે દિવસેથી પુરૂષે સ્ત્રીની પાસે જવુ જ નહિ એ નિયમ ત્યા સુધી પાળવો, કે ત્યા સુધી બાળક જન્મે અને ધાવણ છોડી ખોરાક ખાવાની શરૂઆત ન કરે નીરોગી સ્ત્રીને ઋતુસ્રાવ પણ ત્યારેજ પાછો શરૂ થાય છે કે–જ્યારે બાળક ધાવણ છોડી ખોરાક ખાવાની શરૂઆત કરે છે આ સમય લગભગ અઢાર મહીના કે તેથી પણ વધારે થાય છે આટલી મુદ્દત સુધી પુરૂષે ભૂલેચૂકે પણ સ્ત્રીની પાસે જવું નહિ બસ, આનુ નામજ ' બ્રહ્મચર્ય ' છે સ્ત્રી હોવા છતા–પુત્રોત્પત્તિ કરવા છતા–પણ આ નિયમને પાળનાર ગૃહસ્થ પણ બ્રહ્મચારીજ કહેવાય છે

આ પ્રમાણે અઢાર માસ સુધી, પરણેલા ગૃહસ્થે બ્રહ્મચર્ય પાળવુ જ જોઇએ, એમ એક અગ્રેજ વિદ્વાન્ પણ ભાર મૂકીને કહે છે, એટલુ જ નહિ, પરન્તુ તે તો આગળ વધીને ત્યા સુધી કહે છે કે— અઢાર મહીનાની મુદ્દત સુધી તે સ્ત્રી બહુજ શક્તિથી હીન થઇ જાય છે, અને તેથી તે સ્ત્રી સપૂર્ણ રીતે શક્તિવાળી અને તદુરસ્ત ન થાય, ત્યા સુધી પણ પુરૂષે તેની પાસે ન જ જવુ આવી સપૂર્ણ શક્તિ લાવવામા તે અગ્રેજ વિદ્વાન્ બીજા બાર કે પદર મહીનાની મુદ્દત બતાવે છે, એટલે એકદર અઢી–પોણાત્રણ વર્ષ સુધી તો પુરૂષે અવશ્ય બ્રહ્મચર્ય પાળવુ જ આવી રીતે બ્રહ્મચર્ય પાળવા પૂર્વક–વીર્યની રક્ષા કરવા પૂર્વક સમાગસેવન કરનાર પુરૂષ, મહાન્ તેજસ્વી, વિશાળ છાતીવાળા અને પ્રતાપી પુત્રને ઉત્પન્ન કરે, એમા નવાઇ જેવુ જ શુ છે ? અને મજબૂત બાંધાવાળી આ સતતિ પણ ભવિષ્યમા ઉત્તરોત્તર તેવીજ સતતિ ઉત્પન્ન કરે, અને પરિણામે આખો આર્યસસાર સુધરી જાય, એ શુ બનવાજોગ નથી ?

શુ વધારે વિષયસેવનથી કામની તૃપ્તિ થાય છે ?

આ પ્રસગે એક એ ખુલાસો પણ કરવો જરૂરનો છે અને

ત્રે એ છે કે–કેટલાકે એમ સમજીને વધારે વિષયસેવન કરે છે કે–અમુક વખત સુધી લાગટ વિષયસેવન કરી લેવામા આવે, એટલે તે સબધી સપૂર્ણ તૃપ્તિ થઇ જાય છે, અને પછી તેની ઇચ્છા રહેતી નથી પરન્તુ આ મન્તવ્યને ત્યારેજ સાચુ માની શકાય કે–જ્યારે અગ્નિમા ઘી હોમવાથી અગ્નિ શાન્ત થતો હોય ગમે તેટલી વખત વિષયનુ સેવન કરવામા આવે, પર તુ તેથી તેની ઇચ્છાની નિવૃત્તિ તો થવી દૂર રહી, પરન્તુ ઉલટો ઇચ્છામા વધારોજ થતો જાય છે મનુજી મનુસ્મૃતિના બીજા અધ્યાયમા કહે છે કે

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ९४ ॥

અર્થાત્—વિષય ભોગવવાથી કામની શાન્તિ કદાપિ થતી નથી, પણ અગ્નિમા ઘી નાખવાથી જેમ અગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે તેમ કામની પણ વૃદ્ધિ થાય છે

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય પણ યોગશાસ્ત્રના બીજ પ્રકાશમા ઉપર્યુક્ત વાતને આ શબ્દોમા કહે છે

स्त्रीसंभोगेन यः कामज्वरं प्रतिचिकीर्षति ।
स हुताशं घृताहुत्या विध्यापयितुमिच्छति ॥ ८१ ॥

અર્થાત્—જે મનુષ્ય, સ્ત્રીના સભોગવડે કરીને કામજ્વરને શાન્ત કરવા ચાહે છે, તે ઘીની આહુતિથી અગ્નિને શાન્ત કરવ જેવો પ્રયત્ન કરે છે, અર્થાત્ ઘીની આહુતિથી અગ્નિ શાન્ત ન થત વૃદ્ધિ પામે છે, તેમ સ્ત્રીના સભોગથી કામજ્વર શાન્ત ન થત વધારે પ્રદીપ્ત થાય છે માટે એ પ્રયત્ન તો ઉલટો નુકસાનકર્તા છે

વિષયસેવનની જેને ચાટ લાગી જાય, તે તો પછી મરણ ત્તેજ તેનો અત લાવે છે રોગી થાય, શોકી થાય અને સર્વથા પાય માલ થાય, પરન્તુ તે બધાની દરકાર ન કરી આયુષ્યનો અત લાવવ સુધી તેમા આસક્તજ રહે છે

થોડી પણ વીર્યની સ્ખલના કેટલું નુકસાન કરે છે

આજકાલના ઘણા માણસોને જોઇએ છીએ તો તેઓ શારીરિક સાથે માનસિક બળમા પણ એટલા બધા કમજોર હોય છે, કે ન્હાનામા ન્હાનું કામ કરવામા પણ તેમની હિમ્મત ચાલતી નથી, તેનુ કારણ 'વધુ વિષયસેવન' જ છે અરે, જેઓને થોડીપણ વીર્યની સ્ખલના થઇ ગઇ હોય છે-થોડો પણ બ્રહ્મચર્યનો ભંગ થઇ ગયેલો હોય છે, તો તેઓ પોતાના કોઇપણ કાર્યના વિજયમા ઘણી વખત પાછા પડયાના અનેક દૃષ્ટાન્તો આપણી સામે મૌજૂદ છે, તો પછી જેઓએ પોતાના બ્રહ્મચર્યનો ભંગ કરવામા કંઇ વિચારજ રાખ્યો નથી-વિષયસેવનની કંઇ મર્યાદાજ રાખી નથી અથવા રાખતા નથી, તેઓ કોઇ પણ કાર્યમા વિજય નજ મેળવે, અને દરેક કાર્યમા પાછાજ પડે, તો તેમા નવાઇ જેવુ શું છે? કોણ નથી જાણતુ કે-નેપોલીયન બોનાપાર્ટ આખા યૂરોપના રાજ્યોને ધ્રુજાવનાર એક વ્યક્તિ હતો, છતા તે પણ પોતાના સ્થાનથી પડયો-સામર્થ્ય હોવા છતા હાર્યો, એનુ કંઇ કારણ? એનુ કારણ ઇતિહાસ દીવા જેવું બતાવે છે કે-તે સંગ્રામમા જના અગાઉ પોતાનુ ખૂન પોતાને હાથેજ કરી ચુકયો હતો અર્થાત્ સંગ્રામમા જવાની આગલીજ રાત્રિએ તેણે સ્ત્રીસેવન કર્યું હતુ અભિમન્યુ જેવો મહાબલી યોદ્ધો કુરૂક્ષેત્રની રણભૂમિમા રહેસાઇ ગયો, એનુ કંઇ કારણ? એનુ કારણ એજ કે-રણભૂમિમા ઉતરવા અગાઉ તેણે પોતાના બ્રહ્મચર્યનુ ખંડન કર્યું હતુ કહેવાય છે કે-' મેઘનાદને મારવામા કોણ સમર્થ થઇ શકશે?' એવો સવાલ જ્યારે ઉપસ્થિત થયો હતો, ત્યારે રામચંદ્રજીએ કહ્યુ હતુ કે-' જેણે ૧૨ વર્ષ સુધી બરાબર બ્રહ્મચર્ય પાળ્યુ હશે-અપવિત્ર વિચાર પણ નહિ કર્યો હોય, તેજ મેઘનાદને મારવા સમર્થ થઇ શકશે ?' અને તેજ પ્રમાણે આ કાર્યમા સંપૂર્ણ સુયશ લક્ષ્મણજીનેજ મળ્યો હતો, કે જેમણે ૧૨ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળ્યુ હતુ, અને અપવિત્ર વિચાર પણ કર્યો ન્હોતો લક્ષ્મણજીની પવિત્રતાને માટે વધારે શું કહેવુ? જે વખતે

પાળેલુ નથી હોતુ જ્યારે કેટલાક સાઠ સાઠ સિત્તેર સિત્તેર વર્ષના વૃદ્ધો એવા જોવામા આવે છે કે જેઓ ૨૫–૩૦ વર્ષના જુવાનો કરતા પણ ડબ્બલ કામ કરે છે ૧૦–૧૫ ગાઉ પગે ચાલીનેજ નહિ, પરન્તુ તેની સાથે ૨૦–૨૫ શેર ભાર ઉપાડીને જવુ હોય, તો પણ ખુશીથી તે લઇ જઇ શકે છે તેઓની આંખોનુ તેજ પણ ઘણુંજ સરસ હોય છે આનુ કારણ ? આનુ કારણ એજ કે–તેમણે પોતાના જીવનમા વીર્યનો દુરુપયોગ કર્યો નથી હોતો ન સારસેવન પણ ગૃહસ્થને ઉચિતજ કર્યુ હોય છે અને તેનુ જ એ પરિણામ છે કે–વૃદ્ધાવસ્થામા તેઓ મજબૂત શરીરના અને શક્તિવાળા રહી શકે છે

એકપત્નીવ્રતની આવશ્યકતા

ગૃહસ્થોએ ખાસ કરીને પોતાના બ્રહ્મચર્યના અગભૂત એક બીજી વાત ધ્યાનમા રાખવાની છે અને તે એ છે કે–એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કદાપિ કરવી નહિ એકથી વધુ સ્ત્રી કરનારને પણ ખરેખર બ્રહ્મચર્યનો ભગ કરનારજ કહી શકાય છે એક હિન્દી કવિ કહે છે કે–' जाकी एक नारी है वह सदा ब्रह्मचारी है । ' વાત બિલકુલ સત્ય છે એક પત્નીવ્રતવાળો ગૃહસ્થ ખરેખર બ્રહ્મચારી ગણાવાને યોગ્ય છે ખરી રીતે જોવા જઇએ તો બે સ્ત્રિયોના પતિને સસારિક સુખ પણ કઈ મળતુ નથી અને આખુ જીવન બિચારો બળીબળીને વ્યતીત કરે છે શાસ્ત્રકારો કહે છે કે—

वर कारागृहे क्षिप्ता वर देशान्तरभ्रमा ।
वर नरकसचारी न द्विभार्या पुन पुमान ॥ १ ॥
अभाजनो गृहाद् याति नाप्नात्यम्बुच्छटामपि ।
अक्षालितपद गन भायाद्वययुता नर ॥ २ ॥

અર્થાત્—કેદખાનામા રહેનાર શ્રેષ્ઠ છે, દેશાન્તરમા ભ્રમણ કરનાર સારો છે, નરકમા વિચરનાર ઉત્તમ છે, પરન્તુ બે સ્ત્રિયોનો પતિ શ્રેષ્ઠ નથી બે સ્ત્રિયોના પતિને ઘરેથી ભોજન કર્યા વિના જવુ

પડે છે, પાણીનો છાંટો પણ પામનો નથી અને વગર પગ ધોયે બિચારાને સૂઇ રહેવુ પડે છે.

આ વાત ખોટી નથી બન્નેનો પ્રેમ સંપાદન કરવામાં અથવા તો બન્ને સ્ત્રિયોને રાજી રાખવામાં તેને જે મુશ્કેલીઓ ઉઠાવવી પડે છે, તે તેનો આ માજ જાણે છે જગે તેનો ગંભીર, ડાહ્યો અને વિચક્ષણ પુરૂષ પણ જો બે સ્ત્રિયોનો પતિ થાય તો તેની ગંભીરતા, તેનુ ડહાપણ અને તેની વિચક્ષણતા તે સ્ત્રિયો ની આગળ ક્યાંય ચાલ્યા જાય છે. ફલાણીને કેમ સમજાવવી અને ફલાણીને કેમ ગજી રાખવી, એવીજ રાતદિવસની ચિંતામાં બિચારો સુકાઇ જાય છે વળી તે બન્ને સ્ત્રિયો ના આપસના ઝગડાથી દુનિયામાં ફજેતી થાય, એ તો જુદીજ આવા, બે સ્ત્રિયોના પતિયોના ઉપર દયા લાવીને એક કવિ પણ કહે છે—

> वहुत वणिज बहुत नदियाँ दो नारी भरतार ।
> उसको क्या है मारना, मार रहा किरतार ॥

તદ્દન સાચુ છે બે સ્ત્રિયોનો પતિ સ્વયં મરી રહેલો હોય છે ખાવામાં—પીવામાં કે કોઇ કાર્યમાં તેને આનંદ આવતો નથી એક દૃષ્ટાન્ત છે કે—

" એક વખત એક ચોર, એક એવા ગૃહસ્થના ઘરમાં ચોરી કરવા પેઠો, કે જેને બે સ્ત્રિયો હતી એક સ્ત્રી તેના ઘરના નીચેના ખંડમાં સૂતી હતી, અને બીજી મેડી ઉપર સૂતી હતી શેઠ તેજ રાત્રે, કે જે રાત્રિએ ચોર ચોરી કરવા પેઠો હતો, મેડી ઉપર સૂતેલી સ્ત્રીની પાસે જવા લાગ્યો આ વાત નીચે સૂતેલી સ્ત્રીને ન ગમી શેઠ જ્યારે દાદરા ઉપર ચઢતો હતો, તે વખત નીચેની સ્ત્રીએ શેઠનો પગ પકડ્યો જ્યારે ઉપરની સ્ત્રીને માલૂમ પડ્યુ કે—નીચેવાળી આવવા દેતી નથી, ત્યારે તે ઉઠીને ઝટ દાદર પાસે આવી, અને શેઠની માથાની ચોટલી પકડી, ઉપરની સ્ત્રી શેઠને ઉપર ખેંચવા લાગી, અને નીચેની સ્ત્રી શેઠનો ટાંગો પકડી નીચે ખેંચવા લાગી શેઠ યદિ ચાહતે, તો આ બન્નેમાંથી એકને તરછોડી કાઢી, ગમે તે એક પાસે

માફક પ્રજોત્પત્તિ કરવામા બીજા દેશો કરતા બહુ આગળ વધી ગયો છે અને દ્રવ્યોત્પત્તિમા બીજા દેશો કરતા બહુ પાછળ છે એક મનુષ્યે કરેલી ગણના મુજબ કહીએ તો ભારતવર્ષના એક મનુષ્યને સોળ માણસનો ખોરાક પૂરો કરવો પડે છે, અને માણસની માસિક આવક ૨ાા રૂ ની આવે છે અર્થાત્ ૨ાા રૂપિયામા એક માણસને પોતાનુ ગુજરાન ચલાવવુ પડે છે ! આવી સ્થિતિમા ભારતવર્ષના મનુષ્યો નીતિથી ચાલે, વરભાવનો ત્યાગ કરે અને દરેક જાતિના મનુષ્યો સપીને રહે, એ કોઇ કાળે બની શકે તેમ છે? પંદર ગાયોના વાડામા એકજ ગાયને માટે ઘાસ નાખવામા આવે, તો તે ગરીબ બીચારી ગાયો પણ લડી મર્યા વિના રહે ખરી ? પચ્ચીસ કુતરાને ભેગા કરી એક બે રોટલા નાખવામા આવે, તો તે કુતરા એક બીજાને ફાડી ખાધા વિના રહે ખરા ? કદાપિ ન રહે કુદરતને એ વાત પસંદ જ નથી કે—દુનિયામા મર્યાદાનો ભંગ થાય

એ બહુ નવાઇ જેવુ છે કે—જે મનુષ્યના ઘરમા પોતાના કુટુબનુ પોષણ થાય, એટલી તો આવક હોતી નથી, અને રોજ તેને માટે અકથનીય ચિંતાઓ અને કષ્ટો ઉઠાવવા પડતા હોય છે, તો પણ તે મનુષ્ય ધડાધડ છોકરા પેદા કરવામા વિચાર રાખતો નથી આનુ પરિણામ શુ આવે ? બધાઓને ભૂખે મરવાનુ કે બીજુ કઇ ? પાચ કે સાત રૂપિયા પેદા કરવાવાળો એક માણસ, પોતાનુ, પોતાની સ્ત્રીનુ અને કદાચ હોય તો એક બે બાળકોનુ પણ પૂરૂ ન કરી શકતો હોય, તે જ માણસ વર્ષે કે બબ્બે વર્ષે એક એક સંતાન ઉત્પન્ન કરતો જતો હોય, તો ભવિષ્યમા એનુ પરિણામ શુ આવે, એ વાચક સ્વયં વિચારી શકે તેમ છે માટે દેશને જો દરિદ્રતામાથી બચાવી રાખવો હોય અને મરકી, દુષ્કાળ, ધરતીકપ અને લડાઇ— આ ચાર કુદરતના કોપોને ભોગ ન થવુ હોય અને ભારતવર્ષમા એકતાનુ સામ્રાજ્ય સ્થાપન કરવુ હોય, તો, તે આર્થિક દૃષ્ટિથી પણ મનુષ્યોએ વિષયવાસનાને ઓછી કરી પ્રજોત્પત્તિના પ્રવાહને અટકાવવો જોઇએ

ખરી રીતે જો મનુષ્યો વિચાર કરે, તો જણાઈ આવે કે–ઊંદરડી જેવા અનેક સંતાનો ઉત્પન્ન કરવાથી કંઈ લાભ નથી પક્કા વીર્યથી તેજસ્વી, દીર્ઘઆયુષ્યવાળો અને મજબૂત બાંધાનો એક જ છોકરો હોય, તો તે ગૃહસ્થોને માટે પર્યાપ્ત થઈ પડે છે નીતિકારનું આ કથન સર્વથા સત્ય છે કે—

एकेनाऽपि सुपुत्रेण सिंही स्वपिति निर्भयम् ।
सहैव दशभिः पुत्रैर्भारं वहति गर्दभी ॥ १ ॥

અર્થાત્—એક સુપુત્રની પ્રાપ્તિથી સિંહણ નિર્ભય થઈને સૂએ છે, જ્યારે દશપુત્રો હોવા છતાં બિચારી ગધેડીને જન્મભર ભાર વહનજ કરવો પડે છે અતએવ આવા રેગીયા પેગીયા જેવા અનેક પુત્રોથી શું ? એક સુપુત્ર હોય, તો તે કાફી છે

સંસારમાં મનુષ્યોને પુત્રપ્રાપ્તિની ઇચ્છા કેટલી બધી હોય છે, એ કોઈથી અજાણ્યું નથી સાઠ સાઠ સિત્તેર સિત્તેર વર્ષના ડોકરાઓ દશ–દશ કે પંદર પંદર વર્ષની બાળાઓ સાથે લગ્ન કરીને તેબિચારીઓના આખા જીવન ઉપર છરી ફેરવે છે, એનું કારણ શું છે ? પુત્રપ્રાપ્તિની ઇચ્છા શરીરમાં સત્ત્વ હોતું નથી, ડાચા બેસી ગયા હોય છે, દાંત હોતા નથી અને કમર પણ ભાગી ગયેલી હોય છે, આવી અવસ્થામાં પણ પરણવાની ઇચ્છા કરવી–પરણવું, એ કેટલી બધી તુચ્છતાને સૂચવે છે ? છતાં આવા કેસો પણ બનતા જોવાય છે આવી જ રીતે વેશ્યાગમન, પરસ્ત્રીગમન વિગેરે નિંદ્યકાર્યોમાં પણ મનુષ્યો વધી જાય છે, એનું કારણ તેઓની વિષયાંધતા જ છે આવી વિષયાંધતાને લીધે તેઓને પડેલી કુટેવોથી જે જે ખરાબીઓ થાય છે, તે કોઈથી અજાણી નથી એટલે તે સંબંધી વિશેષ ન કહેતાં પ્રસ્તુતમાં એક ખાસ બાબત તરફ વાચકોનું ધ્યાન ખેંચવું જરૂરનું સમજવામાં આવે છે અને તે એ છે કે–આ વિષયાંધતા અને પુત્રપ્રાપ્તિની ઇચ્છાને પરિણામે જ કેટલાક વિધવાવિવાહનો પ્રચાર કરવા પણ બહાર પડયા છે પરન્તુ વસ્તુતઃ વિધવાવિવાહથી કેટલી ખરાબિયો થાય છે, એ વાતને તેઓ સમજી શકયા જ નથી.

વિધવાવિવાહથી થતું નુકશાન

સૌથી પહેલા તો વિધવાવિવાહના પ્રચારથી સસારમા વ્યભિચાર-વ્યભિચારજ નહિ, દુરાચાર પણ વધે છે સ્ત્રી પતિના મરી ગયા પછી પોતાના ન્હાના બચ્ચાને પણ છોડીને ચાલી નિકળે છે, કદાચ પતિ મરી ન ગયો હોય, અને જીવતો પણ હોય, અને જો તેનામા કોઇ પ્રકારની ખોડ-ખાપણ હોય, તો તેને ગમે તે રીતે મારી નાખી અથવા મૂકી દઇને બીજો પતિ કરવામા અચકાતી નથી બીજાની સાથે ન બન્યુ, તો તેને મારી ત્રીજો પણ કરે, કારણ કે પતિ સાથેનો જે પ્રેમ-પતિ પ્રત્યે જે ભક્તિ હોવી જોઇએ, તે તો તેનામા રહેતીજ નથી આનુ પરિણામ એ આવે છે, કે તે પોતાની મરજી મુજબ વર્તન કરે છે આ અનર્થો શાથી બન્યા ? વિધવાવિવાહની છૂટ મળવાથી અને વિષયની લોલુપતાથી જો કે એ વાત ખરી છે કે-કેટલીક નિર્લજ્જ અને હીનકુલની વિધવાઓ પોતાની મર્યાદાને નહિ જાળવી રાખવાના પરિણામે બાલહત્યા જેવુ નીચમા નીચ કામ પણ કરે છે, પરન્તુ તેનો અટકાવ વિધવાવિવાહના પ્રચારથી થવાનો નથી વિધવાવિવાહથી તો ઉલટા ઘણા અનર્થો ઉભા થવાના માટે પ્રથમ એવી હત્યાઓનુ મૂલ કારણ શુ છે ? એ તપાસી કાઢી તેનો નિષેધ કરવો જોઇએ ખરી રીતે વિધવાઓની વૃદ્ધિનુ મૂલ કારણ કોઇ હોય, તો તે બાળલગ્ન અને વૃદ્ધવિવાહ છે માટે વિધવાવિવાહનો પ્રચાર કરવા કરતા આ બે બાબતોની અટકાયત સખ્ત રીતે થવી જોઇએ અને જો આ બે બાબતોનો નાશ થાય, તો વિધવાઓની વૃદ્ધિ અટકી જવાની જો કે સ્ત્રિયો સર્વથા વિધવાઓ નહિ જ બને, એમ તો ન કહી શકાય, કારણ કે કર્મના કારણથી કોઇ વિધવા થાય પણ ખરી, પરન્તુ તેઓને માટે સારા સારા વિધવાશ્રમો ખોલી સારૂ શિક્ષણ આપવામા આવે, તો થોડે ઘણે અંશે કઇ અનર્થ થવાની સભાવના રહેતી હોય, તે પણ અટકી જાય માટે જેઓ બાળહત્યાનુ કારણ આગળ કરી વિધવાવિવાહનો પ્રચાર કરવા ઇચ્છે છે, તેઓએ ખાસ કરીને દીર્ઘ વિચાર કરવાની જરૂર છે કેટલીક વખત ગભીર

વિચારના અભાવે અને દુરાગ્રહના પરિણામથી સાક્ષરો પણ ઉલટે માર્ગે દોરવાઇ જાય છે ભૂલવુ ન જોઇએ કે-ભારતવર્ષમા સત્ય, પ્રેમ અને બ્રહ્મચર્ય-આ ત્રણ વસ્તુઓની આવશ્યકતા છે-તેમા સત્ય અને પ્રેમની વૃદ્ધિ તથા શુદ્ધિ કરનાર બ્રહ્મચર્યની તો પહેલા આવશ્યકતા છે પણ જો વિધવાવિવાહનો પ્રચાર થયો, તો આ બ્રહ્મચર્યની મર્યાદા રહેવાની નથી વિધવાવિવાહ શરૂ થશે, તો કોઇ સાધ્વી પણ થશે નહિ, અરે, સાધ્વી થવુ તો દૂર રહ્યુ, ગૃહસ્થાવસ્થામા રહીને પણ નિર્મળ જીવન સ્ત્રિયો ગુજારી શકશે નહિ નિદાન, તેઓની ધાર્મિક લાગણીઓ સુધરશે નહિ અને પરિણામ એ આવશે કે હલકા લોકોની માફક ચાલીસ ચાલીસ કે પચાસ પચાસ વર્ષના પુત્ર હોવા છતા-એ પુત્ર ઉંચી હદે પહોચેલો હોવા છતા વિધવાઓ ઘર માડવા લાગશે યૂરોપમા પણ રાજ્યકુટુબી લોકોમા વિધવાવિવાહનો પ્રચાર નથી આથી પણ આપણે એમ સિદ્ધ કરી શકીએ છીએ કે-તે રૂઢિ પ્રશસનીય નહિ, પરન્તુ નિન્દનીયજ છે માટે વિધવાવિવાહના હિમાયતિઓએ ખાસ કરીને આ વાત ઉપર ધ્યાન આપવુ જોઇએ છે અને જેઓ, માત્ર વ્યભિચાર-દુરાચારનો પ્રચાર કરવાને માટેજ વિધવાવિવાહનો પ્રચાર કરવામા પોતાની બુદ્ધિમત્તા સમજતા હોય, તો તેઓને માટે તો કઇ કહેવા જેવુ રહેતુ જ નથી

**સ્ત્રી સહાચારિણી કેમ રહી શકે ?**

એ તો સૌ કોઇ સમજી શકે તેવી બાબત છે કે-સ્ત્રી જાતિને બ્રહ્મચર્ય પળાવવા માટે પુરૂષો કરતા પણ વધારે સાવધાનતા રાખવાની જરૂર છે કારણ કે પુરૂષ કરતા સ્ત્રીનો વિષય આઠ ગુણો બતાવવામા આવ્યો છે માટે પરણેલા પુરૂષે પોતાની સ્ત્રીને મર્યાદામા રાખવા માટે ખાસ કરીને પોતે કેટલાક નિયમો જાળવવાની જરૂર છે જો કે, એ વાત ખરી છે કે-સ્ત્રિયો પુરૂષોની માફક એકદમ નિર્લજ્જ નથી થઇ જતી, પરન્તુ જ્યારે તે નિર્લજ્જ થાય છે, ત્યારે તે એવી થાય છે કે-ગમે તેવુ દૂર કામ કરવામા પણ તે લગારે વિચાર રાખતી નથી અતએવ પુરૂષે સ્ત્રીની રક્ષા કરવા માટે ખૂબ ધ્યાન

આપવાની જરૂર છે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય યોગશાસ્ત્રની ટીકામા સ્ત્રીની રક્ષાના ચાર ઉપાયો બતાવે છે—૧ પોતાના ગૃહકાર્યનો સમસ્ત ભાર સ્ત્રીના ઉપર નાખવો, ૨ તેની પાસે પરિમિતજ દ્રવ્ય રાખવુ—વધુ દ્રવ્ય રાખવુ નહિ, ૩ તેણીને સ્વતત્રતા આપવી નહિ અર્થાત્ કવેળાએ ફરવા જવુ, ખરાબ આચરણવાળી સ્ત્રિયોનો સગ કરવો, મેળા વિગેરે ખેલ–તમાશા જોવા જવુ, નિષ્કારણ ઘરેથી જ્યા ત્યા ભટકવુ–ઇત્યાદિ સ્વતત્રતા ન આપવી અને ૪ પુરૂષે પોતાની સ્ત્રીને છોડી બાકીની ન સારની બધી સ્ત્રિયોને માતા, બહેન અને પુત્રી સમાન સમજવી–અર્થાત્ પુરૂષે પરસ્ત્રી અને વેશ્યાના ત્યાગી રહેવુ આ ચાર બાબતોની સભાળ રાખનાર પુરૂષ અવશ્ય પોતાની સ્ત્રીને સદાચારમા રાખી શકે છે અન્યથા સ્ત્રી પણ પોતાની મર્યાદાને મૂકી કુલને પણ કલકિત કરે છે ત્યા સુધી કે–અધમમા અધમ કાર્ય કરવામા પણ તે કઇ વિચાર રાખતી નથી

દુરાચારિણી સ્ત્રીની નિઃ્ઠુરતા

આ પ્રસગે આ બીજી એક નિર્દય–નિષ્ઠુર સ્ત્રીનુ કર્તવ્ય યાદ આવે છે—

" એક સ્ત્રી પરપુરૂષમા એવી લપટ થઇ ગઇ હતી, કે તે હમેશા પોતાના જાર પુરૂષને પોતાને ત્યા બોલાવતી હતી એક વખત એવો પ્રસગ બન્યો કે–પેલો જાર પુરૂષ સ્ત્રીના ઘરમાથી બહાર નિકળતો હતો, એવામા સાત વર્ષની ઉમરનો તે સ્ત્રીનો છોકરો નિશાળેથી ઘરે આવ્યો છોકરાએ એની માને પુછ્યુ–' બા ! આ કોણ છે ? ' માએ કહ્યુ–, ' તારો કાકો ' છોકરે કહ્યુ–' બા ! શુ મારા બાપાને બીજા ભાઇ છે ? ' માએ કહ્યુ–' ના ના, આતો તારે કહેવાના કાકા છે ' છોકરો બોલ્યો–' તો બા, આ કાકા રોજ આપણે ઘેર આવે છે ? ' માએ કહ્યુ–' ના, ના, એ તો કોઇ કોઇ વાર સમસ્તા આપણે ત્યા બેસવા આવે છે ' છોકરાએ કહ્યુ–' બા, બા ગામ ગયા છે, એ આવશે એટલે તેમને હુ વાત કરીશ કે–આપણા ઘરમા અમુક માણસ આવે છે '

પૂછયુ–તો તે દુષ્ટાએ કહ્યું– ‘ છોકરો રખડાઉ છે, ન માલૂમ કયાય રખડતો હશે ’ કર્મયોગે ડોસો છોકરાના સૂવાના ઠેકાણે ગયો, તો ત્યા લોહીના છાટા પડેલા દેખ્યા અને જમીન લીપેલી જોઇ ‘ હાય ! હાય ! અહિ લોહી શાનુ ?’ ‘ આ લીપણ શા માટે ?’ ઇત્યાદિ અનેક કલ્પનાઓ તેના ફડફડતા હૃદયમા થવા લાગી સ્ત્રીને પૂછયુ તો તેણીએ જણાવ્યુ–‘ બિલાડીએ ઉદર મારેલ હતો, તેથી લિપ્યુ છે પણ છાટા કયાય કયાય રહી ગયા હશે ’

છોકરાની ચિતામા તે ઘેલા જેવો બની ગયો પાડોશીને પૂછ પરછ કરતા જણાયુ કે–પરમ દિવસ રાતના દસ વાગે અમૃતલાલ કઇક બહુ દુ ખથી પીડાતો હોય, એવી અવ્યક્તવેદનાવાળા શબ્દો સભળાતા હતા

બસ, ડોસાની શકામા સિચન થયુ અરેરે ! આ સગી મા છે છતા તેના મ્હોં ઉપર ઉદાસીનતા નથી તપાસ કરવી નથી છેવટે ડોસાએ પોલીસને ખબર આપી પોલીસે તપાસ શરૂ કરી સ્ત્રીના કપડામા લોહીના છાટા દેખ્યા જ્યારે પોલીસે ધમકી આપી, ત્યારે તે પાપિણીનુ હૃદય કપવા લાગ્યુ પાપ છુપાવી શકી નહી છોકરાના શરીરના અવયવો જે સ્થાને દાટયા હતા, તે સ્થાન બતાવ્યુ, અને તમામ મુદ્દા મળી ગયા સરકારે તે સ્ત્રીને જન્મદેશનિકાલની સજા કરી, છોકરો ગુમાવ્યો, આબરૂના કાકરા થયા, અને બન્ને કુવોને કલકિત કર્યા ”

પ્રિયપાઠક ! આવુ નીચમા નીચ કૃત્ય એ સ્ત્રીએ શાથી કર્યું ? કોને આધીન થવાથી કર્યું ? વિષયને ! તે સ્ત્રી વિષયને આધીન થઇ પરપુરૂષમા લપટ થઇ, તેનુજ આ પરિણામ આવ્યુ

સ્ત્રિયોએ રાખવી જોઇતી સાવધાનતા

ઉપરનુ દૃષ્ટાન્ત ધ્યાનમા લઇને પુરૂષોની માફક દરેક સ્ત્રિયોએ, પણ એ સ્મરણ રાખવુ કે કોઇ દિવસ પોતાના પતિ સિવાય પર પુરૂષમા લપટ થવુ નહિ પોતાના શીલની રક્ષા માટે–બ્રહ્મચર્યની

રક્ષા માટે કોઇ પણ દુરાચારી પુરૂષના ફંદમા ફસાવું નહિ કારણ, કે કેટલાક સંસારમા વેષધારિયો પણ એવા ફરતા હોય છે કે—જેઓ વેષ તો સાધુનો—સંન્યાસીનો રાખે છે, પરંતુ તેઓનો આચાર અધમમા અધમ હોય છે મોઢેથી મીઠું મીઠું બોલી બિચારી સરલહૃદયા વિધવાઓ અને સધવાઓના જીવનોને નષ્ટ કરે છે એક વખત એક વેષધારી એક વિધવાને કહેવા લાગ્યો—' બાઇ આજકાલ કેમ કંઇ જણાતા નથી ? સાધુ–સંતના દર્શન કરવા પણ ભૂલી ગયા ? આવતા રહેશો તો એ અક્ષરનું જ્ઞાન મળશે હવે તમારે માટે તો સંતનો સંગ કરવો જ વ્યાજબી છે કેમકે ' राधा वल्लभ कृष्ण हैं विधवा वल्लभ सत माटे જરૂર વખત મળે, ત્યારે આવતા રહેવું '

આ શુ ? વેષધારી દુરાત્માઓની પ્રપંચી જાળ જ માટે વિધવા કે સધવા દરેક સ્રિયોએ આવા ધૂર્તોની જાળથી સર્વથા દૂર રહેવુ, અને પોતાના શીલની રક્ષા કરવી પરપુરૂષ સામે આખથી આખ મેળવવી નહિ, એકાન્ત વાસ કરવો નહિ, તથા જ્યા ત્યા ભટકવુ પણ નહિ અને મર્યાદાનુ ઉલ્લંઘન થાય, એવો વેષ પણ પહેરવો નહિ વિચાર કરો, પ્રાતઃકાલમા જે સતિયોના નામ લઇ, આપણે પવિત્ર થઇએ છીએ, એ સતિયો શાથી કહેવાઇ ? દાનથી ? તપથી ? ભાવથી ? પરોપકારથી ? ના, કેવલ શીલધર્મની—બ્રહ્મચર્યની રક્ષા કરવાથી શીલવ્રતને પાળનાર સ્રી કદાપિ દુઃખી થતી નથી તેના ઘરમા કલેશ પણ થતો નથી અને સાસુ–સસરા વિગેરે પણ તેનુ બહુમાન કરે છે, કુટુંબમા પૂજાય છે, અને મનુષ્યોમા મનાય છે તેમ વિનય, વિવેક અને સંતોષાદિ ગુણોની ખાણ ગણાય છે વિશેષ શું કહેવુ ? તમામ ગુણો તે સ્રીમા આવીને વસે છે કે—જે મન, વચન, કાયાથી પોતાના શીલવ્રતની રક્ષા કરે છે શીલવ્રતનુ પોષણ કરે છે કદાચિત્ મન અને વચન કબજામા ન રહે, તો પણ શરીરથી તો બ્રહ્મચર્ય અવશ્ય પાળવુજ શરીરથી બ્રહ્મચર્ય પાળનાર પણ આ ભવમા સુખી થાય છે, અને ભવાન્તરમા આધિ-વ્યાધિ અને ઉપાધિથી અલગ રહે છે અત્યારે અનેક સ્રિયો બાળપણામા વિધવા

બને છે, વન્ધ્યાપણે રહે છે મરેલ પુત્રને જન્મ આપે છે ઇત્યાદિ થવાનુ કારણ શુ છે ? એનુ કારણ એજ છે કે-ભવાન્તરમા તેણિઓએ શીલવ્રતનુ ખ ડન કરેલુ હોય [redacted] શાસ્ત્રકારો કહે છે કે—

> कुरंडरंडत्तणदुहगाई वञ्झत्तर्णिदुविसकन्नगाई ।
> जम्मंतरे खंडिअसीलभावा नाऊण कुज्जा दढसीलभाव ॥

અર્થાત્-જન્માન્તરમા કરેલા શીલના ખ ડનથી કુરાંડપણુ, બાલ વિધવાપણુ, દુર્ભાગ્યાદિ, વાજિયાપણુ, મરેલ પુત્રનો જન્મ આપનાર અને વિષકન્યાદિ અવતાર પમાય છે, માટે શીલભાવને [redacted] રાખવો

' પતિવ્રતા ધર્મ કોનુ નામ ?

સ્ત્રિયોમા સૌથી મ્હોટામા મ્હોટો કોઇ ગુણ ગણાતો હોય, તો તે પતિવ્રતા ધર્મ જ છે ' પતિની આજ્ઞામા રહેવુ, પતિના સુખે સુખી અને દુ ખે દુ ખી ' એજ પતિવ્રતાધર્મનુ પ્રધાન લક્ષણ છે પતિએ પણ ઉચિત આજ્ઞા કરવી, નહિ કે અનુચિત સ્ત્રીએ માન પણ ઉચિતજ આજ્ઞાને આપવાનુ છે ઉચિત આજ્ઞા અને અનુચિત આજ્ઞા કઇ ? એ લગાર જાણવુ જોઇએ આજ્ઞા ભલે વિકટ હોય, પ્રાણાન્તકષ્ટ ઉઠાવવા જેવી હોય, પરન્તુ તે ધર્મથી વિરૂદ્ધ ન હોય, તો તે ઉચિતઆજ્ઞા ગણાય છે અને જે આજ્ઞા સુગમ હોય, મજાવાળી હોય, પરન્તુ તેમા જો ધર્મનો લોપ થતો હોય, તો તે આજ્ઞા અનુચિતઆજ્ઞા છે અનુચિત આજ્ઞાને માન ન આપવામા આવે, તો તેથી પતિવ્રતા ધર્મ જતો નથી અને ઉચિત આજ્ઞાનુ પાલન કરવામા ભલે કષ્ટપરપરા ભોગવવી પડે, ભલે પ્રાણનો નાશ થતો હોય, પરન્તુ તેનુ જરૂર પાલન કરવુ જેમ એક સ્ત્રીને તેના પતિએ, પરીક્ષા માટે કે કોઇ બીજા કારણથી કહ્યુ—' જા પેલો સર્પ જાય છે, તેના દાંત ગણી આવ ' સ્ત્રીએ વિચાર્યુ કે-પતિની આ આજ્ઞા પાલન કરવામા કદાચિત્ કઇ જશે તે પ્રાણ જશે, પણ ધર્મ જવાનો નથી માટે આજ્ઞા પાલન કરવીજ જોઇએ એમ વિચારી જેવી તે સર્પની

પાસે ગઇ, કે સર્પ છુઉઉઉઉઉ' કરતો મ્હામે થયો સ્ત્રી એકદમ ડરની મારી ચમકી અને પાછલ હઠી, પણ એમ થવામા એક ફાયદો થયો સ્ત્રીને કેટલાક વખતની બરડાની રગ બધાઇ જવાથી તે કુબડી થઇ ગઈ હતી પણ આ વખતે તે સ્ત્રી અકસ્માત્ એવી ચમકી ઉઠી કે-બધાયેલી તેની રગ છૂટી ગઇ અને તે સ્ત્રીનુ કુબડાપણુ જતુ રહ્યુ સર્પ ચાલ્યો ગયો, અને સ્ત્રીની ભક્તિ માટે પતિને બહુ પ્રસન્નતા થઇ

આ"આજ્ઞા વિકટ–પ્રાણઘાતક અવશ્ય હતી, પરન્તુ ધર્મઘાતક ન્હોતી હવે કોઇ સ્ત્રીને તેનો પતિ એમ કહે કે–' હુ માસ ખાઉ છુ, માટે તુ પણ માસ ખા ' ' હુ દારૂ પીઉ છુ, માટે તુ પણ દારૂ પી ' આની આજ્ઞાઓ પ્રાણઘાતક નથી, વિકટ નથી, પરતુ ધર્મઘાતક અવશ્ય છે માટે સુશીલ અને ધર્મરક્ષિણી સ્ત્રી આવી ધર્મઘાતક આજ્ઞાનુ પાલન ન કરે, તો તેથી તેનો પતિવ્રતા ધર્મ નષ્ટ થતો નથી. એટલા માટે જ પહેલા એ બતાવવામા આવ્યુ છે કે–જેનુ કુલ અને શીલ સમાન હોય, તેની સાથે જ લગ્ન કરવુ

વીર્યમા રહેલી અદ્ભુત શક્તિ

મનુષ્યજીવનની જીવનાધાર કોઇ વસ્તુ હોય, તો તે "વીર્ય છે, એ આપણે ઘણી વખત જોઇ ગયા છીએ આ વીર્યની રક્ષા કરવા માટે પ્રયત્ન કરવો, એ પોતાના જીવનની રક્ષા કરવા બરાબર છે બીજા શબ્દોમા કહીએ તો મનુષ્યના શરીરમા ખરેખર જીવન-રક્ષક જે પદાર્થ રહેલો છે, તેનુ નામજ ' વીર્ય ' છે સ્ત્રીના શરીરમા રહેલા આવા પદાર્થને ' રજ ' કે ' આર્તવ ' કહેવામા આવે છે વિદ્વાન ડૉક્ટરોનો મત છે કે–લોહીના ચાલીસ ટીપાઓથી માત્ર એક ટીપુ આ જીવનજનક પદાર્થ બને છે આ પદાર્થ જીવનને માટે કેટલો બધો ઉપયોગી છે, તે સબધી અત્યાર સુધીનુ વૃત્તાન્ત આપણને સ્પષ્ટ બતાવી આપે છે વળી એક અગ્રેજ વિદ્વાન ડૉક્ટર, કે જેનુ નામ મેલવીલ કીથ એમ ડી છે, તેઓ પણ લખે છે—

"This seed is marrow to your bones, food for your brain, oil for your joints, and sweetness to

your breath And if you are a man you should never lose a drop of it, until you are fully thirty years of age and then only for the purpose of having a child which shall be blessed from heaven and ready to become one of the inmates of the kingdom of heaven by being born again

" આ બીજ (વીર્ય) હાડકાને મજ્જા સમાન છે, ભેજાને માટે ખોરાક છે, સાંધાને માટે તેલ છે, શ્વાસને મીઠાશ આપે છે અને જો તમે માણસ હો, તો જ્યા સુધી પૂરા ત્રીસ વર્ષના થાઓ નહિ, ત્યા સુધી આ પદાર્થનુ એક ટીપુ પણ બગાડશો નહિ અને તે પછી પણ જો વાપરો તો, તે સતાન મેળવવા માટેજ, કે જે બાળકો બેહિસ્તની આશીષ મેળવશે અને પાછો જન્મ લઇ સ્વર્ગના રહીશ થવાને તૈયાર થશે "

( ધન્વન્તરીનો જૂન, જૂલાઇ ઑગસ્ટ
સ ૧૯૧૮ નો અક, પૃ ૨૧૦ )

આપણા પૂર્વના ઋષિ મહાત્માઓ મન ઉપર કાબૂ મેળવી આધ્યાત્મિક વિદ્યામા આગળ વધતા હતા, અને છેવટે અતીન્દ્રિય જ્ઞાની થતા હતા, તે આ પદાર્થમા રહેલી શક્તિના પ્રતાપથીજ આવા ઉત્તમ પદાર્થનો પણ દુરૂપયોગ કરનાર–ખરાબ માર્ગે અથવા નિરર્થક વ્યય કરનાર કેવો મૂર્ખ જણાવો જોઇએ, એ બુદ્ધિમાનો સહજ સમજી શકે તેમ છે આ પદાર્થનો વ્યય ન થવા દેવો અથવા આ પદાર્થનુ રક્ષણ કરવુ એનુ નામજ 'બ્રહ્મચર્ય' છે એ આપણે પહેલા જોઇ ગયા છીએ અરે, સખેદાશ્ચર્ય પામવા જેવુ કે–મનુષ્યો પોતાની પાસે રહેલી લક્ષ્મીની એટલી બધી સભાળ રાખે છે કે–લગાર માત્ર પણ તેનાથી લક્ષ દૂર કરતા નથી માની લ્યો કે એક માણસની પાસે પચીસ હજારનો હીરો આ હીરો તેણે પાકીટમા મૂક્યો છે, પાકીટ જાકીટમા છે, જાકીટ ઉપર કોટ પહેર્યો છે, અને કોટ ઉપર દુશાલો ઓઢ્યો છે આવી સ્થિતિમા પ્રબળ વેગવાળી ઈસ્ટ ઇંડિયા રેલવેના એક ડબ્બામા બેસીને તે માણસ કલકત્તે જાય

છે તેના ડબ્બામા તેનાજ પુત્રો અને કુટુબી પુરૂષો સિવાય બીજુ કોઇ નથી છતા આ માણસને એક લગાર ઝોકુ આવી જાય, તો તે ઝટ પોતાના ખિસ્સા ઉપર હાથ નાખે છે કેટલી બધી સાવચેતી ! ચચળ લક્ષ્મીની રક્ષા માટે કેટલી બધી ચચળતા ! કોઇ આવ્યુ નથી, ગાડી ઉભી રહી નથી, ડબ્બામા પોતાનાજ માણુસો સિવાય બીજુ કોઇ છે નહિ, છતા એકાએક હાથ ખિસ્સા ઉપરજ જાય છે જ્યારે હીરા, માણેક અને મોતી કરતા લાખો ગુણી કિમતવાળા પોતાના વીર્યને માટે મનુષ્યો લગાર પણ દરકાર કરતા નથી, અને વીર્યના ક્ષયમા-વીર્યનો પાત થતી વખતે એક પ્રકારનુ સુખ માને છે, એ એમની ભ્રમણા સિવાય બીજુ કશુ જ નથી વિષયસેવનના વખતનુ-વીર્ય-પાતવખતનુ સુખ, એવુજ સુખ છે, કે જેમ એક કૂતરો પોતાના દાતથી હાડકાને તોડે છે અને તે હાડકાને તોડતી વખતે પોતાના દાતમાથી નિકળતા લોહીનો આસ્વાદ લેવામા સુખ માને છે કામી પુરૂષ જ્યારે કામજ્વરથી ઘેરાઇ જાય છે, તે વખતે પોતાનાજ પરિશ્રમથી થતા વીર્યના પાતને તે સુખનુ કારણ માને છે વસ્તુત આ સુખ નથી, પરન્તુ દુ ખની પૂર્તિ છે જે મનુષ્ય કામજ્વરથી પીડાતોજ નથી, અને હમેશા જ્ઞાન, ધ્યાન, તપ, જપ, પરોપકાર અને આત્મતત્ત્વમા રમણ કરી રહે છે, તે મનુષ્ય જે સુખનો અનુભવ કરે છે, તેજ અપૂર્વ અને વાસ્તવિક સુખ છે હાથમા ફોડલો થયો હોય, લપકારા મારતા હોય, પરન્તુ તે વખત ડૉક્ટર ઑપરેશન કરી અદરથી પાચ કાઢી નાખે છે, ત્યારે તે માણસ કહે છે-' હા શ, બહુ સુખ થયુ ! શુ સુખ થયુ ? જેને ફોડલો થયોજ નથી, એને ' હા .. શ ' કહેવાનો પ્રસગ આવશે ? કદાપિ નહિ ત્યારે કહેવુ પડશે કે-કામી પુરૂષ જે વેદનાથી ઘેરાયો હતો, એ વેદનાનો અત આવ્યો, એને એ સુખ માને છે પણ આપણે જોઇ ગયા તેમ, એ સુખ નથી, પરન્તુ દુ ખની પૂર્તિ છે માટે ખરૂ સુખ તો નિષ્કામી પુરૂષોજ અનુભવે છે આવી નિષ્કામી અવસ્થામા-બ્રહ્મચર્યાવસ્થામા રહીને મનુષ્યોએ વાસ્તવિક સુખનો આનદ લૂટવો જોઇએ

ન્હોતુ છોકરો આગણામા રમવા લાગ્યો એમ રમતો રમતો તે એક અગ્નિના કુડ પાસે જઇ પહોચ્યો, કે જે કુડ કેઇ કારણસર તે સ્ત્રીના મકાનના આગણામા બનાવવામા આવ્યો હતો સ્ત્રીએ અગ્નિના કુડથી છોકરાને દૂર હઠવા માટે પોતાના હાથથી ઘણીએ ચેષ્ટાઓ કરી, પરન્તુ તે છોકરો હઠયો નહિ, અને એકાએક ધગધગતા અગ્નિના કુડમા પડયો જો કે સ્ત્રીને એમ જરુર લાગ્યુ હતું કે–આટલે બધે નજીક ગયેલો છોકરો જરુર કુડમા પડશે, પણ ઉઠીશ કે બોલીશ, તો પતિની નિદ્રાનો ભગ થશે, આવી ભાવનાથી–આવી ભકિતથી તેણીએ હાથની ચેષ્ટા સિવાય બીજુ કઇજ ન કર્યું, અને તેના પરિણામે તે છોકરો અગ્નિના કુડમા જરુર પડયો

લગભગ અર્ધો કલાક થતા તે પુરૂષ જાગ્યો અને દૂવાલ તથા પાણી મગાવી મોઢુ સાફ કરી સ્વસ્થ થયો, ત્યાર પછી સ્ત્રીને પૂછવા લાગ્યો કે–' છોકરો કયા ગયો ? ' સ્ત્રી થોડી વાર તો અવાચકજ રહી, પરન્તુ પછીથી તેણીએ ધીરે રહીને કહ્યુ કે–' સ્વામિનાથ ! છોકરો પેલા અગ્નિના કુડમા પડી ગયો ' પુરૂષે કહ્યુ–'શુ તું જાણતી હતી'? સ્ત્રીએ કહ્યુ–' હા ' પતિએ કહ્યુ–' કેમ બચાવ્યો નહિ ? ' સ્ત્રીએ કહ્યુ–' સ્વામિનાથ ! કેવી રીતે બચાવુ ? જો હું ઉઠુ કે અવાજ કરૂ તો આપની નિદ્રાનો ભગ થાય ' પતિએ કહ્યુ–' હે, મારી નિદ્રાના ભગના ભયથી તે છોકરો ખોયો ? સ્ત્રી બોલી–' સ્વામિનાથ ! મારા પતિવ્રતાધર્મને ખોવા કરતા છોકરો ખોવો મને વધારે ઠીક લાગ્યુ ' પતિ ગુસ્સે થયો પાચ–પચાસ સરસ્વતી (!) પણ સભળાવી, પરન્તુ તે સ્ત્રી સમભાવપૂર્વક શાન્તજ રહી તે પછી બન્ને કુડ પાસે જઇને જૂએ છે, તો તે કુડમા ખાસુ મજાનુ પાણી દેખ્યુ અને છોકરાને તેમા ખેલતો કુદતો જોયો બન્ને સ્તબ્ધ થઇ ગયા તેમા પણ પુરૂષને તો અજાયબીનો પાર રહ્યો નહિ ધીરે ધીરે તેને વિચાર કરતા ખાતરી થઇ કે–મારી સ્ત્રીના પતિવ્રતા ધર્મના પ્રભાવ સિવાય આમા બીજુ કઇજ કારણ નથી વાહ ! શીલધર્મનો કેટલો બધો પ્રભાવ ! ! "

આવા અનેક દૃષ્ટાન્તો શીલની મહિમાના શાસ્ત્રોમા મોજૂદ છે, પરંતુ તે બધા દૃષ્ટાન્તો આપી, પુસ્તકના પાના વધારવાની આવશ્યકતા નથી થોડા દૃષ્ટાન્તો અને પ્રમાણો ઉપર પણ જો મનુષ્યો વિચાર કરે, તો ઘણુ મેળવી શકે તેમ છે આવીજ રીતે સીતા મહાસતીનો પણ જ્વલંત દાખલો લોકોથી ક્યા અજાણ્યો છે ? સીતા જેવી મહાસતી રાવણ જેવા દુરાચારી પુરૂષના હાથમા જવા છતા, તેણે પોતાના શીલની–બ્રહ્મચર્યની કેવી રક્ષા કરી !—

ऐश्वर्यराजराजोऽपि रूपमीनध्वजोऽपि च ।
सीतया रावण इव त्याज्यो नार्या नरः परः ॥

ઐશ્વર્યમા રાજરાજેશ્વર અને રૂપમા કામદેવ સમાન રાવણનો જેમ સીતાજીએ ત્યાગ કર્યો, તેમ અન્ય સ્ત્રિયોએ પરપુરૂષનો ત્યાગ કરવો જોઇએ

શુ એ આશ્ચર્ય પામવા જેવુ નથી કે–સીતા જેવી એક અબલા રાવણ જેવા સબલપુરૂષના હાથમા જવા છતા પણ પોતાના બ્રહ્મચર્યને તેણીએ અખંડ રાખ્યુ એટલુજ નહિ પરન્તુ, લૌકિક વ્યવહારથી જ્યારે રામચંદ્રજીને શંકા પડી કે–'રાવણ જેવા જબરદસ્ત માણસના હાથમા ગયેલ સીતાએ શું પોતાનુ બ્રહ્મચર્ય–શીલ રાખ્યુ હશે?' ત્યારે એ શંકાને દૂર કરવાને માટે સીતાજીએ એક અગ્નિનો કુંડ બનાવરાવ્યો, અને દેવ–દાનવ–યક્ષ–રાક્ષસ અને મનુષ્યોની સમક્ષ તેણીએ–

मनसि वचसि काये जागरे स्वप्नमध्ये
  यदि मम पतिभावो राघवादन्यपुंसि ।
तदिह दह शरीरं पावक पावकेदं
  सुकृतविकृतभाजां येनलोकैकसाक्षः ॥ १ ॥

હે અગ્નિ ! મારા મન, વચન અને કાયામા જાગતા કે સ્વપ્નાવસ્થામા, જો રામચંદ્રજીને છોડીને બીજા પુરૂષમા રો પ્રતિભાવ

થયો હોય, તો મારા આ પાપી શરીરને બાળીને ભસ્મ
કે આણિયોના સુકૃત અને દુષ્કૃતનો [illegible] સાક્ષી છે !'
આ પ્રમાણેના શબ્દોનુ ઉચ્ચારણુ કરતા કરતા એ
ના કુડમા ઝપાપાત કર્યો પણુ સત્યનો હમેશા જયજ થા
વચન, કાયાથી પાળેલ બ્રહ્મચર્યનો પ્રભાવ દૂર થતોજ [illegible]
ચોના સતીત્વની ઉજ્જ્વળ કીર્તિ ઉપર આંખ કદાપિ લાગે
સીતા મહાસતી જેવા કુડમા પડ્યા કે-તુરત અગ્નિ
ગઇ આથી લોકોમા જયજયકાર થયો અને દરેક સીતાજીના
મુક્તકઠે પ્રશસા કરવા લાગ્યા શીયળ-બ્રહ્મચર્યના
આપણે શુ વર્ણન કરી શકવાના હતા ? જે સ્થૂલભદ્રનુ
ચોવીશી સુધી નામ અમર રહેવાનુ જૈનશાસ્ત્રકારો ઉદ્ઘોષણા
કહે છે, તે પણુ, તેમણે પાળેલા બ્રહ્મચર્યનોજ પ્રભાવ છે, અને
રીતે બ્રહ્મચર્ય પાળનાર વિજયશેઠ અને વિજયારાણીને
એમ કહેવામા આવ્યુ કે-એક તરફ ચોરાશી હજાર મુ
દાન આપવામા આવે, અને એક તરફ વિજયશેઠ અને વિજ
રાણીને એક વખત ભોજન કરાવવામા આવે, તો તેમા
પુણ્ય [illegible] આ પણુ એક બ્રહ્મચર્યના પ્રતાપથીજ, બીજુ કાઇજ ન
ખરીવાત છે કે-જેની પાસે બ્રહ્મચર્ય છે, તેનો સર્વથા
સર્વદા જયજ છે જે ઘરમા બ્રહ્મચારી હોય છે, તે ઘર સુખી
કુટુબમા બ્રહ્મચર્ય વિદ્યમાન છે, તે કુટુબ સુખી અને જે
બ્રહ્મચર્ય જળહળી રહ્યુ છે, તે દેશ પણુ કોઇ દિવસ દરિ
ખતો નથી વિશેષ શુ કહેવુ ? જીવનનુ પરમ ઔષધ,
નુ મૂલ કારણ, વ્રતોની રક્ષાનુ બખ્તર, ધન માલ-વિગેરે
નો સાચો હેતુ અને છેવટે પરબ્રહ્મ-મોક્ષનુ કારણ પણુ
ર્ય છે આ બ્રહ્મચર્યની દરેક રક્ષા કરો અને પરમ સુખની
એવી અંત કરણુની ભાવનાપૂર્વક વિરમવામા આવે છે



મહાભૂતોથી સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે તેવી જ રીતે પિંડ અને બ્રહ્મની એકતા સમજવાની છે સ્થૂલ શરીરમા અહંપણાનુ અભિમાન ધારણ કરનાર જીવાત્મા એ બ્રહ્મનુ પ્રતિબિંબ છે-જીવાત્મા એ શુદ્ધ બ્રહ્મના સ્વરૂપ છે એજ જીવાત્મા અવિદ્યારૂપ ઉપાધિથી ઇશ્વરને પોતાનાથી ભિન્ન માને છે અવિદ્યારૂપ ઉપાધિવાળો જીવાત્મા કહેવાય છે અને માયારૂપ ઉપાધિવાળો ઇશ્વર મનાય છે આમ ઉપાધિના ભેદથી જીવાત્મા અને ઇશ્વરનો ભેદ સમજાય છે જ્યા સુધી એવા પ્રકારની ભેદબુદ્ધિ રહે છે, ત્યા સુધી જન્મ, જરા, મરણ, ભય, શોક, દુખ વગેરેથી ભરપૂર સસારની નિવૃત્તિ થઇ શકતી નથી. અત એવ જીવ અને ઇશ્વરમા ભેદબુદ્ધિ સ્વીકારવા લાયક નથી

પ્રશ્ન-અહકારવાળા અલ્પજ્ઞ જીવાત્માની અહકારરહિત સર્વજ્ઞ ઇશ્વરની સાથે 'તત્ ત્વમસિ' આ મહાવાકયદ્વારા અભેદબુદ્ધિ કેવી રીતે થઇ શકે ? કારણ કે બન્નેના ધર્મો વિરુદ્ધ છે આવો પ્રશ્ન દરેકને થઇ આવે એ સ્વાભાવિક છે

ઉત્તર-સ્થૂલ શરીર અને સૂક્ષ્મ શરીરના અભિમાનવાળી વ્યક્તિ તત્ પદનો મુખ્યાર્થ છે-શક્તિવડે તત્ પદનો 'તેજ' વાચ્યાર્થ છે ઉપાધિથી તદ્દન રહિત અને સમાધિદશાથી યુકત વ્યક્તિ એ 'ત્વં' પદનો ગૌણ અર્થ છે એવી રીતે 'સર્વજ્ઞ' વિશેષણયુકત ઇશ્વરપદનો વાચ્યાર્થ છે અને ઉપાધિરહિત શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ તત્ પદનો લક્ષ્યાર્થ હોવાથી જીવ અને ઇશ્વરનો અભેદ માનવામા કાંઇ દોષ નથી

## જીવન્મુક્તનુ સ્વરૂપ

વેદાન્તવાક્યોદ્વારા અને સદ્ગુરુના ઉપદેશદ્વારા જેઓને સર્વ ભૂતોમા બ્રહ્મબુદ્ધિ ઉત્પન્ન થયેલી હોય તે જીવન્મુક્ત કહેવાય છે કહ્યુ છે કે –

"देहोऽहं, ब्राह्मणोऽहं, पुरुषोऽहं, शूद्रोऽहमस्मीति दृढनिश्चयस्तथा नाहं देहो, नाहं ब्राह्मणो नाहं पुरुषो नाहं शूद्र किन्तु असङ्गः सच्चिदानन्दस्वरूप, प्रकाशस्वरूप, चिदाकाशरूपोऽस्मीति दृढनिश्चयरूपोऽपरोक्षज्ञानवान् जीवन्मुक्तः।"

ભાવાર્થ —'હું શરીર છુ, હુ બ્રાહ્મણ છુ, હુ પુરુષ છું, હું શૂદ્ર છુ' આવા પ્રકારના દૃઢ નિશ્ચયવાળો મનુષ્ય અજ્ઞાની કહેવાય છે તેમ હુ શરીર નથી, હુ બ્રાહ્મણ નથી, હુ પુરુષ નથી. હુ શૂદ્ર નથી, કિંતુ 'સર્વ પ્રકારના સગથી રહિત, સત્, ચિત્ અને આનન્દ સ્વરૂપવાળો, પ્રકાશ સ્વરૂપી, સર્વના અન્ત કરણમાં રહી સ્ફૂર્તિ આપનાર છુ' આવા પ્રકારના દૃઢ નિશ્ચયવાળો અપરોક્ષજ્ઞાની જીવન્મુક્ત કહેવાય છે ઉપરના લક્ષણથી જીવન્મુક્ત ઓળખાય છે 'હુ બ્રહ્મ છુ' એવા પ્રકારનુ અપરોક્ષ જ્ઞાન ધરાવનાર જ્ઞાની સર્વ કર્મના બન્ધનથી મુક્ત થાય છે,

## કર્મના ૩ પ્રકારો

આગામિકર્મબન્ધ ૧, સચિતકર્મબન્ધ ૨, અને પ્રારબ્ધકર્મબન્ધ ૩ આ ત્રણ પ્રકારનો કર્મબન્ધ થાય છે

કણાદઋષિપ્રણીત વૈશેષિકદર્શનના ગ્રન્થોમાં કોઈ વાતનો નિશ્ચય જ નથી, તો બ્રહ્મજ્ઞાન ક્યથી ?, બ્રહ્મજ્ઞાન તો તર્ક-વિતર્ક વિના માત્ર વેદાન્તવાક્ય ઉપર, શ્રદ્ધા રાખવાથી જ મેળવી શકાય છે બલવાન્ તર્ક આગળ દુર્બળ તર્ક ટકી શકતો નથી, માટે તર્કની આવશ્યકતા નથી. કપિલમુનિપ્રણીત સાંખ્યદર્શનમાં જીવોને ચેતનસ્વરૂપે માનેલા છે અને પતંજલિ ઋષિપ્રણીત યોગદર્શનમાં જીવાત્માથી ઈશ્વરને ભિન્ન વર્ણવેલ છે, એમ બન્ને દર્શનોમાં જીવોનો પરસ્પર ભેદ અને ઈશ્વરને પણ ભિન્ન પ્રતિપાદન કરનાર શાસ્ત્રોદ્વારા અભેદભાવરૂપ બ્રહ્મ દ્વૈતનું જ્ઞાન કેવી રીતે થઈ શકે ? પાણિનિ વિગેરે શબ્દ-શાસ્ત્રકુશલ શાબ્દિકો શબ્દોમાંજ તત્પર છે અર્થાત્ પાણિનીય વિગેરે વ્યાકરણોમાં મુખ્યતયા શબ્દોનું જ પ્રતિપાદન હોવાથી વ્યાકરણશાસ્ત્રોથી અદ્વૈતજ્ઞાન થઈ શકેજ નહિ એ સ્વાભાવિક છે બીજા નાસ્તિક વિગેરે સર્વે પાખંડિયો તો મોક્ષ માનેતા જ હોવાથી બ્રહ્મજ્ઞાનની વાતોમાં પણ દુર્બળ છે, એથી ફક્ત વેદાન્તશાસ્ત્રનું વિજ્ઞાન જ જ્ઞાનીઓને સ્વાનુભવવડે શોભે છે

### બ્રહ્મમાં ભ્રાન્તિથી જગત્‌ની ઉત્પત્તિ

" चिन्मात्रैकरसे विष्णौ ब्रह्मात्मैक्यस्वरूपके ।
भ्रमेणैव जगज्जात रज्ज्वा सर्पभ्रमो यथा ॥ "

( સદાચારસ્તોત્ર પૃ ૨૭, શ્લો ૨૫ )

ભાવાર્થ —થોડા અન્ધકારમાં પડેલ દોરડીમાં જેમ સર્પનો ભ્રમ થાય છે, તેમ સર્વત્ર ચિદ્‌માત્ર એકજ રસરૂપ—

આનન્દરૂપ, બ્રહ્મ અને આત્મામાં નિશ્ચયસ્વરૂપવાળાં બ્રહ્મ વિષ્ણુમાં ભ્રમવડે જ જગતની ઉત્પત્તિ થઇ છે તેમાં કોઇ પ્રમાણની જરૂર નથી, કહ્યું છે કે—

"प्रमाता च प्रमाणं च प्रमेयं प्रमितिस्तथा ।
यस्य भासाऽवभासेत मानं ज्ञानाय तस्य किम् ? ॥"

(સદાચારસ્તોત્ર, શ્લો ૨૩)

અર્થ—જેના જ્ઞાનદ્વારા પ્રમાતા ૧, પ્રમાણ ૨, પ્રમેય ૩, અને પ્રમિતિ ૪ આ ચારેની પ્રતીતિ થાય છે, તેના જ્ઞાનમાટે શું પ્રમાણ હોઇ શકે ? અર્થાત્ કોઇ પણ પ્રમાણની આવશ્યકતા નથી

## ६, પ્રમાણો.

"तानि प्रमाणानि षट्, प्रत्यक्षानुमानोपमान-शब्दार्थापत्त्यनुपलब्धिभेदात् ।"

(વેદાન્તપરિભાષાયાં)

ભાવાર્થ —પ્રત્યક્ષ ૧, અનુમાન ૨, ઉપમાન ૩, શબ્દ-આગમ ૪, અર્થાપત્તિ ૫ અને અનુપલબ્ધિ ૬ એ છ પ્રમાણો છે.

### પ્રત્યક્ષપ્રમાણનું નિરૂપણ

જે ઇન્દ્રિયો વિગેરે પ્રત્યક્ષજ્ઞાનનું કરણ હોય, તે પ્રત્યક્ષપ્રમાણ કહેવાય છે અહિ પ્રત્યક્ષજ્ઞાનનો અર્થ ચૈતન્યમાત્ર કરવામાં આવે છે.

પ્રશ્ન—પ્રત્યક્ષજ્ઞાનરૂપ ચૈતન્ય અનાદિ છે, તેથી તે આંખ વિગેરે કરણ દ્વારા કેવી રીતે થઈ શકે ?

ઉત્તર—ચૈતન્યશક્તિ અનાદિ હોવા છતા ચૈતન્યશક્તિને પ્રકાશિત કરનારી અન્તઃકરણની વૃત્તિ ઇન્દ્રિયોના સબધથી ઉત્પન્ન થતી હોવાથી વૃત્તિવાળા ચૈતન્યને સાદિ માનવામા આવે છે

પ્રત્યક્ષજ્ઞાનના સવિકલ્પ ૧ અને નિર્વિકલ્પ ૨ એવા બે ભેદો છે 'હુ ઘડાને જાણુ છુ' તેવા પ્રકારના જ્ઞાનને સવિકલ્પ કહેવામા આવે છે જેમા સબધ, નામ, રૂપ વિગેરેનુ બિલકુલ ભાન થાય નહિ, તેવુ જ્ઞાન નિર્વિકલ્પ કહેવાય છે

પ્રત્યક્ષજ્ઞાનના બીજા પણ બે ભેદો દર્શાવવામા આવે છે ૧ જીવસાક્ષિ અને ૨ ઈશ્વરસાક્ષી અવિદ્યારૂપ ઉપાધિવાળાને જીવસાક્ષી કહેવામા આવે છે આ ઉપાધિ દરેક જીવાત્મા ઉપર ભિન્ન ભિન્ન મનાય છે કેમકે—જો એકજ પ્રકારની માનવામા આવે તો મૈત્રે અનુભવેલ પદાર્થોનુ સ્મરણ વિષ્ણુદત્તને થવાનો પ્રસગ પણ આવી જાય, એથી દરેક જીવ ઉપર અવિદ્યારૂપ ઉપાધિ પૃથક્ પૃથક્ માનવામા આવી છે

ઈશ્વરનુ ચૈતન્ય માયારૂપ ઉપાધિવાળુ છે, અથવા માયારૂપ ઉપાધિવાળાને ઈશ્વર માનવામા આવે છે એ ઉપાધિભૂત માયા એક હોવાથી માયાયુક્ત ચૈતન્ય પણ એકજ મનાય છે આ કથનને નીચેનુ વાક્ય પુષ્ટ કરે છે —

' माया तु प्रकृतिं विद्यात्, मायिनं तु महेश्वरम् । '
( વેદાન્તપરિભાષા )

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે-ઇશ્વરને પણ માયારૂપ ઉપાધિ લાગેલી છે માયાએ ઇશ્વરને પણ છોડ્યા નથી, કે જેથી માયારૂપ ઉપાધિને ધારણ કરવાથી ઇશ્વર પણ માયાવી મનાય છે !

ઇશ્વર એક હોવા છતા પોતાની ઉપાધિ–માયામા રહેલ સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપ ત્રણ ગુણોની ભિન્નતાથી ઇશ્વરને બ્રહ્મા ૧, વિષ્ણુ ૨ અને મહેશ્વર ૩ એવા ત્રણ નામો અપાયેલ છે

પ્રશ્ન—સૃષ્ટિના પૂર્વ સમયમા ઈશ્વર–આગમનનુ દર્શન કેવી રીતે થઇ શકે ?

ઉત્તર—જેમ જીવને વિષય અને ઇન્દ્રિયોના સન્નિકર્ષરૂપ કારણના વશથી ઉપાધિભૂત અન્તઃકરણની વૃત્તિયો ઉત્પન્ન થાય છે, તેમજ ઇશ્વરને પણ ઉત્પન્ન કરાતા પ્રાણિયોના કર્મના વશથી ' આ હાલમા બનાવવાનુ છે, આનુ હાલ પાલન કરવાનુ છે અને આનો હાલ સહાર કરવાનો છે ' આવા પ્રકારની સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની વૃત્તિયો ઉપાધિભૂત માયાના આશ્રયથી ઉત્પન્ન થાય છે

આમ જીવ તથા ઇશ્વર બે સાક્ષી હોવાથી પ્રત્યક્ષજ્ઞાનના પણ બે પ્રકાર છે એ બે પ્રકારો સિવાય ૧ જ્ઞેયગત પ્રત્યક્ષ અને ૨ જ્ઞપ્તિગત પ્રત્યક્ષ એવા પણ બે ભેદો છે

## પરિણામ વિગેરેનું સ્વરૂપ.

ઉપાદાનની સમસત્તાવાળું કાર્ય પરિણામ અને ઉપાદાનની અપેક્ષાએ વિષમસત્તાવાળું કાર્ય વિવર્ત કહેવાય છે અવિદ્યાની અપેક્ષાએ પ્રાતિભાસિક રજત પરિણામ કહેવાય છે અને ચૈતન્યની અપેક્ષાએ વિવર્ત મનાય છે.

સ્વપ્નામાં અનુભવાતા રથ, હાથી, ઘોડા વિગેરે, આગન્તુક નિદ્રાદોષથી અનુભવાતા હોવાથી પ્રાતિભાસિક મનાય છે, કેટલાક વેદાન્તીઓ તેને માયાનો પરિણામ માને છે અને કેટલાક અન્તઃકરણદ્વારા માયાના પરિણામરૂપ જણાવે છે આગન્તુક દોષને પ્રાતિભાસિક જ્ઞાનનું કારણ કહેવામાં આવે છે.

પ્રશ્ન-પ્રથમ અનુભવેલ ( રથ, હાથી, ઘોડા વિગેરે )નું જ સ્વપ્નમાં સ્મરણ થતું હોવાથી તેને નવીન પ્રાતિભાસિક માનવું શું ભૂલભરેલું નથી ?

ઉત્તર-સ્વપ્નમાં થતાં રથ, હાથી, ઘોડા વિગેરેના જ્ઞાનને સ્મૃતિજ્ઞાન માની જો વ્યવહારની ઉત્પત્તિ કરવામાં આવે તો 'હું સ્વપ્નમાં રથ વિગેરેને દેખું છું, મેં સ્વપ્નમાં રથ વિગેરેને જોયા હતા' એવા અનુભવની ઉપપત્તિ ન થઈ શકે, વળી "रथान् रथयोगान् पथ सृजते" (વેદાન્તપરિભાષા પૃ ૧૬૪) આ શ્રુતિથી વિરોધ આવે છે, માટે છીપમાં થતા રૂપાના ભ્રમની જેમ સ્વપ્નમાં અનુભવાતું રથ, હાથી, ઘોડા વિગેરેનું જ્ઞાન પણ પ્રાતિભાસિક માનવું જોઈએ જે અસત્ય હોવા છતાં સત્ય

જેવુ દેખાય તેનેજ અહિ પ્રાતિભાસિક શબ્દથી ઓળખાવવામા આવ્યુ છે

ઇન્દ્રિયજન્ય અને તદજન્ય એવા પ્રત્યક્ષજ્ઞાનના બીજા પણ ભેદો છે 'ઇન્દ્રિયોદ્વારા ઉત્પન્ન' થતા પ્રત્યક્ષજ્ઞાનને ઇન્દ્રિયજન્ય અને માનસિક સુખ-દુ ખના જ્ઞાનને તદજન્ય પ્રત્યક્ષ કહેવામા આવે છે ત્વગિન્દ્રિય ૧, જીભ્હેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય ૩ ચક્ષુરિન્દ્રિય ૪ અને શ્રોત્રેન્દ્રિય ૫ એ પ્રત્યેક ઇન્દ્રિયો પોતપોતાના વિષયની સાથે જોડાઇ પ્રત્યક્ષજ્ઞાનને પેદા કરવામા સમર્થ થાય છે નાસિકા ૧, જીભ્હા ૨ અને ત્વગ્ ૩ આ ત્રણ ઇન્દ્રિયો પોતાના સ્થાનમા સ્થિર રહીનેજ ગન્ધ ૧, રસ ૨ અને સ્પર્શ ૩ વિષયક જ્ઞાન મેળવે છે, પરંતુ નેત્ર અને શ્રોત્ર આ બે ઇન્દ્રયો તો વિષયના પ્રદેશમા જઇ પોતપોતાના વિષયનુ જ્ઞાન મેળવે છે અર્થાત્ ભેરી વિગેરે સ્થાનમાં જઇ શ્રવણેન્દ્રિય શબ્દ ગ્રહણ કરે છે ભેરીનો શબ્દ મેં સાભળ્યો એવો અનુભવ થાય છે કેટલાક વીચિતરંગન્યાયથી શબ્દની ઉત્પત્તિ માને છે જેમ તળાવ વિગેરે જલાશયમા પત્થર ફેકવાથી એક તરંગથી બીજો તરંગ અને બીજાથી ત્રીજો એવી રીતે ઉત્તરોત્તર તરંગો થયા કરે છે, તેમજ એક શબ્દથી બીજો શબ્દ અને બીજાથી ત્રીજો એવી રીતે ઉત્તરોત્તર શબ્દો ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થતા થતા એ શબ્દો જ્યારે કાન સુધી આવે છે, ત્યારે તે શબ્દોને શ્રવણેન્દ્રિય ગ્રહણ કરે છે આવી રીતે અનન્ત શબ્દોની ઉત્પત્તિની કલ્પના કરવા કરતા શ્રવણેન્દ્રિય સ્વયં શબ્દની ઉત્પત્તિના સ્થાન (ભેરી વિગેરે) મા જઇ શબ્દને ગ્રહણ

કરે છે આ માન્યતા સર્વોત્તમ છે 'સાક્ષાત્ બેરીના શબ્દને મે સાભળ્યો' આ પ્રત્યક્ષમાં ભ્રમની કલ્પના કરવી પણ અનુચિત છે તેમજ ચક્ષુરિન્દ્રિય માટે સમજવુ

## અનુમાનપ્રમાણ–નિરૂપણ

અનુમિતિનુ કરણ અનુમાન કહેવાય છે અનુમિતિ –વ્યાપ્તિજ્ઞાન દ્વારા ઉત્પન્ન થાય છે વ્યભિચારજ્ઞાનની અભાવ દશામા સહચારના જ્ઞાન દ્વારા વ્યાપ્તિનુ જ્ઞાન થાય છે હેતુ અને સાધ્યનુ વારવાર સાથે જોવુ થાય અથવા એક વાર કોઇ સ્થાને દર્શન થાય તે સહચાર દર્શન કહેવાય છે તે –અન્વયિરૂપ અનુમાન ૧ અને પરાર્થાનુમાન ૨ એવી રીતે અનુમાનના બે ભેદો છે સ્વાર્થાનુમાન સ્વાનુભવસિદ્ધ છે, અને પરાર્થાનુમાન ન્યાયસિદ્ધ છે

ન્યાય અવયવના સમુદાય રૂપ છે પ્રતિજ્ઞા ૧, હેતુ ૨ અને ઉદહરણ ૩ અથવા ઉદાહરણ ૧, ઉપનય ૨ અને નિગમન ૩ એવી રીતે અવયવના ૩ ભેદ છે ત્રણ અવયવોથી કાર્ય સિદ્ધ થતુ હોવાથી પાચ અવયવો મ નવાની આવશ્યકતા રહેતી નથી

## અનુમાનથી જગત્ મિથ્યા

બ્રહ્માથી ભિન્ન હોવાથી બ્રહ્મ સિવાય સમસ્ત જગત્ મિથ્યા છે, અથવા પ્રતીયમાન હોવાથી–પ્રતીત થતુ હોવાથી જગત્ મિથ્યા છે તેમ સર્વ સમજવું

ધૂમ અગ્નિની સાથે સંબંધ ધરાવવાવાળો છે એવા અનુભવથી સંસ્કાર ઉત્પન્ન થાય છે, ત્યાર પછી પર્વત વિગેરે સ્થાનમાં ધૂમ વિગેરે નિમિત્ત જોવાથી પ્રથમના સંસ્કારનો ઉદ્‌બોધ થાય છે, એમ અગ્નિવિષયક અનુમિતિ અનુમાનદ્વારા થાય છે સારાંશ- વ્યાપ્તિજ્ઞાન અને તેથી ઉત્પન્ન થતો સંસ્કાર એ બન્ને અનુમિતિજ્ઞાનમાં હેતુ છે

### સત્ત્વના ત્રણ ભેદ

તે ૧ પારમાર્થિક સત્ત્વ કે જે બ્રહ્મમાં રહેલ છે, તે ૨ વ્યાવહારિક સત્ત્વ કે જે આકાશ વિગેરેમાં છે, તે ૩ પ્રાતિભાસિક સત્ત્વ કે જે છીપમાં ચાંદી-રૂપાનો પ્રતિભાસ છે એમ સત્ત્વના ત્રણ પ્રકાર છે

### ઉપમાનપ્રમાણ-નિરૂપણ

સાદૃશ્યજ્ઞાનનું કરણરૂપ સાધન તે ઉપમાનપ્રમાણ કહેવાય છે ગાયને જોનાર મનુષ્ય વનમાં 'રોઝ' નામના પ્રાણિને જોતાં 'આ પ્રાણી ગાય જેવું છે' એમ નિર્ણય કરે છે, ત્યાર બાદ આ વ્યક્તિ ગવયપદવાચ્ય છે એ ઉપમાન-પ્રમાણનું ફળ છે અને તેની પૂર્વનું જ્ઞાન ઉપમાનપ્રમાણ કહેવાય છે

### આગમપ્રમાણ-નિરૂપણ

જે વાક્યનો તાત્પર્યવિષયીભૂત સંબંધ બીજા પ્રમાણોથી બાધિત ન થાય, તે વાક્યને આગમપ્રમાણરૂપે માનવામાં આવે છે વાક્યથી ઉત્પન્ન થતા જ્ઞાનના આકાંક્ષા ૧, યોગ્યતા ૨, આસત્તિ ૩ અને તાત્પર્ય ૪ આ ચાર સાધનો છે.

પદાર્થોની પરસ્પર જિજ્ઞાસાવિષયક યોગ્યતાને આકાંક્ષા કહેવામા આવે છે અથવા એક પદાર્થની બીજા પદાર્થ સાથે ઉપસ્થિત થતી જિજ્ઞાસા એ આકાંક્ષા કહેવાય છે 'करोति' વિગેરે ક્રિયાપદ સાભળવાથી કારકની જિજ્ઞાસા થાય છે, 'घटम्' કે 'घटेन' એવા કારકપદ સાભળતા ક્રિયાની જિજ્ઞાસા થાય છે એવી રીતે સર્વત્ર જિજ્ઞાસાવિષયક યોગ્યતા એજ આકાંક્ષા મનાય છે

તાત્પર્યવિષયક સસર્ગનો જેમા બાધ ન આવે તે યોગ્યતા કહેવાય છે 'અગ્નિથી વૃક્ષનુ સિચન કરો' ઇત્યાદિમા બાધિત સસર્ગ હોવાથી યોગ્યતાનો સભવ નથી

વ્યવધાન કે વિલબ વિના પદ દ્વારા પદાર્થની ઉપસ્થિતિ તે આસત્તિ કહેવાય છે પદાર્થના બે પ્રકાર છે–૧ શક્યાર્થ અને ૨ લક્ષ્યાર્થ અર્થના વિષયમા પદનુ મુખ્યરીત્યા વર્તવુ તે શક્તિ અર્થાત્ મુખ્ય અર્થનુ જે પદદ્વારા પ્રતિપાદન થાય તે પદની તે અર્થમા શક્તિ સમજવી જે પદથી પાણી લાવવાની ક્રિયાવાળી વ્યક્તિનો બોધ થાય, તે પદની તે વ્યક્તિમા શક્તિ સમજવી, તે શક્તિવાળા અર્થને શક્યાર્થ કહેવામા આવે છે, જેમ કે 'गङ्गायां घोषः' ગગાશબ્દનો મુખ્ય અર્થ પ્રવાહ રૂપ છે, પરંતુ આ સ્થળે તે મુખ્ય અર્થ યુક્તિયુક્ત ન હોવાથી ગગાપદનો ગગાતીરરૂપ અર્થ કરવો અને ઘોષપદનો મુખ્ય અર્થ આભીર લોકોની પલ્લીરૂપ છે તે કાયમ રાખતા તે બન્ને પદ મળીને 'ગગાના કાઠે આભીર લોકોની પલ્લી છે' એવો

ર્થ થયો આ સ્થળે જે ગગાતીર અર્થ કરવામા આવ્યો તે
ગાપદનો લક્ષ્યાર્થ અથવા ગૌણાર્થ છે

જે વાક્ય જે અર્થની પ્રતીતિ કરવાની યોગ્યતાવાળું
ય અને પ્રકરણ વિગેરે કારણના વશથી તેના બીજા અર્થનો
ધ કરાવવા તેનુ ઉચ્ચારણ ન થયુ હોય તો તે વાક્યનુ તે
ર્થમા તાત્પર્ય કહેવાય છે વેદમા મીમાંસાપરિશોધિત
ાયથી તાત્પર્યનો નિશ્ચય કરવો અને લોકમા ભોજન વિગેરે
રણથી પદાર્થનો નિશ્ચય કરવો વેદવાક્ય નિત્ય સર્વજ્ઞ
મેશ્વર પ્રણીત હોવાથી પ્રમાણરૂપ છે ' એવી નૈયાયિકોની
ન્યતા છે મીમાંસકો કહે છે કે નિત્ય હોવાથી પુરુષપ્રણીત
પનો તેમા સંભવ ન હોવાથી અપૌરુષેય વેદ સ્વયમેવ પ્રમાણ-
ૂ છે ' વેદાન્તિક લોકોનો અભિપ્રાય એથી વિરુદ્ધ છે તેઓ
ણાવે છે કે " ઉત્પત્તિવાળા હોવાથી વેદોને નિત્ય માનવામા
ાવ્યા નથી, આ કથનને નીચેની શ્રુતિ પુષ્ટ કરે છે ' अस्य
ातो भूतस्य नि श्वसितमेतद् ऋग्वेदो यजुर्वेदो सामवेदो
र्वेद ( વેદાન્તપરિભાષા પૃ ૩૦૯ ) ભાવાર્થ —આ
ોટા ભૂતના નિ શ્વાસરૂપ અર્થાત્ મહાભૂતના નિ શ્વાસથી
ચારે વેદો ઉત્પન્ન થયા છે આ શ્રુતિ દ્વારા વેદોની નિત્યતા
દ્ધ થતી નથી કિઞ્ચ વેદોની ત્રણ ક્ષણ પર્યન્ત સ્થિતિ માન-
ની ધૃષ્ટતા પણ યુક્ત નથી કારણ કે જે વેદોનુ અધ્યયન
પણ કર્યું એવી પ્રત્યભિજ્ઞા થાય છે તેથી વેદો ત્રણ ક્ષણ
ાયી છે આવી માન્યતા ભૂલભરેલી છે, તે વેદોને સૃષ્ટિમાં
રભ સમયે પરમેશ્વરે પૂર્વકાળની સૃષ્ટિમા સિદ્ધ વેદવાક્યની

આનુપૂર્વી જેવી આનુપૂર્વીવાળા રચ્યા છે, તેથી વિલક્ષણ આનુપૂર્વીવાળા નથી રચ્યા

## અર્થાપત્તિપ્રમાણ-નિરૂપણ

જેના વિના જે ઉપપન્ન ન થાય તે ઉપપાદ્ય કહેવાય અને જેના અભાવમા જેની ઉપપત્તિ થાય તે સ્થળે તે ઉપપાદક કહેવાય છે અર્થાત્ ઉપપાદ્ય જ્ઞાનવડે ઉપપાદકની કલ્પના કરવી તે અર્થાપત્તિ મનાય છે જેમકે ' પીનો દેવદત્તો દિવા ન ભુઙ્ક્તે ' ભાવાર્થ- પુષ્ટ દેવદત્ત દિવસે ખાતો નથી આથી એ સમજી શકાય તેમ છે કે પુષ્ટતા ભોજન વિના અશક્ય છે, દિવસે ખાતો નથી, માટે તે રાત્રિમા અવશ્ય ભોજન કરતો હોવો જોઇએ અર્થાપત્તિના દૃષ્ટાર્થાપત્તિ ૧ અને શ્રુતાર્થાપત્તિ ૨ એવા બે ભેદ છે તેમાથી ઉપર દર્શાવેલ ઉદાહરણ દૃષ્ટાર્થાપત્તિનુ છે ' દેવદત્ત સો વર્ષના આયુષ્યવાળો છે ' આવુ વાક્ય કોઇ જ્યોતિષી પાસેથી સાંભળ્યા પછી કોઇ મનુષ્ય દેવદત્તને ઘરમા ન જોતા એવી કલ્પના અવશ્ય કરે કે એની વિદ્યમાનતા ઘર બાહિર હોવી જોઇયે આવા પ્રકારની અર્થકલ્પના એ જ શ્રુતાર્થાપત્તિ છે શ્રુતાર્થાપત્તિના ૧ અભિધાનાનુપપત્તિ અને ૨ અભિહિતાનુપપત્તિ એવા બે ભેદો છે

## અનુપલબ્ધિપ્રમાણ-નિરૂપણ

જ્ઞાનકારણો વિના ઉત્પન્ન થતુ અભાવવિષયક અનુભવનુ અસાધારણ કારણ અનુપલબ્ધિ પ્રમાણ કહેવાય છે જેમકે મારા

પ્રકાશવાળા સ્થાનમાં ઘડો ન જોતાં ઘટના અભાવનું જ્ઞાન થાય કે 'આ સ્થળે ઘડો હોય તો ઉપલભ થવો જોઇયે,ઉપલબ્ધ થતો નથી, માટે નથી ' આવા પ્રકારના જ્ઞાનનું કારણ અનુપલબ્ધિ પ્રમાણ છે

ઉપર્યુક્ત છ પ્રકારના પ્રમાણોમાં પ્રમાણત્વ સ્વયમેવ ઉત્પન્ન થયેલ છે, તે સ્વયમેવ જાણવામાં આવે છે, જે જ્ઞાનોત્પાદક સામગ્રી છે, તેજ સામગ્રી તેમાં પણ પ્રયોજક છે તે પ્રમાણના બે પ્રકારો છે બ્રહ્મસ્વરૂપને જણાવનાર પ્રમાણ પારમાર્થિક ૧ અને વ્યાવહારિક તત્ત્વને જણાવનાર પ્રમાણ ૨ વ્યાવહારિક કહેવાય છે

## લક્ષણ-નિરૂપણ

સ્વરૂપલક્ષણ ૧ અને તટસ્થ લક્ષણ ૨ આવી રીતે લક્ષણના બે પ્રકારો છે ' સત્ય જ્ઞાનમનન્ત બ્રહ્મ ' અર્થાત્-બ્રહ્મ સત્યસ્વરૂપ છે, જ્ઞાન સ્વરૂપ છે, અનન્ત છે આવા લક્ષણો સ્વરૂપલક્ષણો છે

લક્ષ્યની સ્થિતિ પર્યંત અવસ્થિત ન રહેવા છતાં બીજાની અવશ્ય વ્યાવૃત્તિ કરાવનાર લક્ષણ તટસ્થ લક્ષણ કહેવાય છે. જેમકે–' ગન્ધવત્ત્વં પૃથ્વ્યા લક્ષણમ્ ' ' ગંધવાળી હોય તે પૃથ્વી કહેવાય ' જો કે આ ગન્ધલક્ષણ પ્રલયકાળમાં રહેલ પરમાણુમાં અને ઘટની ઉત્પત્તિ કાળમાં ઘટમાં નથી તો પણ આ તટસ્થ લક્ષણ હોવાથી ' પૃથ્વી ગંધવાળી છે ' એમ કહી શકાય છે

તેમજ ' निखिलजगदुपादानकारणत्वं ब्रह्मणो लक्षणम ' ( વે ૫ પૃ ૩૫૭ ) અર્થાત્ સમસ્ત જગત્નું જે ઉપાદાનકારણ તે જ બ્રહ્મ જગદ્રૂપ પરિણામને પામેલ માયાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ, તે જ જગત્નુ ઉપાદાનકારણ છે

## પ્રલય-નિરૂપણ

ત્રિલોકના નાશને પ્રલય કહેવામા આવે છે તેના ચાર પ્રકાર છે ૧ પ્રાકૃત પ્રલય, ૨ નૈમિત્તિક પ્રલય, ૩ આત્યન્તિક પ્રલય અને ૪ નિત્યપ્રલય

### પ્રાકૃત પ્રલય.

કાર્યબ્રહ્મના વિનાશરૂપ નિમિત્તદ્વારા સર્વકાર્યના નાશને પ્રાકૃત પ્રલય કહેવામા આવે છે બ્રહ્મસાક્ષાત્કાર પામેલ કાર્યબ્રહ્મને બ્રહ્માંડના અધિકારરૂપ પ્રારબ્ધ કર્મની પરિસમાપ્તિ પછી જ્યારે વિદેહ કૈવલ્યરૂપ પર મુક્તિ થાય છે, ત્યારે તે લોકમા રહેનાર બ્રહ્મસાક્ષાત્કાર પામેલ જીવોને બ્રહ્મની સાથે વિદેહકૈવલ્ય થાય છે આવી રીતે તે લોકવાસીઓની સાથે જ્યારે કાર્યબ્રહ્મનો સબધ ચાલ્યો જાય છે, ત્યારે તેના આશ્રિત બ્રહ્માંડવર્તી સપૂર્ણ લોકો, તેમા વર્તતા સ્થાવર વિગેરે ભૌતિકોનો તથા ભૂતોનો પ્રકૃતિરૂપ માયામા લય થાય છે, પરતુ તેનો બ્રહ્મમા લય કહી શકાય નહિ

### નૈમિત્તિક પ્રલય

કાર્યબ્રહ્મના દિવસના અન્તરૂપ નિમિત્તથી થતા ત્રિલો

કાર્યમાત્રના નાશને નૈમિત્તિક પ્રલય કહેવામા આવે છે ચાર હજાર યુગ જેટલા કાળને બ્રહ્માનો દિવસ કહેવામા આવે છે. પરિમિત દિવસકાળ જ પ્રલય કહેવાય છે પ્રાકૃતપ્રલય અને નૈમિત્તિકપ્રલયના સબધમા નીચેના બે શ્લોકો પુરાણમાથી વેદાન્તપરિભાષા ( પૃ ૩૮૨ ) મા આપ્યા છે—

" द्विपरार्धे चातिक्रान्ते ब्रह्मणः परमेष्ठिनः ।
तदा प्रकृतयः सप्त कल्प्यन्ते प्रलयाय हि ॥
एष प्राकृतिको राजन्! प्रलयो यत्र लीयते ।
इति वचनं प्राकृतप्रलये मानम् । "

ભાવાર્થ —બે પરાર્ધ કાલ વીત્યા પછી પરમેષ્ઠિ બ્રહ્માને પ્રલય માટે સાત પ્રકૃતિયો કલ્પવી પડે છે હે રાજા ! જ્યાં લીન થવાય છે-લય હોય છે, તે આ પ્રાકૃતિક પ્રલય છે.

તથા—

" एष नैमित्तिकः प्रोक्तः प्रलयो यत्र विश्वसृक् ।
शेतेऽनन्तासने नित्यमात्मसात्कृत्य चाखिलम् ॥
इति वचनं नैमित्तिकप्रलये मानम् । "
( વેદાન્તપરિભાષા પૃ ૩૮૨ )

ભાવાર્થ —જેમા વિશ્વસ્રષ્ટા-બ્રહ્મા સમસ્ત જગતને પોતાને સ્વાધીન કરી નિત્ય અનન્તાસનમા સૂઈ રહે છે, તે આ નૈમિત્તિક પ્રલય કહેવાય છે

## આત્યંતિક પ્રલય.

બ્રહ્મસાક્ષાત્કારદ્વારા સર્વ કાર્યોનો પ્રલય તે આત્યન્તિક પ્રલયના નામથી કહેવાય છે

## નિત્ય પ્રલય

સુષુપ્તિ અવસ્થાને નિત્ય પ્રલય કહેવામા આવે છે તે અવસ્થામા ધર્મ, અધર્મ, પૂર્વસંસ્કાર વિગેરે સમસ્ત કાર્યોનો વિનાશ થતો હોવાથી તે નિત્ય પ્રલયના નામથી ઓળખાય છે તે સમયે કારણસ્વરૂપથી અવસ્થાન હોવાથી સુષુપ્તિ પછી સુખ-દુઃખના અનુભવની ઉપપત્તિ કે સ્મરણ થઈ શકતુ નથી એ અવસ્થામા રહેલા જીવાત્માને લિંગ-શરીરમાત્ર સંસ્કાર રૂપથી રહે છે અથવા અન્તઃકરણની એ પ્રકારની શક્તિમાથી સુષુપ્તિ અવસ્થામા જ્ઞાનશક્તિનો નાશ મનાય છે, પરંતુ ક્રિયા-શક્તિનો નાશ માનવામા આવતો નથી

નિત્ય ૧, પ્રાકૃતિક ૨ અને નૈમિત્તિક ૩ આ ત્રણે પ્રલયો કર્મો શાંત થવાથી થાય છે અને આત્યંતિક પ્રલય જ્ઞાનના ઉદયથી થાય છે

## પ્રલયક્રમ-નિરૂપણ

ભૂત અને ભૌતિકનો લય કારણલયના ક્રમથી થતો નથી કારણલયના સમયે આશ્રય સિવાય કાર્યનુ અવસ્થાન થઈ શકે નહિ, પરંતુ સૃષ્ટિક્રમથી વિપરીતક્રમવડે તે તે કાર્યોના નાશ પછી તેના કારણરૂપ અદૃષ્ટનો નાશ અને પછી ઉપાદાનનો નાશ થાય છે પૃથ્વીનો પાણીમા, પાણીનો તેજમા, તેજનો વાયુમા,

ાયુને આકાશમા, આકાશને જીવના અહંકારમા, તેને હિરણ્યગર્ભના અહંકારમા અને તેને અવિદ્યામા એવી રીતે નુક્રમે પ્રલય મનાય છે

'સ્વરૂપ- તટસ્થ લક્ષણથી ચિહ્નિત, તત્પદથી વાચ્ય ઈશ્વર ચૈતન્ય માયામા પ્રતિબિંબિત છે ' એમ કેટલાક કહે છે તેઓનો આશય એવો છે કે-ઇશ્વરનું પ્રતિબિંબ અવિદ્યારૂપ માયામા છે અને જીવનું પ્રતિબિંબ અન્તઃકરણમાં છે. ઇશ્વર કારણરૂપ ઉપાધિવાળો છે અને જીવ કાર્યરૂપ ઉપાધિવાળો છે. અવિદ્યારૂપ ઉપાધિ વ્યાપક હોવાથી તેવી ઉપાધિવાળો ઇશ્વર પણ વ્યાપક છે એથી અવિદ્યારૂપ ઉપાધિદ્વારા કરેલા દોષો જીવની માફક ઇશ્વરમા પણ સભવે છે અન્તઃકરણ અવ્યાપક હોવાથી તે ઉપાધિવાળો જીવ પણ અવ્યાપક છે

'ઉપાધિદ્વારા ઉત્પન્ન થયેલા દોષો પ્રતિબિંબરૂપ જીવમા જ સભવે છે, પરંતુ અવિદ્યારૂપ ઉપાધિવાળા ઇશ્વરમાં કે અન્તઃકરણ ઉપાધિવાળા જીવાત્મામા-બિંબરૂપ પરમેશ્વરમાં સભવતા નથી, કારણ કે ઉપાધિ તો પ્રતિબિંબની સાથે સબંધ ધરાવે છે ' એમ કેટલાક વેદાન્તીઓ કહે છે

એક જીવવાદમા અવિદ્યા પ્રતિબિંબ જીવ હોય છે અને અનેક જીવવાદમા અન્તઃકરણ પ્રતિબિંબ જીવ હોય છે તે જીવાત્મા જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ ત્રણ અવસ્થાથી યુક્ત હોય છે તે અવસ્થાઓનુ સ્વરૂપ પૂર્વે કહેવાઇ ગયુ છે

## પ્રયોજન-નિરૂપણ.

પ્રયોજન બે પ્રકારના છે ૧ મુખ્ય અને ૨ ગૌણ વ્યાવ-

હારિક સુખ-દુ ખના અભાવને મુખ્ય પ્રયોજન કહેવામા આવે છે, અને તે બેમાથી કોઇ એકના અભાવના સાધનને ગૌણ પ્રયોજન કહેવામા આવે છે ૧ સાતિશય સુખ અને ૨ નિરતિશય સુખ એમ સુખ બે પ્રકારનુ છે વિષયોના બળથી અ ત કરણની વૃત્તિની તર-તમતા દ્વારા થતા આનન્દલેશના આવિર્ભાવને સાતિશય સુખ કહેવામા આવે છે અને 'आनन्दो ब्रह्म' એ શ્રુતિવાક્યના કથન પ્રમાણે બ્રહ્મના આનન્દને નિરતિશય સુખ કહેવામા આવે છે 'ब्रह्मविद् ब्रह्मैव भवति,तरति शोकमात्मवित् ।' આ શ્રુતિવચન પ્રમાણે આનન્દરૂપ બ્રહ્મની પ્રાપ્તિ અને શોકની નિવૃત્તિ એ જ મોક્ષ છે, પર તુ લોકાન્તરની પ્રાપ્તિદ્વારા ઉત્પન્ન થતા વૈષયિક આનન્દને મોક્ષ માનવામા આવતો નથી જો તેમ માનવામા આવે તો તે કાર્ય હોવાથી અનિત્યતાને લીધે મુક્તાત્માને પણ પુન સ સારમા આવવાનો પ્રસ ગ પ્રાપ્ત થાય તેથી સિદ્ધ બ્રહ્મસ્વરૂપ મોક્ષને અસિદ્ધપણાના ભ્રમથી તેના સાધનમા પ્રવૃત્તિની આવશ્યકતા છે, તો પણ કોઇ પ્રકારની અનુપપત્તિ નથી તે બ્રહ્મજ્ઞાન પાપના ક્ષયથી થાય છે, પાપનો ક્ષય કર્માનુષ્ઠાનથી થાય છે અર્થાત્ કર્મદ્વારા કષાયો પરિપક્વ થવાથી જ્ઞાનપ્રવૃત્તિ થાય છે

## જ્ઞાનસાધન

'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य' આ શ્રુતિવચન પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરવાના શ્રવણ ૧, મનન ૨ અને નિદિધ્યાસન ૩ આ ત્રણ સાધનો છે બ્રહ્માદ્વૈતમા તાત્પર્ય અવ-

ધારણને અનુકૂળ માનસિક ક્રિયાને શ્રવણ કહેવામા આવે છે. શબ્દદ્વારા અવધારિત અર્થમા વિરોધની આશંકાને નિરાકરણ કરવામા અનુકૂળ, તર્કના નિમિત્તભૂત માનસિક વ્યાપારને મનન કહેવામા આવે છે અનાદિકાળની દુર્વાસના દ્વારા વિષય તરફ જતા ચિત્તને વિષયથી દૂર કરી આત્મવિષયક સ્થિરતા સંપાદન કરાવનાર મનોવ્યાપાર નિદિધ્યાસનના નામથી ઓળખાય છે

આ નિદિધ્યાસન બ્રહ્મના સાક્ષાત્કારમા સાક્ષાત્ કારણ છે, નિદિધ્યાસનમા મનન સાક્ષાત કારણ છે, કારણકે મનન કર્યા વિના પદાર્થમા દૃઢતા રહેતી ન હોવાથી નિદિધ્યાસન થઇ શકે નહિ. મનનમા શ્રવણ સાક્ષાત્ કારણ છે, કેમકે શ્રવણ વિના તાત્પર્ય વિષયક નિશ્ચય થઇ શકતો ન હોવાથી શબ્દજ્ઞાન થઇ શકે નહીં. કારણકે શ્રુતાર્થ વિષયક યોગ્યતા તથા અયોગ્યતાના નિશ્ચય સિવાય અનુકૂળ મનન થઇ શકે નહિ, માટે જ્ઞાનની ઉત્પત્તિમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ ત્રણે કારણોની ખાસ આવશ્યકતા છે

જેમ ઘટ વિગેરે કાર્યોમા માટીનો પિંડ વિગેરે પ્રધાન કારણ છે, અને ચક્ર, દોરી વિગેરે સહકારિ કારણ-અપ્રધાન કારણ છે તેમ શ્રવણ, મનન અને નિદિધ્યાસનમા પણ પ્રાધાન્ય -ગૌણતા છે શ્રવણ વિગેરેમા મુમુક્ષુ લોકોનો જ અધિકાર છે' એમ કેટલાક કહે છે, ત્યારે બીજાઓની એવી માન્યતા છે કે 'ચારે આશ્રમવાળાનો અધિકાર છે'

કિંચ, ચિત્તની એકાગ્રતાદ્વારા સગુણ ઉપાસના પણ બ્રહ્મના

સાક્ષાત્કારમા કારણ કે અર્ચિ વિગેરે માર્ગદ્વારા બ્રહ્મલોકમાં ગયેલા સગુણ ઉપાસકો શ્રવણ વિગેરે દ્વારા ત્યાજ બ્રહ્મસાક્ષાત્કાર પામી બ્રહ્મ સાથે મોક્ષ મેળવી શકે છે ધૂમમાર્ગદ્વારા પિતૃ-લોકમાં ગયેલા કર્મવાળાઓ ઉપભોગદ્વારા કર્મનો ક્ષય કરી પૂર્વેમા કરેલ સુકૃત-દુષ્કૃતને અનુસારે બ્રહ્માથી માડી સ્થાવર પર્યંતમા ફરીથી ઉત્પન્ન થાય છે-આવે છે આ વિષયમા શ્રુતિનુ કથન નીચે પ્રમાણે છે —'रमणीयचरणा रमणीया योनिमा पद्यन्ते, कपूयचरणा कपूया योनिमिति' ભાવાર્થ -રમણીય આચરણવાળા રમણીય યોનિને પ્રાપ્ત કરે છે, અને નિંદ્ય આચરણવાળા નિંદ્ય યોનિને પામે છે શાસ્ત્રમા પ્રતિષિદ્ધ દુષ્ટ કર્મો કરનારા જીવો રૌરવ વિગેરે નરકમા અનેક દુ ખોનો અનુભવ કર્યા પછી ભૂડ વિગેરે તિર્યંચોની યોનિમા તથા સ્થાવર વિગેરેમા ઉત્પન્ન થાય છે

નિર્ગુણ બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરનારાઓનુ બીજા લોકમા ગમન થતુ નથી બ્રહ્મજ્ઞાનથી મોક્ષ મળે છે, સાથે જ અનર્થની નિવૃત્તિ અને નિરતિશય આનન્દની પ્રાપ્તિ પણ થાય છે આ વેદાન્તીઓનો પરમ સિદ્ધાંત છે

### મનની અજ્ઞાનતા

" मनोमात्रमिद सर्वं तन्मनोऽज्ञानमात्रकम् ।
अज्ञान भ्रम इत्याहुर्विज्ञानं परम पद् ॥ "

( સદાચારસ્તોત્ર પૃ ૩૭, શ્લોક ૩૯ )

ભાવાર્થ —નામ, રૂપ વિગેરે ક્રિયાવાળુ સમસ્ત જગત મનનુ કલ્પેલુ હોવાથી મનથી ભિન્ન નથી, મનરૂપ જ છે તે મન સ્વય અજ્ઞાનરૂપ છે, અજ્ઞાનને જ ભ્રમ કહે છે અને વિજ્ઞાનને પરમપદ કહેવામા આવે છે

## માયાવી અને માયાતીત

" अज्ञान चान्यथा ज्ञान मायामेता वदन्ति ते ।
ईश्वर मायिन विद्याद् मायातीत निरञ्जनम् ॥ "

( સદાચારસ્તોત્ર પૃ ૩૭ શ્લોક ૪૦ )

ભાવાર્થ —અન્ય પ્રકારનુ અર્થાત્ વિપરીત જ્ઞાન અજ્ઞાન કહેવાય છે, તેને તેઓ માયા કહે છે માયાવાળાને ઇશ્વર જાણવો અને માયાથી રહિત હોય તેને નિરંતર બ્રહ્મ જાણવો જોઇયે

## ભોક્તા વિગેરેનુ સ્વરૂપ

" भोक्ता सत्त्वगुण शुद्धो भोगाना सा्धन रज ।
भोग्य तमोगुण प्राहुरात्मा चैषा प्रकाशक ॥ "

( સદાચારસ્તોત્ર શ્લોક ૫૦ )

ભાવાર્થ —રજોગુણ અને તમોગુણ વિનાનો શુદ્ધ સત્ત્વગુણ ભોકતા છે, રજોગુણ–રજોગુણથી યુકત મન અને ઇન્દ્રિયો ભોગોના સાધન છે તમોગુણ અને તમોગુણના કાર્યરૂપ પાંચ ભૂતોથી પ્રકટ થતા શબ્દાદિ વિષયોને ભોગ્ય કહે છે અને આત્મા એ સર્વનો પ્રકાશક છે

" ससार स्वप्नतुल्यो हि रागद्वेषादिसङ्कुल. ।
स्वकाले सत्यवद् भाति प्रबोधेऽसत्यवद् भवेत् ॥"
( આત્મબોધ શ્લોક ૧૩૮ )

ભાવાર્થ—રાગ, દ્વેષ વિગેરે દોષોથી ભરપૂર સસાર સ્વપ્ન સમાન છે, તે અસત્ય હોવા છતા અજ્ઞાનકાળમા અજ્ઞાનીઓને સત્ય ભાસે છે અને પ્રબોધ-જ્ઞાનકાળમા જ્ઞાનીઓને અસત્ય જેવો-વાસ્તવિક સ્વરૂપમા અસત્ય અસત્યરૂપે તથા સત્ય વસ્તુ સત્યરૂપે ભાસે છે

## આત્મા અને શરીરની ભિન્નતા

" आत्मा ज्ञानमय पुण्यो देहो मासमयोऽशुचि ।
तयोरैक्य प्रपश्यन्ति किमज्ञानमत परम् ? ॥ "
( શકરાચાર્યકૃત અપરોક્ષાનુભૂતિ શ્લોક ૧૯ )

ભાવાર્થ —આત્મા જ્ઞાનમય-પ્રકાશરૂપ અને પવિત્ર છે અને શરીર માસમય અપવિત્ર છે કેટલાક તે બન્નેનુ ઐક્ય જુવે છે એનાથી બીજુ અજ્ઞાન શુ ?

## શુષ્ક બ્રહ્મવાદીઓનુ સ્વરૂપ

" कुशला ब्रह्मवार्ताया वृत्तिहीनाः सुरागिण. ।
तेऽप्यज्ञानितया नून पुनरायान्ति यान्ति च ॥ "
( અપરોક્ષાનુભૂતિ )

ભાવાર્થ —બ્રહ્મવાર્તામા–ખાલી બ્રહ્મવાદની ચર્ચા કરવામા જ કુશલ, વૃત્તિહીન–સદ્વર્તન રહિત–વચન પ્રમાણે વર્તન વિનાના અત્યત રાગી જીવો અજ્ઞાનતાથી નિશ્ચયે સસારમાં પુનરાગમન તથા ગમન કર્યા કરે છે

ખરા બ્રહ્મવાદી

" निमेषार्धं न तिष्ठन्ति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठन्ति ब्रह्माद्या सनकाद्या शुकादय ॥ "

( અપરોક્ષાનુભૂતિ પૃ ૩૮૭, શ્લોક ૧૩૪ )

ભાવાર્થ —જેઓ બ્રહ્મા વિગેરે, સનક વિગેરે અને શુક વિગેરેની જેમ અર્ધ નિમેષ માત્ર પણ બ્રહ્મવૃત્તિ સિવાય રહેતા નથી, તેઓ જ સાચા વેદાન્તિક છે

આ પ્રસ્તાવમા પ્રરૂપણ કરવામા આવેલ વેદાન્તિક તત્ત્વોની મીમાસા–સમાલોચના આગળના ૧૩ મા પ્રસ્તાવમાં કરવામા આવશે



# પ્રસ્તાવ ૧૩ મો

## વેદાન્ત —મીમાંસા

૧૧ મા પ્રસ્તાવમાં જૈમિનિમુનિપ્રણીત મીમાંસક-દર્શનનો અને ઉત્તર મીમાંસક ( વેદાન્ત ) દર્શનનો આચાર દર્શાવ્યો ૧૨ મા પ્રસ્તાવમા વેદાન્તિક લોકોએ સ્વીકારેલ તત્ત્વોનુ નિરૂપણ કર્યું આ ૧૩ મા પ્રસ્તાવમા એ તત્ત્વો પર કઇંક વિચાર કરવામા આવે છે

### જગન્મિથ્યાત્વમીમાંસા

" પ્રતીતિ વિષયક હોવાથી પ્રપચરૂપ આ સમસ્ત જગત મિથ્યાસ્વરૂપ છે, છીપમા રૂપાના પ્રતિભાસની જેમ, જે જે પ્રતીતિવિષયક હોય તે તે સમસ્ત મિથ્યા હોય છે છીપમા રૂપાનો દેખાવ જેમ મિથ્યારૂપ–અત્યત અસત છે, તેમ બ્રહ્મ સિવાય સમસ્ત જગત મિથ્યા–આળ પપાળરૂપ–માયા જાળ-રૂપ છે "

ઉપર્યુંકત મન્તવ્ય પર આવા પ્રશ્નો થઇ શકે કે–જગતને મિથ્યારૂપ માનવામા આવે છે, તે મિથ્યાત્વ શી ચીજ છે ? આકાશપુષ્પની જેમ અત્યત અસતને આપ મિથ્યા સ્વરૂપી કહો છો ? અથવા કોઇ વસ્તુ બીજા આકારથી પ્રતીત

થાય તેને આપ મિથ્યા માનો છો ? અગર મિથ્યાત્વનો અનિર્વાચ્ય અર્થ કરો છો ?

આ ત્રણ પક્ષમાંથી પ્રથમ પક્ષ સ્વીકારવામા જગત્ મિથ્યા એટલે અસત્ખ્યાતિરૂપ છે એવો આશય પ્રકટ થતાં સમસ્ત જગત્ અસત્ મનાય ત્યારે સસારનો સર્વથા લોપ માનવો પડે સસારના અભાવમા મુક્તિનો વ્યવહાર પણ કેવી રીતે થઇ શકે ? કેમકે સસારની અપેક્ષાએ મુક્તિપદનો અને મુક્તિની અપેક્ષાએ સસારશબ્દનો વ્યવહાર થાય છે જે બધાય તેજ મૂકાય-મુકત થાય. જ્યારે બધરૂપ સસાર ન માનવામા આવે ત્યારે મુક્તિ પણ ન માની શકાય. મુક્તિનો અભાવ સિદ્ધ થતા યમ, નિયન, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ અષ્ટાગ યોગનુ પાલન તેમજ વૈરાગ્ય, શમ, દમ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન વિગેરે નિષ્ફલ બની જાય છે એથી શૂન્યવાદીઓની જેમ પ્રથમ પક્ષ સ્વીકારી શકાય તેમ નથી

બીજો પક્ષ પણ વિપરીત ખ્યાતિરૂપ હોવાથી ઇષ્ટ ગણી શકાય તેમ નથી કેમકે કોઇ પણ પદાર્થનો બીજારૂપથી પ્રતિભાસ થવો એ કોઇને પણ રૂચિકર થઇ શકે નહિ જેમ દૂર હોવાના દોષથી છીપ એ ચાદી જેવી લાગે, પરતુ વાસ્તવિક વિચાર કરતા અને ઉત્તર કાળમા બાધજ્ઞાન થતા સ્પષ્ટ જણાય છે કે એતો છીપ છે, ચાદી નથી તેમજ વળી ચાદીને ચાહનાર પુરૂષનુ ચાદી જેવી જણાતી તે છીપથી કઇ પણ

પ્રયોજન સરતુ નથી, તેવી રીતે ઘટ, પટ વિગેરે તમામ પદાર્થો જો વિપરીત ખ્યાતિરૂપ કલ્પાય તો તે તે પદાર્થોના પ્રયોજનવાળા મનુષ્યો તેવા ભ્રાન્ત પદાર્થોથી કંઇપણ પ્રયોજન સિદ્ધ કરી શકે નહિ એ ખાસ વિચારણીય છે વિશેષત સમસ્ત જગત્ જ્યારે વિપરીત ખ્યાતિરૂપે ભ્રાન્ત મનાય, ત્યારે જગત્મા રહેલા વેદાન્તના પ્રતિપાદક પુરુષો પણ ભ્રાન્ત બની જાય છે તેમ થતા તેવા ભ્રાન્ત પુરુષોએ પ્રરૂપેલા શાસ્ત્રો પર વિશ્વાસ રાખી શકાય નહિ એ સભવિત છે જેમ થાણાની પાગલ ( ગાંડા ) શાળામા રહેનારા મનુષ્યો ભ્રાન્ત હોવાથી તેમના બોલવા ઉપર કોઇ બુદ્ધિશાલી લક્ષ્ય આપતો નથી, તેમ આપના મત પ્રમાણે આપ પોતે ભ્રાન્ત બની જાઓ છો, તો આપ પ્રત્યે જગતને વિશ્વાસ કેમ થઇ શકે ? એ વિચારણીય છે આ વિચારને નીચેનો શ્લોક પુષ્ટ કરે છે,

" मुक्तौ भ्रान्तिर्भ्रान्तिरेव प्रपञ्चे
भ्रान्ति शास्त्रे भ्रान्तिरेव प्रवृत्तौ ।
कुत्र भ्रान्तिर्नास्ति वेदान्तिनस्ते
कल्पा मर्तिभ्रान्तिभिर्यस्य सर्वा ॥ "

शास्त्रवार्तासमुच्चय पृ २०८

ભાવાર્થ —મુકિતમા ભ્રાન્તિ, પ્રપચમા ભ્રાન્તિ, શાસ્ત્રમા ભ્રાન્તિ, પ્રવૃત્તિમા ભ્રાન્તિ, જેની મૂર્તિ ભ્રાન્તિયોવડે બનેલી હોય તેવા વેદાન્તીને ભ્રાન્તિ ક્યા નથી ? તાત્પર્યાર્થ:– શાસ્ત્ર પ્રણેતા પણ પ્રપચની અન્તર્ગત હોવાથી ભ્રાન્ત મનાય અને

એથી શાસ્ત્ર વિગેરે પણ ભ્રાન્તિરૂપ ગણાય તેમાં શું આશ્ચર્ય ? ભ્રાન્તિવાદીઓના મત પ્રમાણે તો આ માતા છે, આ પિતા છે, આ પુત્ર છે, આ ભાઈ છે, આ બ્હેન છે, આ સ્ત્રી છે આવા પ્રકારનો વ્યવહાર પણ ભ્રાન્તિરૂપ બને છે, તેથી માતા એ સ્ત્રી, સ્ત્રી એ માતા, પુત્રી એ સ્ત્રી, સ્ત્રી એ પુત્રી, પિતા એ પુત્ર, પુત્ર એ પિતા ઇત્યાદિ વિરુદ્ધ વ્યવહારનો પ્રસંગ પણ આવે છે. બીજો પક્ષ માનવામાં આવી રીતે અનેક પ્રકારની આપત્તિયો આવતી હોવાથી તે પણ સ્વીકારી શકાય તેમ નથી

અનિર્વાચ્યતારૂપ ત્રીજો પક્ષ પણ વિચાર કરતાં વિણસી જાય છે આ સ્થળે અનિર્વાચ્યતાનો નિઃસ્વભાવતા અર્થ કરવામાં આવે છે નિઃ શબ્દનો પ્રતિષેધ અર્થ થાય છે સ્વભાવ શબ્દનો ભાવ યા અભાવ આ બેમાંથી કોઈ પણ અર્થ થઈ શકે છે સ્વભાવ શબ્દનો ભાવ અર્થ લક્ષ્યમાં રાખી તેને પ્રતિષેધ અર્થવાળા નિઃ શબ્દ સાથે જોડતાં નિઃસ્વભાવતાનો અભાવ અર્થ થાય, એથી એ પક્ષ સ્વીકારતાં અસત્ખ્યાતિ પક્ષ માટે અપાયેલા દોષો આ પક્ષને પણ લાગુ પડે, આ દોષોને દૂર કરવા માટે સ્વભાવશબ્દનો અભાવ અર્થ માની તેને નિષેધાર્થક નિઃ શબ્દ સાથે જોડતાં અનિર્વાચ્યપદનો 'ભાવ' અર્થ થાય એક બ્રહ્મ ભાવરૂપ છે અને બીજો આ ભાવરૂપ થતાં દ્વૈતની સિદ્ધિ થતાં અદ્વૈતવાદ ઉડી જાય છે આમ 'ઊંટ કાઢતાં પેસે ઊંટ' એ ઉખાણા પ્રમાણે નિઃસ્વભાવરૂપ અનિર્વાચ્યતા નામનો ત્રીજો પક્ષ પણ માન્ય થઈ શકતો નથી આ દોષથી બચવા માટે નિઃસ્વભાવતાનો પ્રતીત્ય ગોચર અર્થાત્ જ્ઞાનનો વિષય નહિ એવો અર્થ કરવામાં આવે તો તે પણ યુક્તિયુક્ત નથી, કેમકે 'જગત્ મિથ્યા છે' એટલે

4

પ્રતીતિના–જ્ઞાનના વિષયભૂત બિલકુલ નથી આ સ્થળે એ વિચારવાનુ છે કે જે ધર્મી પ્રતીતિવિષયક ન હોય, તે ધર્મી કહેવાય જ કેવી રીતે ? જેમ આકાશપુષ્પ, વન્ધ્યાપુત્ર, શશ શૃંગ વિગેરે પ્રતીતિવિષયક ન હોવાથી, તેને કોઇ બુદ્ધિશાલી ધર્મી તરીકે માની શકતો નથી વા કહી શકતો નથી, તેમ જગત્ પણ પ્રતીતિવિષયક નથી એમ માનવામા આવે, ત્યારે તેને ધર્મીરૂપ માની તેમા મિથ્યાત્વની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ? તે એકાન્તમા વિચારવા જેવુ છે

કિંચ, જ્યારે પ્રતીતિવિષયભૂત ધર્મી નથી, ત્યારે પ્રતીતિ વિષયરૂપ હેતુ પણ નપુસકને પુત્રોત્પત્તિની ઇચ્છાની જેમ ઘટી શકે નહિ એમ હોવાથી મિથ્યાત્વનો ઉપર્યુંક્ત અર્થ કરી શકાય નહિ તેમ છતા જગત્‌ને ધર્મીરૂપ સ્વીકારી, તે પ્રતીતિના વિષયભૂત નથી એમ કેમ કહી શકાય ?

વેદાન્તી–ધર્મી જેવી રીતે પ્રતીત થવો જોઇએ, તેવી રીતે પ્રતીત થતો નથી, તેથી તેને પ્રતીત્યવિષયક કહેવામા શુ ખોટુ છે ?

અન્ય– એ કથન ઠીક નથી એમ કહેવાથી પ્રતીત્યવિષયકનો ઉપર્યુંક્ત અર્થ જણાવતા વિપરીત ખ્યાતિનો સ્વીકાર થઇ જાય છે કેમકે કોઇ વસ્તુને વિપરીત સ્વરૂપમા–આકારમા દેખાવી–પ્રતિપાદન કરવી તે વિપરીતખ્યાતિ કહેવાય છે

કિંચ, આપે માનેલી અનિર્વાચ્યતા પ્રપચમા પ્રત્યક્ષથી બાધિત છે, કેમકે ‘ આ ઘટ છે, આ પટ છે ’ ઇત્યાદિ પ્રકારનુ નિર્દોષ પ્રત્યક્ષ આબાલગોપાલ પ્રસિદ્ધ છે, તે પણ પ્રપચની સત્યતાને પુરવાર કરે છે

પ્રપચને મિથ્યા માનવાથી અનુમાન પણ બાધિત છે. 'प्रपञ्चो मिथ्या न भवति, असद्विलक्षणत्वात्, आत्मवत्' ભાવાર્થ —અસત્‌થી વિલક્ષણ હોવાથી આત્મા જેમ મિથ્યા કહી શકાતો નથી ( કોઇ પણ આસ્તિક આત્માને મિથ્યા કહેવાનુ સાહસ કરતો નથી ) તેમ પ્રપચ–જગત્ પણ આકાશપુષ્પ, વન્ધ્યાપુત્ર વિગેરે અસત્‌થી વિલક્ષણ હોવાથી તેને મિથ્યા કહી શકાય નહિ

કિઞ્ચ, પ્રતીયમાનરૂપ હેતુ તો આપના બ્રહ્મમા પણ છે, પરન્તુ તેથી તે મિથ્યા છે, એમ તો આપથી પણ કહેવાય તેમ નથી ત્યારે કહો કે હેતુ વ્યભિચારી થયો કે નહિ ?

આ દોષોથી બચવા માટે જગત્ પ્રતીયમાન છે એમ કહી તે મિથ્યા છે, એવુ આપનાથી કહી શકાય તેમ નથી આવા પ્રકારની યુક્તિયો હોવા છતા જગતને અપ્રતીયમાન કહેવામા આવે તો તે કથન કરનાર પણ જગત્‌ની અન્તર્ગત જ હોવાથી મિથ્યા મનાય, કથન કરનારનુ વચન સુતરાં મિથ્યા લેખાય એથી એમને તો પોતાના મત પ્રમાણે મૌન રહેવુ એ જ શ્રેષ્ઠ છે

અપર ચ ' જગત્ મિથ્યા છે, પ્રતીયમાન હોવાથી, છીપમા રૂપાના જ્ઞાનની જેમ ' આ પ્રમાણે કહી સ્વપક્ષ સિદ્ધ કરવા ' છીપમા રૂપાના જ્ઞાનની જેમ ' આવુ જે દૃષ્ટાન્ત આપ્યુ તે પણ પ્રપચની અન્તર્ગત જ હોવાથી સ્વયમેવ મિથ્યા–અસિદ્ધ છે, જ્યારે તે પણ સાધ્ય છે, ત્યારે તે દ્વારા અન્યની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ?

કિંચ, બ્રહ્મ સિવાય સમગ્ર જગતને મિથ્યા સિદ્ધ કરવા માટે કરવામા આવેલુ અનુમાન પ્રપચથી ભિન્ન છે કે અભિન્ન ? જો ભિન્નરૂપ પ્રથમ પક્ષને સ્વીકારવામા આવે તો તે સત્ય છે યા અસત્ય ? આવો પ્રશ્ન ઉદ્ભવે છે 'પ્રપચથી અનુમાન ભિન્ન છે અને તે સત્ય છે' આવો પ્રથમ પક્ષ સ્વીકારવામા આવે તો એક બ્રહ્મ સત્ય અને બીજુ આ અનુમાન સત્ય મનાતા દ્વૈતવાદની સિદ્ધિ થાય છે અને અદ્વૈતવાદ અસ્ત થાય છે એથી બીજો પક્ષ 'પ્રપચથી અનુમાન ભિન્ન છે અને તે અસત્ છે' એમ માનવામા આવે તો એવા અસત્ અનુમાન દ્વારા પ્રપચમા મિથ્યાત્વની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ? પ્રસ્તુત પ્રપચ પણ બ્રહ્મની જેમ સત્યરૂપ સિદ્ધ થાય છે જેમ વન્ધ્યાપુત્ર વિગેરે અસત્ વસ્તુથી કોઈ પણ પદાર્થની સિદ્ધિ થઇ શકતી નથી, તેમ અસત્ અનુમાનદ્વારા પ્રપચમા મિથ્યાત્વની સિદ્ધિ પણ થઇ શકે નહિ

'પ્રપચથી અનુમાન ભિન્ન નથી' એ પક્ષ માન્ય રાખવામા આવે તો પ્રપચથી અભિન્ન-પ્રપચરૂપ અનુમાન પણ સાધ્ય જ છે, તો તે દ્વારા પ્રપચની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ?

આમ વિચાર કરતા 'પ્રપચ મિથ્યા છે' એમ સિદ્ધ થતુ નથી, ત્યારે 'એક બ્રહ્મ જ તાત્વિક છે, અન્ય કઇ છે જ નહિ' આવા કથન ઉપર લોકોને વિશ્વાસ કેમ થાય ?

કિ ચ, કોઇ પણ વસ્તુની સિદ્ધિ પ્રમાણથી થાય છે પ્રમાણ વિનાની વસ્તુ-મત્તા અપ્રામાણિક ગણાય અદ્વૈતવાદીઓના મતમા અદ્વૈતની સિદ્ધિ માટે જ્યારે કોઇ પ્રમાણ નથી, તો

પછી તેની સિદ્ધિ થઇ શકે નહિ એ સ્વાભાવિક છે જો કોઇ પણ પ્રમાણ માનવામાં આવે તો અદ્વૈતવાદ રહી શકતો નથી, કેમકે દ્વૈતનો સ્વીકાર થઇ જાય છે. એમ મુશ્કેલી ઉભી થાય છે.

વેદાન્તી—પ્રમાણનો સ્વીકાર કરવામાં આવે છે, તે લોકોને સમજાવવાની ખાતર વ્યવહારથી જ સ્વીકારાય છે, પરન્તુ પારમાર્થિકરૂપે નહિ

અન્ય—આપનું કથન યુક્તિવિકલ હોવાથી અનાદરણીય છે, કેમકે આપના મત પ્રમાણે પરમબ્રહ્મ સિવાય લોક પણ સત્યરૂપે નથી, તો પ્રમાણનો પ્રયોગ કોને સમજાવવા માટે કરવામાં આવે છે? કિંચ જ્યાં પ્રમાણ અસત, લોક અસત વિગેરે સર્વ અસત હોય ત્યાં કોણ કોને સમજાવી શકે?

બ્રહ્મભિન્ન પ્રપંચની વાસ્તવિક સત્તા અનુમાનદ્વારા સિદ્ધ થઇ શકે છે—

"प्रपञ्च सत्, प्रमेयत्वात्, यत् प्रमाणविषयीभूतोऽर्थः प्रमेयम्, प्रमाणानां च प्रत्यक्षानुमानागमोपमानार्थापत्तिसज्ञानां भावविषयत्वेन प्रवृत्ते "

ભાવાર્થ —જગત પણ બ્રહ્મની માફક સદ્રૂપ છે, પ્રમેય હોવાથી, કેમકે જે પદાર્થ પ્રમાણના વિષયભૂત હોય તે પ્રમેય કહેવાય છે. પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને અર્થાપત્તિ નામના પ્રમાણોની પ્રવૃત્તિ ભાવ-પદાર્થના વિષયમાં જ થઇ શકે છે અભાવમાં પ્રવૃત્તિ થતી નથી જે સદ્રૂપ ન હોય તે પ્રમેય પ્રમાણ ન હોઇ શકે, ગદ્ધાના શીંગની જેમ. આવી રીતે

જ્યારે જગત્‌મા પ્રમેયત્વ અનુમાનથી સિદ્ધ થાય છે, ત્યારે જગત્ સદ્‌રૂપ નથી એમ કેવી રીતે માની શકાય?

કિંચ 'છીપમા રૂપાના પ્રતિભાસની જેમ બ્રહ્મભિન્ન ઘટ, પટ વિગેરે તમામ પદાર્થો કેવળ પ્રતિભાસરૂપે જ છે, વાસ્તવિકરૂપે નથી' આવુ કથન યુક્તિશૂન્ય છે એમ નિમ્ન દર્શિત યુક્તિથી વિચારતા સહજ સમજાશે ઘટ, પટ વિગેરે સમસ્ત પ્રપંચમા પ્રતિભાસમાનત્વ શુ સ્વયમેવ છે? કે અન્ય દ્વારા? આ બે પક્ષમાથી પ્રથમ પક્ષનો સ્વીકાર કરવામા આવે એ બની શકે તેમ નથી, કેમકે કોઇ પણ બુદ્ધિશાળી સમસ્ત પ્રપંચને સ્વયં પ્રતિભાસમાન કહેવાનુ સાહસ કરતો નથી એથી નિરૂપાયે બીજો પક્ષ સ્વીકારે તો અન્ય પદાર્થ સ્વીકારવો પડે, અન્ય પદાર્થ સ્વીકારતા-બ્રહ્મ સિવાય અન્ય તત્ત્વ સિદ્ધ થતા અદ્વૈતવાદનો અસ્ત થાય છે

અપર ચ, અનુમાનના અંગભૂત પક્ષ, હેતુ અને દષ્ટાન્ત આ ત્રણ અવયવો પરસ્પર ભિન્ન છે યા અભિન્ન? એવો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે જો તેઓનો પરસ્પર ભેદ મનાય તો દ્વૈતવાદ સિદ્ધ થઇ જાય છે અને તે ત્રણે પદાર્થો લક્ષણભેદથી, સ્વરૂપભેદથી તથા નિમિત્તભેદથી પરસ્પર ભિન્ન હોવા છતા અભિન્ન મનાય તો કેવળ પક્ષરૂપ, કેવળ હેતુરૂપ યા કેવળ દષ્ટાન્તરૂપ થઇ જાય ત્યારે માત્ર એકલા પક્ષથી, હેતુથી યા દૃષ્ટાન્તથી અનુમાનની સિદ્ધિ કેવી રીતે થઇ શકે? અને તે વિના અદ્વૈતવાદની સિદ્ધિ કેવી રીતે થાય? એથી જ પ્રાચીન આચાર્યે ઠીક જ કહ્યુ છે કે—

" हेतोरद्वैतसिद्धिश्चेद् द्वैत स्याद् हेतु-साध्ययो ।
हेतुना चेद् विना सिद्धिर्द्वैतं वाङ्मात्रतो न किम् ? ॥
-अष्टसहस्री (विद्यानन्दस्वामिकृता) पृ १६०, श्लो २६

ભાવાર્થ—જો હેતુદ્વારા અદ્વૈતની સિદ્ધિ કરવામા આવે તો હેતુ અને સાધ્યનુ દ્વૈત થઇ જાય છે અને જો હેતુ વિના—કેવળ વચનમાત્રથી જ અદ્વૈતની સિદ્ધિ કથવામા આવે તો તે વચનમાત્રથી દ્વૈતની સિદ્ધિ કેમ ન થાય ?

'पुरुष एवेद' ઇત્યાદિ તેમજ 'सर्वं च खलु इद ब्रह्म' ઇત્યાદિ આગમથી પણ અદ્વૈતની સિદ્ધિ થઇ શકે તેમ નથી. જેમ અઘટની સિદ્ધિ ઘટને આધીન હોવાથી ઘટ માન્યા સિવાય થઇ શકતી નથી, તેમ અદ્વૈતની સિદ્ધિ પણ દ્વૈતને આધીન હોવાથી દ્વૈતવાદ સ્વીકાર્યા વિના થઇ શકે નહિ. નીચેનો શ્લોક આ કથનને પુષ્ટ કરે છે—

" अद्वैत न विना द्वैतादहेतुरिव हेतुना ।
सज्ञिन प्रतिषेधो न प्रतिषेध्याद् ऋते क्वचित् ॥ "
—अष्टसहस्री पृ १६१, श्लो २७

ભાવાર્થ—જેમ હેતુ સિવાય અહેતુની સિદ્ધિ થતી નથી, તેમ દ્વૈત વિના અદ્વૈતની સિદ્ધિ પણ થઇ શકે નહિ, કેમકે પ્રતિષેધ્ય (દ્વૈત) પદાર્થ વિના ક્વચિત્ પણ સજ્ઞિનો પ્રતિષેધ થઇ શકતો નથી

અનુમાન દ્વારા પણ દ્વૈતની સિદ્ધિ થાય છે –

" अद्वैतशब्दः स्वाभिधेयप्रत्यनीकपरमार्थापेक्षो
नञ्पूर्वाखण्डपदत्वादहेतुरभिधानवत् । "

ભાવાર્થ —નઞ્પૂર્વક અખંડ પદ હોવાથી આ તશબ્દ પોતાના વાચ્યાર્થ ( પરમબ્રહ્મ )ની અપેક્ષાએ વિરોધી (પ્રપંચ) રૂપ પરમાર્થની અપેક્ષાવાળો છે જેમ અહેતુ–શબ્દ પોતાના વાચ્યાર્થ હેતુભિન્ન દૃષ્ટાન્ત, પક્ષ વિગેરે પદાર્થોના વિરોધી હેતુની અપેક્ષાવાળો છે, તેમ અત્ર પણ સમજવુ સારાશ–દ્વૈતને પરમાર્થરૂપે માન્યા સિવાય અદ્વૈતતા વસ્તુત સિદ્ધ થઇ શકતી નથી કહ્યુ ,છે કે—

कर्मद्वैतं फलद्वैतं लोकद्वैतं च नो भवेत् ।
विद्याऽविद्याद्वयं न स्याद् बन्ध–मोक्षद्वयं तथा ॥

–અષ્ટસહસ્રી ૬ ૧૫૮

ભાવાર્થ –કેવળ અદ્વૈત માનવામા પરમાર્થરૂપે પ્રસિદ્ધ આગળ દર્શાવાતા દ્વૈતોની સિદ્ધિ કદાપિ થઇ શકે નહિ લૌકિક કર્મ–વૈદિકકર્મ, કુશલકર્મ–અકુશલકર્મ, પુણ્યકર્મ–પાપકર્મ આવા પ્રકારના કર્મદ્વૈતની તથા તે કર્મના ફળ–આ લોક સબધી સુખ–દુ:ખ અને પરલોકમા સુગતિ–દુર્ગતિરૂપ ફળદ્વૈતની, તેમજ કાર્ય–કારણના અભાવમા આ લોક અને પરલોકરૂપ લોકદ્વૈતની અને ધર્માધર્મરૂપ દ્વૈતના અભાવમા વિદ્યા–અવિદ્યા

રૂપ દ્વૈતની અને તે સિવાય બન્ધ-મોક્ષરૂપ દ્વૈતની સિદ્ધિ થઇ શકે નહિ

કિંચ, એકાન્ત અદ્વૈતવાદ માનવામાં ઘટ કરોતિ ઇત્યાદિ સ્થળમાં કુંભકાર, ઘટ વિગેરે કારકો અને 'કરોતિ' વિગેરે ક્રિયાપદોનો પ્રત્યક્ષ પ્રસિદ્ધ ભેદ કેવી રીતે ઘટવાનો ? કેમકે એકાન્ત અદ્વૈતવાદીના મત પ્રમાણે અવિદ્યાથી અવિદ્યારૂપ પ્રપંચની ઉત્પત્તિ મનાતી હોવાથી પોતાનાથી પોતે ઉત્પન્ન થાય છે એવું સિદ્ધ થયું અર્થાત ઘટથી ઘટની, પટથી પટની, આકાશથી આકાશની, પૃથ્વીથી પૃથ્વીની, પાણીથી પાણીની, તેજથી તેજની, વાયુથી વાયુની, વિ વિ ની ઉત્પત્તિ અવાન્તર કારણો સિવાય પણ માનવાનો પ્રસંગ અદ્વૈતવાદીઓના મત પ્રમાણે આવે છે, કે જે માન્યતા કોઇ પણ દર્શનકારને સમ્મત નથી, તો આવી લોકવિરુદ્ધ અને પ્રમાણવિરુદ્ધ કલ્પનાઓ સ્વીકારવા કોણ બુદ્ધિશાળી સમ્મત થાય ?

વેદાંતી-અવિદ્યા સત્સ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી, કેમકે તેવી રીતે માનવાથી તો દ્વૈતની સિદ્ધિ થાય

અન્ય-અવિદ્યા ને ભલે બ્રહ્મરૂપ માનવામાં આવે, પરંતુ વિના પ્રમાણ તેની માન્યતા તરફ અન્ય લોકોને શ્રદ્ધા ભાગ્યે જ થઇ શકે કારણ કે પ્રમેયની સિદ્ધિ પ્રમાણને આધીન હોય છે. અને તેની સિદ્ધિ માટે પ્રમાણ આપવામાં આવે તો દ્વૈતની સિદ્ધિ થાય છે, અને જો પ્રમાણ આપવામાં નથી આવતું તો તે કથન અપ્રામાણિક ઠરે છે

વેદાંતી-આનો ઉપાલ ભ અદ્વૈતવાદીઓના મતમા ઘટી શકતો નથી, કારણ કે વ્યાવહારિક ભેદ તો તેઓ સ્વીકારે છે જ, માત્ર પારમાર્થિક ભેદ માનતા નથી પરમાર્થદૃષ્ટિએ 'તત્ત્વમસિ' એ શ્રુતિપ્રતિપાદિત એક અખડ બ્રહ્મ સિવાય બીજુ કઈ પણ સત્ છે જ નહિ એવી તેમની માન્યતા છે

અન્ય-' સહાવિદ્યયા મૃત્યુ નીત્વા વિદ્યયાઽમૃતમશ્નુતે।' આ શ્રુતિમા વિદ્યાનુ ફળ અમૃતની પ્રાપ્તિ અને અવિદ્યાનુ ફળ મૃત્યુ એવી રીતે વિદ્યા-અવિદ્યાના ભિન્ન ભિન્ન ફળો ગણાવેલ હોવાથી એ બન્ને તત્ત્વોને ભિન્ન માન્યા સિવાય છુટકો નથી આવી રીતે તત્ત્વદ્વય સિદ્ધ થતા અદ્વૈતવાદ અસિદ્ધ થાય છે

વેદાંતી-શ્રવણ વિગેરે સ્વરૂપવાળી અવિદ્યા જ મૃત્યુને દૂર કરી વિદ્યાદ્વારા બતાવેલ અમૃતને પ્રાપ્ત કરે છે જેમ સ્ફટિક મણિ ઉપાધિનો ત્યાગ કરવાથી સ્વયમેવ સ્વસ્વરૂપમા રહે છે, જેમ એક વિષ બીજા વિષને શાન્ત કરે છે, જેમ એક પાણી બીજા પાણીને જીર્ણ બનાવે છે, તેમ અહિ પણ સમજવાનુ હોવાથી વિદ્યા-અવિદ્યારૂપ દ્વૈતને અવકાશ જ કયા રહે છે?

અન્ય—' દ્વે બ્રહ્મણી વેદિતવ્યે પર ચાપર ચ ' ઈત્યાદિ શ્રુતિમા બતાવેલ ભેદ અને તત્ ત્વમસિ પુરુષ એવેદમ્ ' ઈત્યાદિ શ્રુતિમા બતાવેલ અભેદ આ બેમાથી કયુ સત્ય છે અને કયુ અસત્ય છે એવો સંશય તો અદ્વૈતવાદીઓને પણ અવશ્ય રહે છે, જેનો આત્મા સંશયશીલ હોય તે તો છેવટ નષ્ટ થાય છે કિંચ અવગ્રહ, ઈહા, અપાય, ધારણારૂપ

ઉપયોગદ્વારા પુદ્ગલ વિગેરે દ્રવ્યથી અભેદસ્વરૂપી અને ઘટ વિગેરે આકારથી ભેદસ્વરૂપી ઘટ, પટ વિગેરે તમામ પદાર્થોને જ્યારે આબાળ-ગોપાળ દ્વૈતભાવે અનુભવે છે, ત્યારે અદ્વૈતભાવ કેવી રીતે માની શકાય ? અપરચ, દંડ અને ઘટ, દાન અને સ્વર્ગ વિગેરેમા લોકપ્રસિદ્ધ અને શાસ્ત્રપ્રસિદ્ધ કાર્ય-કારણભાવરૂપ પ્રચલિત વ્યવહારનો પણ અદ્વૈતવાદીઓના મત પ્રમાણે લોપ થવાનો પ્રસંગ આવે છે તથા કાર્યથી કારણનુ અને કારણથી કાર્યનુ કરાતુ અનુમાન પણ અદ્વૈતવાદી-અનિર્વાચ્યવાદિના મત પ્રમાણે કેવી રીતે થઇ શકે ? એ વિચારવાનુ છે.

તથા સ્વપ્નમા જોવામા આવતા સ્ત્રી, રથ, હાથી, ઘોડા વિગેરે પણ અનિર્વચનીય નથી-સર્વથા મિથ્યા નથી જો કે તે પદાર્થો સમીપ ન હોવા છતા નિદ્રાદોષદ્વારા સ્વપ્નમાં સમીપ સમજાય છે, પરંતુ તે પદાર્થોનો અભાવ નથી જો તે પદાર્થો આકાશપુષ્પની જેમ સર્વથા મિથ્યા હોય તો સ્વપ્નમા સ્ત્રી વિગેરેના સબધથી વાસ્તવિક વીર્યપાત કેમ થઇ શકે ? એથી સ્વાપ્નિક પદાર્થો સર્વથા અસત્ય કહી શકાય નહિ કિંચ જો તેને ભ્રાન્તિ માની નિર્વાહ કરવામા આવે, તો તે ઠીક નથી કારણ કે જે પદાર્થો વાસ્તવિક-સત્ય ન હોય, તે પદાર્થવિષયક ભ્રાન્તિ પણ સંભવતી નથી જેમ કોઇ એક સ્થળમા સર્પને સર્પરૂપે જોવામા આવ્યો હોય, અન્યત્ર રજ્જુને રજ્જુરૂપે યા વાસને વાસરૂપે જોવામા આવેલ હોય, ત્યારે બીજા કોઇ સ્થાનમા તેવી રીતે પડેલ રજ્જુ અથવા વાસને દૂરથી જોતા સર્પની ભ્રાન્તિ થાય છે અથવા એક સ્થાનમા છીપને

છીપરૂપે જોઇ બીજે ઠેકાણે ચાદીને ચાદીના રૂપમા જોવામા આવી હોય ત્યારે અન્યત્ર ચાદીના જેવી ચળકતી છીપને દૂરથી જોતા ચાદી હોય તેવો ભ્રમ થાય છે આ કથનનો સાર એ સહેજ સમજી શકાય તેમ છે કે સત્યરૂપે પ્રસિદ્ધ વિદ્યમાન પદાર્થોની જ તેઓમા રહેલા કેટલાક સાદૃશ્યને લીધે–સરખા ધર્મોને લઇને દૂરથી જોનારને ભ્રાન્તિ થાય છે, પરતુ વાસ્તવિક પદાર્થની વિદ્યમાનતા સિવાય આકાશપુષ્પની શશશૃગમા અને શશશૃગની આકાશપુષ્પમા કોઇને કોઇ વાર ભ્રાન્તિ થઈ હોય એમ કદાપિ સાભળવામા આવતુ નથી કોઇ પણ બુદ્ધિશાળી એ ભ્રાન્તિ કબૂલ કરી શકતો નથી આ નિયમને અનુસરીને સસારને ભ્રાતિરૂપ કેમ કહી શકાય? બ્રહ્મ સિવાય બીજા પદાર્થોને જ્યારે સત્યરૂપે માનવામા આવતા નથી, ત્યારે તે વિષયનો ભ્રમ પણ કેમ સ્વીકારી શકાય?

કિચ, પ્રપચરૂપ અવિદ્યાના અને બ્રહ્મના ધર્મો પરસ્પર ભિન્ન છે, સમાન ધર્મવાળાની સાદૃશ્યથી ભ્રાન્તિ સભવે છે કોઇ પણ સરખા ધર્મ વિના એક–બીજામા ભ્રાન્તિ માનવાનુ બીજુ શુ કારણ છે? એ વિચારણીય છે

તથા સ્વપ્ન વિગેરેને મૂળ અજ્ઞાનના કાર્યરૂપ કહી શકાય નહિ સ્માર્દશામા જ તેનો બાધ જોવામા આવતો હોવાથી અન્વય–વ્યતિરેકને લીધે જેમ રજતનો ભ્રમ છીપની સાથે સબધ રાખે છે, તેમ સ્વપ્નજ્ઞાન પણ નિદ્રાદોષની સાથે અન્વય–વ્યતિરેકથી સબધ ધરાવે છે

કિંચ, છીપમાં રજતના ભ્રમની ઉત્પત્તિની જેમ સ્વપ્ન એ જાગૃત પ્રપંચના અજ્ઞાનનું પણ કાર્ય નથી, કેમકે એમ માનવા જતાં જાગૃત પ્રપંચમાં પણ સ્વાપ્નિક રથ, ઘોડા વિગેરેની ઉત્પત્તિ માનવાનો પ્રસંગ આવે

અપિ ચ, અદ્વૈતવાદીઓના અભિપ્રાય પ્રમાણે જાગૃતદશા અને સ્વપ્નદશા એ બન્ને અવસ્થાઓ અવિદ્યાના કાર્યરૂપ હોવાથી જાગૃતદશામાં મોદક વિગેરે વસ્તુઓના ભક્ષણાદિથી થતો સુખાનુભવ સ્વપ્નદશામાં પણ તેવોને તેવો જ થવો જોઇએ એથી પૂર્વાચાર્યે યુક્ત જ કહ્યું છે કે—

आशामोदकतृप्ता ये ये चास्वादितमोदकाः ।
रस-वीर्य-विपाकादि तुल्यं तेषां प्रसज्यते ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય ૫ ૨૮૯

ભાવાર્થ —અદ્વૈતવાદીઓના મતમાં આશાના લાડુથી તૃપ્ત થયેલા અને વાસ્તવિક રીત્યા લાડુનો આસ્વાદ લેનાર મનુષ્યોમાં રસ, વીર્ય-વિપાક વિગેરે સમાન થવાનો પ્રસંગ આવે છે

કિંચ, લોકપ્રસિદ્ધ દંડ-ઘટ વિગેરે કાર્ય-કારણની જેમ વેદપ્રસિદ્ધ યાગ-સ્વર્ગ, અગમ્યગમન-નરક વિગેરે સાધ્ય-સાધનભાવ પણ અદ્વૈતવાદીઓના મતમાં સ્વપ્નતુલ્ય-અત્યન્ત અસત્ છે, તો વેદાન્તવાક્યો વિગેરે પર કોને વિશ્વાસ આવશે? જો તેઓના મત પ્રમાણે વિધિરૂપ બતાવેલ માર્ગથી સ્વર્ગગમન

અને નિષિદ્ધમાર્ગથી નરકગમન ન થતુ હોય તો તેવા અનુષ્ઠાનો શા માટે દર્શાવવામા આવ્યા ? તમામ વસ્તુ છીપમા ચાંદીના ભ્રમ જેવી હોવાથી યમ, નિયમ, આસન, પ્રાણાયામ વિગેરે યોગના અનુષ્ઠાનો પણ ભ્રમાત્મક–નિરર્થક થઈ જાય છે

કિંચ, દરેક કાર્યોમા અજ્ઞાનને જ હેતુ તરીકે માનવામા આવે તો દંડ વિગેરે કારણસામગ્રી વિના પણ ઘટ વિગેરે કાર્યની ઉત્પત્તિ તથા શમ, દમ વિગેરે સાધનસંપત્તિ સિવાય પણ બ્રહ્માત્મામા જીવાત્માના લયરૂપ મુક્તિ પણ કેમ ન થવી જોઈએ ? અપરચ્ચ, શાસ્ત્ર પણ સ્વપ્નતુલ્ય હોવાથી તેમા પ્રતિપાદન કરેલ આચરણ પણ સ્વપ્નતુલ્ય થતા મુક્તિ પણ કોને અને કઈ રીતે મળે ? એ ખાસ વિચારણીય છે

પ્રસંગોપાત્ત અદ્વૈતવાદને નિરસન કરનારી અન્ય યુક્તિયો દર્શાવવી અત્ર અસ્થાને નથી અદ્વૈતવાદીઓના મતમા યાગ અને સ્વર્ગનો કાર્ય–કારણભાવ માનવામા આવેલો છે યાગ એ કારણ છે અને સ્વર્ગ એ કાર્ય છે આ વાતને વેદ પણ વિશિષ્ટતાથી પ્રતિપાદન કરે છે, ત્યારે કોઈ મનુષ્ય સ્વપ્નમા યાગ કરે તો તેથી તેને પણ સ્વર્ગ મળવો જોઈએ, કેમકે વેદમા સામાન્ય રીતે યાગથી સ્વર્ગનુ પ્રતિપાદન કરેલ છે, પરન્તુ અમુક અવસ્થાના યાગથી અમુક અવસ્થામા સ્વર્ગ મળે એવુ કાંઈ સૂચવ્યુ નથી આથી વેદાન્તિક લોકોનો સૃષ્ટિવાદ પણ શૂન્યવાદીઓના જેવો કહી શકાય હરિભદ્રસૂરિ મહારાજે યુક્ત જ કહ્યુ છે કે—

प्रत्यक्षादिप्रसिद्धार्थविरुद्धार्थाभिधायिनः ।
वेदान्ता यदि शास्त्राणि बौद्धैः किमपरा यते ? ॥
—શાસ્ત્રવાર્તાસમુચ્ચય પૃ ૩૭૧

ભાવાર્થ—પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી પ્રસિદ્ધ પદાર્થોને વિરુદ્ધભાવે કથન કરનાર વેદાંતને જો શાસ્ત્ર તરીકે માનવામાં આવે તો બૌદ્ધશાસ્ત્રોએ શો અપરાધ કર્યો છે કે તે શાસ્ત્રોને શાસ્ત્ર તરીકે માનવામા ન આવે ? બૌદ્ધોના ચાર ભેદમાથી શૂન્યવાદી બૌદ્ધગ્રન્થો શૂન્યવાદનુ પ્રતિપાદન કરે છે અને વેદાન્તગ્રન્થો પણ માયાદ્વારા શૂન્યતા સૂચવે છે ત્યારે એકને જ શૂન્યવાદી કેમ કહેવો ? બન્ને શૂન્યવાદી ગણાવા જોઇએ

## અવિદ્યા-વિવેચન.

અવિદ્યા માનવામા જ્યારે કોઇ પણ પ્રમાણ નથી, ત્યારે વેદાન્તિક લોકોની અવિદ્યામૂલક તમામ માન્યતા કેવી રીતે વાસ્તવિક માની શકાય ?

વેદાન્તી—' न जानामि ' હુ કાંઇ જાણતો નથી. આવો અનુગત પ્રત્યય, અવિદ્યા માનવામા પ્રમાણ હોવાથી તેને અપ્રમાણ કેમ કહી શકાય ?

અન્ય—' अहम् अहम् ' એવી બુદ્ધિવડે અનુગત પ્રત્યયવાળી અહંતા પણ આથી સિદ્ધ કેમ ન થાય ? તેથી તે પ્રમાણ કહી શકાય નહિ

વેદાન્તી- જાનામિ ' આ સ્થાનમા સર્વ સ્વરૂપથી સ્વરૂપજ્ઞાનના અભાવનુ દરેક સ્થળે અનુગતત્વ હોવાથી, વેદાન્તિક લોકોના મતે અનુગત પ્રત્યયની ઉપપત્તિ પણ અસિદ્ધ હોવાથી કોઈ પણ દોષને અત્ર અવકાશ નથી

અન્ય-સર્વરૂપથી સ્વરૂપ-જ્ઞાન તો અનુવૃત્તિ-વ્યાવૃત્તિરૂપ પર્યાયદ્વારા સર્વજ્ઞાનને આધીન છે, પરન્તુ તે સર્વજ્ઞ સિવાય અન્યને ઉપપન્ન થઈ શકતુ નથી સૂત્રકૃતાગ સુત્રમા ક્થચ્યુ છે કે- 'जे एग जाणइ से सव्व जाणइ । जे सव्व जाणइ से एग जाणइ ॥' ભાવાર્થ-જે વ્યક્તિ એક વસ્તુને સમસ્ત દ્રવ્ય-પર્યાયોથી વાસ્તવિકરૂપે જાણે છે, તે સર્વને જાણે છે અને જે સર્વ વસ્તુને સર્વ દ્રવ્ય-પર્યાયોથી જાણે તે એકને જાણે છે અત એવ ઘટજ્ઞાન વિગેરેથી નિષ્પાદિત મિથ્યાજ્ઞાન પણ સમ્યગ્ જ્ઞાનના પ્રાગભાવરૂપ છે, અથવા સમ્યગજ્ઞાનથી ભિન્ન અજ્ઞાનરૂપ છે સારાશ કે-જેમ દીપકનો પ્રકાશ થતા અન્ધકાર દૂર થઈ જાય છે, તેમ સમ્યગ્જ્ઞાન થતા મિથ્યાજ્ઞાન રહી શકતુ નથી વેદાન્તીઓના મત પ્રમાણે તો સમ્યગ્ ઘટજ્ઞાન થાય, છતા ઘટવિષયક અજ્ઞાનની નિવૃત્તિ તો મુક્તિ સિવાય-બ્રહ્મના સાક્ષાત્કાર સિવાય થઈ શકે નહિ ભૂતકાળમા શકરાચાર્ય વિગેરે લોકોએ પ્રતિપાદન કરેલુ, વર્તમાન કાળમા વેદાન્તી લોકોથી પ્રતિપાદન કરાતુ અને ભવિષ્યમા પ્રતિપાદન કરાશે તે સર્વ અવિદ્યારૂપ અજ્ઞાનાવસ્થામા જ પ્રતિપાદન કરાયેલ હોવાથી અજ્ઞાનરૂપ-અસત્ય-અનાદરણીય લેખી શકાય

માયાવાદમા કઈ પણ પ્રમાણ નથી, જો કોઈ પણ પ્રમાણ

આપવામાં આવે, તો તે તેનાથી ભિન્ન છે કે અભિન્ન ? સત્ છે યા અસત્ ? એવા અનેક વિકલ્પો થતાં માયાજાળરૂપ માયાવાદ ક્ષણમાં વિનષ્ટ થઇ જાય છે વિચાર કરતાં માયાવાદ વિખરાઈ જતાં તેનાથી ઉત્પન્ન થતા આકાશ સ્થૂલ, સૂક્ષ્મ શરીર, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, અન્તઃકરણ, શબ્દાદિ વિષય એ તત્ત્વો પણ વાસ્તવિક છે એમ કેમ કહી શકાય ? માયાવાદ માનનારા લોકો જ જ્યારે તે તત્ત્વોને માયિકરૂપે વર્ણવે છે, ત્યારે તે દ્વારા પ્રામાણિક કાર્ય કેવી રીતે થઇ શકે ?

વિવેચન —માયાવાદીઓના મતમાં તર્ક કરવાનો નિષેધ છે જ્યાં 'ગુરુવાક્યં પ્રમાણમ્' આવી પદ્ધતિ હોય, અથવા જ્યાં તર્ક કરનારા આવતા 'નવ સાધતા તેર તૂટે' એવી સ્થિતિ હોય ત્યાં તર્કની આવશ્યકતા રહેતી નથી એથી કેવળ શ્રુતિઓને વળગી તે ઉપર દૃઢ વિશ્વાસ રાખી ઘરને ખૂણે બેઠા બેઠા ભક્તોને માયાવાદ સમજાવવો એ શ્રેયસ્કર છે સદાચાર-સ્તોત્ર આ કથનને પુષ્ટ કરે છે —

कर्मशास्त्रे कुतो ज्ञानं तर्के नैवास्ति निश्चयः ।
साङ्ख्ययोगौ भिदापन्नौ शाब्दिकाः शब्दतत्पराः ॥२८॥
अन्ये पाखण्डिनः सर्वे ज्ञानवार्तासु दुर्बलाः ।
एकं वेदान्तविज्ञानं स्वानुभूत्या विराजते ॥२९॥

ભાવાર્થ —કર્મશાસ્ત્રમાં જ્ઞાન જ ક્યાં છે ? તર્કમાં-તર્કની પ્રધાનતાથી પદાર્થનિવેચક-અક્ષપાદઋષિરચિત નૈયાયિક

દર્શનમા અને કણાદઋષિકથિત વૈશેષિક દર્શનમાં તો વસ્તુ સત્ત્વનો નિશ્ચય જ થતો નથી તેઓ તો સંશયગ્રસ્ત છે કપિલઋષિ-પ્રતિપાદિત સાંખ્યદર્શન અને પતંજલિ ઋષિ-દર્શિત યોગદર્શન એ બન્ને જીવ અને ઇશ્વરને ભિન્ન માનતા હોવાથી ભેદ પામેલા એ બન્ને દર્શનો પણ બ્રહ્મજ્ઞાનથી બહુ દૂર છે, પાણિનિ ઋષિ વિગેરે શાબ્દિકો તો કેવળ શબ્દોનુ પ્રતિપાદન કરતા હોવાથી બ્રહ્મજ્ઞાનથી બહુ દૂર છે ( ખરૂ જોતા તે ઋષિ ચોનો તો ઉપકાર માનવો જોઇએ કે જેઓએ શબ્દશાસ્ત્ર રચી વેદાન્ત વિગેરે શબ્દસિદ્ધિને અવકાશ આપ્યો ઉપકારના સ્થાનમા તે સર્વને અજ્ઞાની કહી આક્ષેપ કરવો શંકરાચાર્યને સુઝ્યુ ન હતો ) બીજા સર્વ પાખંડીઓ જ્ઞાનની વાર્તાઓમા દુર્બળ છે, માત્ર એક વેદાન્ત-વિજ્ઞાન જ સ્વાનુભવથી દેદીપ્યમાન શોભે છે ! !

વાહ ! શંકરાચાર્યજી ! આપના જ્ઞાનને ખરેખર ધન્યવાદ ઘટે છે જ્યારે આપે બીજા દર્શનના ગ્રન્થો સૂક્ષ્મબુદ્ધિથી જોયા નથી, ત્યારે આપને એવુ જ્ઞાન કયાથી થયુ કે અન્યને પાખંડી વિગેરે ઉપનામોથી નવાજવાની જરૂર પડી ? યુક્તિ અને પ્રમાણથી શૂન્ય બ્રહ્મવાદને બીજાઓ ન માને એથી તેઓને અનુચિત વાક્પ્રહાર કરવો એ કાંઇ ઉચિત નથી અથવા સુજ્ઞ મનુષ્યો ભ્રમવાદમા ભ્રમિત થયેલ ના બોલ ઉપર ઉપેક્ષા કરે છે

જે દર્શનમા ઇશ્વર સ્વયં માયિક-માયાવી હોય, તે દર્શનમા તેના ભક્તો તેવા હોય તે સંભવિત છે વેદાન્ત-

દર્શનમાં ઇશ્વરને માયિક કહેલ છે, એ નીચે દર્શાવેલ શંકરાચાર્યના જ શબ્દોથી સિદ્ધ થાય છે 'ईश्वर मायिन विद्यात्' –સદાચારસ્તોત્ર પૃ ૩૮

માયાવીને–માયા કરનારને–કષાયવાળી વ્યક્તિને ઇશ્વર કહેનાર વેદાન્તીઓ પોતે છળ–કપટ કરે એમાં આશ્ચર્ય ન ગણાય, તેમની લીલાઓ પણ અકળ જ હોય, તેથી તેઓ માત્ર બ્રહ્મચર્ય પાળનારને બ્રહ્મચારી તરીકે કબૂલ રાખતા નથી તેઓના મત પ્રમાણે બ્રહ્મનું અધ્યયન કરનાર, સર્વને બ્રહ્મરૂપ જાણનાર બ્રહ્મચારી જ સત્ય બ્રહ્મચારી મનાય છે. બીજા બ્રહ્મચારી ન ગણાતા હોવાથી તેઓને બ્રહ્મચર્યાવસ્થાવાળા પણ કેમ કહેવાય ? એથી મનુસ્મૃતિ વિગેરે હિન્દુઓના પ્રધાન ધર્મશાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલ અનેક બ્રહ્મચારીઓનો મોક્ષ પણ વેદાન્તમતના અભિપ્રાય પ્રમાણે અસત્ય સિદ્ધ થાય છે ' બ્રહ્મચર્યના પાલન સાથે વેદાન્તને–બ્રહ્મવાદને માને તે જ બ્રહ્મચારી અને તે સિવાયના કેવળ બ્રહ્મચર્ય પાળનાર અબ્રહ્મચારી જ છે ' એમ કથન કરનારની બુદ્ધિમત્તા અપૂર્વ ગણાય ! ! તેમ જ તેમના મત પ્રમાણે દરેક આશ્રમો પણ ભિન્ન જ છે.

શંકરાચાર્ય કહે છે કે–વેદાન્ત સિવાયના બીજા દર્શનો વાસ્તવિક ન હોવાથી અનાદરણીય છે જૂઓ —

न साङ्ख्यं न शैवं न तत् पञ्चरात्रं
न जैनं न मीमांसकादेर्मतं वा ।

ન સ્વીકારે, તો પણ એકાન્તમા નેત્રો મીંચી–બન્ધ કરી સત્ય ન્યાયમાર્ગને તો વિચારો

ઉપર્યુક્ત કથન પ્રમાણે જો વિચાર કરવામા આવે તો વાસ્તવિક તત્ત્વબોધ અવશ્ય થાય, પરતુ વેદાન્તી મહાશય તો ભ્રમજાળથી ફસાયેલા હોવાથી સત્યમાર્ગથી ઘણા દૂર જણાય છે જો એમ ન હોત તો પ્રબળ યુક્તિવાળા વિશાળ સર્વોચ્ચ જૈનદર્શનને તેમ કહેવા કદાપિ સાહસ કરત નહિ કિંચ તેઓએ ગુરુગમપૂર્વક વાસ્તવિક રીત્યા જૈનદર્શનનો અભ્યાસ કર્યો જણાતો નથી કેમકે જો જૈનદર્શનનુ વાસ્તવિક જ્ઞાન તેમને હોત તો ' नैकस्मिन्नसम्भवात् ' આ સૂત્રની ટીકામા પ્રકટ કરેલી અનભિજ્ઞતા પ્રકટ કરત નહિ તથા સિદ્ધાન્તબિન્દુ સ્તોત્ર વિગેરે ગ્રન્થોમા અન્ય દર્શનોની જેમ જૈનદર્શનને નિન્દ્ય દર્શાવવાનો પ્રસગ આવત નહિ વિશેષ બ્રહ્મસૂત્ર અને તેની ટીકાની સમાલોચનાના પ્રસગે વિચાર કરવામા આવશે

## જગત્‌ની ઉત્પત્તિનો વિચાર

उपादानं प्रपञ्चस्य ब्रह्मणोऽन्यन्न विद्यते ।
तस्मात् सर्वप्रपञ्चोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ॥
—અપરોક્ષાનુભૂતિસ્તોત્ર પૃ ૫૫, શ્લો ૪૫

ભાવાર્થ —જગતનુ ઉપાદાનકારણ બ્રહ્મ સિવાય બીજું કોઇ નથી આકાશ વિગેરે પાચ મહાભૂતો અને સર્વ લૌકિક પદાર્થોનુ ઉપાદાનકારણ બ્રહ્મ જ છે તેથી આ સર્વ પ્રપચ

સમસ્ત જગત્ બ્રહ્મરૂપ જ છે, બ્રહ્મથી ભિન્ન પ્રકૃતિસ્વરૂપ અથવા પરમાણુસ્વરૂપ નથી

ઉપર દર્શાવેલ વિચાર કેટલે અંશે સત્ય છે, તે પર વિચાર કરીએ– સમસ્ત દર્શનોમાં અથવા આધુનિક મતોમાં પ્રસિદ્ધ જ છે કે–જેવું ઉપાદાનકારણ હોય, તેવું કાર્ય થાય; પરંતુ ઉપાદાનકારણથી વિલક્ષણ કાર્ય થાય એવું કોઇ માનતું નથી કાળી માટીથી કાળો જ ઘડો થાય લાકડાથી લાકડાનું કપાટ, સોનાથી સોનાની વીંટી, ગાયથી ગાય, ઘોડાથી ઘોડા થાય, પરંતુ તેથી વિલક્ષણ કાળી માટીથી ધોળો ઘડો, લાકડાથી લોઢાનું કપાટ, ગાયથી ઘોડો, ઘોડાથી કૂતરો ઉત્પન્ન થતો નથી એ સર્વ કોઇ બુદ્ધિશાળી સમજે છે આ હકીકત આ–બાળગોપાળ સર્વત્ર સુપ્રસિદ્ધ છે આમ હોવા છતાં વેદાન્તમાં તેથી વિરુદ્ધ માન્યતા જોવામાં આવે છે તેમના મતમાં શુદ્ધ શુચિ–નિત્ય–આનન્દ–ચિન્મયસ્વરૂપ બ્રહ્મરૂપ ઉપાદાનકારણથી અશુદ્ધ–અશુચિ–અનિત્ય–સુખ–દુઃખ–અજ્ઞાનસ્વરૂપી ચેતન-જગત્ અને તેથી વિપરીત જડરૂપ જગતની ઉત્પત્તિ મનાય છે એ જ આશ્ચર્ય છે

ब्रह्मणः सर्वभूतानि जायन्ते परमात्मनः ।
तस्मादेतानि ब्रह्मैव भवन्तीत्यवधारयेत् ॥

—અપરોક્ષાનુભૂતિ સ્તોત્રશ્લો૦ ૪૫

ભાવાર્થ —પરમાત્મા—બ્રહ્મથી સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, તેથી એ ભૂતો પણ બ્રહ્મ જ છે એમ નિશ્ચયથી માનવું

'જડ પદાર્થોને અને કર્મલિપ્ત અશુચિ પદાર્થોને પણ બ્રહ્મરૂપ માનવા' આવી વિચિત્ર માન્યતાઓમા અથવા સ્વીકારેલા પદાર્થોમા કયો બુદ્ધિશાળી શ્રદ્ધાળુ બને ? અત્ર જે વિચાર કરવામા આવ્યો છે, તે તેમની યુક્તિયો પર ધ્યાન આપી કરવામાં આવ્યો છે

વસ્તુસ્થિતિ વિચારતા વેદાન્તી લોકો અદ્વૈતવાદીઓના આશયથી ઘણા દૂર છે કારણ કે-મહર્ષિયો અસત્યવાદ પોષતા નથી મહર્ષિયોના વિશુદ્ધ આશયને સમજ્યા વિના અન્યને ભ્રમજાળમા ફસાવવાની ચેષ્ટા કરનાર મનુષ્યો ભવભ્રમણ સિવાય અન્ય કાઈ પણ ફળ પ્રાપ્ત કરી શકતા નથી

## મહર્ષિયોનો આશય

अन्ये व्याख्यानयन्त्येव समभावप्रसिद्धये ।
अद्वैतदेशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वत ॥

–શાસ્ત્રવાર્તાસમુચ્ચય પૃ ૩૦૪ શ્લો૦ ૮

ભાવાર્થ –અન્ય વ્યાખ્યાકારો એવી વ્યાખ્યા કરે છે કે શાસ્ત્રમા દર્શાવેલી અદ્વૈતદેશના સમભાવની પ્રકૃષ્ટ સિદ્ધિ માટે છે, પરતુ વાસ્તવિક નથી

પ્રપચમા અવિદ્યાનો વિલાસ દર્શાવવાથી એમ સૂચવે છે કે શત્રુ-મિત્ર, પિતા-પુત્ર વિગેરે વિષયક રાગ-દ્વેષ પણ મોક્ષના પ્રતિબન્ધરૂપ છે આ મ્હારા પિતા છે, હુ તેનો પુત્ર છુ, આ મ્હારો પુત્ર છે, હુ તેનો પિતા છુ, આ મ્હારી વ્હાલી

પ્રાણપ્રિયા છે, આ મ્હારૂ ધન છે, આ મ્હારો શત્રુ છે, હુ તેને મારી નાખીશ ' આવા પ્રકારના રાગ–દ્વેષો મોહરૂપ હોવાથી મોક્ષના મ્હોટા પ્રતિબન્ધક છે. જ્યા સુધી પ્રતિબન્ધક હોય ત્યા સુધી મોક્ષ–મન્દિરમા પ્રવેશ થઇ શકે નહિ એ સ્વાભાવિક છે રાગ–દ્વેષનો વિચ્છેદ થતા સર્વ વસ્તુ પ્રત્યે ચિત્તની પ્રસન્નતારૂપ સમભાવ પ્રકટ થાય છે, અને એવા સમભાવદ્વારા ભવ્ય જીવો અવશ્ય મુકત થઇ શકે છે એથી જ શ્રાવકપ્રજ્ઞપ્તિ વિગેરે પ્રકરણમા—' આત્મૈવેદ સર્વં બ્રહ્મૈવેદ સર્વં ' આવી અદ્વૈતની દેશના યુક્તિપૂર્વક સમજાવી છે સંગ્રહનયથી વિચારતા કથંચિત્ અદ્વૈતવાદ માનવામા અનેકાન્તવાદીઓને લેશમાત્ર હાનિ નથી પરંતુ 'અદ્વૈતભાવ જ છે, બીજુ કંઇ છે જ નહિ' આવો મહર્ષિઓનો આશય હોય તેમ પરમાર્થબુદ્ધિથી વિચાર કરતા જાણી શકાતુ નથી

સંસારથી વિરકત થયેલા જીવો એમ વિચારે કે—હું એકલો છુ, મ્હારૂ કોઇ નથી, હુ પણ કોઇનો નથી, હું કેવળ સચ્ચિદાનન્દમય છુ અર્થાત સત–સત્યશ્રદ્ધા, ચિત–સત્યજ્ઞાન અને આનન્દ–સત્ય ચારિત્ર એ ત્રણેથી યુક્ત છું, નિત્ય-શાશ્વત, બ્રહ્મ–કેવળજ્ઞાનમય છુ આવુ જ્ઞાન થાય તે સમ્યગ્-ઉત્તમ જ્ઞાન છે, મ્હારા આત્માનુ આવું જ સ્વરૂપ છે, કારણકે આત્માના ગુણોનો આત્માની સાથે કથંચિત્ અભેદ મનાય છે તેવી રીતે જ દરેકના આત્માઓ છે, નિશ્ચયનય પ્રમાણે તેમા લેશમાત્ર ફેર નથી મુકત જીવોની પાસે જે ઋદ્ધિ છે, તે મ્હારી પાસે પણ છે અને કીડી જેવા સૂક્ષ્મ આત્માની

પાસે પણ છે આવી રીતે દરેક આત્માઓની પાસે સમાન ઋદ્ધિ હોવાથી જાતિની અપેક્ષાએ એક માનવામા આવે તો તે દોષરૂપ નથી જ્યારે હુ આ સંસારના બન્ધનથી મુક્ત થઇશ, ત્યારે હુ એકલો જ મુક્તિમા જઇશ સત્, ચિત્ અને આનન્દ સિવાય બીજુ કઇ સાથે આવવાનુ નથી આ સ સાર એ અસાર છે-તદ્દન મિથ્યા છે કચન, કામિની, ઘર-બાર, લાડી, ગાડી વિગેરે સ યોગો વિયોગાન્ત છે યા તો તે વસ્તુઓ અ પ ણને મૂકી ચાલી જવાની અથવા તેઓને મૂકી આપણે ચાલ્યા જવુ પડશે, કારણ કે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ તમામ અનિત્ય છે, કોઇ પણ વસ્તુ શાશ્વત નથી મુક્તદશામા તો અવશ્ય સર્વનો ત્યાગ કરવાનો છે આવી રીતે સ સારને મિથ્યા કહેવામાં કચન, કામિ ની વિગેરે પદાર્થોની અનિત્યતા સૂચિત થાય એ આશય છે

બ્રહ્મ જ સત્ય છે અને સ સાર મિથ્યા છે એનો અદ્વૈત વાદીઓથી કરાતો અર્થ યુક્તિવિરુદ્ધ હોવાથી અનાદરણીય છે સ સાર કાઇ સ્વપ્ન જેવો નથી અથવા સ સાર છે જ નહિ એમ પણ કાઇ સમજવાનુ નથી, પરતુ સ સાર એ અનિત્ય છે, સ સરણશીલ છે, પરિવર્તનશીલ છે, સદા એકરૂપથી રહેતો નથી-જો કે દ્રવ્યાર્થિક નયથી પોતપોતાના સ્વરૂપમા કાયમ છે, તો પણ પર્યાયથી નિરન્તર રૂપાન્તરો-પરિણામાન્તરો થયા જ કરે છે જેમ વાદળના રગો, નદીના તરગો, સમુદ્રના કલ્લોલો નવનવા થયા જ કરે છે, તેમ પર્યાયો પણ નવનવા બદલાયા કરે છે એક નષ્ટ થતા બીજો ઉત્પન્ન થાય છે અને

નષ્ટ થતાં પુન બીજો ઉત્પન્ન થાય છે એવી રીતે દરેક પદાર્થમા નિરન્તર ઉત્પાદ–વ્યય થયા કરે છે શરીર વિગેરે સડન-પતન-વિધ્વસન સ્વભાવવાળા છે–ક્ષણે ક્ષણે રૂપાન્તર થતાં જોવામાં આવે છે એમ જાણી સર્વત્ર રાગ–દ્વેષનો ત્યાગ કરી, વૈરાગ્યભાવનામા લીન થઇ કેવળજ્ઞાનરૂપ બ્રહ્મજ્ઞાનને માટે પ્રયત્ન કરવો આવશ્યક છે અન્ય સર્વ હેય છે, માત્ર તે જ ઉપાદેય છે વાસ્તવિક આત્માનુ સ્વરૂપ–બ્રહ્મજ્ઞાન જ સત્ય છે ' सत्यं ब्रह्म ' એ શ્રુતિનો આ જ અર્થ છે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યો સિવાય પરમમુક્તિ કદાપિ મળતી નથી " આવા પ્રકારના પરમ મહર્ષિઓના અત્યુચ્ચ આશયને જાણ્યા વિના ઉન્માર્ગમા લઇ જનારા ભવાભિનન્દી જીવો કેવળ ભવભ્રમણ પોષે છે. તેથી એ ઉચ્ચ આશય તરફ લક્ષ્ય રાખી પ્રવૃત્તિ કરો, કે જેથી સ્વહિત સધાય

અપરચ બ્રહ્મ–ઉપાદાનભૂત માયાથી ઉત્પન્ન થતુ જગત બ્રહ્મથી વિલક્ષણ કેમ હોઇ શકે ? કેમકે–કારણને અનુકૂળ જ કાર્ય થાય એનો સાર્વત્રિક નિયમ છે જો બ્રહ્મ અરૂપી છે, તો બ્રહ્મ–ઉપાદાનભૂત માયા રૂપી હોય જ ક્યાથી ? માયા અરૂપી અને, તો તે દ્વારા ઘટ, પટ વિગેરે રૂપી પદાર્થો અને અરૂપી આકાશ વિગેરેની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે ? કોઇ પણ વ્યક્તિ આકાશને ઉપાદાનકારણ બનાવી તે દ્વારા ઘટ, પટ વિગેરે પદાર્થોની ઉત્પત્તિ ઇચ્છે, પરતુ તે જેમ નિષ્ફળ નીવડે છે, તેમ વેદાન્તીઓની પૂર્વોક્ત ઇચ્છા અફળ થાય છે

કિ ચ, પ્રપચ અને બ્રહ્મનો સબધ પણ બરાબર યુક્ત નથી,

તો પછી તેના પર વિચારશ્રેણિને અવકાશ કયાંથી મળે ? મહર્ષિયોનો મૂળ આશય મુક્તિવિકલ હોવો અસ ભવિત છે, સ ભવ છે કે પાછળથી થયેલા માયાવી અનુયાયીઓએ કોઇ પણ જાતનો સ્વાર્થ સાધવા ' सर्वं ब्रह्म ' સૂત્ર જગતને વિપરીત સમજાવ્યુ હોય ઘર બાર, ધન-માલ, સ્ત્રી પુત્ર વિગેરે સ સાર સ્વપ્નવત મિથ્યા છે-અસત્ય છે ઇત્યાદિ જ્ઞાન થતા, ભદ્રક જીવોને તેનાથી મોહમમતા ઓછી થતા, પ્રપ ચીઓને ફાવવાનુ સહેજ બની આવે એવા કાઇ હેતુસર મહર્ષિના સ્તુત્ય ઉપદેશ-આશયનો અન્ય અર્થ સમજાવાતો હોય તો જ્ઞાની જાણે ! ! ભારેકર્મી જીવો કર્મની બહુલતાથી કર્મ નચાવે તેમ નાચે તેમા તેનો પણ શો દોષ ?

આ કથનથી 'જગત મિથ્યા છે ' આવી વાસના અન્ત -કરણથી દૂર કરવી કેમકે જગતના સમસ્ત પદાર્થો સ્યાદ્વાદમુદ્રાથી મુદ્રિત છે સમસ્ત પદાર્થો સાપેક્ષતાથી નિત્યાનિત્ય, સામાન્ય-વિશેષરૂપ, સત-અસદ્રૂપ કહી શકાય એ સ્યાદ્વાદનુ રહસ્ય છે ષડ્દર્શનસમુચ્ચય ગ્રથમા સ્યાદ્વાદનુ સ્વરૂપ આ પ્રમાણે જણાવ્યુ છે —

स्यात् कथञ्चित् सर्वदर्शनसम्मतसद्भूतवस्त्वंशाना मिथ सापेक्षतया वदन स्याद्वाद ।

ભાવાર્થ —કથચિત્-સર્વ દર્શનોને સમ્મત સત્ય વસ્તુના અ શોનુ પરસ્પરની અપેક્ષાએ બોલવુ તે સ્યાદ્વાદ કહેવાય છે જેમકે ઘડો એ જલધારણ કરી શકાય એવા કમ્બુગ્રીવાદિ આકારથી અનિત્ય છે, કારણ કે તે આકાર નિરન્તર રહેતો નથી, પર તુ માટીરૂપ પુદ્ગલ દ્રવ્યની અપેક્ષાએ

એ નિત્ય છે કેમકે ઘડો ફૂટી જાય તો પણ તેનુ માટીરૂપ પુદ્ગલ દ્રવ્ય તો હમેશા બરાબર કાયમ રહે છે આ ઉપરથી દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ ઘડો નિત્ય છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય છે એ કથન સુક્ત છે

રાતા, કાળા, પીળા, ધોળા, લીલા વિગેરે તમામ પ્રકારના ઘડાઓમા 'આ ઘડો છે, આ ઘડો છે' એવી સામાન્ય બુદ્ધિ થતી હોવાથી-સામાન્ય ધર્મને લીધે ઘડો સામાન્ય મનાય છે અને 'આ રાતો છે, આ પીળો છે, આ કાળો છે, આ ત્રાંબાનો છે, આ લાકડાનો છે, આ રૂપાનો છે, આ પીત્તળનો છે, એવી વિશેષ બુદ્ધિ થતી હોવાથી-વિશેષધર્મને લીધે ઘડો વિશેષ કહેવાય છે આ પ્રમાણે ઘડામા સામાન્ય અને વિશેષ ધર્મ સિદ્ધ થાય છે

ઘડો માટીનો બનેલો હોવાથી માટી-દ્રવ્યની અપેક્ષાએ ઘડો સત્ છે અર્થાત્ ઘડામા માટીની સત્તા છે. અને તે ત્રાંબુ, પિત્તળ, ચાંદી, સુવર્ણ, લાકડુ વિગેરેથી ન બનેલો હોવાથી-ને ઘડામા તે દ્રવ્યોની સત્તા ન હોવાથી તે દ્રવ્યોની અપેક્ષાએ તે ઘડો અસત્ છે એમ કહી શકાય તેમ જ ધૂલિયામા બનેલો હોવાથી ધૂલિયા-ક્ષેત્રની અપેક્ષાએ તે ઘડો સત્ છે, પરતુ અમલનેરમાં બનેલો ન હોવાથી અમલનેર-ક્ષેત્રની અપેક્ષાએ તે ઘડો અસત્ ગણાય વસતઋતુમા બનેલો હોવાથી તે ઋતુની અપેક્ષાએ તે ઘડો સત્ કહેવાય, પરતુ શિશિર વિગેરે ઋતુઓમા બનેલો ન હોવાથી તે ઋતુઓની અપેક્ષાએ તે ઘડો અસત્ મનાય કાળી માટીથી બનેલો હોવાથી તે માટીની

અપેક્ષાએ તે સત્ કહેવાય, પરંતુ બીજા રંગવાળી માટીની અપેક્ષાએ તો તે અસત્ જ ગણાય

જેમ ઘડામાં અપેક્ષાએ નિત્ય અને અનિત્ય, સામાન્ય અને વિશેષ, સત્ત્વ અને અસત્ત્વ વિગેરે વિરુદ્ધ ધર્મો એક સાથે માનવામા લેશમાત્ર અડચણ નથી, તેમ દરેક વસ્તુમા અપેક્ષાએ ઉપર્યુક્ત વિરુદ્ધ ધર્મોને એક સાથે માનવામા પણ કશી હાનિ નથી આવી રીતે અનેકાન્તવાદનો આશ્રય લઈ કોઈ પણ માન્યતાને એકાન્તથી ન પકડતા મધ્યસ્થબુદ્ધિથી પ્રતિપાદન કરવામા આવે તો તે કથન સર્વ કોઈને ઉપાદેય થઈ શકે એ સ્વાભાવિક છે

સ્યાદ્વાદનુ વિશેષ સ્વરૂપ જિજ્ઞાસુજનોએ અનેકાન્તજય પતાકા, સ્યાદ્વાદ-રત્નાકર, અષ્ટસહસ્રી, નયચક્રસાર વિગેરે ગ્રન્થોથી જાણી લેવુ આગળ જૈનદર્શનમા પણ તે સબધી કેટલુક વિવેચન કરવામા આવશે સાથે અન્ય દર્શનકારોએ પણ પ્રકારાન્તરથી લીધેલો સ્યાદ્વાદનો આશ્રય પણ દર્શાવવામા આવશે

' એક ભૂતાત્મા દરેક ભૂતમા વ્યવસ્થિત છે જેમ ચન્દ્ર એક હોવા છતા પણ જલમા પ્રતિબિબ પડવાથી અનેકરૂપે જોવામા આવે છે, તેમ ' આવુ જે પ્રથમ પ્રતિપાદન કર્યું છે, તે કેટલે અશે સત્ય છે, તે તરફ હવે દષ્ટિપાત કરીએ—

પ્રથમ તો ત્યા ચન્દ્રનુ દષ્ટાન્ત જ ઘટતુ નથી કેમકે શાસ્ત્રોમાં સૂચવ્યુ છે કે-જબૂદ્વીપમા બે ચન્દ્ર અને બે સૂર્ય

છે, લવણસમુદ્રમા ચાર ચન્દ્ર અને ચાર સૂર્ય છે, ધાતકી-ખડમા બાર ચન્દ્ર અને બાર સૂર્ય, કાલોદ સમુદ્રમાં ૪૨ ચન્દ્ર અને ૪૨ સૂર્ય, પુષ્કરાર્ધદ્વીપમા ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્ય છે. સર્વે મળીને માત્ર મનુષ્યક્ષેત્રમા જ ૧૪૨ ચન્દ્ર અને ૧૪૨ સૂર્ય છે, એવું માનવામા આવ્યુ છે ઉપર્યુક્ત અઢીદ્વીપ સિવાય અન્ય અનેક દ્વીપોના અને સમુદ્રોના સર્વ ચન્દ્ર અને સૂર્યની સખ્યા ગણવામા આવે તો કરોડો ચન્દ્ર અને સૂર્ય થઇ શકે. આ સબધી વિશેષ સવિસ્તર વિવેચન ચન્દ્રપ્રજ્ઞપ્તિ, જબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વિગેરે ગ્રથોમાં જણાવ્યુ છે. આ લેખનથી એ વિચારવાનુ છે કે–શાસ્ત્રોમા અનેક ચન્દ્ર અને સૂર્યનું પ્રતિપાદન સભળાય છે, અને જળમા ગતિકરી ફરતા ક્ષર-ક્ષેત્રના ચન્દ્રનુ પ્રતિબિબ પડવાથી અનેક ચન્દ્રોનું દર્શન થયું. એથી એમ સમજવાનુ નથી કે એક ચદ્રના પ્રતિબિબરૂપે જળમા ઘણા ચન્દ્રોનો ભાસ થવા છતા ચન્દ્રો અનેક મનાતા નથી, તેવી રીતે આત્મા માટે સમજવું ? કેમકે શાસ્ત્રોમાં અનેક ચન્દ્રો અને અનેક સૂર્યો હોવાનુ જણાવ્યુ છે આ સસ્કાર હૃદયમા વસતા આ સ્થળે એક ચન્દ્રના જળમા જોવાતાં અનેક પ્રતિબિબોને બ્રાન્તિજન્ય જણાવવામા આવે છે પરતુ આવું કથન તેઓ કરી શકે કે જેઓ વાસ્તવિકરૂપે અનેક ચન્દ્રો સ્વીકારતા હોય, તેમના મતે એકનુ અનેકરૂપે દેખાવું બ્રાન્તિજન્ય કહી શકાય કિન્તુ જેમના મતમા એક જ ચન્દ્ર અને તે પણ મિથ્યા બ્રાન્તિરૂપ મનાયો હોય તેવા બ્રાન્ત લોકોના મતમા અનેક વિષયની બ્રાન્તિ જ કેવી રીતે થઇ શકે ?

જેમના મતમાં માત્ર બ્રહ્મ સિવાય અન્ય કોઇ પણ વસ્તુ સત્યરૂપે સ્વીકારી ન હોય, તેમના મત પ્રમાણે એક ચન્દ્રમાં અનેક ચન્દ્રોના ભ્રમની ઉપપત્તિ સંભવતી નથી પૂર્વે જણાવવામાં આવ્યું છે, તે પ્રમાણે જ્યાં બે વસ્તુ સદ્રૂપે-વાસ્તવિક સત્યરૂપે પ્રસિદ્ધ હોય ત્યાં જ એક-બીજામાં કોઇ પણ એક ધર્મના સાદૃશ્યથી ભ્રાન્તિ થવાનો સંભવ રહે છે વેદાન્તી-અદ્વૈતવાદી લોકોને ત્યાં તેમ મનાયેલ ન હોવાથી ઉપર્યુક્ત ચન્દ્રની ભ્રાન્તિ સંભવતી નથી.

વેદાન્તી—અમે અનેક વસ્તુ માનતા નથી, તો પણ બીજાઓને સમજાવવા વ્યવહારથી અનેકનો સ્વીકાર કરી માત્ર ભ્રાન્તિનો નિર્વાહ કરીએ છીએ

અન્ય—આ સમાધાન સમુચિત નથી, કેમકે આપના મતમાં તો જેને સમજાવવાનું છે, તે અને સમજાવનાર બન્ને ભ્રાન્ત છે જ્યાં બન્ને ભ્રાન્તચિત્ત હોય ત્યાં કોણ કોને સમજાવે ? અનેકનો સ્વીકાર પણ વાસ્તવિક સત્ય નથી, એથી ભ્રાન્તિની વાતો ભ્રાન્તિરૂપ ગણાય કેમકે જે પદાર્થો વન્ધ્યાપુત્ર જેવા અસત્ હોય, તેની ભ્રાન્તિ કેવી રીતે થઇ શકે ?

ઉપર્યુક્ત કથનથી દૃષ્ટાન્ત અસિદ્ધ થતાં તેનાથી દાર્ષ્ટાન્તિક પણ કેમ સિદ્ધ થઇ શકે ? જ્યાં સ્વપક્ષ સિદ્ધ કરનાર દૃષ્ટાન્ત જ ન મળતું હોય, ત્યાં કયા પ્રમાણથી તેમનો પક્ષ માનવો ? એ જ વિચારણીય છે એથી તેવા શ્લોકો કોઇએ ચમત્કારબુદ્ધિથી પ્રક્ષિપ્ત કર્યા હોય એમ સંભવે છે છતાં

' तुष्यतु दुर्जन ' એ ન્યાયથી પૂર્વોક્ત શ્લોકને મહર્ષિપ્રણીત-સત્ય માનીએ, તો પણ તેનો અર્થ જે પ્રમાણે કરવામા આવે છે, તે પ્રમાણે યુક્ત નથી, કિન્તુ આ પ્રમાણે જોઇએ—

પાચ ભૂતથી બનેલા-તૈજસ અને કાર્મણ સહિત ઔદારિક શરીરમા રહેલો હુ જો કે એકલો છુ, તો પણ કર્મની પ્રબળતાથી અનન્ત પુદ્ગલ પરાવર્તનરૂપે સમસ્ત ભૂતોમા વ્યવસ્થિત છુ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ, ભાષા, મન વિગેરે દરેક વર્ગણાનો મે સ્પર્શ કર્યો છે, કોઇ વર્ગણાનુ અવલબન મે નથી કર્યું તેમ નથી તથા મે જન્મ-મરણ દ્વારા સમસ્ત ક્ષેત્રનો સ્પર્શ કર્યો છે, તેમ જ સમસ્ત કાલચક્રો અનુભવ્યા છે-તેવુ કોઇ પણ ક્ષેત્ર કે તેવો કોઇ પણ સમય નથી, કે જેમા મ્હારા જન્મ-મરણ ન થયા હોય તથા સમસ્ત કષાયોના અધ્યવસાયો પણ મે અનુભવ્યા છે આ કથનનો આશય એ જ છે કે-હુ એકલો હોવા છતાં મે જન્મ-મરણાદિ દ્વારા દરેક ભૂતોને અનુભવ્યા છે મહર્ષિઓનો આવો આશય જ સભવે છે તેને વિપરીત રૂપમા મૂકનાર પરમાર્થથી અતિ દૂર કહી શકાય

' एकोऽहं बहु स्याम् ' આ વાક્યનો અર્થ ' બ્રહ્મરૂપે હુ એક છુ, તો પણ અશાશિભાવથી મે' વિવિધ રૂપોને ધારણ કર્યા છે ' વેદાન્તીઓ કહે છે, તે યુક્ત નથી. કેમકે એકાન્તવાદીથી મનાતા એક જ બ્રહ્મમા અવયવાવયવિભાવ-અ શાશિભાવની કલ્પના અશક્ય છે. અ શાશિભાવ ઘટ, પટ વિગેરે રૂપી દ્રવ્યમા જ ઘટી શકે એ આબાલગોપાલ સુપ્રસિદ્ધ છે

અદ્વૈતવાદીઓના મત પ્રમાણે ઘટ, પટ વિગેરે કોઇ પણ રૂપી દ્રવ્ય વાસ્તવિક મનાયેલ ન હોવાથી આરોપિત અંશાશિભાવ પણ મનાય તેમ નથી કિંચ અંશિ બ્રહ્મના શુદ્ધ અરૂપી અંશો જીવાત્મામાં કેવી રીતે આવી શકે ? એથી એ વાકયનો અર્થ મહર્ષિયોના આશયથી અત્યન્ત દૂર છે

## મહર્ષિયોનો આશય

હું ( મ્હારો આત્મા ) એક છુ, તો પણ કર્મના વશથી વિવિધ યોનિમાં ભ્રમણ કરતો ઘણા રૂપવાળો થાઉં છું કોઇ વખત દેવ તો કોઈ વખત મનુષ્ય, કોઇ વાર તિર્યંચ તો કોઇ વાર નારકી, કયારેક પુરુષ અને કયારેક સ્ત્રી તો કયારેક નપુંસક, કોઇ વખત પિતા, કોઇ વાર પુત્ર, કયારેક માતા કોઇ વખત ભાર્યા તો કોઇ વાર પુત્રી, કોઇ વખત સ્વામી અને કોઇ વાર સેવક, કોઇ વેળા રાજા તો કોઇ વેળા રંક, કયારેક રોગી અને કયારેક નીરોગી એવી રીતે અનેક રૂપો અનુભવવાથી મ્હારો આત્મા એક હોવા છતા હુ બહુરૂપી બન્યો છુ પૂર્વોક્ત શ્રુતિનો આ જ પરમાર્થ પરમ ઋષિયોના આશયને અનુકૂળ સમજાય છે એથી જિનરીત પ્રતિપાદન ભવ્યાત્માને શોભે નહિ આ કથન અન્ય આગમો તરફ દ્વેષભાવ હોવાથી કરવામા આવ્યુ છે, તેમ સમજવાનુ નથી, કેમકે—

> स्वागमं रागमात्रेण द्वेषमात्रात् परागमम् ।
> न श्रयामस्त्यजामो वा किन्तु म'यस्थया दृशा ॥

—માધ્યસ્થ્યાષ્ટકે ન્યાયાચાર્ય યશોવિજય

ભાવાર્થ —રાગમાત્રથી અમ્હે પોતાના આગમનો આશ્રય

લીધો નથી અને દ્વેષમાત્રથી અન્ય આગમને ત્યજતા નથી; કિન્તુ મધ્યસ્થ દૃષ્ટિએ યુક્ત જણાય તેનો સ્વીકાર કરીએ છીએ અને યુક્તિવિરુદ્ધ જણાય તેના તરફ ઉદાસીનતા ધારણ કરીએ છીએ

આવી રીતે રાગ-દ્વેષ દૂર કરી મધ્યસ્થભાવે યુક્તિયુક્ત સ્વીકારવાનુ અને યુક્તિવિહીન-તત્ત્વવિચારવર્જિત રાગ-દ્વેષના સામ્રાજ્યવાળા મત તરફ પણ ગાલિપ્રદાન ન કરતા હેય ગણવાનુ જે દર્શનકારો જણાવ્યુ હોય તે ઉત્તમ ગણાય, પરંતુ તે નાસ્તિક છે, અદર્શનીય છે, એને સ્પર્શ કરવામા પાપ છે; ઇત્યાદિ દ્વેષબુદ્ધિથી પ્રલાપ કરવો તે યુક્ત નથી કિંચ જે લોકો લિંગને ઇશ્વર તરીકે માનીને પૂજતા હોય, જેના ઇશ્વર સ્રીને અર્ધાંગમા રાખી રહ્યા હોય અથવા સ્રીના કંઠમાં હાથ નાખી ક્રીડા કરી રહ્યા હોય, તેવા કામી ઇશ્વરને માનનાર, વીતરાગ પ્રત્યે દ્વેષ ધરાવે એ વિચિત્રતા નહિ તો બીજુ શુ ? જેઓના દેવ રાગી હોય, જેઓના ગુરુ પરિગ્રહધારી-ગૃહસ્થની જેમ મોજ માણતા હોય, જેના ગુરુ મોથી-યમ, નિયમ વિગેરેથી ઘણા દૂર હોય, જેઓના ધર્મશાસ્ત્રો ક્રિયાનુ સ્વરૂપ સૂક્ષ્મતાથી સૂચવ્યુ ન હોય, તેવા દેવ, ગુરુ અને ધર્મના અવલંબનથી સંસાર-સમુદ્ર તરી પાર પામવાની ઇચ્છા રાખવી તે લોઢાની હોડીમા બેસી સમુદ્ર પાર પામવાની ઇચ્છા રાખવા જેવુ છે એથી મુમુક્ષુ જીવોએ કદાગ્રહ તજી, પક્ષપાત રહિત બની, સત્ય દેવ-ગુરુ-ધર્મની ગવેષણા કરી, તેનુ જ અવલંબન લેવુ જોઇએ, કે જેથી આત્મસિદ્ધિનો મનોરથ સફળ થાય તથાસ્તુ

પ્ર૦ ૧૩ વેદાન્ત-મીમાંસા પ્રમાણ.

# પ્રસ્તાવ ૧૪ મો

## મીમાસકતત્ત્વ-નિરૂપણ.

મીમાસક લોકો મુખ્યરૂપથી યજ્ઞ વિગેરે કર્મ કાંડને માને છે, તેઓના મન્તવ્ય ધર્માચારનુ નિરૂપણ ૧૧ મા પ્રસ્તાવમા વેદાન્તિક મહાશયો સાથે કરવામા આવ્યુ છે આ દર્શનમા નિયોગરૂપ પ્રવર્તક વેદવાક્ય ધર્મરૂપ મનાય છે, એ જૈમિની યસૂત્રવૃત્તિ દ્વારા સિદ્ધ કરવામા આવે છે

## ધર્મજિજ્ઞાસાનુ નિરૂપણ.

अथातो धर्मजिज्ञासा । १ । १ । १ ।

ભાવાર્થ -ગુરૂકુલમા રહી ગુરૂગમપૂર્વક વેદનુ અધ્યયન કર્યો પછી તરત જ શિષ્યને પ્રથમ ધર્મવિષયક જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, કે જે ધર્મનુ સ્વરૂપ આગળ કહેવાનુ છે સારાશ કે-જ્ઞાનવિષયક ઇચ્છાસાધ્ય ધર્મના સ્વરૂપને જાણવાની ઇચ્છા ઉદ્ભવે છે

## ધર્મનુ સ્વરૂપ

नोदनालक्षणोऽर्थो धर्म । १ । १ । २ ।

ભાવાર્થ -નિયોગરૂપ પ્રવર્તક વેદવાક્યને ધર્મ કહેવામા

આવે છે કુમારિલભટ્ટકૃત શ્લોકવાર્તિકમા પણ તેમ જ સમજાવ્યુ છે —

क्रियाद्यपेक्षितैः पूर्णं समर्थं प्रत्ययो विधौ ।
तेन प्रवर्तकं वाक्यं शास्त्रेऽस्मिन् चोदनोच्यते ॥

—ચોદનાસૂત્ર શ્લોક ૩, પૃ ૪૫.

ભાવાર્થ —કિ, કેન, કથં એવા શબ્દોની અપેક્ષા રાખનાર સાધ્ય-સાધનરૂપ કર્તવ્ય અંશોએ થયેલ પૂર્ણ પ્રત્યય જ પુરૂષની પ્રવૃત્તિમા સમર્થ થાય છે અને તે પ્રત્યયની પૂર્તિ વાક્યથી થાય છે, તેથી તેવા નિયોગરૂપ પ્રવર્તક વાક્યને જ આ શાસ્ત્રમાં ચોદના કહેવામા આવે છે જેમકે— अग्निषोमीयं पशुमालभेत । स्वर्गकामो जुहुयात् । अजेन यष्टव्यम् ।

ભાવાર્થ —જેનો દેવતા અગ્નિ અને સોમ હોય, તે પશુને હોમો-મારો સ્વર્ગની ઇચ્છાવાળાએ હોમ કરવો જોઇએ. બકરા વડે યજ્ઞ કરવો. એ વિગેરે નિયોગ વાક્યોને ધર્મરૂપ કહેવામા આવે છે

## પ્રમાણ-નિરૂપણ.

આ દર્શનમાં ૧ પ્રત્યક્ષ, ૨ અનુમાન, ૩ ઉપમાન, ૪ શબ્દ, ૫ અર્થાપત્તિ અને ૬ અભાવ એ છ પ્રમાણ માનવામાં આવ્યાં છે.

## પ્રત્યક્ષનુ સ્વરૂપ

सत्सम्प्रयोगे पुरुषस्येन्द्रियाणां बुद्धिजन्म तत् प्रत्य
पानिमित्त विद्यमानोपलम्भनत्वात् ॥

—શ્લોકવાર્તિક પૃ ૧

ભાવાર્થ —ઇન્દ્રિયોનો પદાર્થ સાથે સબધ થયા પ
પુરુષને જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેને પ્રત્યક્ષ કહેવામા આ
છે આવા પ્રકારનો ધર્મ પ્રત્યક્ષ પ્રમાણદ્વારા ઉત્પન્ન થતો નથ
કેમકે વર્તમાન કાળમા વિદ્યમાન રૂપી પદાર્થનો ઇન્દ્રિયો
સાથે સબધ થવાથી પ્રત્યક્ષ થાય છે, અને ધર્મ તો પ્રવર્ત
નેહવાક્યરૂપ છે, માટે પ્રત્યક્ષ પ્રમાણથી ધર્મ કેવી રી
ઉત્પન્ન થાય ? તે સહજ સમજી શકાય તેમ છે અતીન્દ્રિ
પ્રત્યક્ષ તો આ દર્શનમા માનવામા આવેલ નથી જૂઓ—

अतीतानागतेऽप्यर्थे सूक्ष्मे व्यवहितेऽपि च ।
प्रत्यक्ष योगिनामिष्ट कैश्चिन्मुक्तात्मनामपि ॥

—શ્લોકવાર્તિક શ્લો० પૃ ૧૪

व्याख्या-योगिनां हि भावनाबलज प्रत्यक्ष सकलाती
तानागतसूक्ष्मादिविषय धर्माधर्मावपि गोचरयतीति शाक्या
दयो मन्यन्ते । स्वभावत एवात्मान सर्वज्ञा , ते देहावरणे
नावृतज्ञाना किञ्चिदेवेन्द्रियादिवशेन जानन्ति । निर्मुक्तदे
हावरणास्तु मुक्ता सर्वमनागतादिक जानन्तीत्याहर्ता ।

—પાર્થસારથિમિશ્રકૃત શ્લો० વ્યા० પૃ ૧૪

ભાવાર્થ—ભાવનાની પ્રબળતાથી સૂક્ષ્મ, સ્થૂલ, પ્રકટ, વ્યવહિત, ભૂતકાલિક, ભવિષ્યકાલિક, વર્તમાનકાલિક એ વિગેરે તમામ પદાર્થોનુ તથા ધર્માધર્મનુ પણ જ્ઞાન યોગિયોને થાય છે, એમ શાક્ય (બૌદ્ધ) વિગેરે લોકો માને છે તથા સ્વભાવથી જ દરેક આત્મા સર્વજ્ઞ છે, દેહરૂપ આવરણ દ્વારા જેનુ જ્ઞાન આચ્છાદિત થયેલ છે, તેવા જીવાત્માઓ તો ઇન્દ્રિય દ્વારા કંઇક જ જાણી શકે છે અને જેઓનુ દેહરૂપ આવરણ નષ્ટ થયેલુ છે, તેવા મુક્ત જીવો ત્રણ કાલના પૂર્વોક્ત સર્વ પદાર્થોને જાણે છે એમ આર્હત (જૈન) લોકોનુ માનવુ છે

ઉપર દર્શાવેલ આર્હત લોકોની માન્યતા એ વાસ્તવિક નથી એથી એ કથન કરનારની આર્હતદર્શન-વિષયક અનભિજ્ઞતા પ્રકટ થાય છે કારણ કે—આર્હત લોકો શરીરને જ્ઞાનના આવરણરૂપ માનતા નથી, તો પછી તેથી આચ્છાદિત થવાનુ કેમ માને ? જો શરીરને જ્ઞાનનુ આચ્છાદક માનવામાં આવે, તો સયોગિકેવલીની અવસ્થામા શરીર હોવા છતા તે અવસ્થાવાન્‌ને સર્વજ્ઞ માનવામા આવે છે તે કેમ માની શકાય ? શરીર સિવાય બીજુ જ્ઞાનનુ આવરણ શુ છે ? એ જ્યા સુધી જાણવામા ન આવે ત્યા સુધી શકાનુ સ્થાન રહે, તેથી અહિ જણાવવું અસ્થાને નથી કે જૈનો જ્ઞાનના આચ્છાદક તરીકે કર્મવિશેષને માને છે, કે જે કર્મ આત્માના મૂળ ગુણોને હણાવતુ હોવાથી 'ઘાતિકર્મ' એવા નામથી ઓળખાય છે તેનુ વિશેષ વિવેચન આગળ જૈનદર્શનમાં જોવામાં

આવશે બીજા દર્શનોને બરાબર જાણ્યા વિના તેને પ્રતિપાદન કરવા પ્રયત્ન કરવો તે હાસ્યાસ્પદ લેખાય એ સ્વાભાવિક છે પ્રસંગોપાત્ત એટલું જણાવી પ્રસ્તુત વિષય પર આવીએ–

પૂર્વોક્ત કથનથી સિદ્ધ થાય છે કે મીમાંસકદર્શનમાં સર્વજ્ઞ માનવામાં આવેલ નથી, તેમના મત પ્રમાણે જો સર્વજ્ઞ માનવામાં આવે તો ધર્મ, અધર્મ વિગેરેને પણ પ્રત્યક્ષ માનવા પડે તેમજ તે પ્રત્યક્ષ થવાથી, જૈમિનીય સૂત્ર ( સૂ. ૪ ) માં પ્રત્યક્ષનું જે લક્ષણ બાંધવામાં આવ્યું છે, તેની સાથે વિરોધ આવે કેમકે–વર્તમાનકાલમાં વિદ્યમાન રૂપિ વસ્તુનો ઇન્દ્રિયો સાથે સંબંધ થવાથી પુરુષને પ્રત્યક્ષ થાય છે, એમ સૂત્ર જણાવે છે, અને ધર્માધર્મ તો રૂપિ ન હોવાથી તેનું પ્રત્યક્ષ કેવી રીતે થઇ શકે ? તેમના મત પ્રમાણે કોઇ પણ વ્યક્તિને ધર્માધર્મ પ્રત્યક્ષ થતા જ નથી, ત્યારે સર્વજ્ઞત્વ કેવી રીતે હોઇ શકે એ સહજ સમજી શકાય તેમ છે

[તે ધર્મ પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી સિદ્ધ નથી જુઓ—

प्रत्यक्षादौ निषिद्धेऽपि ननु लोकप्रसिद्धितः ।
धर्माधर्मौ प्रमास्येते ब्राह्मणादिविवेकवत् ॥

—શ્લોકવાર્તિક પૃ ૨૦૮

ભાવાર્થ —સમસ્ત પ્રમાણોથી નિષેધ કર્યો છતાં પણ [કેવળ લોકપ્રસિદ્ધિથી બ્રાહ્મણ વિગેરે વિવેકની જેમ ધર્માધર્મને

પ્રમાણિત ( સિદ્ધ ) કરવામાં આવશે, તેમા શાસ્ત્રનુ કંઈ પ્રયોજન નથી તે જ પુષ્ટ કરે છે—

इदं पुण्यमिदं पापमित्येतस्मिन् पदद्वये ।
आचाण्डालं मनुष्याणामल्पं शास्त्रप्रयोजनम् ॥

—શ્લોકવાર્તિક પૃ ૨૦૯

ભાવાર્થ —તળાવ, નદી, વાવડીઓ, કુવા વિગેરેનું બનાવવુ, યજ્ઞકર્મ વિગેરે પુણ્યરૂપ સમજવું, પરદારાગમન, બીજાઓની નિન્દા, બીજાઓના ઘર-બાર બાળવા વિગેરે અત્યાચારને પાપરૂપ સમજવુ એ વિગેરે ચડાલ મનુષ્યથી લઇને વિદ્વાન્ સુધીના તમામ લોકો જાણે છે તેમાં શાસ્ત્રનુ પ્રયોજન થોડુ છે કેવળ પ્રવર્તક વિધિરૂપ વેદવાક્યો જ ધર્મના બોધક છે

સાધ્ય અને સાધનનો કોઇ એક સ્થળે પ્રત્યક્ષથી નિર્ણય કર્યા પછી અનુમાન પ્રમાણુ પ્રવર્તતું હોવાથી તે દ્વારા પણ ધર્મનો નિશ્ચય થઇ શકે તેમ નથી કેમકે–સાધ્ય અને સાધનને કોઇ સ્થળે પ્રત્યક્ષ જોયા પછી તેની વ્યાપ્તિનો નિર્ણય થાય છે, ત્યાર પછી હેતુને પક્ષમા પ્રત્યક્ષ જોવાથી સાધ્યનુ અનુમાન કરવામાં આવે છે આ વાત ધર્મના અનુમાનમા આકાશપુષ્પ જેવી હોવાથી અનુમાન પ્રમાણથી ધર્મનો નિર્ણય થઇ શકે તેમ નથી.

ઉપમાન પ્રમાણ પણ ધર્મનો નિર્ણય કરવામા ઉપયોગી થઇ શકે તેમ નથી કેમકે–

कीदृग् गवय इत्येव पृष्टो नागरिकैर्यदि ।
ब्रवीत्यारण्यको वाक्य यथा गौर्गवयस्तथा ॥

—શ્લોકવાર્તિક પૃ ४३३

ભાવાર્થ —નગર નિવાસી લોકોએ જ્યારે જંગલમા રહે નારને પૂછયુ કે ' રોઝ ' કેવો હોય, ત્યારે તે વાકય બોલે કે જેવો બળદ યા જેવી ગાય હોય તેવો રોઝ હોય

આવા પ્રકારનુ વાક્ય શ્રવણ કર્યા પછી કોઇવાર નાગરિક મનુષ્ય જ્યારે જંગલમા ગયો ત્યારે તેવી વ્યકિત જોવાથી પૂર્વોક્ત વાકય યાદ આવતા નિર્ણય થયો કે આ વ્યકિત ગાય યા બળદ જેવી હોવાથી અવશ્ય રોઝ હશે આવા સ્થળોમાં ઉપમાન પ્રમાણ માનવામા આવે છે આવા પ્રકારનુ ઉપમાન પ્રમાણ પણ, જેનુ કોઇ દિવસે આંખોથી દર્શન થયુ જ નથી એવા અતીન્દ્રિય ધર્મ વિગેરે પદાર્થોમા કેવી રીતે ઉપયોગી થઇ શકે ? ઉપમાન પ્રમાણને અહિ અવકાશ મળતો નથી

અર્થાપત્તિ પ્રમાણનો પણ આ વિષય નથી, કેમકે તે પણ પ્રત્યક્ષ પદાર્થોમા પ્રવૃત્તિ કરે છે જેમકે-ભાવજીભાઇ, ઓધરભાઇ વિગેરે લોકો શરીરથી તો પુષ્ટ જણાય છે, પરતુ દિવસે ખાતા નથી, અર્થાત્ રાત્રિમા જરૂર ભોજન કરતા હોવા જોઇએ, કારણ કે ભોજન વિના પુષ્ટતા કદાપિ થઇ શકે નહિ આવા સ્થળે અર્થાપત્તિ પ્રમાણ કામમા આવે છે, પરતુ ધર્મા ધર્મ વિગેરે અતીન્દ્રિય પદાર્થોમા તો તે કામ આવી શકતુ નથી

અભાવ પ્રમાણ તો વસ્તુશૂન્યતાનો જ પરિચય કરાવતુ

હોવાથી તે દ્વારા પણ ધર્માધર્મ વિગેરેનો નિર્ણય થઇ શકે નહિ એ સ્પષ્ટ છે

જ્યારે ઉપર્યુક્ત પ્રમાણોથી ધર્માધર્મ વિગેરેનો નિર્ણય થઇ શકતો નથી, ત્યારે અવશિષ્ટ શબ્દપ્રમાણ દ્વારા તેનો નિર્ણય કરવામા આવે છે —

सामान्यरूपमप्येतदधिकाराद् विशिष्यते ।
नोदना चोपदेशश्च शास्त्रमेवेत्युदाहृतम् ॥
यथा च नोदनाशब्दो वैदिक्यामेव वर्तते ।
शब्दज्ञानार्थविज्ञानशब्दौ शास्त्रे तथा स्थितौ ॥
—શ્લોકવાર્તિક પૃ ૪૦૫ શ્લો૦ ૧૨–૧૩

ભાવાર્થ—નોદનાશબ્દ સામાન્યરૂપે પ્રેરણારૂપ પ્રવૃત્તિને પ્રતિપાદન કરે છે, તો પણ તે નોદનાસૂત્રમા દર્શાવેલ વેદાધ્યયનના અધિકારને લીધે વૈદિક પ્રવર્તક વિધિવાક્યને પ્રતિપાદન કરે છે નોદના, ઉપદેશ અને શાસ્ત્ર આ ત્રણે પર્યાયશબ્દો સમજવા

જેવી રીતે નોદનાશબ્દ, વેદપ્રતિપાદ્ય પ્રવર્તક વિધિવાક્યરૂપ વૈદિકકર્મમા વર્તે છે, તેવી રીતે શબ્દ (શબ્દનો અર્થ અને શબ્દ) શાસ્ત્રરૂપ શબ્દમા અને તે બન્નેના અર્થો–ધર્મ તથા અધર્મમા વર્તે છે અર્થાત્ શબ્દજ્ઞાનનો અર્થ અને વિજ્ઞાનશબ્દ આ બન્નેનો ધર્માધર્મરૂપ અર્થ સમજવો આથી

એ સિદ્ધ થયુ કે ધર્માધર્મનુ જ્ઞાપક વેદવાક્ય પોતે જ પ્રમાણુ રૂપ છે, તે સિવાય બીજુ કોઇ પ્રમાણુ નથી

## સર્વજ્ઞ-મીમાંસા.

સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ, મહાદેવ, સષ્ટિકર્તા એવા પ્રકારના વિશેષણુવાળો કોઇ પણુ સર્વજ્ઞ ઇશ્વર છે જ નહિ, જ્યારે તેવો કોઇ ઇશ્વર નથી, ત્યારે તેને માટે પ્રમાણુ પણુ ક્યાથી હોય એ સ્વાભાવિક છે જ્યા કોઇપણુ દેવ વક્તારૂપે હોય જ નહિ, ત્યા 'આ વાક્યો ઇશ્વરપ્રણીત છે' એમ કેવી રીતે કહી શકાય? એ અનુમાનથી દઢ કરવામા આવે છે — ગલ્લીમાં રહેનાર પુરુષની જેમ મનુષ્ય હોવાથી જે પુરુષ હોય તે સર્વજ્ઞ હોઇ શકે નહિ

પ્ર૦ સુર, અસુર વિગેરે લોકો કિંકરની માફક જેની સેવા કરતા હોય, ત્રૈલોક્યના સામ્રાજ્યનુ સૂચક દિવ્ય છત્ર અને ચામર વિગેરે વિભૂતિ જેની પાસે હોય, તેવી વ્યક્તિને ઇશ્વર તરીકે માનવામા શી અડચણુ છે? કિંચ ઇશ્વર સિવાય બીજી વ્યક્તિ પાસે આવા પ્રકારની દિવ્ય વિભૂતિ ક્યાથી સભવી શકે? એ વાત આબાલગોપાલ સર્વ સમજી શકે છે, માટે એવી વ્યક્તિને ઇશ્વર તરીકે કેમ ન માનવી જોઇએ?

ઉ૦ માયાવી ઇંદ્રજાળી ધૂર્ત લોકો પણુ કીર્તિ-પૂજાની લોલુપતા આદિ કારણે ઇન્દ્રજાળ વિગેરે પ્રયોગ દ્વારા એવી

અનેક વિભૂતિ બતાવી શકે છે, તો આ વસ્તુઓ ઇશ્વરની પૂજાનિમિત્તે દેવોએ બનાવી છે અને ઇન્દ્રજાળ વિગેરેથી નથી બની એ કેવી રીતે સમજી શકાય ? આ હિ સંશયને અવશ્ય અવકાશ મળે છે અન્યત્ર કહ્યું છે કે—

> देवागम नभोयान-चामरादिविभूतय ।
> मायाविष्वपि दृश्यन्ते नातस्त्वमसि नो महान् ॥
>
> —સમન્તભદ્રકૃત આપ્તાગમસ્તોત્ર.

ભાવાર્થ —દેવોનુ આગમન, આકાશગમન, ચામરો વિગેરેની વિભૂતિયો માયાવીઓમા પણ જોવામા આવે છે, એથી આપ અમારા મહાન્ છો એમ નથી સારાશ કે આવા ઐશ્વર્ય-માત્રથી સર્વજ્ઞ કદાપિ માની શકાય નહિ

પ્ર૦ જેમ અનાદિ કાળથી ખાણમા રહેલ અશુદ્ધ સુવર્ણ પણ ક્ષાર, અને માટીના પુટપાક વિગેરે પ્રયોગોથી શુદ્ધ નિર્મળ બની જાય છે; તેમ આત્મા પણ નિરતર જ્ઞાન વિગેરેના અભ્યાસ દ્વારા અજ્ઞાનરૂપ મેલરહિત થવાથી સર્વજ્ઞ કેમ ન થઇ શકે ?

ઉ૦ આપનુ પૂર્વોક્ત કથન અયુક્ત છે, કારણ કે અભ્યાસ દ્વારા વિશુદ્ધિની તરતમતા થઇ શકે, પરંતુ અલ્પજ્ઞત્વને તજી તદ્દન નિર્મળ સર્વજ્ઞત્વ કદાપિ થઇ શકે નહિ. જેમ મનુષ્ય કૂદવાનો ગમે તેટલો અભ્યાસ કરે, તો પણ ૧૦, ૨૦, ૩૦, ૪૦ કે અમુક હાથ પર્યંત જ કૂદી શકે કોઇએ કદાપિ એવુ તો નહિ જ સાભળ્યુ હોય કે કૂદવાનો અભ્યાસ કરવાથી

અમુક માણસ અમુક જોજન સુધી કૂદી શકે છે, તેમ અલ્પજ્ઞ મનુષ્ય ગમે તેટલો અભ્યાસ કરે તો પણ સર્વજ્ઞ થઇ શકે છે એ માની શકાય નહિ કહ્યુ છે કે —

> दशहस्तान्तर व्योम्नो यो नामोत्प्लुत्य गच्छति ।
> न योजनशत गन्तु शक्तोऽभ्यासशतैरपि ॥
>
> —श्लोकवार्तिक પૃ ૨૦૫

ભાવાર્થ —જે મનુષ્ય ૧૦ હાથ જેટલો દૂર લાગ કૂદીને–ફાળ મારીને જઇ શકે છે, તે સે કડો અભ્યાસ કરવા છતાં પણ સો જોજન કૂદી જવાને સમર્થ થઇ શકતો નથી તેમ જ જગતમા સર્વજ્ઞ પણ કોઇ છે જ નહિ

પ્ર૦ મનુષ્ય ભલે સર્વજ્ઞ ન હોય, પરતુ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર વિગેરે દેવોને સર્વજ્ઞ માનવામા શી હાનિ છે ? મીમાસા શ્લોકવાર્તિકમા કહ્યુ છે કે—

> अथापि दिव्यदेहत्वाद् ब्रह्म-विष्णु महेश्वरा ।
> कामं भवन्तु सर्वज्ञा सार्वज्ञ्य मानुष्यस्य किम् ? ॥

ભાવાર્થ —દિવ્ય શરીરી હોવાથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર દેવો યથેષ્ટ સર્વજ્ઞ ભલે હો, પરતુ મનુષ્યને સર્વજ્ઞત્વ કેવી રીતે થઇ શકે ?

ઉ૦ પૂર્વોક્ત કથન યુક્ત નથી કેમકે રાગ–દ્વેષને આધીન થઇ

શત્રુના નિગ્રહમા અને ભક્તોના અનુગ્રહ કરવામા તત્પર થનાર તથા કામની વાસનામા અત્યાસક્ત રહેનાર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વિગેરે રાગી દ્વેષી દેવોમા સર્વજ્ઞત્વ વન્ધ્યાપુત્રસમાન અસભવિત છે સર્વજ્ઞતા સિદ્ધ કરવામા પ્રત્યક્ષ વિગેરે પ્રમાણો ઉપયોગમા આવી શકે તેમ નથી, કારણ કે પ્રત્યક્ષ, ઇન્દ્રિયો સાથે સબધ ધરાવનાર વસ્તુને ગ્રહણ કરી શકે, સર્વજ્ઞત્વ તો અતીન્દ્રિય છે અનુમાન, પ્રત્યક્ષથી જોયેલા પદાર્થમા પ્રવૃત્તિ કરતુ હોવાથી તે દ્વારા પણ સર્વજ્ઞત્વ સાધી શકાય તેમ નથી આમ જ્યારે સર્વજ્ઞ જ સિદ્ધ થતો નથી, ત્યારે તેના રચેલા આગમો તેની સિદ્ધિમા સાધનભૂત કેવી રીતે થઇ શકે ? તથા તેના જેવો અન્ય સર્વજ્ઞ ન હોવાથી ઉપમા પણ કેવી રીતે આપી શકાય ? તેમ જ સર્વજ્ઞ વિના કોઇ પણ વસ્તુની અનુપપત્તિ નથી–તેના વિના કોઇ કાર્ય અટકતુ નથી, ત્યારે અર્થાપત્તિ પ્રમાણથી પણ તે સર્વજ્ઞની સિદ્ધિ કેવી રીતે સભવે ? એથી સર્વજ્ઞનો અભાવ સિદ્ધ થાય છે કહ્યું છે કે—

> प्रमाणपञ्चकं यत्र वस्तुरूपे न जायते।
> वस्तुसत्ताऽवबोधार्थं तत्राभावप्रमाणता ॥
>
> —શ્લોકવાર્તિક પૃ ૧૮૭

ભાવાર્થ —જે વસ્તુસ્વરૂપમા ભાવરૂપ પાચે પ્રમાણોની પ્રવૃત્તિ ન થાય, ત્યાં વસ્તુના બોધને માટે અભાવ પ્રમાણ માનવામા આવે છે

પ્રત્યક્ષ વિગેરે કોઈ પ્રમાણથી સિદ્ધ થતો ન હોવાથી

શશશૃંગની જેમ જગતમા સર્વજ્ઞ કોઇ છે જ નહિ તેથી જ કહ્યુ છે કે—

अतीन्द्रियाणामर्थाना साक्षाद् द्रष्टा न विद्यते ।
वचनेन हि नित्येन यः पश्यति स पश्यति ॥

—શ્લોકવાર્તિક

ભાવાર્થ —આત્મા, ધર્મ, અધર્મ, સ્વર્ગ, નરક, પરમાણુ વિગેરે અતીન્દ્રિય પદાર્થોનો સાક્ષાત્ જોનાર કોઇ નથી, તેથી નિત્ય વચન-વેદ વાકયવડે જે જુવે તે જ જુવે છે તે વેદવાકયથી જ યથાર્થ પદાર્થનો નિર્ણય કરવો અત એવ વેદને અપૌરુષેય માનવામા આવે છે, અર્થાત્ જેનો રચનાર કોઇ પુરુષ નથી એ નિત્ય વેદવાકયનો અભ્યાસ કરવાથી અતીન્દ્રિય પદાર્થોનુ પણ જ્ઞાન મેળવી શકાય છે, એ ઉપરના શ્લોકથી ધ્વનિત થાય છે

પ્ર૦ અપૌરૂષેય વેદવાકયથી પદાર્થનુ પરિજ્ઞાન કેવી રીતે થઇ શકે ?

ઉ૦ ઘણા કાળથી બરાબર ચાલતા આવેલ ગુરૂગમરૂપ સારા સંપ્રદાયથી તમામ પદાર્થોનુ સારી રીતે જ્ઞાન મેળવી શકાય છે કહ્યુ છે કે—

अत एव पुरा कार्यो वेदपाठ प्रयत्नत. ।
ततो धर्मस्य जिज्ञासा कर्त्तव्या धर्मसाधनी ॥

—શ્લોકવાર્તિક ( ધર્મસૂત્ર )

ભાવાર્થ —પ્રથમ ખૂબ પ્રયત્નથી વેદપાઠ કરવો, ત્યાર પછી ધર્મને સિદ્ધ કરનારી ધર્મવિષયક જિજ્ઞાસા કરવી

ધર્મ એ નોદનારૂપ છે ક્રિયા તરફ પ્રવૃત્ત કરનાર વિધિ-વાકયને નોદના કહેવામા આવે છે–હવન, હોમ વિગેરે ક્રિયામા પ્રેરક વેદવાક્ય એ જ નોદના સાથે સમજવુ જોઇએ કે વિધિ-વાકયો પ્રેરણા કરે, છતા હવન, હોમ વિગેરે ક્રિયામા જો પ્રવૃત્તિ કરવામા ન આવે, અનિષ્ટ વસ્તુથી નિવૃત્ત થવામા ન આવે અને વિપરીત રીત્યા જ વર્તવામા આવે તો તેમ કરનારને નરક વિગેરે અનિષ્ટ ફળ સિવાય સારૂ ફળ મળવાનુ નહિ. સારાશ કે–ઇષ્ટ ફળનુ સાધન ધર્મ છે અને અનિષ્ટ ફળનુ સાધન અધર્મ છે શાબરભાષ્યમા એ જ સૂચવ્યુ છે—

'य एव श्रेयस्करः स एव धर्मशब्देनोच्यते ।'

કુમારિલભટ્ટ પણ એ જ આશયને મળતુ કહે છે—

"श्रेयो हि पुरुषप्रीतिः सा द्रव्य–गुण–कर्मभिः ।
नोदनालक्षणैः साध्या तस्मादेष्वेव धर्मता ॥"

## શબ્દનુ સ્વરૂપ

આકાશની જેમ વર્ણો–અક્ષરો પણ સર્વગત–સર્વવ્યાપક છે તાલુ, ઓષ્ઠ, દાત, મૂર્ધા, કંઠ, જીહ્વામૂલ વિગેરે સ્થાનો તેના પ્રકાશક છે, પરતુ તે દ્વારા વિશેષ આનુપૂર્વી ઉત્પન્ન થતી નથી, એ જ કારણથી શબ્દને નિત્ય માનવામા આવે છે. શબ્દ અને અર્થનો વાચ્ય–વાચક નામનો સબધ છે

## વિશેષ માન્યતા.

ન જાણેલા પદાર્થનો બોધ કરાવે તે પ્રમાણ કહેવાય, પૂર્વ પૂર્વનું પ્રમાણ કહેવાય અને ઉત્તરોત્તર ફળ કહેવાય, સામાન્ય અને વિશેષ આ બન્ને પ્રમાણના વિષયભૂત ગણાય, જ્ઞાન તો સર્વદા પરોક્ષ જ હોય છે, વેદ અપૌરુષેય છે, વેદમા પ્રતિપાદન કરેલી હિંસા હિંસારૂપે ન ગણાય, સર્વજ્ઞ કોઈ નથી વિગેરે ઉપર દર્શાવેલ મીમાંસક મતની સમાલોચના આગળના પ્રસ્તાવમા કરવામા આવશે.

પ્રસ્તાવ ૧૪ મો સમાપ્ત

# પ્રસ્તાવ ૧૫ મો.



## મીમાંસકદર્શનની સમાલોચના.

આ પ્રસ્તાવમા જૈમિનિમુનિપ્રણીત પૂર્વસૂચિત મીમાસકદર્શન પર વિચાર કરવામા આવે છે

### ધર્મ

નોદનાલક્ષણો ધર્મ । આ સૂત્રની વ્યાખ્યામા નિયોગરૂપ પ્રવર્તક વેદવાક્યને ધર્મ તરીકે માનવામા આવેલ છે, તે પ્રથમ વિચારીએ —

प्रमाण किं नियोगः स्यात् प्रमेयमथवा पुनः ? ।
उभयेन विहीनो वा द्वयरूपोऽथवा पुनः ? ॥
शब्दव्यापाररूपो वा व्यापारः पुरुषस्य वा ।
द्वयव्यापाररूपो वा द्वयाव्यापार एव वा ॥

—અષ્ટસહસ્રી પૃ ૭

ભાવાર્થ —૧ નોદના શુ પ્રમાણરૂપ છે? અથવા ૨ પ્રમેયરૂપ છે ? કે ૩ બન્નેથી રહિત છે ? યા ૪ ઉભયરૂપ છે ? શુ તે ૫ શબ્દરૂપ છે ? અથવા ૬ પુરુષના વ્યાપારરૂપ છે ? યા ૭ બન્નેના વ્યાપારરૂપ છે ? કે ૮ બન્નેના વ્યાપારથી ભિન્ન છે ? આમ ૮ વિકલ્પો થઇ શકે છે

તેમા જો પ્રથમ પક્ષ માનવામા આવે તો વિધિરૂપ જ વાક્યનો અર્થ થવાનો આવો અર્થ માનવાથી વેદાન્તી લોકોને તો તે ઇષ્ટ થશે, પરન્તુ આપ લોકોને તે અનિષ્ટ હોવાથી આપનાથી તે માની શકાય તેમ નથી કારણ કે પ્રભાકર વિગેરે પ્રૌઢ મીમાસક લોકો પ્રમાણને જ્ઞાનરૂપ જ માને છે તે જ્ઞાન પણ આત્મા ાા પ્રતિભાસરૂપ છે અને તે પ્રતિભાસ પણ બ્રહ્મરૂપ હોવાથી વેદાન્તી લોકોને તો તે ઇષ્ટ થાય, પરન્તુ આપ તેનો સ્વીકાર કેવી રીતે કરી શકશો ? માટે પ્રથમ પક્ષ આદરણીય નથી

'નોદના પ્રમેયરૂપ છે' એવો બીજો પક્ષ દોષાક્રાન્ત હોવાથી આપને અનિષ્ટ જ છે કેમકે નોદનાને પ્રમેયરૂપ માનતા તેને સિદ્ધ કરવા માટે બીજુ પ્રમાણ બતાવવુ જોઇએ કારણ કે પ્રમાણ સિવાય પ્રમેયની સિદ્ધિ કદાપિ થઇ શકતી નથી

પૂ૦—શ્રુતિવાક્યને અમારે ત્યા પ્રમાણરૂપ માનેલ હોવાથી આ દોષને અવકાશ છે જ નહિ

ઉ૦—શ્રુતિવાક્ય પ્રમાણભૂત છે અને પ્રવર્તક વાક્ય પ્રમેયરૂપ છે, આવી રીતે સકલના કરીને પ્રમાણ-પ્રમેયના વ્યવહારનો નિર્વાહ કરશો, તો તે પણ યુક્ત ગણાશે નહિ કારણ કે શ્રુતિ જ જ્યારે સ્વય જડરૂપ છે, ત્યારે ઘટની જેમ તેમા પ્રમાણપણુ કેવી રીતે આવી શકવાનુ ? તેનો વિચાર કરશો

આ દોષોના ઉદ્ધાર માટે ત્રીજા પક્ષનુ અવલબન કરવા

જશો, તો તે પણ ઠીક નથી, કારણ કે ઉભયસ્વભાવથી તદ્દન જૂદાને આ ઠેકાણે ત્રીજા પક્ષ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. જ્યારે પ્રમાણ-પ્રમેયરૂપ ઉભયપક્ષનો ત્યાગ કરવામાં આવ્યો, ત્યારે તો પારમાર્થિક સંવેદન જ કેવલ બાકી રહ્યું, અને તે તો કોઈપણ કાલે હેય ન હોવાથી વેદાન્તિકોને તો તે ઇષ્ટ છે, પરંતુ આપ જેવા દ્વૈતવાદીને તે ઇષ્ટ કેવી રીતે થઈ શકે? એ પણ વિચારણીય છે

હવે જો શબ્દવ્યાપારરૂપ નોદનાને માનવામાં આવે, તો તે ભટ્ટના મતના અનુયાયીઓને ઇષ્ટ છે, પરંતુ પ્રભાકર વિગેરેના અનુયાયિ લોકો તેને કેવી રીતે માની શકે? તેથી તે પણ અસ્વીકાર્ય ગણાશે

તેના બચાવની ખાતર નોદનાને જો પુરુષવ્યાપારરૂપ માનવામાં આવે, તો તે પણ અનિષ્ટ જ માલૂમ પડશે, કારણ કે જ્યારે આપ વેદને પુરુષપ્રણીત માનતા જ નથી, ત્યારે પુરુષવ્યાપારરૂપ નોદના કેવી રીતે હોઈ શકે? તે પણ ખ્યાલ બહાર નહિ હોય

પૂર્વના દોષોના નિરાકરણ માટે શબ્દવ્યાપાર અને પુરુષવ્યાપાર એ બન્ને રૂપ ઉભયપક્ષ માનવા જશો, તો તે પણ યુક્તિવિરુદ્ધ જ ગણાશે, કારણ કે તેમાં પણ અનુક્રમે માનો છો કે યુગપત્? એ બે પ્રશ્નોને અવકાશ રહે છે

તેમાંથી પ્રથમ પક્ષ માનવામાં આવે, તો જે દોષો પ્રત્યેકમાં દર્શાવ્યા છે, તે અનુક્રમપક્ષમાં પણ અવશ્ય આવ-

વાના અને યુગપતપક્ષ તો અસ ભવિત હોવાથી માની શકાય તેમ નથી

આ દોષોના ઉદ્ધાર માટે ઉભયથી ભિન્ન સ્વભાવવાળાને જો નોદના તરીકે માનવામા આવે, તો તે પણ એક વિચારનુ સ્થાન થઇ પડે તેમ છે કેમકે–તેવા પ્રકારના સ્વભાવવાળી નોદનાને આપ વિષયસ્વભાવ માનો છે ?, વા ફલસ્વભાવરૂપ માનો છો ?, અથવા કોઇપણ સ્વભાવરૂપ નથી એમ માનો છો ? આ ત્રણ પ્રશ્નો થાય છે

તેમાથી પ્રથમ પક્ષ માનવામાં તો ‘ अग्निष्टोमेन यजेत स्वर्गकाम ’ ઇત્યાદિ વાકયોનો જે અર્થ થાય છે, તેને યાગના વિષયરૂપ માનવામા તો, તેમા પણ તે વાકયના સમયમાં તે વિષય વિદ્યમાન છે કે અવિદ્યમાન ? આ પ્રશ્નો ઉપસ્થિત થાય છે

‘ તે વાકયકાલમા વિષય વિદ્યમાન નથી ’ આવો પ્રથમ પક્ષ માનવામા આવે, તો તેના વિષયભૂત નોદના તો હોય જ કયાથી ? તે સહજ સમજી શકાય તેમ છે માટે પ્રથમ પક્ષમા વાકયાર્થ આકાશપુષ્પ જેવો સમજવો

કિ ચ, ‘ વિષય પણ વાકયાર્થકાલમા વિદ્યમાન છે, એમ જો માનવામા આવે, તો નોદના વાકયાર્થરૂપ છે, એમ બની શકે જ નહિ, કારણ કે–યાગાદિરૂપ વિષય તો નિષ્પન્ન છે અને જ્યારે વિષય નિષ્પન્ન છે, ત્યારે એને નોદના કેવી રીતે ઉત્પન્ન કરી શકવાની ?, જે ઉત્પન્ન થયેલ હોય, તેનો ઉત્પાદ

કેવી રીતે થઇ શકે ?, એમ હોવા છતા પણ માનવામા આવે, તો જરૂર અનવસ્થાદોષ આવવાનો

આ દોષોથી બચવાની ખાતર જો ફલસ્વભાવરૂપ નોદના માનવામાં આવે, તો તે પણ બુદ્ધિમાન્‌ને આદરણીય થઇ શકે તેમ નથી. કેમકે-' યાગનું ' ફળ જે સ્વર્ગાદિ, તે સ્વય નોદનારૂપ છે. ' એમ કેવી રીતે કહી શકાય ? એવી રીતે માનવામાં તો તેનાથી જૂદું બીજું ફળ જરૂર માનવું જોઇયે કારણ કે-નોદના નિષ્ફળ તો કદાપિ ન હોઇ શકે અને તેથી જૂદું તો બીજું કઇ પણ ફળ જ નથી, માટે કહો, ફલસ્વભાવ નોદના કેમ મનાય ?

કિચ, નોદના સત્‌સ્વરૂપ છે કે અસત્‌સ્વરૂપ છે?, અથવા ઉભયસ્વરૂપ છે ? આ ત્રણ પ્રશ્નોને અવશ્ય અવકાશ મળે છે તેમાથી પ્રથમ પક્ષ માનવામા આવે, તો કેવળ વિધિવાદનો આશ્રય લેવો પડશે, બીજો પક્ષ માનવામા શૂન્યવાદને માનવાનો પ્રસગ આવશે અને ત્રીજા પક્ષમા તો પ્રત્યેકમાં જે દોષોનુ આરોપણ કરવામા આવ્યુ, તે દોષો ઉભયપક્ષમા અવશ્ય આવવાના આમ હોવાથી આપ જ બતાવો કે-નોદનારૂપ ધર્મ ની ઉત્પત્તિ કોઇ પણ પ્રકારથી થઇ શકે ખરી ?

અપરચ, આપની નોદના શુ પ્રવર્તકરૂપ છે, અથવા અપ્રવર્તકરૂપ છે ? નોદનાને જો પ્રવર્તક સ્વભાવરૂપ માનવામાં આવે, તો જેમ પ્રભાકર વિગેરેને પ્રવર્તકસ્વભાવરૂપ નોદના છે, તેમ બાદ્ધોને પણ ન હોય, તેમ તો કહી શકાય નહિ આથી એ ભાવ નીકળ્યો કે-જેવી રીતે બાદ્ધોને શૂન્યવાદમાં, ક્ષણિક-

વાદમા, નિરાત્મવાદમા તથા વિજ્ઞાનવાદમાં નોદના પ્રવૃત્તિ કરાવે છે, તેવી રીતે આપ લોકોને પણ તેમા જ પ્રવૃત્તિ કેમ ન કરાવી શકે? કારણ કે—એક વાર ઉચ્ચારણ કરેલો શબ્દ એક જ અર્થનો બોધ કરાવી શકે, કિન્તુ અન્યનો નહિ, એ જ કારણથી આપનાથી પ્રવર્તકસ્વભાવ નોદના માની શકાય તેમ નથી

પૂ૦—બૌદ્ધ લોકોથી તો વિપરીતપણાને લઈને પ્રવર્તક રૂપ નોદના માની શકાય તેમ છે જ નહિ, અને અમારે તો તેવા પ્રકારનુ કઇ પણ નથી

ઉ૦—ઉપર્યુક્ત બચાવરૂપ કરેલ કથન પણ ઠીક નથી કારણ કે—આપને પણ વિપરીતપણાને લઇને પ્રવર્તકરૂપ નોદના માનવામા ઘણી અડચણો આવવાની કારણ કે—જેને એકમા વિપરીતપણુ, તેને બીજામા ન હોય તેમા શી ખાતરી?

પૂ૦—બૌદ્ધ લોકો સ્વભાવથી જ વિપરીત વર્તનારા હોવાથી તેઓનો મત તો પ્રમાણથી વિરુદ્ધ છે, માટે આદરણીય નથી

ઉ૦—આવા પ્રકારનો ઉપાલભ આપને પણ કેમ ન આપી શકાય? કારણ કે—આપ પણ વિપરીત વર્તનાર છો આપનો મત યા પક્ષ પણ યાગ દ્વારા અનેક જીવોનો ઘાત કરાવવામા નિમિત્ત હોવાથી નિર્દય, ક્રૂર, હિંસાત્મક વિગેરે વિશેષણોવાળો કેમ ન કહેવાય? અને તેથી જ એ પ્રમાણ બાધિત છે એ પણ ખાસ લક્ષ્ય બહાર નહિ હોય, અન્યના છિદ્ર જેવા કરતા પોતાનાં જેવા ઘણા સારા.

આ દોષથી બચવા માટે 'અપ્રવર્તકસ્વરૂપ નોદના છે' એમ જો કહેવામાં આવે, તો તેમાં પણ જ્યારે પ્રવૃત્તિ થઈ શકવાની નહિ, ત્યારે પ્રવૃત્તિ સિવાય વાક્યાર્થ પણ હોય જ ક્યાંથી? કિંચ નોદના ફળસહિત છે કે ફળરહિત છે? તેમાંથી બીજો પક્ષ સ્વીકારવો તો અયુક્ત છે, કારણ કે–કાગડાના દાંતની પરીક્ષાની જેમ કંઈ પણ ફળ ન આપનારી–નિષ્ફળ એવી આપની નોદનામાં પ્રવૃત્તિ જ કોને થવાની? અર્થાત્ કોઈની પણ નહિ. કેમકે–પ્રયોજન વિના તો મન્દની પણ પ્રવૃત્તિ જોવામાં આવતી નથી, તો બુદ્ધિમાનની તો કેમ થાય?

હવે 'ફળસહિત નોદના છે' એવો પ્રથમ પક્ષ જો માનવામાં આવે, તો તે પણ આપને દોષોથી મુક્ત કદાપિ કરી શકશે નહિ કારણ કે–નોદના સિવાય પણ કેટલાક વાક્યોથી પ્રવૃત્તિ તો જરૂર જોવામાં આવે છે, અને તેથી ફળ પણ લોકો મેળવી શકે છે, ત્યારે 'નોદના જ ફળવાળી છે' એમ આપનાથી કેમ કહી શકાય? આ તમામ કથનથી એ સિદ્ધ થયું કે–આપનો નોદનારૂપ ધર્મ વન્ધ્યાપુત્રની જેમ કોઈ પણ રીતે સિદ્ધ થતો નથી કે થવાનો પણ નથી એથી કોઈ પણ બુદ્ધિશાલી તેને માની શકે નહિ

કિંચ, પ્રવર્તક વિધિવાક્યરૂપ નોદનાને જ ધર્મરૂપે માનવામાં આવે, તો हिंसा कुर्यात्, असत्यं ब्रूयात्, चौर्यं कुर्यात्, परदारागमनं कुर्यात्, लोभं कुरु, क्रोधं विधेहि, पापं कुरु, अधर्मं विधेहि, अगम्यगमनं कुर्यात्, मद्यं पिब, मांसं खादय ભાવાર્થ–હિંસા કરો, જૂઠું બોલો, ચોરી કરો,

પરસ્ત્રીગમન કરો, લોભ કરો, ક્રોધ કરો, માન કરો, માયા કરો, પાપ કરો, અધર્મનું સેવન કરો, માતા, ભગિની, પુત્રી વિગેરે અગમ્યમાં ગમન કરો, મદિરાપાન કરો, માંસ ખાઓ વિગેરે પ્રવર્તક વાક્યો પણ આપના મત પ્રમાણે ધર્મરૂપે કેમ ન હોઇ શકે ? એવી શી રાજાજ્ઞા છે કે–अग्निषोमीयं पशुमालभेत, अजेन यष्टव्यम् અર્થાત્–જેનો દેવતા અગ્નિસોમ હોય, તે માટે તે પશુનો હોમ કરો, અજ(બકરા)થી યજ્ઞ કરવો, આવા પ્રકારના પ્રવર્તક વિધિવાક્યોને ધર્મરૂપે માનવા અને પૂર્વોક્ત વાક્યોને ધર્મરૂપે ન માનવા ? આમ અનેક પ્રકારની આપત્તિયો આવવાથી નોદનાને કોઇ પણ રીતે ધર્મ માની શકાય તેમ નથી તેના નિરાકરણમા બીજી પણ ઘણી યુક્તિયો છે, પરંતુ વિસ્તારના ભયથી વિરમવામા આવે છે.

## અપૌરુષેય વેદ—મીમાંસા

જે આગમનો પ્રણેતા પુરુષ પ્રમાણ તથા યુક્તિઓ દ્વારા સિદ્ધ થતો હોય, તે આગમ અપારુષેય છે અર્થાત્ એનો પ્રતિપાદક કોઇ પણ પુરુષ નથી એમ બોલાય જ કેવી રીતે ? અપૌરુષેય વેદ માનવામા ત્રણ પ્રશ્નોને અવકાશ મળે છે–શું આપ પદને અપૌરુષેય માનો છો ? અથવા વાક્યને અપારુષેય માનો છો કે વર્ણોને અપૌરુષેય માનો છો ? કારણ કે–વર્ણોનો સમુદાયવિશેષ, તે પદ કહેવાય છે, પદોનો સમુદાયવિશેષ, તે વાક્ય કહેવાય. અને વેદ વાક્યોના સમૂહરૂપ છે, તે સિવાય તો કંઇ પણ નથી જ

તેમા જો પદ અને વાક્ય એ બન્ને અપારુષેય છે, એ બે પક્ષોનો જો સ્વીકાર કરવામા આવે, તો તે વાત અનુમાનથી બાધિત છે જેવી રીતે મહાભારતના પદોમા અને વાકયોમા પદપણુ અને વાકયપણુ હોવાથી તે પુરુષે બનાવેલા છે એમ બાલકથી લઇ વૃદ્ધ પર્યંત સર્વ લોકો જાણે છે, તેવી રીતે વેદના પદોમા અને વાકયોમા પણુ પદપણુ અને વાકયપણુ હોવાથી તેનો પણુ કર્તા કોઇ પુરુષ અવશ્ય માનવો જોઇએ જો વેદનો કર્તા પુરુષ અનુમાનથી સિદ્ધ થાય, તો તે અપૌરુષેય છે એમ કેવી રીતે કહી શકાય ? માટે પ્રથમના બન્ને પક્ષો આપનાથી સ્વીકારી શકાય તેમ નથી

વર્ણો અપૌરુષેય છે એવો ત્રીજો પક્ષ જો માનવામા આવે, તો તે પણુ યુક્ત નથી નહિ કારણ કે—અકાર વિગેરે વર્ણો તાલુ, ઓષ્ઠ, કંઠ, દાંત, મૂર્ધા, જીહ્વામૂલ વિગેરે આઠ સ્થાનકોથી ઉત્પન્ન થાય છે એ સુજ્ઞજનોને સુવિદિત જ છે, તો પછી આપ જ કહો કે-'વર્ણો અપૌરુષેય છે' એ પક્ષ કેમ માની શકાય ?

પૂ૦—તાલુ વિગેરે સ્થાનો તો અકાર વિગેરે વર્ણોના માત્ર પ્રકાશક છે, પરંતુ વર્ણો તેથી ઉત્પન્ન થાય છે, એમ તો અમે માનતા જ નથી, ત્યારે અમ્હને અપૌરુષેય વેદ માનવામા અડચણુ શી છે ?

ઉ૦—આપ શ્રીમાનનુ આ કથન પણુ યુક્તિવિકલતાનો જ પરિચય આપે છે કારણુ કે પુરુષના પ્રયત્ન સિવાય પણુ વર્ણો પેદા થતા હોય, તો મૃતાવસ્થામા પણુ તેવા સ્થાનો તો

વિદ્યમાન છે, ત્યારે તે દ્વારા વર્ણોનો પ્રકાશ કેમ થતો નથી? માટે માનવું પડશે કે-વર્ણો અપૌરુષેય નથી, કિંતુ પૌરુષેય છે

કિંચ, વેદને અપૌરુષેય સિદ્ધ કરવા માટે આપની પાસે કોઈ પણ પ્રમાણ નથી, તે પણ બતાવવામાં આવે છે-પ્રત્યક્ષ પ્રમાણ તો માત્ર શ્રવણેન્દ્રિયદ્વારા શબ્દ માત્રને ગ્રહણ કરવામાં તત્પર હોવાથી અતીન્દ્રિય પૌરુષેયત્વ તથા અપૌરુષેયત્વરૂપ શબ્દોના ધર્મોને ગ્રહણ કરવામાં કેવી રીતે સમર્થ થઈ શકે? કારણ કે અનાદિ કાલથી વિદ્યમાન મનાતો આપના વેદનો અપૌરુષેયત્વ ધર્મ પ્રત્યક્ષ કેવી રીતે થઇ શકે? એ પણ વિચારણીય છે આમ પ્રત્યક્ષ પ્રમાણ તો દૂરથી જ પલાયન કરે છે

હવે અનુમાન પ્રમાણ વિચારીએ-તે પણ આપના વેદને અપૌરુષેય સિદ્ધ કરવામાં કદાપિ સફળતા મેળવી શકે તેમ નથી આ સ્થળે આ ત્રણ પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે-'કર્તાનું સ્મરણ થતું નથી' એવા હેતુથી વેદને અપૌરુષેય સિદ્ધ કરવા ચાહો છો?, કે વેદાધ્યયનના વાચ્યપણારૂપ હેતુથી સિદ્ધ કરવા માગો છો?, અથવા કાલપણારૂપ હેતુથી?

તેમાં પ્રથમ પક્ષ માનવામાં હેતુ જ જ્યારે જૂઠો છે, ત્યારે તે દ્વારા અનુમાન પણ કેવી રીતે સત્ય હોઇ શકે? કારણ કે-હેતુ તો કર્તાના સ્મરણના અભાવરૂપ છે, અને તે હેતુ તો આત્મામાં જ રહેવાનો અને અપૌરુષેયપણું તો શબ્દમાં રહેવાનું આમ જ્યારે આપનો હેતુ જ જૂદા સ્થાનમાં રહેવાથી અસિદ્ધ થયો અર્થાત્ વેદપક્ષમાં રહેતો નથી, ત્યારે તે દ્વારા

વેદ અપૌરુષેય તરીકે કેવી રીતે સિદ્ધ થઇ શકે ? તે વિચાર ણીય છે

કિંચ, अस्य महतो भूतस्य निःश्वसितमेतादृग् ऋग्वेदो यजुर्वेद सामवेदोऽथर्ववेद ઇત્યાદિ (વેદાંતપરિભાષા પૃ ૩૯૯), પૌરાણિક લોકો પણ તે વાતને ટેકો આપે છે– ' यस्त्रेभ्यो वेदास्तस्य विनिःसृता । प्रतिमन्वन्तर चैव श्रुतिरन्या विधीयते । ' ઇત્યાદિ શ્રુતિયોથી વેદના કર્તાનુ જ્યારે સ્મરણ થાય છે, ત્યારે કર્તાના સ્મરણનો અભાવ છે એમ કેની રીતે કહી શકાય ?

वेद पौरुषेय, शब्दात्मकत्वात्, भारतादिवत् । મહાભારત વિગેરેની માફક વેદમા શબ્દપણુ હોવાથી વેદને પણ પુરુષે બનાવ્યા છે આ અનુમાનથી જ્યારે વેદ પૌરુષેય સિદ્ધ થયો, ત્યારે બીજા હેતુઓ આપી તેને અપૌરુષેય સિદ્ધ કરવાના મનોરથો નપુસક પ્રત્યે કામિનીની જિજ્ઞાસા જેવા સમજવા આવી રીતે અનુમાનથી વેદ અપૌરુષેય સિદ્ધ થતા નથી

આગમ તો વેદને પૌરુષેય સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે, ત્યારે તે દ્વારા પણ વેદમા અપૌરુષેયત્વ કેવી રીતે સિદ્ધ થઇ શકે ? કારણ કે–આગમ શબ્દોના સમૂહરૂપ છે, અને શબ્દો તો પુરુષના પ્રયત્ન સિવાય ઉત્પન્ન થઇ શકતા નથી, તો તેવો આગમ વેદને અપૌરુષેય સિદ્ધ કરી શકે નહિ

ઉપમાન પ્રમાણ તો ત્યારે આપી શકાય કે જ્યારે બીજો કોઇ પણ અપૌરુષેય ગ્રંથ જગતમા વિદ્યમાન હોય, તો એમ

કહી શકાય કે-જેમ આ ગ્રંથ અપૌરુષેય છે, તેમ વેદોને પણ અપૌરુષેય માનવા પરંતુ એ વાત તો આકાશપુષ્પ જેવી છે, તો પછી કોની ઉપમા આપીને વેદોમાં અપૌરુષેયત્વ સિદ્ધ કરવામાં આવે ?

અર્થાપત્તિ પ્રમાણની પ્રવૃત્તિ પણ તેમાં થઇ શકે તેમ નથી, કારણ કે-પ્રવૃત્તિ ત્યારે થાય કે જ્યારે તે સિવાય પદાર્થની ઉપપત્તિ ન થઇ શકતી હોય, પરંતુ આ ઠેકાણે તેમ છે જ નહિ કેમકે અર્થાપત્તિ માન્યા સિવાય પણ વેદમાં પૌરુષેયત્વ બીજા પ્રમાણોદ્વારા બરાબર સિદ્ધ થાય છે, ત્યારે તપસ્વિની બિચારી અર્થાપત્તિ આવીને શું કરવાની ?

આવી રીતે પાંચ પ્રમાણોમાંથી એક પણ પ્રમાણ વેદના અપૌરુષેયત્વને સિદ્ધ કરી શકતું નથી

## વેદમાં પૌરુષેયત્વની સિદ્ધિ

આપ્ત પુરુષનું વચન જ પ્રામાણિક કહેવાય, કારણ કે તે બંનેને પરસ્પર કાર્ય-કારણભાવ છે આપ્તવચન હોવાથી તેમાં પ્રામાણિકપણું અને તેમાં પ્રામાણિકપણું હોવાથી તે આપ્ત વચન તરીકે ઓળખાય છે આ ઠેકાણે બીજ-અંકુરની માફક કાર્ય-કારણભાવ માનવામાં આવેલો હોવાથી અન્યોન્યાશ્રયદોષ અથવા અનવસ્થાદોષ એ બેમાંથી એકેની આશંકાને સ્થાન જ નથી લાવાય-અતીન્દ્રિય પદાર્થોનું જ્ઞાન થવાથી આપ્તવચનની ઉત્પત્તિ થાય છે અને આપ્તવચન પ્રામાણિક હોવાથી

તે દ્વારા અતીન્દ્રિય પદાર્થોનું વાસ્તવિક જ્ઞાન થાય છે, તેથી તે બન્નેનો પરસ્પર કાર્ય–કારણભાવ માનવામાં અડચણ નથી.

આ વાત શ્રુતિઓ દ્વારા સિદ્ધ થઈ શકતી નથી કારણ કે–તેવા વેદવાક્યોમાં કોઈ પણ પ્રકારથી આપ્તવચનતા સિદ્ધ થઈ શકતી નથી

પૂર્વપક્ષ—બૌદ્ધમતમાં જેમ ધ્યાન, અધ્યયન વિગેરે અનુષ્ઠાનોના પ્રતિપાદક પિટક ગ્રંથો છે, તે પિટક ગ્રંથોનો વકતા દોષવાળો હોવાથી તેના ગ્રંથોમાં અપ્રામાણિકપણું છે, તેમ અમારા મતમાં દોષવાળો કે દોષ વિનાનો કોઈ પણ વકતા જ નથી, ત્યારે તેમાં અપ્રમાણપણું કેમ કહી શકાય ? માટે 'વેદો સ્વયં પ્રમાણભૂત છે' એમ કહેવામાં કંઈ અડચણ નથી

ઉત્તરપક્ષ—ગુણો અને દોષો બન્ને વકતાને આધીન છે કારણ કે–જે વકતા રાગ–દ્વેષ વિગેરે દોષોવાળો હોય, તેના વચનમાં દોષો આવવાનો અને જે વકતા રાગ દ્વેષાદિથી રહિત ગુણોવાળો હોય, તેના વચનમાં ગુણો આવવાનો સંભવ અવશ્ય રહે છે આપના મતમાં તેવા પ્રકારના ગુણોવાળો કોઈ પણ વકતા જ જ્યારે નથી, ત્યારે તે વચનમાં પ્રમાણપણું વિગેરે ગુણો હોય જ ક્યાથી ? અને જે વચનમાં ગુણો ન હોય, તેવા નિર્ગુણ વચન તરફ બુદ્ધિમાનોની પ્રવૃત્તિ પણ કેવી રીતે થઈ શકે ?

પૂર્વ૦—જેવી રીતે પિટક ગ્રંથોના વકતા તરીકે બુદ્ધને માનવામાં આવેલ છે, તેવી રીતે અમારા મતમાં કોઈ પણ વકતા ન હોવાથી વેદોને અપૌરુષેય માનવામાં આવ્યા છે.

ઉત્તર૦—જેમ ત્રણ પિટક ગ્રંથોના વકતા બુદ્ધ સંભળાય છે, તેમ કણાદ ઋષિના અનુયાયીઓ કહે છે કે—આઠ ઋષિઓએ મળીને વેદો બનાવ્યા છે, અને પૌરાણિક લોકો કહે છે કે—બ્રહ્માએ પોતે જ વેદો બનાવ્યા છે, જૈનો કહે છે કે—કાલાસુરે વેદો બનાવ્યા છે આવી રીતે જ્યારે વેદના પૌરુષેયત્વના સાધનમા અનેક પ્રમાણો મળી આવે છે, ત્યારે ' વેદો અપૌરુષેય છે ' એમ કેવી રીતે માની શકાય ?

પૂર્વ૦—વર્તમાનકાલના અધ્યયનની જેમ વેદોનુ અધ્યયન પણ પૂર્વપૂર્વના અધ્યયન પૂર્વક જ હોય છે, આ અનુમાનથી વેદનો વક્તા કોઇ ન હોવાથી અમે તેને અપૌરુષેય કહીએ છીએ

ઉત્તર૦—આવી રીતે અનુમાનની કલ્પના તો બુદ્ધદેવના બનાવેલા પિટક ગ્રંથોમા પણ થઇ શકતી હોવાથી તેને પણ આપના મત પ્રમાણે અપૌરુષેય કેમ ન કહી શકાય ? એતાવતા આપનો હેતુ વ્યભિચાર દોષ–ગ્રસ્ત હોવાથી અનાદરણીય છે. કિ ચ રામાયણ, મહાભારત વિગેરેનુ અધ્યયન પણ વર્તમાન અધ્યયનની માફક પૂર્વ પૂર્વના અધ્યયન પૂર્વક હોવાથી સમસ્ત ગ્રંથો અપૌરુષેય છે એમ પણ કેમ ન કહેવાય ? અપર ચ વેદની જેમ અવેદ ( વેદ સિવાયના સમસ્ત ) ગ્રંથો અપૌરુષેય છે અને વેદ સિવાયના ગ્રંથોની જેમ વેદ પણ પૌરુષેય છે એમ કહેવામા પણ શો બાધ છે ?

પૂર્વ૦—ઉચ્ચારણ કરવામા કલેશસાધ્યતા, શ્રવણમા શુષ્કતા વિગેરે અતિશયો વેદમા માલૂમ પડતા હોવાથી અને

બીજા ગ્રંથોમાં તેમાંનું કંઈ પણ ન હોવાથી વેદ જ અપૌરુષેય માની શકાય, બીજા ગ્રંથો નહિ

ઉત્તર૦—બીજા ગ્રંથોમાં પણ પરોક્ષ મંત્રશક્તિરૂપ અતિશયો પ્રાપ્ત થાય છે, ત્યારે તેને પણ અપૌરુષેય કેમ ન કહી શકાય ?

પૂર્વ૦—મંત્રશક્તિ તો અથર્વણ વિગેરે વેદોમાં જ છે, બીજામાં નથી, માટે વેદો જ અપૌરુષેય કહેવાય, બીજા ગ્રંથો નહિ

ઉત્તર૦—આ સમાધાન પણ અયુક્ત છે, કારણ કે બૌદ્ધના ગ્રંથોમાં પણ મંત્રશક્તિ વિશેષરૂપથી ઉપલબ્ધ થાય છે, એમ દરેક વિદ્વાનો જ્યારે માન્ય કરે છે, ત્યારે વેદમાં જ મંત્રશક્તિ છે અને બીજામાં નથી એમ કેમ કહેવાય ? અથવા તેમ કહેવાથી વેદમાં અપૌરુષેયત્વ કેવી રીતે સિદ્ધ થઈ શકે ?

પૂર્વ૦—મંત્રોની શક્તિ જે બીજે ઠેકાણે જોવામાં આવે છે, તે પણ વૈદિક મંત્રોની જ સમજવી, બીજામાં તેવી છે જ નહિ, માટે વેદ અપૌરુષેય છે

ઉત્તર૦—સમુદ્રમાંથી ગયેલા રત્નોની માફક જૈનોના આગમમાંથી લીધેલા હોવાથી તે મંત્રો તેવી શક્તિવાળા છે, પરંતુ વૈદિક મંત્રો તો તેવા કોઈ શુદ્ધ કે નિર્દોષ જોવામાં આવતા નથી, વેદોમાં તો ઠેકાણે ઠેકાણે પરસ્પર વિરોધિ વચનો અને હિંસાત્મક યજ્ઞ સિવાય બીજું કંઈ પણ સાર જેવું નથી જે કાંઈ સારભૂત છે, તે જૈનોના વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાંથી ...

શ્રાવકપ્રજ્ઞપ્તિ વેદ, સ સારાદર્શ વેદ વિગેરેમાથી લીધેલા છે વસ્તુત વેદમા સ્વતઃ કઈ પણ સાર જેવુ જણાતુ નથી જેમ રાજકુલમા જેટલા રત્નો જોવામા આવે છે, તેટલા રત્નો ત્યાંથી જ ઉત્પન્ન થયેલા છે એમ માનવામા કઈ પણ પ્રમાણ નથી, કિન્તુ રત્નાકર વિગેરેમાથી આવેલા છે, એમ સર્વ કોઇ માને છે તેમ જૈનપ્રવચનના એક અગરૂપ વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાથી જ તમામ સારા સારા મ ત્રો લેવામા આવ્યા છે એતાવતા તે મ ત્રો વેદના જ છે, એમ કેમ કહી શકાય ? જેમ ચોરીના ધનથી કોઇ પણ પુરુષ ધનવાન્ કહેવાતો નથી તેવી રીતે ચોરેલા મ ત્રોથી વેદ પણ મ ત્રવાળો કેવી રીતે કહી શકાય ? આમ જ્યારે મ ત્રશકિત જ પારકી છે, ત્યારે તે દ્વારા વેદમા અપૌરુષેયત્વ કયાથી સિદ્ધ થઇ શકે ?

કિ ચ, જે વચન અવિસ વાદિ હોય, તે જ પ્રમાણભૂત થઇ શકે, અવિસ વાદિતા વક્તાના ગુણોને આધીન છે જેમ નેત્રમા કમળો વિગેરે રોગ થવાથી શ ખ વિગેરે ધોળી વસ્તુ પણ પીળી જોવાય છે, તેમ જેની જ્ઞાનરૂપી આખમા મિથ્યાદર્શન રૂપી રોગ થયો હોય, તે મનુષ્ય પણ સાચી વસ્તુને જૂઠી અને જૂઠીને સાચી માને છે જેની આખ દોષરહિત હોય, તે મનુષ્ય વસ્તુ જેવી હોય તેવી જ દેખે છે, તેમ જેનુ જ્ઞાન સમ્યગ્દર્શન પૂર્વક હોય, તે જ મનુષ્ય વાસ્તવિક પદાર્થનુ વાસ્તવિક જ્ઞાન મેળવી શકે છે પ્રસ્તુતમા જેનો વક્તા રાગાદિ દોષોવાળો હોય, તેનુ વચન વિસ વાદિ હોય છે, અને જે ગ્રથોનો વક્તા વીતરાગ હોય, તેનુ વચન અવિસ વાદી હોય

એ યુક્ત છે અને તેનુ જ વચન યથાર્થ શાસ્ત્ર કહી શકાય. કહ્યુ છે કે–

" शासनात् त्राणशक्तेश्च बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य तत् तु नान्यस्य कस्यचित् ॥ "

—ઉપાધ્યાયયશોવિજયકૃત અષ્ટક ૫ ૬

ભાવાર્થ –જે વચનોથી આત્માને સારી શિક્ષા મળે અને દુર્ગતિથી બચાવવાની જેમા શક્તિ હોય, તેવા વચનોને વિદ્વાન્ લોકો શાસ્ત્ર કહે છે, તેમ હોવાથી વીતરાગના વચન સિવાય અ ય કોઈના વચનને શાસ્ત્ર કહી શકાય નહિ

આપના મત પ્રમાણે વેદનો કોઇ વક્તા જ નથી, ત્યારે તેમા અવિસ વાદકતા ન હોઇ શકે તાત્પર્યાર્થ –યથાર્થ જ્ઞાન વિગેરે વક્તાના ગુણો અને મિથ્યાવાસના વિગેરે વક્તાના દોષો સમજવા દોષની અપેક્ષાએ અસત્ય જ્ઞાન, અને વીતરાગભાવ વિગેરે ગુણોની અપેક્ષાએ સત્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે જે સર્વજ્ઞ વીતરાગ હોય, તે જ આપ્ત કહેવાય, પર તુ આપના મતમા જ્યારે આવા પ્રકારનો કોઇ આપ્ત પુરુષ માનેલો નથી, ત્યારે આપના મતમા સાચુ જ્ઞાન હોય જ કયાથી ? જેમ કોઇ અ ધ મનુષ્ય બીજાને રૂપી વસ્તુના સ્વરૂપનો પરિચય કરાવવા ચક્ષુદ્વારા સમર્થ થઇ શકતો નથી, તેમ અનાપ્ત પુરુષ પણ યથાર્થ રીત્યા પદાર્થનુ વાસ્તવિક જ્ઞાન કરાવવા સમર્થ થઇ શકે નહિ

આ સર્વ યુક્તિયોથી સિદ્ધ થાય છે કે–કોઇ પણ યુક્તિ

કે પ્રમાણદ્વારા વેદની અપૌરુષેયતા સિદ્ધ થતી નથી, તો તેવા
અપ્રામાણિક વેદવચન પર બુદ્ધિમાનોને શ્રદ્ધા કેમ થઈ શકે ?

## અસર્વજ્ઞસિદ્ધિ–મીમાંસા

'સર્વજ્ઞ, વીતરાગ વિગેરે વિશેષણોવાળો કોઈ પણ દેવ
જ નથી, કારણ કે તેનું સાધક પ્રમાણ કોઈ નથી ' આવું
મીમાંસકોનું પ્રતિપાદન યુક્તિશૂન્ય છે, કેમકે સર્વજ્ઞ વીતરા
ગને સિદ્ધ કરનાર યુક્તિઓ અને પ્રમાણો વિગેરે પુષ્કળ છે
જૂઓ—

'જ્ઞાનતારતમ્યં ક્વચિદ્ વિશ્રાન્તં, તરતમશબ્દવાચ્યત્વાત્
પરિમાણવત્ । '

ભાવાર્થ —એક બીજા જીવોની અપેક્ષાએ પ્રજ્ઞા, મેધા
પ્રતિભા વિગેરે ગુણોની તરતમતા–( ચડ ઉત્તર=ઓછા વધતા
પણું ) જ્યારે જોવામાં આવે છે, ત્યારે તેની સંપૂર્ણતારૂપ
વિશ્રાન્તિ પણ કોઈ ઠેકાણે માનવી જોઈએ અર્થાત્ સર્વ
પદાર્થ વિષયક ઉત્કૃષ્ટજ્ઞાન કોઈ ઠેકાણે અવશ્ય માનવું જોઈએ,
તરતમતા હોવાથી, પરિમાણની જેમ તાત્પર્યાર્થ–બોરથી
લીંબુ, લીંબુથી કેરી, કેરીથી નાળીએર, તેથી કોળુ, તેથી
કમાટ, તેથી ઘર, તેથી ગામ, તેથી નગર, તેથી દેશ વિગેરેમાં
જેમ એકએકથી મોટા પરિમાણની તરતમતા જોવામાં આવતી
હોવાથી તે તમામથી ઉત્કૃષ્ટ પરિમાણની વિશ્રાન્તિ જેમ
આકાશમાં જોવામાં આવે છે અર્થાત્ આકાશથી મોટું કોઈનું
પરિમાણ નથી, તેમ જ્ઞાનની તરતમતા ( ચડ ઉત્તરપણું )

એકએકથી વિશેષરૂપે અનુભવગોચર થાય છે ધર્મપાલથી વિજયપાલ અધિકબુદ્ધિશાલી, તેથી જિનદત્ત, તેથી જિનપાલ, તેથી જિનરક્ષિત, તેથી ઋષભદાસ તેથી અધિક જ્ઞાનવાન્ અમુક સાધુ, તેથી અધિક જ્ઞાનશાલી અમુક ઉપાધ્યાય, તેથી અધિક અમુક આચાર્ય, તેથી અધિક જ્ઞાનવાળા ચઉદપૂર્વધર એમ એક બીજાની અપેક્ષાએ જ્ઞાનની તરતમતા જોવામા આવે છે, ત્યારે તેની વિશ્રાન્તિ પણ અવશ્ય કોઇ એક વ્યક્તિમા હોવી જોઇએ જેમા સર્વ પદાર્થ–વિષયક સર્વોત્કૃષ્ટ જ્ઞાન હોય, જેનાથી અધિક જ્ઞાન બીજા કોઇમા ન હોય, તેને જ સર્વજ્ઞ સમજવો જોઇએ

પૂર્વ૦—જેમ તપાવેલા ગરમ પાણીમા અનેક પ્રકારની ઉષ્ણતાની તર–તમતા જોવામા આવે છે, તો પણ સર્વથી ઉત્કૃષ્ટ અગ્નિ સરખુ પાણી કદાપિ જોવામા આવતુ નથી અર્થાત્ પાણી મટીને અગ્નિ થયો એમ કોઇ પણ વખતે જોવામા આવતું નથી, તેમ જ્ઞાનમા પણ સર્વોત્કૃષ્ટ સર્વજ્ઞપણુ હોવું અસંભવિત છે

ઉત્તર૦—સહકારિ કારણોથી આવેલા આગંતુક ધર્મો સિવાયનો, પોતાના આશ્રયને વિશિષ્ટ બનાવનાર, દ્રવ્યનો સહજ ધર્મ જ અભ્યાસદ્વારા અનુક્રમે વધતો વધતો સર્વોત્કૃષ્ટતાને પામે છે જેમ સુવર્ણમા ક્ષાર, માટી, અગ્નિ વિગેરેના પ્રયોગદ્વારા નિર્મલતા–અત્યન્ત વિશુદ્ધતા થતી જોવામા આવે છે તેમ અનુક્રમે અભ્યાસદ્વારા જ્ઞાનાવરણના સર્વથા ક્ષયથી સર્વ પદાર્થ વિષયક સર્વોત્કૃષ્ટ અત્યંત વિશુદ્ધ ક્ષાયિક નિર્મલ

જ્ઞાનમા જ્ઞાનની તરતમતાની વિશ્રાન્તિ માનવી જોઇએ, અને જેમા તેની વિશ્રાન્તિ હોય, તે જ સર્વજ્ઞ માની શકાય પાણીમા જે ઉષ્ણતા જોવામા આવે છે, તે ઉષ્ણતાગુણ પાણીનો સહજ ધર્મ નથી, કિંતુ અગ્નિ વિગેરે સહકારિ કારણોથી પેદા થયેલો હોવાથી આગતુક છે, તેથી પાણીને ગમે તેટલુ તપાવવામા આવે, તો પણ તે કદાપિ અગ્નિરૂપ થઇ શકે નહિ, ઊલટુ પાણી બળવાથી તેનો મૂળનો જ ક્ષય થવાનો અને જ્ઞાન તો આત્માનો સહજ ધર્મ હોવાથી જેમ જેમ જ્ઞાનનો વિશેષ પ્રકાશ થતો જાય, તેમ તેમ આત્મામા નિર્મલતા આવતી જાય, અને તેના નિરતર અભ્યાસક્રમથી ઉત્તરોત્તર વિશેષના પેદા થતા અત્યત ઉત્કૃષ્ટતારૂપ સર્વજ્ઞપણાની પ્રાપ્તિ થાય, તેમા લેશ માત્ર અડચણ નથી

કિંચ આપે પૂર્વે જે કૂદવાનુ દષ્ટાંત આપ્યુ હતુ તે કૂદવુ, પણ જીવનો સહજ ધર્મ નથી કિંતુ કર્મજન્ય આગન્તુક ધર્મ છે, તેથી તે દષ્ટાંત પણ અહિ અયુક્ત છે એ દષ્ટાંતમા જણાવ્યા પ્રમાણે ઘણુ કૂદવા જાય તો ઉલ્ટુ સામર્થ્યનો જ ક્ષય થાય આત્મામા તો જ્ઞાનનો વધારે વધારે અભ્યાસ થવાથી પદાર્થના પરિચ્છેદરૂપ સામર્થ્ય વધતુ જ જાય

કિંચ બીજા અનુમાનો દ્વારા પણ સર્વજ્ઞની સિદ્ધિ કરવામા આવે છે—કોઇના ઉપદેશ સિવાય, કોઇ પણ ચિન્હ સિવાય, લેશ માત્ર વિસવાદ વિના, વિશેષ દેશ, વિશેષ દિશા, વિશેષ કાલ, વિશેષ પ્રમાણ વિગેરે સ્વરૂપ ચન્દ્ર–સૂર્યના ગ્રહ-

ણનુ ઉપદેશકપણુ હોવાથી અતીન્દ્રિય પદાર્થો ( ધર્મ, અધર્મ, આ લોક, પરલોક, આત્મા, સ્વર્ગ, નરક વિગેરે ) ના સમૂહનો સાક્ષાત્કાર કરનારો કોઇ હોવો જોઇએ બીજાના ઉપદેશ સિવાય તથા કોઇ પણ ચિન્હ સિવાય, જે જે વિષયનો અવિસંવાદી ઉપદેશક હોય, તે તે વિષયનો સાક્ષાત્કાર કરનારો હોય છે, જેમ જિનપાલ વિગેરે બીજાના ઉપદેશ સિવાય પણ ચન્દ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ વિગેરે જ્યોતિષશાસ્ત્રથી નિર્ણય કર્યો પછી પોતે સાક્ષાત્કાર કરી ચન્દ્રગ્રહણ વિગેરેનો અવિસંવાદી ઉપદેશ આપે છે તેમ અતીન્દ્રિય સમસ્ત પદાર્થોનો જે સાક્ષાત્કાર કરનારો હોય, તેને સર્વજ્ઞ કહેવામા આવે છે

આ પ્રમાણે પ્રમાણો હોવા છતા ' પાચ પ્રમાણોમાથી કોઇની પ્રવૃત્તિ ન થઇ શકતી હોવાથી કોઇ સર્વજ્ઞ હોઇ શકે નહિ ' એવુ મીમાંસકોનુ કથન અસત્પ્રલાપરૂપ ઠરે છે

કિંચ, અન્ય અનુમાનથી પણ સમજાવવામા આવે છે.— પર્વતમા રહેલ અનુમેય ( અગ્નિ વિગેરે ) ની જેમ અનુમાનને યોગ્ય હોવાથી, પરમાણુ વિગેરે સૂક્ષ્મ પદાર્થો તથા અતીત કાલમા થયેલા રામ–રાવણ વિગેરે, તથા હિમવત, મહાહિમવત, નિષધ, નીલ, રુક્મી, શિખરી વિગેરે પર્વતો, ઐરવત, હરિ, રમ્યક, દેવકુરુ, ઉત્તરકુરુ, મહાવિદેહ વિગેરે તમામ ક્ષેત્રો વિગેરે સમસ્ત પદાર્થો કોઇને પ્રત્યક્ષ હોવા જોઇએ જેમ પર્વત વિગેરેમા ધૂમ પ્રત્યક્ષ થવાથી તે દ્વારા અગ્નિનુ અનુમાન થાય છે એ કે તે અગ્નિને અનુમાન કરનારે ન દેખેલ

હોવાથી તે અનુમેય છે, તો પણ પર્વતમા જે પુરુષ અગ્નિની પાસે છે, તેને તો તે પ્રત્યક્ષ છે તેમ સૂક્ષ્મ, સ્થૂલ, વ્યવહિત, પ્રકટ વિગેરે ત્રણે કાલના પદાર્થો પણ અનુમાનને યોગ્ય હોવાથી આપણને તે પ્રત્યક્ષ ન હોવા છતા, કોઇ પણ વ્યક્તિને તે પ્રત્યક્ષ હોવા જોઇએ અને તે સમસ્ત પદાર્થો જેને પ્રત્યક્ષ હોય, તેને સર્વજ્ઞ માનવો જોઇએ તેવા પ્રકારના સર્વજ્ઞને માનવામા કોઇ પણ બાધક પ્રમાણ છે જ નહિ આપે માનેલ પ્રત્યક્ષ પ્રમાણ પણ પદાર્થનુ કારણ નથી કારણ કે જે પ્રત્યક્ષ નથી, તેવા પદાર્થો પણ દેશવિશેષ તથા ગુફાઓ વિગેરેના વ્યવધાનમા રહેલા છે, જો આ ઠેકાણે પ્રત્યક્ષને પદાર્થનુ કારણ માનવામા આવે ( અર્થાત પદાર્થનુ કારણ પ્રત્યક્ષ છે, એમ માનવામા આવે ) તો જે પ્રત્યક્ષ ન હોય તે પ ાર્થો પણ ન હોય—જગતમા તેવા પદાર્થો પણ ન હોવા જોઇએ માટે પ્રત્યક્ષ પદાર્થનુ કારણ નથી, તેમ પ્રત્યક્ષ પદાર્થનુ વ્યાપક પણ થઇ શકે તેમ નથી, કદાચ તેમ માનવામા આવે તો પ્રત્યક્ષની નિવૃત્તિમા પદાર્થની પણ નિવૃત્તિ થવી જોઇએ જેમ અગ્નિનો નાશ થવાથી ધૂમનો નાશ થાય છે, તેમ પ્રત્યક્ષનો નાશ થવાથી પદાર્થનો પણ નાશ થવો જોઇએ આમ અનેક વિપત્તિયો આવતી હોવાથી પ્રત્યક્ષ પ્રમાણ સર્વજ્ઞની સિદ્ધિમા બાધક થઇ શકતુ નથી

અનુમાન પણ સર્વજ્ઞની સિદ્ધિમા બાધક નથી કારણ કે—અનુમાન તો ધર્મી, સાધ્ય અને સાધન આ ત્રણ સિવાય થઇ શકે નહિ હવે ધર્મીથી આપ ા સર્વજ્ઞને લેવા ચાહો

છો ? અથવા સુગતને યા સર્વ પુરુષોને ? આમ ત્રણ પ્રશ્ન (વિકલ્પો) થાય છે તેમા સર્વજ્ઞને ધર્મી સ્વીકારવારૂપ જો પ્રથમ પક્ષ માનવામા આવે તો તેમા સાધ્ય પદાર્થ શુ અસત્ત્વ લેશો ? અર્થાત્ સર્વજ્ઞ છે જ નહિ એમ કહેવા માગો છો ? અથવા અસર્વજ્ઞપણાને સાધ્ય કરવા ઇચ્છો છો ? હવે જો સર્વજ્ઞને ધર્મી બનાવી અસત્ત્વને સિદ્ધ કરવાનો તમારો મનોરથ થાય, ત્યારે હેતુપદથી આપ શુ સાધનનો અનુપલભ લેશો ? અર્થાત્ સાધન કોઇ પણ છે જ નહિ એમ કહેવામા આવે, તો એનો અર્થ એવો નીકળે કે-' કોઇ પણ સાધન ન હોવાથી જગત્મા કોઇપણ સર્વજ્ઞ જ નથી ' અનુમાનની આવી વ્યાખ્યા થવાની તેમા પણ સર્વજ્ઞનો ઉપલભ થતો નથી ? અથવા તેના કારણનો કે તેના કાર્યનો ઉપલભ થતો નથી ? આમ ત્રણ પ્રશ્ન થાય છે હવે તેમાથી પહેલો પક્ષ ' સર્વજ્ઞનો ઉપલભ નથી ' એમ કહેશો, તો શુ માત્ર તમને એકલાને સર્વજ્ઞનો અનુપલભ છે ? અથવા જગતના તમામ જીવોને ? આમ બે પ્રશ્ન થાય છે તેમાથી પહેલો પક્ષ માત્ર તમને એકલાને સર્વજ્ઞનો અનુપલભ છે અર્થાત્ સર્વજ્ઞવિષયક અનુભવ નથી એમ કહેવામા આવે તો આપનો હેતુ વ્યભિચારી—અસત્ય છે એમ સિદ્ધ થવાનુ કારણ કે બીજાના મનનો અનુભવ પોતાને બિલકુલ ન હોવાથી 'બીજાના ચિત્તમા છે જ નહિ' તેમ આપનાથી કેવી રીતે કહી શકાય ? બીજાના મનનો જો કે પોતાને અનુભવ નથી, તો પણ તેની સત્તા તો જરૂર માનવી પડશે પોતાને કોઇ વસ્તુનો અનુભવ ન હોવાથી તે વસ્તુ જગત્મા છે જ નહિ એમ બોલાય જ કેવી રીત ? માટે માત્ર

તમને પોતાને તેનો અનુભવ ન હોવાથી સર્વજ્ઞ છે જ નહિ' એવુ આપનુ કથન યુક્તિવિકલ હોવાથી અસત્ય છે

'સર્વને સર્વજ્ઞનો ઉપલભ ન થતો હોવાથી જગતમા સર્વજ્ઞ છે જ નહિ' એવો બીજો પક્ષ માનવામાં આવે તો જગતના તમામ જીવોને સર્વજ્ઞનો અનુપલભ અર્થાત અનુભવ નથી એ વાત આપે કયાથી જાણી ? કારણ કે સર્વજ્ઞ સિવાય સપૂર્ણ જગતના સમસ્ત જીવોના મનની વાત કોણ જાણી શકે ? સારાશ કે જગતના સમસ્ત આત્માઓની અને તેમના જ્ઞાનની માહિતી તમને નથી જ ત્યારે "કોઈને પણ 'સર્વજ્ઞ છે' તેનુ પ્રતીત નથી કે તે વિષયનો અનુભવ નથી" આવુ કથન સાહસ યા ધૃષ્ટતારૂપ લેખાય આમ 'સર્વને સર્વજ્ઞનો ઉપલભ નથી' એવો આપનો પક્ષ ટકી શકતો નથી

હવે એ દોષોના બચાવ તરીકે 'સર્વજ્ઞના કારણનો ઉપલભ થતો ન હોવાથી સર્વજ્ઞ નથી' એમ કહેવામા આવે, તો તે પણ ઠીક નથી કારણ કે સર્વજ્ઞપણાનુ કારણ–જ્ઞાનાવરણાદિ ઘાતિકર્મોનો ક્ષય તો અનુમાનથી ઉપલબ્ધ થાય છે, ત્યારે તેનો અનુપલભ કેમ કહી શકાય ? તે વિસ્તારથી જણાવવામા આવે છે —

જ્ઞાનાવરણ વિગેરે સમસ્ત ઘાતિકર્મોનો કોઇ વ્યક્તિમા સપૂર્ણ ક્ષય હોવો જોઇએ, તર–તમભાવથી હ્રાસ થતો હોવાથી, કનક–પાષાણની જેમ, ભાવાર્થ–જેમ ક્ષારપુટ, અગ્નિ-સયોગ વિગેરે જેવો જેવો કારણસમુદાય મળતો જાય, તેવા તેવા તર–તમભાવથી સુવર્ણમાથી જેમ કીટ્ટ, કાલિમા વિગેરે

બાહ્ય આતર મલોનો વિનાશ થતો જોવામા આવે [redacted] અને સંપૂર્ણ કારણસામગ્રી મળતા સપૂર્ણ મલ દૂર થવાથી સુવર્ણ નિર્મલ બની જાય છે, તેમ આત્માની સાથે અનાદિ કાળથી પ્રવાહ રૂપે લાગેલા જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચારે ઘાતિકર્મોનો પણ સમ્યગ્દર્શન, સમ્યગ્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્રરૂપ અણાગ યોગની સામગ્રી દ્વારા ક્ષય થવાથી આત્માના મૂળગુણરૂપ કેવળ ( સપૂર્ણ ) જ્ઞાનની પ્રાપ્તિ થાય છે સર્વ પદાર્થોનો સાક્ષાત્કાર કરાવનારૂ આવુ જ્ઞાન જેને થયેલુ હોય, તે જ સર્વજ્ઞ કહેવાય [redacted] સર્વજ્ઞપણાના કારણને દર્શાવનાના આ કથનથી ' સર્વજ્ઞપણાના કારણનો ઉપલભ ન હોવાથી સર્વજ્ઞ છે જ નહિ ' એવી મીમાસકોની માન્યતા યુક્તિવિકલ–અસત્ય જણાઇ આવે [redacted]

હવે કદાગ્રહના વશથી એમ કહેવામા આવે કે ' સર્વજ્ઞના કોઇ કાર્યનો ઉપલભ ન થતો હોવાથી સર્વજ્ઞ [redacted] જ નહિ આવુ કથન પણ અયુક્ત છે કારણ કે સર્વજ્ઞનુ કાર્ય અવિસવાદી ઉપદેશરૂપ આગમો ( જૈનાગમો ) વર્તમાન કાળમા પણ વિદ્યમાન છે, એથી પૂર્વોક્ત કથન અદૂરદર્શિતાને સૂચવે છે

કિચ, ' સર્વજ્ઞના વ્યાપકનો ઉપલભ ન હોવાથી સર્વજ્ઞ છે જ નહિ ' એમ કહેવામા આવે, તો તે કથન આકાશપુષ્પ જેવુ ગણાય, કારણ કે સર્વજ્ઞપણાનુ વ્યાપક સર્વ પદાર્થનુ સાક્ષાત્કાર કરવાપણુ અનુમાન દ્વારા સિદ્ધ છે જૂઓ—

अस्ति कश्चित् सर्वपदार्थसाक्षात्कारकारी, तद्ग्रहण-

स्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकत्वात्, यद् यद्ग्रहणस्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकं तत् तत्साक्षात्कारी, यथा ऽपगततिमिरादिप्रतिबन्धं लोचनं रूपसाक्षात्कारी ।

ભાવાર્થ—સર્વ પદાર્થનો સાક્ષાત્કાર કરનારો કોઈ એક છે કારણ કે જેના જે પ્રતિબંધક કારણો હોય, તેના તે દૂર થવાથી તેને તે પદાર્થને ગ્રહણ કરવાનો સ્વભાવ છે તેથી તેને તે પદાર્થોનો સાક્ષાત્કાર થાય એ વાત સ્વાનુભવસિદ્ધ છે જેમ અંધકાર વિગેરે પ્રતિબંધક કારણો દૂર થવાથી આંખને રૂપી પદાર્થ વિષયક જ્ઞાન થાય છે, તેમ સકલ પદાર્થના સાક્ષાત્કારના પ્રતિબંધક જ્ઞાનાવરણ વિગેરે કર્મોનો બાહ્ય, આભ્યંતર વિગેરે યોગની સંપૂર્ણ સામગ્રી દ્વારા ક્ષય થવાથી સકલ પદાર્થોનો જેને સાક્ષાત્કાર થાય, તે જ સર્વજ્ઞ છે આમ હોવાથી 'સર્વજ્ઞના વ્યાપકનો અભાવ હોવાથી સર્વજ્ઞ છે જ નહિ' એ કથન નિરસ્ત થઈ જાય છે

આથી સુગતને ધર્મી બનાવી તેમાં સર્વજ્ઞત્વના અસત્ત્વની સિદ્ધિનો મનોરથ મૃગતૃષ્ણા જેવો છે, કારણ કે તેમાં પણ પૂર્વોક્ત દોષોનો સંભવ અવશ્ય રહેવાનો,કિંચ, સુગત વ્યક્તિ-વિશેષમાં સર્વજ્ઞત્વનો નિષેધ કરવાથી પણ તમામ સર્વજ્ઞનો નિષેધ થઈ ગયો એમ કદાપિ સમજવાનું નથી એકનો નિષેધ કરવા છતાં પણ બીજાનું વિધાન અવશ્ય થવાનું કારણ કે બીજાના વિધાન સિવાય કોઈ એક વિશેષનો નિષેધ કદાપિ થઈ શકે નહિ જેમ કે 'આ અગ્નિ હણ્યો છે' આ ઠેકાણે

બ્રાહ્મણનો જે નિષેધ કરવામા આવ્યો તે પણ બ્રાહ્મણ સિવાય ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વિગેરે મનુષ્યો હોવાથી જ જ્યા પ્રતિપક્ષી બીજી વ્યકિત જ ન હોય, ત્યા ' સુગત અસર્વજ્ઞ છે ' એમ કેવી રીતે કહી શકાય ?

કિંચ, અસર્વજ્ઞની સિદ્ધિમા પ્રમાણથી વિરુદ્ધ અર્થના વકતૃત્વને હેતુરૂપે માનો છો? અથવા તેથી વિપરીતપણાને ? યા સામાન્યરૂપે વકતૃત્વને હેતુરૂપે જણાવો છો ? આ ત્રણ પક્ષમાથી પ્રથમ પક્ષ અસિદ્ધ છે કારણ કે જે સર્વજ્ઞ હોય, તે પ્રમાણથી વિરુદ્ધ પદાર્થનુ ભાષણ કરે તે તો સતીને પરપુરુષના સ્પર્શની ઇચ્છા જેવુ કહેવાય મેરુ ચલાયમાન થાય, તો પણ સર્વજ્ઞ પ્રમાણથી વિરુદ્ધ અર્થનુ ભાષણ કરે એ વાત મા ની શકાય નહિ–અર્થાત બિલકુલ અસભવિત છે

હવે બીજો પક્ષ માનવામા આવે તો તેનો અર્થ એ થવાનો કે–' સર્વજ્ઞ પ્રમાણથી વિરુદ્ધ અર્થનુ પ્રતિપાદન કરતા નથી, તેથી અમે સર્વજ્ઞને માનતા નથી ' આમ કહેવાથી તો કહેનારને હાસ્યપાત્ર થવુ પડે એ સ્પષ્ટ છે એથી બીજો પક્ષ માની શકાય તેવો નથી અને તેથી અસર્વજ્ઞની સિદ્ધિ થઇ શકે તેમ નથી

ત્રીજો પક્ષ માનવામા ' વકતાપણુ છે, માટે સર્વજ્ઞ નથી ' આવો અર્થ થવાનો આ ઠેકાણે હેતુ જ વ્યભિચારી છે, કારણ કે–વકતૃત્વ તો સર્વજ્ઞમા પણ છે, છતા ત્યા અસર્વજ્ઞતારૂપ સાધ્ય તો નથી જ કેમકે સર્વજ્ઞ અસર્વજ્ઞ છે, સતી

स्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकत्वात्, यद् यद्ग्रहणस्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकं तत् तत्साक्षात्कारी, यथा ऽपगततिमिरादिप्रतिबन्धं लोचनं रूपसाक्षात्कारी ।

ભાવાર્થ—સર્વ પદાર્થનો સાક્ષાત્કાર કરનારો કોઇ એક છે કારણ કે જેના જે પ્રતિબંધક કારણો હોય, તેના તે દૂર થવાથી તેને તે પદાર્થને ગ્રહણ કરવાનો સ્વભાવ છે તેથી તેને તે પદાર્થોનો સાક્ષાત્કાર થાય એ વાત સ્વાનુભવસિદ્ધ છે જેમ અંધકાર વિગેરે પ્રતિબંધક કારણો દૂર થવાથી આંખને રૂપી પદાર્થ વિષયક જ્ઞાન થાય છે, તેમ સકલ પદાર્થના સાક્ષાત્કારના પ્રતિબંધક જ્ઞાનાવરણ વિગેરે કર્મોનો બાહ્ય, આભ્યંતર વિગેરે યોગની સંપૂર્ણ સામગ્રી દ્વારા ક્ષય થવાથી સકલ પદાર્થોનો જેને સાક્ષાત્કાર થાય, તે જ સર્વજ્ઞ છે આમ હોવાથી 'સર્વજ્ઞના વ્યાપકનો અભાવ હોવાથી સર્વજ્ઞ છે જ નહિ' એ કથન નિરસ્ત થઇ જાય છે

આથી સુગતને ધર્મી બનાવી તેમા સર્વજ્ઞત્વના અસત્ત્વની સિદ્ધિનો મનોરથ મૃગતૃષ્ણા જેવો છે, કારણ કે તેમા પણ પૂર્વોક્ત દોષોનો સંભવ અવશ્ય રહેવાનો,કિંચ, સુગત વ્યક્તિ-વિશેષમા સર્વજ્ઞત્વનો નિષેધ કરવાથી પણ તમામ સર્વજ્ઞનો નિષેધ થઇ ગયો એમ કદાપિ સમજવાનુ નથી એકનો નિષેધ કરવા છતા પણ બીજાનુ વિધાન અવશ્ય થવાનુ કારણ કે બીજાના વિધાન સિવાય કોઇ એક વિશેષનો નિષેધ કદાપિ થઇ શકે નહિ જેમ કે 'આ અગ્ર ઘાણુ છે' આ ઠેકાણે

બ્રાહ્મણનો જે નિષેધ કરવામાં આવ્યો તે પણ બ્રાહ્મણ સિવાય ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વિગેરે મનુષ્યો હોવાથી જ જ્યાં પ્રતિપક્ષી બીજી વ્યક્તિ જ ન હોય, ત્યાં 'સુગત અસર્વજ્ઞ છે' એમ કેવી રીતે કહી શકાય ?

કિંચ, અસર્વજ્ઞની સિદ્ધિમાં પ્રમાણથી વિરુદ્ધ અર્થના વક્તૃત્વને હેતુરૂપે માનો છો? અથવા તેથી વિપરીતપણાને ? યા સામાન્યરૂપે વક્તૃત્વને હેતુરૂપે જણાવો છો ? આ ત્રણ પક્ષમાંથી પ્રથમ પક્ષ અસિદ્ધ છે કારણ કે જે સર્વજ્ઞ હોય, તે પ્રમાણથી વિરુદ્ધ પદાર્થનું ભાષણ કરે તે તો સતીને પરપુરુષના સ્પર્શની ઇચ્છા જેવું કહેવાય મેરુ ચલાયમાન થાય, તો પણ સર્વજ્ઞ પ્રમાણથી વિરુદ્ધ અર્થનું ભાષણ કરે એ વાત માની શકાય નહિ—અર્થાત બિલકુલ અસંભવિત છે

હવે બીજો પક્ષ માનવામાં આવે તો તેનો અર્થ એ થવાનો કે–' સર્વજ્ઞ પ્રમાણથી વિરુદ્ધ અર્થનું પ્રતિપાદન કરતા નથી, તેથી અમ્હે સર્વજ્ઞને માનતા નથી ' આમ કહેવાથી તો કહેનારને હાસ્યપાત્ર થવું પડે એ સ્પષ્ટ છે એથી બીજો પક્ષ માની શકાય તેવો નથી અને તેથી અસર્વજ્ઞની સિદ્ધિ થઇ શકે તેમ નથી

ત્રીજો પક્ષ માનવામાં ' વક્તાપણું છે, માટે સર્વજ્ઞ નથી ' આવો અર્થ થવાનો આ ઠેકાણે હેતુ જ વ્યભિચારી છે, કારણ કે–વક્તૃત્વ તો સર્વજ્ઞમાં પણ છે, છતાં ત્યાં અસર્વજ્ઞતારૂપ સાધ્ય તો નથી જ કેમકે સર્વજ્ઞ અસર્વજ્ઞ છે, સતી

स्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकत्वात्, यद् यद्ग्रहणस्वभावत्वे सति प्रक्षीणप्रतिबन्धकं तद् तत्साक्षात्कारी, यथाऽपगततिमिरादिप्रतिबन्धं लोचनं रूपसाक्षात्कारी ।

ભાવાર્થ—સર્વ પદાર્થનો સાક્ષાત્કાર કરનારો કોઈ એક જ કારણ કે જેના જે પ્રતિબંધક કારણો હોય, તેના તે દૂર થવાથી તેને તે પદાર્થને ગ્રહણ કરવાનો સ્વભાવ છે તેથી તેને તે પદાર્થોનો સાક્ષાત્કાર થાય એ વાત સ્વાનુભવસિદ્ધ છે જેમ અંધકાર વિગેરે પ્રતિબંધક કારણો દૂર થવાથી આંખને રૂપી પદાર્થ વિષયક જ્ઞાન થાય છે, તેમ સકલ પદાર્થના સાક્ષાત્કારના પ્રતિબંધક જ્ઞાનાવરણ વિગેરે કર્મોનો બાહ્ય, આભ્યંતર વિગેરે યોગની સંપૂર્ણ સામગ્રી દ્વારા ક્ષય થવાથી સકલ પદાર્થોનો જેને સાક્ષાત્કાર થાય, તે જ સર્વજ્ઞ છે આમ હોવાથી 'સર્વજ્ઞના વ્યાપકનો અભાવ હોવાથી સર્વજ્ઞ છે જ નહિ' એ કથન નિરસ્ત થઇ જાય છે

આથી સુગતને ધર્મી બનાવી તેમા સર્વજ્ઞત્વના અસત્ત્વની સિદ્ધિનો મનોરથ મૃગતૃષ્ણા જેવો છે, કારણ કે તેમા પણ પૂર્વોક્ત દોષોનો સંભવ અવશ્ય રહેવાનો,કિંચ, સુગત વ્યક્તિ-વિશેષમા સર્વજ્ઞત્વનો નિષેધ કરવાથી પણ તમામ સર્વજ્ઞનો નિષેધ થઇ ગયો એમ કદાપિ સમજવાનુ નથી એકનો નિષેધ કરવા છતા પણ બીજાનુ વિધાન અવશ્ય થવાનુ કારણ કે બીજાના વિધાન સિવાય કોઇ એક વિશેષનો નિષેધ કદાપિ થઇ શકે નહિ જેમ કે 'આ અગ્ર દ્રાણ છે' આ ઠેકાણે

કારણ કે-સર્વજ્ઞના અભાવ વિના જો કોઈપણ પદાર્થની અનુપપત્તિ થતી હોય, તો તેની કલ્પના કરવામાં આવે; પરંતુ તેમ તો છે જ નહિ, ત્યારે અર્થાપત્તિપ્રમાણ સર્વજ્ઞનું બાધક કેવી રીતે થઈ શકે ?

કિંચ સર્વજ્ઞ માન્યા સિવાય વેદમાં પ્રામાણ્ય પણ આવી શકે નહિ જ્યાં ગુણવાળો વક્તા ન મનાય, ત્યાં વચનમાં પ્રમાણતાનું બીજું કયું કારણ છે ? આવી રીતે સર્વજ્ઞ માનવામાં કોઈ પણ પ્રમાણ બાધક થઈ શકતું નથી, તેથી 'પ્રમાણપંચકની અપ્રવૃત્તિ' અસત છે તે સ્વીકૃત પ્રતિષ્ઠિત સર્વજ્ઞ જ્ઞાનાવરણના સંપૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થયેલા અવિકલ કેવલજ્ઞાનરૂપી પ્રકાશદ્વારા સમસ્ત લોકાલોકને જાણે છે

પૂર્વ૦—સર્વજ્ઞ જ્યારે સમસ્ત પદાર્થોનો અનુભવ કરે છે, ત્યારે તેને અશુચિ પદાર્થોનો અને નરક વિગેરેની વેદનાનો પણ અનુભવ થવો જોઈએ

ઉત્તર૦—જે લોકો જ્ઞાનને પ્રાપ્યકારિ માનતા હોય અર્થાત 'રસનેન્દ્રિય વિગેરેની જેમ જ્ઞાન વસ્તુની સાથે સંબદ્ધ થઈ વસ્તુને ગ્રહણ કરે છે' એવી માન્યતા ધરાવતા હોય, તેમને પૂર્વોક્ત ( અશુચિના સ્વાદનો તથા નરક વિગેરેની વેદનાનો અનુભવ ) દોષો આવવાનો સંભવ રહે, પરંતુ જૈનો જ્ઞાનને પ્રાપ્યકારિ માનતા જ નથી, તેથી તેમના મતમાં તે દોષને લેશ માત્ર અવકાશ મળતો નથી

પ્રસંગોચિત સૂચવવું આવશ્યક છે કે-જ્ઞાનને અપ્રાપ્યકારી ( વસ્તુ પાસે જઈ ગ્રહણ કરે એવું ) માનવું અયુક્ત

વેશ્યા છે એમ કોઇ બુદ્ધિશાળી બોલી શકે નહિ આવી રીતે અનુમાન પ્રમાણ સર્વજ્ઞનુ બાધક થઇ શકતુ નથી

હવે આગમ પ્રમાણુ સર્વજ્ઞનુ બાધક નથી, તે દર્શાવવામા આવે છે–શુ પૌરુષેય આગમ સર્વજ્ઞનો બાધક છે? અથવા અપૌરુષેય? આમ બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેમાથી અપૌરુષેય આગમ હોઇ શકે નહિ એ પૂર્વે પ્રતિપાદિત થઇ ગયેલ હોવાથી તે સર્વજ્ઞનો બાધક થઇ શકે તેમ નથી વચન ત્યારે જ પ્રામાણિક ગણી શકાય, કે જ્યારે તે વચનનો વકતા ગુણવાળો હોય જ્યા કોઇ વકતા જ ન મનાય, ત્યા તે ગુણરહિત છે કે ગુણસહિત છે તેની ચર્ચા જ અસ્થાને છે કિંચ ' હિરણ્યગર્ભ સર્વજ્ઞ ઇત્યાદિ વેદવાકયો સર્વજ્ઞને પ્રતિપાદન કરનાર તરીકે ઉપલબ્ધ થાય છે, તો અપૌરુષેય તરીકે કલ્પેલ આગમ પણ સર્વજ્ઞની સત્તા જ સ્વીકારે છે

પૌરુષેય આગમ સર્વજ્ઞનો નિષેધક હોઇ શકે નહિ કારણ કે–સ્વય સર્વજ્ઞ પુરુષ પોતાનો નિષેધ કરે એમ કેવી રીતે માની શકાય?

ઉપમાન પ્રમાણ પણ સર્વજ્ઞનુ બાધક નથી, કારણ કે ઉપમાન અને ઉપમેય આ બને પદાર્થો જ્યા પ્રત્યક્ષ હોય, ત્યા જ ઉપમાન પ્રમાણની પ્રવૃત્તિ હોય છે આપના મતમા જ્યારે સર્વજ્ઞ જ સ્વીકારાયેલ નથી, ત્યારે તેના બાધક અથવા અબાધકનો વિચાર શી રીતે થઇ શકે?

અર્થાપત્તિપ્રમાણ પણ સર્વજ્ઞનુ બાધક બની શકે નહિ

( અજ્ઞાન ) જેવુ જણાય છે, તેઓ રાગ અને દ્વેષમા જ નિરંતર રાચીને રહેલા હોય, તેવા જણાઇ આવે છે. કામવાસનામા અત્યત લુબ્ધ જીવોને જો સર્વજ્ઞ માનવામાં આવે, તો અન્ય જીવોએ શો અપરાધ કર્યો છે કે તેમને પણ સર્વજ્ઞ ન કહેવામા આવે ? ઉપર સૂચવેલ વ્યક્તિઓ સર્વજ્ઞ સિદ્ધ થઇ શકતી નથી, તે સબધિ વિશેષ યુકિતપૂર્વક આગળ જૈનદર્શનમા જણાવવામા આવશે

## વેદવિહિત હિંસા ધર્મહેતુ નહિ ? તેની મીમાંસા

પૂર્વપક્ષ-' વ્યસન અથવા લોલુપતાને લીધે જીવોનો જે વધ કરવામા આવે, તે હિંસા અધર્મરૂપ કહેવાય, પારધિ, કસાઇ વિગેરેની હિંસાની જેમ, પરતુ વેદમા પ્રતિપાદન કરેલી હિંસા તો ધર્મરૂપ જ કહેવાય, કારણ કે-તે હિંસા દ્વારા દેવતાઓ, અતિથિઓ, પિતૃલોક વિગેરેની પ્રીતિ સપાદન કરી શકાય છે, દેવપૂજા વિગેરેની જેમ તે વાતને પ્રમાણોથી દૃઢ કરવામા આવે છે—

કારીરિ વિગેરે યજ્ઞો કરવાથી દેવતા પ્રસન્ન થઇને વરસાદ વરસાવે છે, ત્રિપુરાર્ણવ ગ્રન્થમા દર્શાવેલ બકરા વિગેરેને યજ્ઞમાં હોમવાથી દેવતા પ્રસન્ન થઇને બીજા રાજાઓને વશ કરી આપે છે, મધુપર્ક વિગેરે કરવાથી અતિથિની પ્રીતિ પ્રાપ્ત કરી શકાય છે મધુપર્કમા પશુની હિંસા કરવામાં પણ પાપ માનવાનું કારણ નથી તથા શ્રાદ્ધ વિગેરેમા પશુનો વધ કરી માસ દ્વારા તર્પણ આપવાથી પિતૃલોક પ્રસન્ન થાય છે આના

છે જેમ સૂર્ય પોતાના સ્થાનમા રહીને સમસ્ત વસ્તુનો પ્રકાશ કરે છે, તેમ જ્ઞાન પણ આત્મામા રહીને જ સમસ્ત પદાર્થોને પ્રકાશિત કરે છે

પૂ૦—સસાર અનાદિ અનત છે, પદાર્થો પણ અનત છે, તો અનત પદાર્થોને અનુક્રમે જાણવાથી અનન્ત કાલ ગયા પછી સર્વજ્ઞ થવાનો પ્રસગ આવવાનો

ઉ૦—જેમા અનેક પદાર્થોનુ પ્રતિપાદન કર્યું હોય, તેવા શાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કર્યો પછી તેમા પ્રતિપાદન કરેલા સમસ્ત પદાર્થોનો જેમ પોતાને એકદમ-એક કાલમા અનુભવ થાય છે, તેમા કાલવિલબની કઈ પણ જરૂર રહેતી નથી, તેમ સર્વજ્ઞ સકલ પદાર્થોને સાક્ષાત્કાર કરાવનારા પોતાના કેવલ (સપૂર્ણ) જ્ઞાનદ્વારા એક સમયમા અનન્ત પદાર્થો જાણે છે પૂર્વાચાર્યે કહ્યુ [illegible] કે—

यथा सकलशास्त्रार्थः स्वभ्यस्त. प्रतिभासते ।
मनस्येकक्षणेनैव तथाऽनन्तादिवेदनम् ॥ ? ॥

—ષડ્દર્શનસમુચ્ચય પૃ ૫૭

ભાવાર્થ ઉપર આપવામા આવ્યો છે

સર્વજ્ઞ પરમાત્મા અર્હન્દેવ જ સિદ્ધ થાય છે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, સુગત, કપિલ વિગેરે કોઈ પણ અન્ય પુરુષ વિશેષ સર્વજ્ઞપદની યોગ્યતાવાળા જણાતા નથી, તો પછી તે સર્વજ્ઞ કેમ કહી શકાય ? કારણ કે—તેમના શાસ્ત્રો યુક્તિથી બાધિતછે, તેમ તેમના ચરિત્રો પરથી તમનુ વર્તન પણ બાલ

ઉત્તર૦—ઉપર્યુક્ત કથન સંસાર પરિભ્રમણ કરાવનારૂં છે વેદમાં યા અન્યત્ર દર્શાવેલી પ્રાણીઓના પ્રાણના વિનાશરૂપ હિંસાએ ધર્મહેતુ સ્વપ્નમાં પણ સંભવી શકે નહિ જે ધર્મનું કારણ હોય, તે હિંસારૂપ હોઇ શકે નહિ અને જે હિંસારૂપ હોય, તે ધર્મનું કારણ થઇ શકે નહિ કિંચ આ સ્થળે દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે કે વેદવિહિત હિંસાને ધર્મહેતુ કહેવાનું શું પ્રયોજન છે? શું યજ્ઞમાં હોમવાથી હોમાના જીવો મરતા નથી, માટે તેને ધર્મનું કારણ કહેવામાં આવે છે, અથવા જીવો મરે છે, તો પણ તેઓને આર્તધ્યાન થતું નથી માટે તેને ધર્મનું કારણ જણાવવામાં આવે છે, અથવા યજ્ઞમાં મારવાથી તે જીવોને સુગતિ મળે છે, માટે તે ધર્મનું કારણ છે? આમ ત્રણ પ્રશ્ન વિકલ્પ થાય છે

તેમાંથી પ્રથમ પક્ષ માની શકાય તેમ નથી કારણ કે યજ્ઞમાં હોમાતા જીવો મરેલા પ્રત્યક્ષ જોવામાં આવે છે તેથી યજ્ઞમાં હોમાતા જીવો મરતા નથી એમ અપલાપ કરી શકાશે નહિ બીજો પક્ષ સમ ખાઇ સમજાવવા જેવો છે, કારણ કે યજ્ઞમાં હોમાતા જીવોના આર્તધ્યાનના સૂચક ચિહ્નો પ્રત્યક્ષ જોવામાં આવે છે એ વખતનો ત્રાસ-દયાજનક દેખાવ જોઇ ઘણા નિર્દય-ક્રૂર મનુષ્યોને પણ કંપારી છૂટે છે, તો દયાળુ કંપે તેમાં શું આશ્ચર્ય? યજ્ઞમાં હોમાતા બિચારા નિર્દોષ અવાચક પશુઓ પોતાની દયામણી આંખે જોઇ પોતાની ભાષામાં હાય પોકારે છે કે-' હા! અતિકષ્ટ છે, મહાકષ્ટ છે, કોઇ રક્ષક નથી, સબળા નિર્દય

વિસ્તાર માટે જુઓ મનુસ્મૃતિમા—"મત્સ્યના માંસથી બે માસની તૃપ્તિ, હરણના માંસથી ત્રણ માસની, મેંઢાના માંસથી ચાર માસની, પક્ષીઓના માંસથી પાંચ માસની, બકરાના માંસથી છ માસની, એણુના માંસથી સાત માસની, ચિત્રરંગવાળા હરણના માંસથી આઠ માસની, રુરુજાતિના મૃગથી નવ માસની, વરાહ અને પાડાના માંસથી દશ માસની, સસલા અને કાચબાના માંસથી અગીઆર માસની, ગાયના પાયસથી બાર માસની અને પાણી પીતી વખતે જેના કાન તથા જીભ પાણીમા અડકે તેવા સફેદ રંગવાળા વૃદ્ધ બકરાના માંસથી બાર વરસની પિતૃલોકની તૃપ્તિ થાય છે અર્થાત ઉપર જણાવેલ જીવોના માંસથી ઉપર જણાવેલ વખત સુધી અહિ રહેલા મનુષ્યોના સ્વર્ગમા રહેલા, પિતૃલોકોને તૃપ્તિ થાય છે શ્રાદ્ધ કરવાથી તેઓને ત્યા સુધી ખાવાની આવશ્યકતા રહેતી નથી "

—મનુસ્મૃતિ ( ત્રીજા અધ્યાયના શ્લોક ૬૭ થી ૭૨ )

આથી પિતૃલોકની તૃપ્તિ માટે શ્રાદ્ધમા અનેક પ્રકારના જીવોની હિંસાનુ વિધાન સ્પષ્ટ સૂચિત થાય છે

'महोक्षं वा महाजं वा श्रोत्रियाय प्रकल्पयेत् ।'

ભાવાર્થ—મોટા બળદને અથવા મોટા બકરાને શ્રોત્રિય બ્રાહ્મણ માટે મારો

આવા પ્રકારની વેદ વિગેરે શાસ્ત્રોમા દર્શાવેલી ધર્મ-નિમિત્ત જીવહિંસા તે હિંસા છે જ નહિ"

કહેવા તત્પર થઇ જાય કે-'અમારો આ કુલધર્મ છે, અમ્હારા હાથે મરવાથી પશુઓને સુગતિ મળે છે, માસ ખાનારા લોકો અમ્હને સારી રીતે માનપૂર્વક બોલાવે છે, માટે કસાઇ લોકોએ કતલખાનામા કરેલી હિંસા તે પણ ધર્મના હેતુભૂત છે ' તો તેનુ વચન પણ કેમ માન્ય ન રખાય ? યજ્ઞમા મારવાથી પશુઓને સુગતિ મળે અને કતલખાનામા મારવાથી કેમ ન મળે ? ઉલટુ યજ્ઞ વિગેરેમા બકરાના મુખમા જવનો લોટ ભરીને મુકિયોથી રીબાવી મારવા કરતા કતલખાનામા જલદી મરવાથી વેદનાનો સભવ પણ તે કરતા ઓછો છે, એમ પણ તેઓ કા ન કહે ?

અપરચ લોઢાના ગોળા વિગેરેના દૃષ્ટાંત આપી વેદ-વિહિત હિંસાને ધર્મહેતુ સિદ્ધ કરવા ચયેલા પ્રયત્ન-બચાવ વ્યર્થ છે કારણ કે-લોઢાનો ગોળો જ્યારે ઘડાઇને પતરારૂપ તદ્દન પાતળો રૂપાન્તર થઇ ગયો ત્યારે તે પાણીમા તરવાને સમર્થ થયો, તેવી રીતે વિષ પણ હિંસક વૈદિક મત્રો સિવાય ઔષધિનો પ્રયોગ કરવાથી ગુણકારી થાય, તથા અગ્નિ પણ મહાસતીઓના શીલના પ્રભાવથી સાન્નિધ્યકારી દેવ વિગેરેના સાન્નિધ્યથી બાળવાની શકિતથી રહિત બની પાણીરૂપ બની જાય, તેમા વૈદિકમત્રોની મહત્તા મનાવી શકાય નહિ તેવી રીતે યજ્ઞ વિગેરે સ્થલામા લાખો વાર અસ્ખલિતપણે વિધિ પૂર્વક વૈદિકમત્રોને ઉચ્ચારવામા આવે, છતા મરનાર પશુઓને વેદના થતી નથી એમ કોઇ પણ બુદ્ધિશાલી કહી શકે નહિ

કિચ, યજ્ઞોમા મરનાર પશુઓ તરત સ્વર્ગમા જાય છે,

એકત્ર થયા છે ?, હા ! કોઇ બચાવો, કોઇ બચાવો ' એ હોમાતા જીવોના મુખપરની દીનતા, કાતરદૃષ્ટિ એમના આર્તધ્યાન-દુર્ધ્યાનને સૂચવે છે, એ જોઇ પત્થર જેવા કઠણ હૃદયના પ્રાણીઓ પણ ઘણીવાર કંપી ઊઠે છે આમ હોવા છતા એ યજ્ઞમા હોમાતા જીવોને આર્તધ્યાન થતુ નથી, એમ કેમ કહેવાય ?

પૂર્વ૦—સીઠનો ગોળો ભારે હોવાથી ડૂબવાના સ્વભાવવાળો છે, તો પણ તેને ઘડીને સૂક્ષ્મ, પાતળો, પતરાના આકારવાળો બનાવવામા આવે છે, ત્યારે તે પાણી ઉપર તરી શકે છે અથવા વિષ જો કે મારવાના સ્વભાવવાળુ છે, તો પણ મંત્ર વિગેરે સંસ્કારથી સંસ્કૃત થવાથી ઊલટુ તે ગુણકારિ થાય [redacted] બાળવાના સ્વભાવવાળો પણ અગ્નિ સતીઓના સતીત્વના પ્રભાવથી દાહકશક્તિરહિત થઇ જાય છે એવી રીતે મંત્ર વિગેરે વિધિપૂર્વક સંસ્કાર કરવાથી વેદમા વિધિરૂપ વિહિત હિંસા દોષપાત્ર જ નથી તેમા હિંસાની આશંકા કરી શકાય જ નહિ, કારણ કે વેદવિહિત હિંસા કરનારા યાજ્ઞિક લોકો મારી રીતે પૂજાના પાત્ર બને છે

ઉત્તર૦—પૂર્વોક્ત કથન નિર્દય મનુષ્યોની સભામા કદાચ શોભે, પરંતુ અહિંસાદેવીના પરમ ઉપાસકો-આર્યોને તો તેવા શબ્દોનુ શ્રવણ પણ કાનમા તપાવેલ સીસુ રેડવા જેવું લાગે કિંચ, કસાઇ જેવા નિર્દય લોકો પણ તેવુ ઉચ્ચારણ કરતા અચકાય-મનમા સંકોચાય કસાઈ પણ કદાચ એમ

या वेदविहिता हिंसा नियताऽस्मिश्चराचरे ।
अहिंसामेव तां विद्याद् वेदाद् धर्मो हि निर्बभौ ॥

—મનુસ્મૃતિ અધ્યાય ૫, શ્લોક ૩૯ થી ૪૨

ભાવાર્થ —ઔષધિઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો તથા પક્ષીઓ એ બધા યજ્ઞને માટે મરણ પામ્યા છતા પરલોકમા ઉચ્ચ સ્થિતિ પામે છે મધુપર્ક, યજ્ઞ, પિતૃકર્મ અને દેવનકર્મ આ ચાર ઠેકાણે જ પશુઓની હિંસા કરવી, બીજે નહિ, એ પ્રમાણે મનુજીએ સ્પષ્ટ કહ્યુ છે વેદના તત્ત્વનો જાણ બ્રાહ્મણ આ ઉપર જણાવેલ પ્રયોજનોમા પશુઓની હિંસા કરતો છતો પોતાને અને પશુને ઉત્તમ ગતિએ પહોંચાડે છે આ ચરાચર જગત્મા જે વેદવિહિત નિયમિત હિંસા છે, તેને અહિંસા જ જાણો, કારણ કે ધર્મ વેદથી જ સારી રીતે શોભે છે ”

ઉત્તર૦—આવા પ્રકારના હિંસાત્મક શાસ્ત્રોને જો શાસ્ત્ર તરીકે માનવામા આવે, તો પછી કસાઇ, પારધિ વગેરે લોકોના શાસ્ત્રોએ શો અપરાધ કર્યો ? એવુ જણાય છે કે–સ્વાર્થી લોકોએ પોતાની લોલુપતાના બચાવની ખાતર ધર્મના નામે તે ( શાસ્ત્રો ) કલ્પી કાઢેલા છે ઋષિ મહાત્માઓ તો કોઇ દિવસ આવા નિર્દય ઉપદેશો આપી શકે નહિ કિંચ આવા પ્રકારની હિંસા કરવાથી જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય તો પછી નરકના દ્વાર મજબૂત રીતે બંધ જ થવાના, કારણ કે–કસાઇ, પારધિ, વ્યભિચારી, અસત્યવાદી વિગેરે સમસ્ત લોકો સ્વર્ગમાં જાય,

તેમા પ્રમાણ શુ ? પ્રત્યક્ષથી તો કોઈ પણ માની શકે તેમ નથી તેવા પ્રકારનુ દૃષ્ટાત, હેતુ વિગેરે ન મળવાથી અનુમાન પણ થઈ શકે તેમ નથી આપનો આગમ વિવાદગ્રસ્ત હોવાથી તે પ્રમાણ રૂપ થઈ શકે તેમ નથી ઉપમાન અને અર્થાપત્તિ એ બન્ને અનુમાનમા અન્તર્ગત હોવાથી અનુમાન પ્રમાણે અનુપયોગી છે સારાશ કે-પાચ પ્રમાણોમાથી એક પણ પ્રમાણ 'યજ્ઞ વિગેરેમા મરનાર પશુઓને સ્વર્ગ મળે છે ' એ કથનને સિદ્ધ કરવામા સાધનભૂત થતુ નથી, તેથી એ કથન અપ્રામાણિક છે, એ સ્પષ્ટ થાય છે વસ્તુસ્થિતિ વિચારતા એમ સમજાય છે કે-કેવળ માંસમા આસક્ત બનેલા હોકોએ એ કથન કલ્પી કાઢેલુ હશે સ્વર્ગમાથી આવી તે પશુ-દેવોએ મીમાંસક જેવા માંસ ભક્ષી મનુષ્યો સિવાય કોઈ મહાત્માના કાનમા કહ્યુ જાણ્યુ નથી કે-' યજ્ઞોમા મરવાથી અમ્હે સ્વર્ગમા ગયા છીએ '

પૂર્વપક્ષ—મનુસ્મૃતિ વિગેરે ધર્મશાસ્ત્રોમા ખાસ સૂચવેલ છે કે-યજ્ઞ માટે મરણ પામેલા પશુ-પક્ષીઓ ઉચ્ચગતિ પામે છે જૂઓ તે પાઠ—

ओषध्य पशवो वृक्षास्तिर्यञ्च पक्षिणस्तथा ।
यज्ञार्थं निधन प्राप्ता प्राप्नुवन्त्युच्छ्रित पुनः ॥
मधुपर्के च यज्ञे च पितृ-दैवतकर्मणि ।
अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥
एष्वर्थेषु पशून् हिंसन् वेदतत्त्वार्थविद् द्विजः ॥
आत्मान च पशु चैव गमयत्युत्तमा गतिम् ॥

या वेदविहिता हिंसा नियताऽस्मिंश्चराचरे ।
अहिंसामेव तां विद्याद् वेदाद् धर्मो हि निर्बभौ ॥

—મનુસ્મૃતિ અધ્યાય ૫, શ્લોક ૩૯ થી ૪૨

ભાવાર્થ —ઓષધિઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો તથા પક્ષીઓ એ બધા યજ્ઞને માટે મરણ પામ્યા છતા સ્વર્ગલોકમા ઉચ્ચ સ્થિતિ પામે છે મધુપર્ક, યજ્ઞ, પિતૃકર્મ અને દેવતકર્મ આ ચાર ઠેકાણે જ પશુઓની હિંસા કરવી, બીજે નહિ, એ પ્રમાણે મનુજીએ સ્પષ્ટ કહ્યુ છે વેદના તત્ત્વનો જાણ બ્રાહ્મણ આ ઉપર જણાવેલ પ્રયોજનોમા પશુઓની હિંસા કરતો છતો પોતાને અને પશુને ઉત્તમ ગતિએ પહોચાડે છે આ ચરાચર જગત્મા જે વેદવિહિત નિયમિત હિંસા છે, તેને અહિંસા જ જાણો, કારણ કે ધર્મ વેદથી જ સારી રીતે શોભે છે ”

ઉત્તર૦—આવા પ્રકારના હિંસાત્મક શાસ્ત્રોને જો શાસ્ત્ર તરીકે માનવામા આવે, તો પછી કસાઇ, પારધિ વગેરે લોકોના શાસ્ત્રોએ શો અપરાધ કર્યો ? એવુ જણાય છે કે–સ્વાર્થી લોકોએ પોતાની [redacted]લુપતાના બચાવની ખાતર ધર્મના નામે તે ( શાસ્ત્રો ) કલ્પી કાઢેલા છે ઋષિ મહાત્માઓ તો કોઇ દિવસ આવા નિર્દય ઉપદેશો આપી શકે નહિ કિંચ આવા પ્રકારની હિંસા કરવાથી જો સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય તો પછી નરકના દ્વાર મજબૂત રીતે બંધ જ થવાના, કારણ કે–કસાઇ, પારધિ, વ્યભિચારી, અસત્યવાદી વિગેરે સમસ્ત લોકો સ્વર્ગમાં જાય,

ત્યારે પછી નરકમા કોણ જાય ? એથી જ એક કવિએ ઠીક કહ્યુ છે કે—

> यूप छित्त्वा पशून् हत्वा कृत्वा रुधिरकर्दमम् ।
> यद्येव गम्यते स्वर्गे नरके केन गम्यते ? ॥

ભાવાર્થ —યૂપને છેદીને, પશુઓને હણીને, લોહીનો કિચ્ચડ કરીને, જો એવી રીતે સ્વર્ગમા જવાય તો નરકમા કોણ જાય ?

કિ ચ, અવાચક નિર્દોષ પ્રાણીઓને મારવાથી મરનાર અને મારનાર એ બનેને સ્વર્ગ મળતો હોય, તો પછી સ્પષ્ટ ચૈતન્યવાળા, પોતાના પરમ ઉપકારી માતા, પિતા, ભાઈ, બહેન, સ્ત્રી, પુત્ર વિગેરેને યજ્ઞમા હોમવાથી એથી પણ ઉચ્ચ સ્થાન કા ન મળે ? આવી રીતે હિ સાના ઉપદેશથી ભરેલા શાસ્ત્રોને અને તેના ઉપદેશકોને દૂરથી નમસ્કાર હો

પ્ર૦—વૈદિક મ ત્રોનો અચિન્ત્ય પ્રભાવ હોવાથી મ ત્ર દ્વારા સ સ્કૃત કરેલ પશુઓને યજ્ઞમા હોમવાથી સ્વર્ગ કેમ ન મળી શકે ?

ઉ૦—વૈદિક મ ત્રોથી સ સ્કાર કરવા પૂર્વક વિવાહ કરવા છતાં આ લોકમા પણ સ્ત્રી વિધવા થાય છે તેવી રીતે ગર્ભા ધાન સ સ્કારની ક્રિયાઓ કરાવવા છતા પણ ગર્ભ ગળી જાય છે તથા મ ત્રપૂર્વક જાતક કર્મ કરાવવા છતા પણ દરિદ્રતા વિગેરે પેદા થવાથી તે નિષ્ફળ નીવડે છે આમ પ્રત્યક્ષ દષ્ટિ

ગોચર થતા કાર્યોમાં વૈદિક મંત્રો નિષ્ફળ નીવડતા જોવામાં આવે છે, ત્યારે પરોક્ષમાં તેનો કેવો પ્રભાવ હશે ? તે અનુમાનથી કલ્પી શકાય તેમ છે કિંચ, મંત્રસંસ્કાર કર્યા સિવાય પણ તેવા કાર્યો (ગર્ભાધાનાદિ) માં સફળતા જોવામાં આવે છે, તો પછી તેમાં વૈદિક હિંસક મંત્રોનુ માહાત્મ્ય કે પ્રયોજન શુ ?

વિચારક ધર્માત્માઓને તો વેદવિહિત હિંસા પણ સર્વથા ત્યાજ્ય છે એવા નિંદ્યકાર્યોમાં તેઓ કદાપિ પ્રવૃત્તિ કરે જ નહિ સમ્યગ્ દર્શન અને જ્ઞાનથી યુક્ત વીતરાગભક્તો અને અર્ચિમાર્ગાનુસારી વેદાન્તિક અનુઓ હિંસક પ્રવૃત્તિને પ્રશસ્ત માનતા નથી તેથી જ કહ્યું છે કે—

देवोपहारव्याजेन यज्ञव्याजेन येऽथवा ।
घ्नन्ति जन्तून् गतघृणा घोरां ते यान्ति दुर्गतिम् ॥

—યોગશાસ્ત્ર પ્રકાશ ૨,

ભાવાર્થ —દેવોના ઉપહારના બ્હાનાથી, અથવા યજ્ઞના બ્હાના વડે જે નિર્દય લોકો જીવોને હણે છે, તેઓ ઘોર દુર્ગતિમાં જાય છે

વેદાન્તી પણ એ જ વાતને સમર્થન કરતા કહે છે —

अन्धे तमसि मज्जामः पशुभिर्ये यजामहे।
हिंसा नाम भवेद् धर्मो न भूतो न भविष्यति ॥

ભાવાર્થ —જે અમ્હે પશુઓ વડે યજ્ઞ કરીએ છીએ.

તેઓ અધતમસ ( સાતમી નારકી ) મા દુખીએ છીએ હિંસા એ ભૂતકળમા ધર્મ થયેલ નથી, [વર્તમાનકાળમા થઇ શકતો નથી] અને ભવિષ્યમા થઇ શકશે નહિ જીવોની હત્યાથી ધર્મચાહના એ વિષથી અમૃતચાહના જેવી છે

કિંચ પૂર્વે દેવતા, અતિથિ વિગેરે માટે જે કહેવામા આવ્યુ છે, તે પણ અયુક્ત છે માત્ર સંકલ્પથી પોતાની પાસે આવેલા અમૃતમય સર્વોત્તમ પુદ્ગલોના રસના આસ્વાદથી જ તૃપ્ત થનારા, વૈક્રિય શરીરધારી દેવોને અત્યંત દુર્ગન્ધી પશુમાસની અને મદિરા વિગેરેની આહુતિની ઇચ્છા પણ કેમ હોઇ શકે ? પશુમાસ, મદિરા વિગેરે ઔદારિક પુદ્ગલો તો ઔદારિક શરીરધારી માસભક્ષક માસપ્રેમી નર–પિશાચોને જ પ્રિય થઇ શકે

કિંચ, યજ્ઞ, હોમ–હવન વિગેરેમા અપાતી આહુતિ–દ્રૈકાતી બલિ વિગેરે વસ્તુઓ તો બળીને રાખ થઇ જાય છે, તો તેવી રાખ ખવાય કેવી રીતે ? અને તેનાથી તૃપ્તિ પણ કેવી રીતે થાય ? એ પણ વિચારવા જેવુ છે હવે કદાચ ' अग्निमुखा वै देवा ' આવો શ્રુતિપાઠ દર્શાવી કોઇ બચાવ કરે કે ' દેવો તો અગ્નિમુખવાળા છે ' તો તે કથનથી એક મુખથી ભક્ષણ કરતા ઉત્તમ, મધ્યમ, અધમ વિગેરે જાતિના દેવોને એક બીજાના ઉચ્છિષ્ટ ભોજનનો પ્રસંગ આવવાનો અપરંચ એક શરીરમા અનેક મુખો તો કવચિત્ સાભળવામાં આવે છે, પરંતુ શરીર અનેક અને મુખ એક આવી અપૂર્વ ઘટના અન્યત્ર સાભળવામા આવતી નથી જ્યારે બધા દેવ-

તાઓનું સુખ એક જ છે, ત્યારે પૂજા વિગેરે દ્વારા એકની આરાધના કરવાથી અને નિન્દાદ્વારા અન્યની વિરાધના કરવાથી એક સુખદ્વારા એકકાલમાં એક જ વ્યક્તિ પર અનુગ્રહ અને નિગ્રહ બન્ને પ્રસંગો ઉપસ્થિત થવાના

તથા શ્રાદ્ધદ્વારા પિતૃલોકને પ્રસન્ન કરવા છતાં પણ ઘણા મનુષ્યોને સંતાનની ઉત્પત્તિ યા વૃદ્ધિ થતી જ નથી અને તેવા પ્રકારથી પિતૃલોકની પ્રીતિ ન સંપાદન કરનાર ભિલ્લ વિગેરે લોકોને તથા કૂકડા, વરાહ, બકરા વિગેરે પશુઓને સંતાનવૃદ્ધિ બહુ જોવામાં આવે છે એથી શ્રાદ્ધ વિગેરેનું વિધાન પણ મુગ્ધ જીવોને ફસાવવાનું એક સારૂં સાધન રચી રાખ્યું જણાય છે

તથા અતિથિઓની પ્રીતિ પકવાન્ન વિગેરે અન્ય પવિત્ર વસ્તુઓથી પ્રાપ્ત કરી શકાય છે, તો પછી મહોક્ષ વિગેરે મૂંગા પ્રાણીઓને તેમના નિમિત્તે શા માટે મારવા જોઇએ ? કહેવાનો સારાંશ એ જ છે કે–વેદમાં દર્શાવેલી હોય અથવા સ્વયં બ્રહ્માજીએ આચરેલી હોય, તો પણ જીવહિંસા એ અધર્મનું જ કારણ છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું વેદવિહિત હિંસાના હિમાયતી મીમાંસક (જૈમિનિ) દર્શની પર એથી જ કોઇ એક કવિએ આવો અભિપ્રાય પ્રકટ કર્યો છે—

वरं वराकश्चार्वाको यस्तु प्रकटनास्तिकः ।
वदोक्तितापसच्छन्नच्छन्नरक्षो न जैमिनिः ॥

ભાવાર્થ—તે બિચારો ચાર્વાક એક રીતે સારો છે, કે જે પ્રકટ ( શાસ્ત્રના બ્હાના સિવાય કે છલ કપટ સિવાય ) નાસ્તિક છે, પરંતુ વેદની ઉક્તિ અને તાપસના કપટથી કંઇ ને તેના બ્હાનાથી, ગુપ્ત રીતે નાસ્તિકનું કામ કરી પોતાની રક્ષા કરનાર જૈમિનિ ( મીમાંસક ) એ સારો નથી—નાસ્તિકથી પણ વધારે ખરાબ છે કહેનારનો આશય એવો જણાય છે કે વેદના હિંસાત્મક વાક્યો મુખે ઉચ્ચારી બીજાઓને ઠગનારા કરતા ચાર્વાક એક રીતે સારો છે, કારણ કે તે તો પોતાને સ્પષ્ટ નાસ્તિક તરીકે ઓળખાવે છે 'ધર્મ અથવા વેદમા આમ જણાવ્યુ છે' એવુ બ્હાનુ કાઢી અથવા તાપસના વેષથી બહારથી આસ્તિકતા દર્શાવી ગુપ્તવૃત્ત્યા નાસ્તિકનું કામ કરનો નથી મીમાંસક ( જૈમિનિ ) તો તેવુ કરે છે તેથી ગુપ્તવૃત્ત્યા નાસ્તિકનુ કાર્ય કરી આસ્તિક લોકોને છેતરવાથી તે પ્રકટ નાસ્તિક કરતા પણ ખરાબ છે

એથી એક પ્રાચીન કવિએ પોતાનો હૃદયોદ્ગાર આવી રીતે પ્રકટ કર્યો છે—

ये चक्रुः क्रूरकर्माणः शास्त्रं हिंसोपदेशकम् ।
क्व ते यास्यन्ति नरके नास्तिकेभ्योऽपि नास्तिकाः ॥

ભાવાર્થ—ક્રૂર કર્મવાળા જે નિર્દય મનુષ્યોએ હિંસાનો ઉપદેશ આપનાર શાસ્ત્ર રચ્યુ છે, નાસ્તિકોથી પણ અતિ નાસ્તિક તે બિચારા કઇ નરકમા જશે ? તે જ્ઞાની જાણે

## ઉપસંહાર.

સજ્જનો ! સર્વ જીવો જીવવાની ઇચ્છા રાખે છે મરવાને કોઈ ચાહતુ નથી, માટે અવાચક નિર્દોષ પ્રાણીઓ પર કરુણાભાવ લાવી શાન્તિ–અહિંસાના ઉપદેશમા જ સર્વ કોઈ નિરતર ઉદ્યમશીલ થાઓ એવી આપ પ્રત્યે પ્રાર્થના છે આપ પણ ઇષ્ટ દેવ પાસે એ જ અભ્યર્થના કરો કે જગતના તમામ જીવો પ્રત્યે આપને કરુણાભાવ ઉત્પન્ન થાય અને તે દ્વારા સર્વત્ર અહિંસા–દેવીનો વિજય વાવટો ફરકે, એવી આપને સન્મતિ થાઓ

મીમાંસક દર્શનની મુખ્ય મુખ્ય માન્યતાઓની સમાલોચના કરવામા આવી એ ઉપરથી જણાય છે કે–મીમાંસક દર્શન પણ ધર્માર્થી લોકોને હેય છે, કારણ કે એમા ખાસ સારભૂત તત્ત્વ જોવામા આવતુ નથી એથી મીમાંસક દર્શનની વિશેષ મીમાંસા ન કરતા અત્ર વિરમવામા આવે છે

પ્રસ્તાવ ૧૫ મો સમાપ્ત

ॐ अर्हम् ।

नमो नम श्रीप्रभुधर्मसूरये ।

# तत्त्वाख्यान

## પ્રસ્તાવ ૧૬ મો

### જૈનદર્શન.

પૂર્વના પંદર પ્રસ્તાવમા છ દર્શન પૈકી પાચ દર્શનના આચારો, અભિમત તત્ત્વો અને તેઓના મન્તવ્ય મુખ્ય મુખ્ય પદાર્થોની ઉપર સમાલોચના પણ કરવામા આવી છે

હવે ક્રમપ્રાપ્ત જૈનદર્શનના આચારનુ પ્રતિપાદન કરવામા આવે છે

### જૈનદર્શનના આચારો.

જૈનદર્શનમા આચારના બે ભાગો પાડવામા આવ્યા છે એક ગૃહસ્થનો આચાર અને બીજો ત્યાગી મહાત્માઓનો આચાર તેમા પણ ગૃહસ્થના આચારના બે ભેદો છે. એક માર્ગાનુસારી નૈતિક આચાર અને બીજો શ્રાવકધર્મમાં આરૂઢ થયેલાનો આચાર જૈનદર્શનમા ગૃહસ્થપદથી શ્રાવક

અને શ્રાવિકા સમજવાનુ છે, અને ત્યાગીપદથી સાધુ-સાધ્વી સમજવાનુ છે શ્રાવક-શ્રાવિકાનો આચાર તે ગૃહસ્થનો આચાર કહેવાય અને સાધુ-સાધ્વીનો આચાર તે ત્યાગીનો આચાર કહેવાય આ બન્નેમા પણ પ્રથમ ગૃહસ્થના માર્ગાનુસારી નૈતિક આચારનુ નિરૂપણ કરવામા આવે છે

## માર્ગાનુસારી નૈતિક આચાર.

મદ્ય, માસ, કર્માદાન વિગેરે વ્યાપારનો ત્યાગ કરી તથા સ્વામીનો દ્રોહ, મિત્રનો દ્રોહ, વિશ્વાસુને પ્રતારણ, અને ચોરી વિગેરે ધંધાનો ત્યાગ કરી પોતપોતાની કુલપરપરાથી આવેલ શુદ્ધ રોજગારદ્વારા ધનનુ ઉપાર્જન કરવુ તે જ ન્યાયાગત દ્રવ્ય કહેવાય અને તેવા પ્રકારના ન્યાયથી ઉપાર્જન કરેલુ ધન આ લોકમા અને પરલોકમા કેવી રીતે કલ્યાણના હેતુભૂત થઇ શકે છે તેનુ સ્પષ્ટીકરણ લગાર કરવામા આવે છે અને પ્રસગોપાત્ત અન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્ય ઉપર લોકોને શકાનો અવસર કેવી રીતે મળે છે તે સમજાવવુ પણ અસ્થાને ગણાશે નહિ

અનીતિના ધન ઉપર લોકોને બે પ્રકારની શકાનો અવકાશ રહે છે જે સમયે ભોક્તા અનીતિના દ્રવ્યનો ઉપયોગ કરતો હોય ત્યારે તે તરફ લોકોનો દૃષ્ટિપાત જરૂર થાય, કે આ વ્યક્તિ પાસે પ્રથમ એક દમડી પણ ન હતી અને હમણા આટલુ ધન ક્યાથી આવ્યુ ? માટે જરૂર બીજાને ઠગીને અથવા તો ચોરી વિગેરે નિન્દનીય કાર્ય કરીને લાવેલો હોવો જોઇએ-આવા પ્રકારની શકા પ્રથમ ભોક્તાની ઉપર આવી

શકે છે અને તેવા પ્રકારના ધનને દેખી લોકોનો ધન ઉપર પણ જરૂર દૃષ્ટિપાત થાય, કે બીજાને ઠગીને આ દુષ્ટ કેવી રીતે ધનનો ઉપયોગ કરે છે–આ શકા ધનને જોઇ ઉત્પન્ન થાય છે

આ બનેમાથી કોઇ પણ શકાનો અવસર ન્યાયથી ઉપાર્જન કરેલ ધનવાળા ઉપર આવવાનો સભવ રહેતો નથી. ઉલટી લોકમા તેની તારીફ થાય છે, કે આ મનુષ્ય કેવો નીતિવાળો છે, વાહ ધન્ય છે એવી રીતે લોકોની સ્તુતિનો પાત્ર થાય છે.

પૂર્વોક્ત નીતિથી ઉપાર્જન કરેલ દ્રવ્યનો ઉત્તમ ગુણુવાળા અને પવિત્ર આચારવાળા સાધુ મહાત્માઓને અન્નપાન, વસ્ત્ર, પાત્ર, વસતિ, ઔષધ વિગેરે પ્રદાનદ્વારા તથા દીન, અનાથ, દુખી, રોગી, અપગ વિગેરેને ઉચિત પ્રદાનદ્વારા સદુપયોગ કરવાથી આ લોકમા યશ, કીર્તિ, પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે અને નિષ્કામનાથી આપેલુ હોવાથી આપનાર પરલોકમા મોટા કલ્યાણનો ભાગી થાય છે, અન્યાયનુ દ્રવ્ય તો અહિત સિવાય બીજુ કાઇ પણ કરી શકે તેમ નથી, માટે ન્યાય જ અર્થની પ્રાપ્તિમા પરમ ઉપાય છે જેમ તળાવની અદર દેડકા વિગેરેને બોલાવવાની જરૂર પડતી નથી તેમ ન્યાયશીલ પુરૂષને લક્ષ્મીનુ આમંત્રણ કરવાની કાઇ પણ જરૂર રહેતી નથી

[1]કિચ, ધર્મબિન્દુ વિગેરે શાસ્ત્રોકત ન્યાયથી વ્યાપાર કરવાવાળાને ધનની પ્રાપ્તિમાં પ્રતિબન્ધરૂપ લાભાન્તરાય

કર્મનો નાશ થવાથી ઉત્તર કાલમા યથેષ્ટ ધનની પ્રાપ્તિ થાયછે જેટલે અ શે ન્યાયમા સ્ખલના થાય તેટલે અ શે ધનની પ્રાપ્તિમા પણ સ્ખલના સમજવી શુદ્ધ અન્ત કરણ પૂર્વક જો બરાબર રીતે ન્યાયની પાલના કરવામાં આવે તો હું નથી ધારી શકતો કે તેને ધનની પ્રાપ્તિમા અડચણ આવી શકે માટે ન્યાયથી ધન પ્રાપ્ત કરવુ એ ગૃહસ્થનો પ્રથમ આચાર છે

## ગૃહસ્થનો વિવાહ સ બન્ધી આચાર

કુળ તથા શીલ વિગેરે આપસમા સરખા હોય અને ગોત્ર ભિ ન હોય તથા બીજો પણ કોઇ જાતનો વિરોધ ન આવતો હોય તેવા સ્થલમા ગૃહસ્થને વિવાહ કરવાનો આચાર છે આ સ બન્ધી કઇક વિશેષ સ્પષ્ટીકરણ કરવામા આવે છે

પિતા, પિતામહ, પ્રપિતામહ, વિગેરે પૂર્વપુરૂષોના વ શને કુળ કહેવામા આવે છે, તે કુળો બ નેના સરખા હોવા જોઇએ પતિ ઉત્તમ કુળનો હોય અને સ્ત્રી અધમ કુળની હોય તથા સ્ત્રી ઉત્તમ કુળની હોય અને પતિ અધમ કુળનો હોય તો વિષમતાને લઇને આપસમા ઝગડો થવાનો પ્રસ ગ આવવાથી તેવા દ પતી દ્વારા ધર્મ ની આરાધના થઇ શકતી નથી, માટે કુળ સરખા હોવાનો ખ્યાલ જરૂર રાખવો જોઇએ

શીલ શબ્દના આચાર અને બ્રહ્મચર્ય એ બ ને અર્થો થાય છે તે શીલ પણ સરખુ હોવુ જોઇએ, કારણ કે પતિ મદ્ય, માસ રાત્રિભોજન, અભક્ષ્યભક્ષણ, પરસ્ત્રીગમન વિગેરે નિન્દનીય

કાર્ય કરવાવાળો હોય અને સ્ત્રી પરમપવિત્ર આચારવાળી હોય તો પછી તેવા દંપતીને સીતા મહાદેવની માફક આખી જીંદગી પર્યંત કેવી રીતે આપસમા નિર્વાહ કરવો એ વાત વિચારણીય છે તેમજ સ્ત્રી પૂર્વોક્ત ખરાબ આચારવાળી હોય અને પુરૂષ સદાચારવાળો હોય તોપણ આપસમા પ્રેમભાવ જ ટકી શકે નહિ ત્યારે ગૃહસ્થપણુ તો સચવાય જ કયાથી? અને તે સિવાય ધર્મની તો સંભાવના પણ કેવી રીતે હોઇ શકે? માટે આચાર પણ સરખો હોવો જોઇએ તેમજ વૈભવ, પહેરવેષ, ભાષા વિગેરે પણ સરખુ હોવુ જોઇએ જો વૈભવ સરખો ન હોય તો કન્યા પોતાના પિતાના અધિક વૈભવના અભિમાનથી અલ્પવૈભવવાળા અને દેવતુલ્ય પોતાના પ્રાણપ્રિય પતિનુ અપમાન કરવામા પણ લગારમાત્ર સંકોચ કરે નહિ અને પતિ જો અધિક વૈભવવાળો હોય તો તેના અભિમાનથી અલ્પવૈભવવાળી ગરીબની કન્યાને નિરન્તર તિરસ્કારની લાગણીએ જોવામા લગાર માત્ર વિચાર કરે નહિ માટે વૈભવ પણ બંનેનો સરખો હોવો જોઇએ અર્થાત્ યા તો બંને સારા વૈભવવાળા હોય અથવા તો બંને ગરીબ હોય અથવા બંને મધ્યમ હોવા જોઇએ, પરન્તુ વિષમતા તો ન હોવી જોઇએ તેવી રીતે વેષ, ભાષા વિગેરેમા પણ સમજવુ પ્રસિદ્ધ પુરૂષની પરંપરાથી ચાલ્યો આવતો જે વંશ તે ગોત્ર કહેવાય છે, તે કન્યા અને વરનુ એક ન હોવુ જોઇએ—અર્થાત્ ભિન્ન હોવુ જોઇએ

ભાવાર્થ—જે કુટુંબ સાથે આપસમા સંબન્ધ કરવો હોય તે વર અને કન્યાના કુળ, શીલ, વૈભવ, વેષ, ભાષા વિગેરે પરસ્પર

સરખા હોય અને ગોત્ર ભિન્ન હોય તથા પોતાની જાતિવાળાની સાથે, તેમજ જે સ્થાનમા રહેતા હોય તે સ્થાનવાળાની સાથે તથા તે દેશવાસી લોકોની સાથે જો કોઇ પણ વિરોધ ન આવતો હોય તો વિવાહ કરવામા આપસમા કઇ પણ અડચણ નથી

## વિવાહનુ સ્વરૂપ.

સાતાવેદનીય, ચારિત્રમોહનીય—આ બ ને કર્મની ઉ૰યાવસ્થામા અગ્નિ, દેવ અને સાસારિક ગુરૂ વિગેરેની સાક્ષીપૂર્વક એક બીજાના હાથનો મ યોગ કરાવી આચારદિનકર વિગેરે ગ્ર થોમા પ્રતિપાદિત આર્યમ ત્રોના ઉચ્ચારણપૂર્વક જે સ બન્ધ કરવામા આવે તેનુ નામ વિવાહ સમજવુ, કુલીન શુદ્ધસ્રીનો જે લાભ તે વિવાહ કહેવાય તેનુ ફળ નીચે પ્રમાણે સમજવુ.

સારા જાતિવ ત પુત્ર વિગેરે સ તતિનો લાભ, ચિત્તની સ્વસ્થતા, શુદ્ધ રીતે ગૃહકાર્ય ચલાવવુ, પવિત્ર આચારની પાલના કરવી, દેવ, ગુરૂ, અતિથિ, દીન, અનાથ વિગેરેનો યથોચિત સત્કાર કરવો આ તમામ શુદ્ધ વિવાહનુ ફળ સમજવુ

## સ્રીઓને સદાચારવાળી બનાવવાનો ઉપાય

ગૃહકાર્યનો તમામ ભાર વિશ્વાસ રાખી તેણીને અર્પણ કરવો ઉચિત સ્થાને વાપરવા માટે પરિમિત ધન તેને આપવુ, પરન્તુ વિશેષ રૂપથી ખરચવા માટે ધનની છૂટ આપવી નહિ અઘટિત સ્વત ત્રતા પણ આપવી નહિ, અને સ્રી પોતાની,

મર્યાદાનુ ઉલ્લઘન ન કરે તે પણ ખાસ ખ્યાલમા રાખવુ આ નિયમો સ્ત્રીને સદાચારવાળી બનાવવા માટે પ્રદર્શિત કરવામાં આવ્યા છે પરસ્ત્રીથી બચવા માટે જ વિવાહનો ગૃહસ્થને અધિકાર છે વિવાહિત ડાહ્યો મનુષ્ય તો વમનકરેલા ભોજનની માફક પરસ્ત્રીની ઉપર લગાર માત્ર દૃષ્ટિ આપેજ નહિ, તેમજ માર્ગાનુસારી સજ્જન મહાશય કૂતરાની ચાટ જેવી વેશ્યા ઉપર પણ લક્ષ્ય આપે નહિ જો વેશ્યાના ઉપર આસક્તથવાની ખાતર દ્રવ્યનુ પ્રદાન કરે તો લોકમા દુર્ભાગીની છાપ પડે, અને જો તેને ઉપભોગ માટે સારી સારી ચીજો આપે તો તે બીજાને પણ ઉપભોગ માટે હોવાથી આપવી નિરર્થક છે, તેણીમા વધારે આસકિત રાખવાથી કોઇ સમયે પરાભવનો પણ પ્રસગ આવી જાય, અથવા મૃત્યુનો પણ અકસ્માત્ પ્રસગ આવી જાય. ગમે તેટલો તેનો ઉપકાર કરો તોપણ તે કદાપિ પોતાની થવાની નહિ, અને તેની સાથે ઘણા કાલનો સબધ હોવા છતા પણ જો તેનો ત્યાગ કરવામા આવે તો બીજાની સાથે ગમન કરવામા લગાર માત્ર મનમા અચકાય નહિ એ તો કેવળ ધનની સાથેજ સબન્ધ ધરાવવાવાળી છે, નહિ કે તમારા રૂપ રગની સાથે માટે કહો કોઇ પણ રીતે વેશ્યાગમન ઉચિત ગણાય તેમ છે ખરૂ ?

## શિષ્ટાચાર

લોકોના અપવાદથી ડરતા રહેવુ, દીનના ઉદ્ધાર માટે પ્રયત્નશીલ થવુ, કૃતજ્ઞપણું બરાબર જાળવી રાખવું, દાક્ષિણ્યતા

ઉપર લક્ષ્ય આપવુ, નિર્લજ્જતાનો ત્યાગ કરવો, કોઇની પણ નિન્દા કરવી નહિ, સાધુપુરૂષોનુ નિરંતર ગુણગાન કરવુ આપત્તિમા પણ કદાપિ દીનતા દાખવી નહિ, સંપત્તિસમયે અભિમાન ધારણ કરવું નહિ, નમ્રતાને મુખ્ય સ્થાન આપવું ઉચિત સમયે સમયોચિત બોલવુ, અસત્યને અવકાશ આપવો નહિ વાસ્તવિક કાર્ય કરવા જે પ્રતિજ્ઞા ધારણ કરી હોય તેનુ બરાબર પાલન કરવુ, શુદ્ધ કુળાચારનો ખ્યાલ નિરંતર રાખવો, જયા આપણને કોઇ પ્રકારનો લાભ જોવામા ન આવે તેવા સ્થાનમા નકામો ધનનો વ્યય કરવો નહિ, પ્રમાદનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો લાભાલાભનો વિચાર કરી લૌકિક આચાર ઉપર સમયોચિત ધ્યાન આપવું–પણ ધર્મબુદ્ધિથી નહિ, ઔચિત્ય ગુણને કોઇપણ સ્થળે કચેો કરતા છોડવો નહિ, કારણ કે તે હરેકમા પ્રધાન ગુણ છે, કંઠે પ્રાણ આવે તો પણ નિન્દનીય કાર્યમા પ્રવૃત્તિ કરવી નહિ

કામ, ક્રોધ, લોભ, માન, મદ, હર્ષ—આ ૭ આન્તરિક શત્રુને જીતવાનો ઉદ્યમ કરવો તેનુ વિવેચન—બીજાએ ગ્રહણ કરેલી અથવા નહિ પરણેલી સ્ત્રી ઉપર જે દુષ્ટ વિચાર તે કામ કહેવાય સ્વપરના નુકસાનનો વિચાર કર્યા સિવાય કોપ કરવો તે ક્રોધ કહેવાય દાન દેવાને યોગ્ય હોય તો પણ પોતાના ધનનો સદુપયોગ ન કરવો અને કારણ સિવાય પણ બીજાના ધનને ગ્રહણ કરવાની ઇચ્છા કરવી તે લોભ કહેવાય દુષ્ટ અભિનિવેશને ન છોડવો અથવા યુક્તિયુક્ત વાત હોય તો પણ પોતાના આગ્રહથી ન સ્વીકારવી તે માન કહેવાય બીજા ઉપર

આક્રમણ કરવુ તે મદ કહેવાય કારણ સિવાય બીજાને દુ ખ ઉપજાવીને અથવા જુગાર વિગેરે અનર્થનો આશ્રય કરી મનમાં રાજી થવુ તે હર્ષ કહેવાય

ધર્મ પૂર્વક અર્થદ્વારા આવેલા જે શબ્દાદિ વિષયો તેમા આસક્તિ રાખ્યા સિવાય ઉપભોગ કરવો આ તમામ આચાર શિષ્ટ લોકોએ આચરેલ હોવાથી માર્ગાનુસારી મનુષ્યોને જરૂર આચરવા લાયક છે

ગૃહ સંપાદન કરવાનો આચાર

જે સ્થાનમા, જે દેશમા રહેવાથી પોતાના રાજ્ય તરફથી અથવા બીજા રાજ્ય તરફથી ભયનો પ્રસગ આવતો હોય, દુભિક્ષ, મહામારી વિગેરે ઉપદ્રવો થતા હોય તો તેવા સ્થાનનો ત્યાગ કરી ગૃહસ્થે પોતાના ધર્મ, અર્થ, કામરૂપ ત્રિવર્ગમા બાધા ન આવે તેવા સ્થાનમા રહેવુ

જે પૃથ્વી ઉપર દૂર્વાના અકુરો ઘણા થતા હોય—દર્ભનો સમૂહ પેદા થતો હોય, માટી પણ સારા વર્ણ, ગન્ધ, રસવાળી હોય, પાણી પણ જ્યા સ્વાદિષ્ટ હોય અને કોઇ જાતનો વેધ પણ ન આવતો હોય તેવા સુલક્ષણવાળા સ્થાનમા ગૃહ બનાવવાનો ગૃહસ્થને અધિકાર છે તે ઘર પણ અત્યન્ત પ્રકટ સ્થાનમા નહિ તેમજ ખરાબ પાડોશીવાળા સ્થાનમા પણ નહિ અત્યન્ત પ્રકટ—એકાન્તમા એકલુ બનાવવાથી ચોર વિગેરે દુષ્ટ પુરૂષોનો ઉપદ્રવ થવાનો પ્રસગ આવવાને લીધે મનમા શાન્તિ બીલકુલ રહી શકે નહિ. પાડોશી

ખરાબ હોવાથી તેના સહવાસમા આવતા બાળકોની બુદ્ધિ બગડતા વાર લાગે નહિ, માટે પાડોશી પણ સારા હોવા જોઇએ તેમ એક બીજાની સાથે અત્યન્ત લગોલગ પણ બનાવવા નહિ, કારણ કે તેવા સ્થાનમા અગ્નિ વિગેરેના ઉપદ્રવની પણ જરૂર સ ભાવના થઇ શકે છે તથા દરિદ્રના ઘરની સાથે પોતાનુ ઘર સ બદ્ધ હોવાથી ઘરની શોભા પણ ચાલી જાય માટે અત્યન્ત ગુપ્ત ઘર બનાવવુ નહિ તથા જવા આવવાના દરવાજા પણ અનેક રાખવા નહિ, કિન્તુ પરિમિત રાખવા, કારણ કે તેમ નહિ કરવાથી દુષ્ટ લોકો તરફથી અનેક જાતના ઉપદ્રવ થવાનો પ્રસ ગ આવવાનો ઉપર્યુક્ત ગુણવાળુ ઘર બનાવવાથી પોતાનુ મન સર્વદા શાન્તિમા રહેવાથી ધર્મ કરવામા ઉત્સાહિત થાય છે માટે ગુણવાળુ ઘર બનાવવુ એ પણ ગૃહસ્થનો આચાર છે.

## વેષ અને ધનના વ્યયનો વિચાર.

જેવુ પાસે ધન હોય, જેવી અવસ્થા હોય, જેવુ નિવાસ સ્થાન હોય તેને યોગ્ય ગૃહસ્થોએ વેષ ધારણ કરવો એથી વિરુદ્ધવેષ કરવાથી લોકમા નિન્દાપાત્ર અને હાસ્યાસ્પદ બને છે જે ઉચિત રૂપથી પ્રસન્નવેષવાળો હોય તે પુરુષ લોકમા મ ગલમૂર્તિ કહેવાય છે, અને લક્ષ્મીનુ કારણ પણ મ ગલ થઇ શકે [redacted] માટે વેષ પોતાને ઉચિત જ ધારણ કરવો.

તથા જેવા પ્રકારની આવક હોય તેને અનુકૂળ ધનનો વ્યય કરવો, પરન્તુ તેથી વિપરીત રીતે વર્તવુ નહિ ધનના ચાર વિભાગ પાડવા પ્રથમ ભાગ ભ ડારમા સ્થાપન કરવો,

કારણ કે વિપત્તિસમયે તે કામ આવી શકે છે, બીજો ભાગ કુટુંબ પરિવારના ભરણ-પોષણમા લગાડવો. ત્રીજો ભાગ વ્યાપારમા યોજવો અને ચોથો ભાગ ધાર્મિક કાર્યમા લગાડવો. કેટલાક આચાર્યનો એવો અભિપ્રાય છે કે અર્ધભાગ ધર્મમા ખરચવો અને અધો ભાગ જે અવશિષ્ટ રહ્યો તેનો બીજા દરેક મા ઉપયોગ કરવો, કારણ કે ધર્મના પ્રભાવથી મળેલા ધનનો જો ધર્મમા ઉપયોગ કરવામા ન આવે અને બીજા માર્ગમા ઉપયોગ કરવામા આવે તો જેમ પોતાના સ્વામી ઉપર દ્રોહ કરનાર અધમાત્માની શુભ ગતિ થતી નથી, તેમજ જેના પ્રતાપથી ધન મળ્યુ તે ધર્મમા ધનના ઉપયોગ ન કરનાર આ વ્યકિતની પણ અધમાત્માની માફક સારી ગતિ કેવી રીતે થાય તે પણ સહજ સમજી શકાય તેમ છે. માટે જેવી રીતે ધનના વિભાગ પાડવાનો ઉપાય શાસ્ત્રકારે બતાવેલ છે તે પ્રમાણે વિભાગ પાડી તેનો સદુપયોગ કરવો પુલણજીની માફક કુલાઇને આવકથી અધિક પણ ધનનો વ્યય કરવો નહિ, કારણ કે તેમ કરવાથી શરીરમા જેમ રોગ થવાથી ચિન્તા થાય છે, તેમ ધનનો સર્વથા નાશ થવાથી ચિન્તાદ્વારા શરીર સુકાતા દરેક વ્યાવહારિક કાર્યમા અસમર્થ થવાથી વ્યવહારના લોપની સાથ ધર્મનો પણ લોપ થવાનો કોઇ વખત પ્રસંગ આવી જાય માટે ધર્મને ધક્કો પહોચે એવુ કાર્ય કદાપિ કરવુ નહિ વેષ પણ વિત્તને અનુકૂલ રાખવો અને ધનનો વ્યય પણ આવકને અનુકૂલ કરવો. આ પણ ગૃહસ્થનો ખાસ આચાર છે.

## દેશાચારનુ વિવેચન.

જે જે દેશમા રહેવુ હોય તે તે દેશના ધર્મમા બાધ ન પહોચે તેવા પ્રસિદ્ધ આચારોનુ પણ બરાબર પરિપાલન કરવુ જો તે દેશના પ્રસિદ્ધ આચારોનુ ઉલ્લઘન કરવામા આવે તો ત્યાના રહેવાસી લોકોની સાથ વિરોધ થાય અને તેમ થવાથી કોઇ વખતે ધર્મમા પણ હાનિ ઉત્પન્ન થાય માટે દેશાચારનુ પાલન કરવુ તે પણ ગૃહસ્થનો આચાર છે

## અવર્ણવાદનો ત્યાગ

કોઇ પણ મનુષ્યના અપ્રસિદ્ધ અપવાદો હોય તેને કદાપિ પ્રસિદ્ધિમા લાવવા નહિ તેમા પણ રાજા, મત્રી, પુરોહિત, રાજગુરૂ અને જેને બહુ લોકો માનતા હોય તેવા વ્યક્તિનો તો અવર્ણવાદ બીલકુલ બોલવો નહિ, કારણ કે તેમા ધાર્મિકદષ્ટિયે અને વ્યાવહારિકદષ્ટિયે નુકસાન જરૂર રહેલુ છે માટે કોઇનો અવર્ણવાદ ન બોલવો તે પણ ગૃહસ્થનો આચાર છે ખરાબ આચારવાળાનો સગ કદાપિ કરવો નહિ, સમાગમ હમેશા સદાચારવાળા મત મહાત્માઓનો જ કરવો, તેથી ઉભય લોકમા ફાયદો થાય છે આ જન્મ પણ સુધરે અને પરલોક પણ સુધરે

## માતાપિતાની ભક્તિનો આચાર.

માતા, પિતા, કુલાચાર્ય, કુટુબમા જે જ્ઞાનવૃદ્ધ વય વયોવૃદ્ધ હોય અને જે ધર્મોપદેશક હોય તે તમામને ત્રિકાલવદ

કરી તે દ્વારા વિનીતપણુ સ પાદન કરવુ તેઓનુ સન્માન કેવી રીતે કરવુ તે પણ બતાવવામા આવે છે માતા, પિતા વિગેરે વડિલ લોકો આવતા હોય તો તેને દેખીને ઉભા થવુ તેની સન્મુખ જવુ, તેઓને નિરન્તર સુખશાન્તિના સમાચાર પૂછવા, તેમની પાસે શાન્ત ચિત્તથી બેસવુ અને જે સ્થાન અયોગ્ય હોય ત્યા તેમનુ નામ લેવુ નહિ તેમ તેઓની નિન્દા પણ કદાપિ સાભળવી નહિ

હવે ખાસ પુત્રની માતા-પિતા ઉપરની ફરજો સમજાવવામા આવે છે

તેઓ પરલોકમા સુખી થાય તેવી ચાહના પુત્રોએ બરાબર રાખવી દેવપૂજા, વિગેરે સ્તુત્ય કાર્યમા માતા-પિતાને પ્રેરણા કરીને પણ જોડવા-અર્થાત્ માતા-પિતા પોતે જો પરલોક સાધનના કાર્યો કરતા હોય તો તેઓને ઉત્સાહ આપવો અને ન કરતા હોય તો પ્રેરણા કરી કહેવુ જે હવેથી આપ ઘર તથા કુટુબ સબન્ધી ચિન્તા છોડી નિરતર ધર્મકાર્યમા મન લગાવો એવી અમારી વિનતી છે તમોએ અમારે માટે ઘણુ કર્યુ, તમારો મોટો ઉપકાર છે, હવે અમારી પણ ફરજ છે કે તમોને વ્યાવહારિક ખટપટોથી દૂર રાખવા તથા આ લોક અ-થવા પરલોક સબન્ધી દરેક કાર્ય માતા-પિતાની આજ્ઞાપૂર્વક કરવુ કોઇ પણ ઉત્તમ નવીન ચીજ આવી હોય તો પ્રથમ માતા-પિતાને અર્પણ કરવી તેઓએ ઉપભોગ કર્યા બાદ પોતે તેનો ઉપભોગ કરવો, પરન્તુ તેનો પ્રથમ ઉપ-

ભોગ કરવો નહિ પોતાને અથવા બીજાને દુ ખ ન થાય તેવી પ્રવૃત્તિ કરવી.

માતા, પિતા, પતિવ્રતા ભાર્યા અને પોતાના નિર્વાહમા અસમર્થ એવા પુત્ર વિગેરેનુ ભરણ–પોષણ જરૂર કરવુ જો તેમ કરવામાં ન આવે તો લોકમા નિન્દા અને ધર્મની હાનિ થાય, માટે ભરણ–પોષણ કરવા લાયકનુ ભરણ–પોષણ જરૂર કરવુ અને તેઓને નકામા બેસારી ન મૂકતા ઉચિત કાર્યમા જોડવા એમ ન થવાથી આળસુ પ્રમાદી બની ખરાબ વ્યસનમા લુબ્ધ થઇ જાય તથા ભર્તવ્ય લોકોના ધર્મ, અર્થ, અને કામ વિગેરેમા બરાબર લક્ષ્ય આપવુ અનર્થથી તેઓને બચાવવા કોશીશ કરવી આવી રીતે માત-પિતા વિગેરેની ભક્તિ કરવી અને ભર્તવ્યનુ પોષણ કરવુ એ પણ ગૃહસ્થનો આચાર છે તથા વીતરાગ સર્વજ્ઞ દેવની નિર્મળ ભાવથી પૂજા, સ્તુતિ કરવી ધર્મગુરૂ પાસે જઇ નિરતર ધર્મનુ શ્રવણ કરી તેને અનુકૂલ વર્તવુ એ પણ ખાસ કર્તવ્ય ભૂલવા જેવુ નથી

## ભોજન કરવાનો આચાર.

પ્રકૃતિને અનુકૂલ ઉચિત કાલમા, પ્રકાશવાળા સ્થાનમાં બેસી ભોજન કરવુ, પરન્તુ ખુલ્લા આકાશમા બેસીને નહિ તેમા પણ ખાવામા ઘણી લોલુપતા રાખવી નહિ એક બે કોળીઆ ઓછુ ભોજન કરવુ લોલુપતાનોલઇને જો કદાચ પ્રમાણથી અધિક ભોજન કરવામા આવે તો ઉલટી, ઝાડા, અજીરણ, મૃત્યુ વિગેરેને આધીન થવુ પડે તેમા અજીર્ણના

ચાર ભેદ છે જે ઝાડે નરમ આવે અને ખાટી છાસના જેવી ઝાડામાથી દુર્ગન્ધ આવતી હોય તો તેનુ નામ આમ અજીર્ણ સમજવુ ઝાડાની અદર જો ખરાબ ધુમાડા જેવી ગન્ધ આવે તો તે વિદગ્ધ નામનુ અજીર્ણ સમજવુ શરીર ભાગતુ હોય, શરીરમા ત્રોડ થતી હોય, શરીર સુ થાતુ હોય, કલતર થતી હોય તો તે વિષ્ટબ્ધ નામનુ અજીર્ણ સમજવુ શરીર અકડાઇ જાય, શિથિલ થાય તેને રસશેષ નામનુ અજીર્ણ સમજવુ સામાન્ય રીતે અજીર્ણને ઓળખવાના છ પ્રકાર છે મલ અને વાયુની અદર દરરોજની અપેક્ષાએ વિલક્ષણ ગન્ધ આવતી હોય, ઝાડામા પણ દરરોજ કરતા લક્ષાવત માલૂમ પડતો હોય, શરીર ભારે ભારે રહ્યા કરતુ હોય, ખાવા ઉપર રૂચિ ન થતી હોય, ઓડકાર પણ ખરાબ આવતા હોય તો અજીર્ણ સમજવુ તેવુ અજીર્ણ જ્યારે માલૂમ પડે ત્યારે ભોજનનો ત્યાગ કરવો ભોજન બરાબર ચાવીને કરવુ જો શરીર સારૂ હોય તો તે દ્વારા ધર્મ પણ થઇ શકે છે નિયમિત રીતે વિધિપૂર્વક ભોજન કરવાથી શરીર સારૂ રહે છે માટે ભોજન સબન્ધી આચાર પણ ગહસ્થને બરાબર ધ્યાનમા રાખવા લાયક છે

બળનો નાશ થતો જોવામા આવે તો અત્યન્ત પરિશ્રમનો ત્યાગ કરી પ્રકૃતિને અનુકૂલ ભોજન કરી ધીમે ધીમે બળ સપાદન કરવા માટે પ્રયત્ન કરવો વ્યવહાર પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ જોઇ લોકોને અનુકૂલ રાખવો બીજાને દુખ ઉપજે તેવો વ્યવહાર રાખવો નહિ તથા યોગ્ય સ્થળે ઉચિત પરિચય

રાખવો, પરન્તુ મર્યાદાને ઓળંગીને ઘણા પરિચયમાં આવવું નહિ, કારણ કે તેથી અવજ્ઞા થવાનો સંભવ રહે છે તથા ધાર્મિક સદાચારવાળા અને જે જ્ઞાનથી વૃદ્ધ હોય તેમની ઉચિત સેવા કરવી, કારણ કે તે દ્વારા સારો ઉપદેશ મળે, તેઓનું દર્શન પણ થાય અને ઘટિત સ્થાનમાં વિનય કરવાનું શિક્ષણ પણ મળે માટે ગૃહસ્થોએ આ આચાર ભૂલવા જેવો નથી

## ત્રિવર્ગ સાધવાનો આચાર

જે દ્વારા દેવગતિ વિગેરે સારી ગતિ મળે અને છેટવ મોક્ષ પણ મળે તે ધર્મ કહેવાય જેથી દરેક પ્રયોજનની સિદ્ધિ થાય તે અર્થ કહેવાય જે દ્વારા ઇંદ્રિયોને પ્રીતિ ઉત્પન્ન થાય તે કામ કહેવાય આ ત્રણ વર્ગનું એક બીજામાં બાધા ન પહોંચે તેવી રીતે સેવન કરવું તેમાં પણ ધર્મ, અર્થને છોડીને એકલા કામનું જો સેવન કરવામાં આવે તો જંગલના ઉન્મત્ત હાથીની માફક કેવલ આપત્તિના ભાગી થવાનો પ્રસંગ આવે માટે ધર્મ, અર્થમાં બાધા ન થાય તેવી રીતે વર્તવું ધર્મનું ઉલ્લંઘન કરી જો કેવલ અર્થનું ઉપાર્જન કરવામાં આવે તો હાથીને મારવાવાળા સિંહની માફક કેવલ પાપના જ ભાગી થવાનો પ્રસંગ આવે, માટે ગૃહસ્થે અર્થની માફક ધર્મનું પણ પરિપાલન બરાબર કરવું તથા અર્થ અને કામને છોડી ધર્મનું જ જો સેવન કરવું હોય તો ગૃહસ્થપણું છોડીને સાધુ થવું જ ઘણું શ્રેષ્ઠ છે, એકલા ધર્મનું જ સેવન ગૃહસ્થથી થઈ શકે નહિ આથી એ ભાવ

નીપજ્યો કે ત્રણે વર્ગનું એક બીજામા બાધા ન આવે તેવી રીતે સેવન કરવુ તેમા પણ ધર્મને બાધા આવે તેવુ કદાપિ કરવું નહિ, કારણ કે તે સિવાય આગળ કલ્યાણ વન્ધ્યાપુત્ર જેવું થઇ પડે દરેક કાર્ય પોતાની શકિત જોઇને કરવુ બલાબલ ઉપર જરૂર ધ્યાન આપવુ જોઇએ અને ત્રિવર્ગની વૃદ્ધિ માટે બરાબર પ્રયત્ન કરવો જે સમયે જે કાર્ય યોગ્ય લાગે તેનો વિચાર કરી તેમાં પ્રવૃત્તિ-નિવૃત્તિને અવકાશ આપવો જે શાસ્ત્રમા વીતરાગપ્રરૂપિત ધર્મનુ પ્રતિપાદન સારી રીતે કર વામા આવ્યુ હોય તે શાસ્ત્રનુ નિરંતર શ્રવણ કરવુ પોતાના સન્માન કે બીજાના અપમાનની ખાતર પણ નીતિના માર્ગને ઓળગવો નહિ આ ત્રણ વર્ગનુ પાલન કરવું એ પણ ગૃહસ્થનો મુખ્ય આચાર છે

## બુદ્ધિના ગુણોનું નિરૂપણ.

શ્રવણ કરવાની ઇચ્છા તે શુશ્રૂષા, શાસ્ત્રનુ શ્રવણ કરવુ તે શ્રવણ, તેને ધારણ કરવુ તે ધારણા, જેમા સશય, વિપર્યય વિગેરે ન હોય તે વિજ્ઞાન, જોયેલા પદાર્થોનુ આલબન લઇ તેવા બીજા પદાર્થોમા વ્યાપ્તિપૂર્વક તર્ક કરવો તે ઊહ, યુક્તિ અને પ્રમાણથી વિરુદ્ધ જેમા હિંસા થાય તેના પાપના કાર્યથી નિવૃત્ત થવુ તે અપોહ અને તર્ક-પ્રમાણદ્વારા નિર્ણીત પદાર્થના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહેવામા આવે છે બુદ્ધિના આ આઠ ગુણોને મેળવવા દરેક ગૃહસ્થે પ્રયત્ન કરવો એ પણ ગૃહસ્થનો આચાર છે ઉત્તમ ગૃહસ્થોને નીચેના કાર્યો પણ કરવા લાયક છે.

રાખવો, પરન્તુ મર્યાદાને ઓળંગીને ઘણા પરિચયમા આવવુ નહિ, કારણુ કે તેથી અવજ્ઞા થવાનો સંભવ રહે છે તથા ધાર્મિક સદાચારવાળા અને જે જ્ઞાનથી વૃદ્ધ હોય તેમની ઉચિત સેવા કરવી, કારણ કે તે દ્વારા સારો ઉપદેશ મળે, તેઓનુ દર્શન પણ થાય અને ઘટિત સ્થાનમા વિનય કરવાનુ શિક્ષણ પણ મળે માટે ગૃહસ્થોએ આ આચાર ભૂલવા જેવો નથી

## ત્રિવર્ગ સાધવાનો આચાર

જે દ્વારા દેવગતિ વિગેરે સારી ગતિ મળે અને છેટવ મોક્ષ પણ મળે તે ધર્મ કહેવાય જેથી દરેક પ્રયોજન ની સિદ્ધિ થાય તે અર્થ કહેવાય જે દ્વારા ઇંદ્રિયોને પ્રીતિ ઉત્પન્ન થાય તે કામ કહેવાય આ ત્રણ વર્ગનુ એક બીજામા બાધા ન પહોંચે તેવી રીતે સેવન કરવુ તેમા પણ ધર્મ, અર્થ ને છોડીને એકલા કામનુ જો સેવન કરવામા આવે તો જંગલના ઉન્મત્ત હાથીની માફક કેવલ આપત્તિના ભાગી થવાનો પ્રસંગ આવે માટે ધર્મ, અર્થમા બાધા ન થાય તેવી રીતે વર્તવુ ધર્મનુ ઉલ્લંઘન કરી જો કેવલ અર્થનુ ઉપાર્જન કરવામા આવે તો હાથીને મારવાવાળા સિંહ ની માફક કેવલ પાપના જ ભાગી થવાનો પ્રસંગ આવે, માટે ગૃહસ્થે અર્થની માફક ધર્મનુ પણ પરિપાલન બરાબર કરવુ તથા અર્થ અને કામને છોડી ધર્મનુ જ જો સેવન કરવુ હોય તો ગૃહસ્થપણુ છોડીને સાધુ થવુ જ ઘણુ શ્રેષ્ઠ છે, એકલા ધર્મનુજ સેવન ગૃહસ્થથી થઇ શકે નહિ આથી એ ભાવ

નીશ્ચયો કે ત્રણે વર્ગનું એક બીજામાં બાધા ન આવે તેવી રીતે સેવન કરવું તેમાં પણ ધર્મને બાધા આવે તેવું કદાપિ કરવું નહિ, કારણ કે તે સિવાય આગળ કલ્યાણ વન્ધ્યાપુત્ર જેવું થઇ પડે દરેક કાર્ય પોતાની શકિત જોઇને કરવુ બલાબલ ઉપર જરૂર ધ્યાન આપવુ જોઇએ અને ત્રિવર્ગની વૃદ્ધિ માટે બરાબર પ્રયત્ન કરવો જે સમયે જે કાર્ય યોગ્ય લાગે તેનો વિચાર કરી તેમા પ્રવૃત્તિ-નિવૃત્તિને અવકાશ આપવો જે શાસ્ત્રમા વીતરાગપ્રરૂપિત ધર્મનુ પ્રતિપાદન સારી રીતે કરવામા આવ્યું હોય તે શાસ્ત્રનુ નિરંતર શ્રવણ કરવુ. પોતાના સન્માન કે બીજાના અપમાનની ખાતર પણ નીતિના માર્ગને ઓળંગવો નહિ આ ત્રણ વર્ગનુ પાલન કરવું એ પણ ગૃહસ્થનો મુખ્ય આચાર છે

## બુદ્ધિના ગુણોનું નિરૂપણ.

શ્રવણ કરવાની ઇચ્છા તે શુશ્રૂષા, શાસ્ત્રનું શ્રવણ કરવુ તે શ્રહણ, તેને ધારણ કરવુ તે ધારણા, જેમા સંશય, વિપર્યય વિગેરે ન હોય તે વિજ્ઞાન, જોયેલા પદાર્થોનુ આલંબન લઇ તેવા બીજા પદાર્થોમા વ્યાપ્તિપૂર્વક તર્ક કરવો તે ઊહ, યુક્તિ અને પ્રમાણથી વિરુદ્ધ જેમા હિંસા થાય તેવા પાપના કાર્યથી નિવૃત્ત થવું તે અપોહ અને તર્ક-પ્રમાણદ્વારા નિર્ણીત પદાર્થના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહેવામા આવે છે બુદ્ધિના આ આઠ ગુણોને મેળવવા દરેક ગૃહસ્થે પ્રયત્ન કરવો એ પણ ગૃહસ્થનો આચાર છે ઉત્તમ ગૃહસ્થોને નીચેના કાર્યો પણ કરવા લાયક છે.

શુદ્ધ રીતે પાણીને ગળી સખારો જેનો હોય તેમા નાખવો, પાણી પણ ઉચિત રીતે પરિમિત વાપરવુ, નકામુ બગાડવુ નહિ એક બીજાનુ એઠુ પાણી પીવુ નહિ, એઠુ ખાવુ નહિ, રસોડા, પાણીઆરા, ભોજન કરવાના સ્થાનો પ્રકાશવાળા અને શુદ્ધ રાખવા જોઇએ મલીનતાનો સર્વથા ત્યાગ કરવો જોઇએ, કારણ કે તેમા સમૂચ્છિમ જીવો ઉત્પન્ન થાય છે દેવસેવા, પ્રતિક્રમણ સ્વાધ્યાય, સામાયિક, ખાવા પીવા, સૂવા, જંગલ જવા વિગેરે માટે કપડા અલગ રાખવા સ્નાન શુદ્ધ સ્થાનમા પરિમિત પાણીથી દેવપૂજા માટે અને સૂતક વિગેરે કારણે કરવુ અભક્ષ્યનો ત્યાગ કરવો અને ભક્ષ્ય ચીજો પણ ઉપયોગથી વાપરવી પ્રસંગોપાત્ત દરેક ગૃહસ્થનો આ સામાન્ય આચાર પણ બતાવવામા આવ્યો તે ભૂલવા જેવો નથી જ્યાં સુધી જૈનશાસ્ત્રાનુસારી ઉપર્યુક્ત તમામ નૈતિક આચારોનુ પાલન કરવામા ન આવે ત્યા સુધી તે ગૃહસ્થો શ્રાવકના વ્રતરૂપ કલ્પવૃક્ષના ફલનો આસ્વાદ લેવા ભાગ્યશાળી બની શકેજ નહિ, તેમ તે ગૃહસ્થો ધર્મને લાયક પણ થઇ શકે નહિ માટે ધર્મને યોગ્ય થવા માટે દરેક ગૃહસ્થે આ ઉપર્યુક્ત આચાર પાળવાનો છે

સ્થે ચારિત્રમોહનીય કર્મના ઉદયથી શ્રાવકના બાર વ્રત રૂપ વિશેષ આચાર પાળવાને માટે સમર્થ ન હોય, તો પણ તેઓ પાળનાર બીજા ગૃહસ્થને ઘણા સારા માને છે, અને પોતે માર્ગાનુસારી ગૃહસ્થનો સામાન્ય આચાર કે જે પ્રથમ બતાવ્યો છે, તેનુ સમ્યગ્દર્શનની સાથે બરાબર પાલન કરતા હોવાથી તે પણ વિશેષ આચારને પાળનાર છે એમ બરાબર ખ્યાલમા રાખવુ દેવ, ગુરુ અને ધર્મનુ સ્વરૂપ આગળ વિશેષરૂપથી બતાવવામા આવશે, ગૃહસ્થોને જે બાર વ્રતો પાળવાના હોય છે, તે બાર વ્રતોનુ સ્વરૂપ સમજાવવામા આવે છે સ્થૂલપ્રાણાતિપાતવિરતિ, સ્થૂલમૃષાવાદવિરતિ, સ્થૂલઅદત્તાદાનવિરતિ, સ્થૂલમૈથુનવિરતિ, સ્થૂલપરિગ્રહવિરતિ, દિગ્વિરતિ, ભોગોપભોગવિરતિ, અનર્થદંડવિરતિ, સામાયિક, દેશાવકાશિક, પોષધોપવાસ અને અતિથિસંવિભાગ આ બાર વ્રતોના નામો છે

## બાર વ્રતોનુ ટુકે વિવેચન.

૧ વ્રતમા ' સૂક્ષ્મ, બાદર વિગેરે દરેક જીવની સર્વથા દયાનુ પાલન કરૂ ' એવો ઘોર નિયમ તો ગૃહસ્થાવસ્થામા રહીને ગૃહસ્થથી થવો અશક્ય છે એ વાત સહજ સમજી શકાય તેમ છે માટે ગૃહસ્થોને પોતાના દરજ્જા પ્રમાણે મોટી હિંસાથી બચવાનો શાસ્ત્રકારોએ નિયમ બતાવેલ છે હાલે, ચાલે એવા બે ઇન્દ્રિયોવાળાથી લઇને ૫ ચેન્દ્રિયવાળા સુધીના તમામ જીવોને ત્રસ કહેવામા આવે છે પૃથ્વીકાયિક વિગેરે જીવોને સ્થાવર કહેવામાં આવે છે તેમા સ્થાવર જીવોની હિંસાથી

અથવુ ગૃહસ્થોને ઘણું કઠિન છે, કારણ કે ઘર–બાર, ગાડી, વાડી, કુવા, તળાવ અને રસોઇ વિગેરે અનેક કાર્યો કરવાના હોવાથી સ્થાવર જીવોની દયા પાળવી અશક્ય છે, માટે ગૃહસ્થોને ત્રસ જીવોની હિંસા નહિ કરવાનુ વ્રત આપવામા આવે છે ત્રસ જીવોના બે ભેદ છે એક સાપરાધી ત્રસ જીવો અને બીજા નિરપરાધી ત્રસ જીવો તેમાથી સાપરાધી જીવોના અપરાધને માફ કરવો એટલી બધી ઉદારતા ગૃહસ્થથી બનવી ઘણી કઠિન છે, તેથી સાપરાધી ત્રસ જીવોનો પણ ગૃહસ્થને નિયમ આપવામા આવતો નથી કિંચ, ઘર–બાર વિગેરે બનાવવામા પણ અનાભોગ વિગેરે કારણોથી અનેક ત્રસ જીવોનો વધ થવાનો સંભવ હોવાને લીધે સર્વથા ત્રસ જીવની પણ દયા પાળવી ગૃહસ્થને ઘણી કઠિન છે, માટે ‘ નિરપરાધી ત્રસ જીવોને ઇરાદા પૂર્વક મારવાના સંકલ્પથી મારવા નહિ ’ આવા પ્રકારનો નિયમ ગૃહસ્થને આપવામા આવે છે, તે નિયમ ગૃહસ્થોએ બરાબર પાળવાનો છે જો કે તેની અંદર સ્થાવર જીવોની હિંસા નહિ કરવાનો નિયમ આપવામા આવતો નથી તોપણ દયાલુ શ્રાવકે તે જીવો પણ જેટલે અંશે બચે તેટલે અંશે તેને બચાવવાની કોશીશ જરૂર કરવી આ સ્થૂલપ્રાણાતિપાતવિરતિ નામનુ પ્રથમ વ્રત સમજવુ

બીજા વ્રતના સંબન્ધમા—સર્વથા સત્ય બોલવાનુ ગૃહસ્થને અશક્ય હોવાથી અસત્ય નહિ બોલવાનો નિયમ આપવામાં આવે છે તેનુ સ્વરૂપ નીચે પ્રમાણે છે— કન્યા વિગેરે દ્વિપદવાળી વ્યક્તિના સંબન્ધમા, ગાય, ભેંસ,

ઘોડા, હાથી, ઉટ વિગેરે ચાર પગવાળી વ્યક્તિના સબન્ધમાં, તમામ પ્રકારની સ્થાવર મીલ્કતના સબધમા કદાપિ અસત્ય બોલવુ નહિ અને કોઇ પણ વ્યક્તિ પોતાને ત્યા થાપણ મૂકી ગયેલ હોય તેને પચાવી પાડવાની કોશીશ કરવી નહિ, પ્રાણાન્ત સકટમા પણ કોઇની ખોટી સાક્ષી પૂરવી નહિ આની રીતે સ્થૂલ મૃષાવાદ નહિ બોલવાનો ગૃહસ્થને નિયમ આપવામાં આવે છે

ત્રીજા વ્રતના સબન્ધમા—ચોરીથી તદ્દન નહિ બચતાર ગૃહસ્થને કોઇનું ખાતર પાડવું નહિ, કોઇનુ તાળુ વિના હુકમે તોડીને ચીજ ઉઠાવવી નહિ, દાણુ વિગેરે રાજ્ય સબન્ધી ચોરી કરવી નહિ, ઓછુ આપવુ કે વધારે લેવુ આવુ કાર્ય પણ કરવું નહિ રસ્તામા કોઇની પડેલી ચીજને ઉઠાવવી નહિ-ભાવાર્થ કે જે ચોરી કરવાથી રાજાના ગુન્હેગાર થઇને દડને પાત્ર બને અને પ્રજાની દૃષ્ટિએ પણ નિન્દાનો પાત્ર બને તે ચોરીનો સર્વથા ત્યાગ કરવો આ પ્રકારનું ત્રીજુ વ્રત ગૃહસ્થને પાળવાનુ છે.

૪ ચોથા વ્રતના સબન્ધમા—સર્વથા બ્રહ્મચર્ય ગૃહસ્થને ગૃહસ્થાવાસમા રહીને પાળવુ અશક્ય હોવાથી ઉચિત રીતે તેને નીચે પ્રમાણે બ્રહ્મચર્ય પાળવાનો નિયમ સમજાવવામાં આવે છે, પરસ્ત્રીના સર્વથા ત્યાગપૂર્વક પોતાની સ્ત્રીના સબધમાં પણ અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, પચમી વિગેરે તિથિઓમાં સતોષ રાખવો અર્થાત્ પોતાની સ્ત્રીની સાથે પણ એટલા દિવસ બ્રહ્મચર્ય પાળવું—એ ચોથા નિયમનો આશય છે પરસ્ત્રી

ગણદ રી પોતાની સ્ત્રીથી ભિન્ન જે કોઈ સ્ત્રી હોય તે તમામ સમજવાની છે વિધવા, સધવા, કન્યા, વેશ્યા આ ચારેનો પણ પરસ્ત્રીમાજ સમાવેશ કરવામા આવે છે તે પરસ્ત્રીની સાથે પણ કોઈ દોરાના આકારે સ બન્ધ ન કરવાનો અને પોતાની સ્ત્રીની સાથે તિથિવિશેષમા સ તોષ રાખવો એ ચોથા વ્રતનો સાર છે.

પાચમા વ્રતના મ બન્ધમા સર્વથા પરિગ્રહનો ત્યાગ કરવો ગૃહસ્થાશ્રમવાળાને અશક્ય હોવાથી તેનુ પરિમાણ બાધવાનો ગૃહસ્થને નિયમ આપવામા આવે છે, આ નિયમ લેવો ગૃહસ્થને સર્વથા ઉચિત છે, કારણકે તેમ નહિ કરવાથી તૃષ્ણારૂપી ડાળી નાગણી આખી જીદગીની પાયમાલી કરી નાખે છે ધન, ધાન્ય, સોનુ, રૂપુ, ઘર, દુકાન, ઝવેરાત વિગેરે ચીજોનો નિયમ રાખવો, નિયમથી વધારે રાખવુ નહિ કદાચ નિયમથી વધારે ધન વ્યાપાર વિગેરેદ્વારા આવી જાય તો પોતાના સ્વાર્થમા તેનો ઉપયોગ ન કરતા પરમાર્થના કાર્ય માટે તેનો સદ્ઉપયોગ કરવો પરતુ સ તોષ ધારણ કરવા સારૂ વૈભવનો નિયમ જરૂર લેવો નિયમ નહિ લેવાથી અસ તોષી-લોભી જીવો પોતાના આત્માને અધોગતિના ભાગી બનાવે છે માટે આ વ્રત પણ સદ્ગૃહસ્થને જરૂર પાળવાનુ છે

૬ છઠ્ઠા નિયમના સ બન્ધમા— વધતી જતી લોભની ચેષ્ટાને અટકાવવા માટે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ વિગેરે દિશાઓનો પણ નિયમ બાધવો જરૂરનો છે પોતા ની તૃષ્ણાની ખાતર અમુક હદથી બહાર જવુ નહિ

આવી રીતનો દરેક દિશાનો નિયમ રાખવો, આમા પરમાર્થ માટે તો સર્વત્ર છૂટ છે આ પ્રકારનો નિયમ સદ્ગૃહસ્થોએ બરાબર પાળવો જરૂરનો છે

૭ સાતમા નિયમના સબન્ધમા વિશેષ માહિતી-જે વસ્તુ એકજ વાર ભોગમા આવવાથી વિનાશ પામે તેવા અન્ન, પાણી, ફળ, તેલ, અત્તર વિગેરે પદાર્થો ભોગ કહેવાય છે અને જે વારવાર ભોગમા આવે તેવા ઘર બાર, દુકાન, કપડા, ઘરેણા, સ્ત્રી, કુટુબ, ધન-માલ વિગેરે ઉપભોગ કહેવાય છે આ તમામ ભોગ-ઉપભોગનો પણ ઇચ્છાનુસાર નિયમ રાખવો. આ નિયમ પણ ખાસ કરીને લોભની વૃત્તિયો રોકવાની ખાતરજ બે નામાન્તરથી બાધવામા આવ્યો છે મદ્ય, માસ, મધુ, માખણ, અનન્તકાય, અજાણ્યા ફલ, રાત્રિભોજન અને ત્રસ જીવેથી વ્યાપ્ત પાચ જાતના ઉબરાના ફળો-આ તમામનો ત્યાગ પણ આ સાતમા નિયમની અન્તર્ગત છે, અત્યન્ત પાપવૃત્તિવાળા વ્યાપારના ત્યાગનુ ફરમાન પાળવાની ખાતર સાતમો નિયમ પણ ગૃહસ્થોએ આચરવા લાયક છે

૮ મા નિયમના સબન્ધમા-જેમા આપણુ કઇ પણ પ્રયોજન સિદ્ધ ન થતુ હોય અને ખાલી આત્મા પાપથી લિપ્ત થતો હોય તેવા કાર્યો નહિ કરવા એ આઠમા નિયમનો મુખ્ય ઉદ્દેશ છે તેનુ લગાર વિશેષરૂપથી સ્પષ્ટીકરણ કરવામા આવે છે પ્રયોજન સિવાય આર્ત્ત, રૌદ્રધ્યાનને લગતા નકામા વિચારો ન કરવા, તેમજ નકામો આરભ-સમારંભનો ઉપદેશ

પણ ન આપવો અને જે દ્વારા હિંસા થાય તેવા ઉપકરણો પણ વિના પ્રયોજને બીજાને આપવા નહિ, પરન્તુ દાક્ષિણ્ય વિષયમા તેવા ઉપકરણો ન આપવા એવો પ્રતિબન્ધ નથી હાસી, મશ્કરી, ખેલ, તમાસા ચાર વિકથાઓ તથા નકામા ગપાટા વિગેરે વિના પ્રસગે કોઇની સાથે કરવા નહિ આ તમામ આઠમા નિયમનો નિષ્કર્ષ સમજવો આઠમો નિયમ પણ ઉત્તમ ગૃહસ્થોએ જરૂર આચરવા લાયક છે

૯ મા નિયમના સબધમા—આર્ત્ત, રૌદ્રધ્યાનની સામગ્રીના ત્યાગપૂર્વક પાપના વ્યાપારનો ત્યાગ કરી બે ઘડી (૪૮ મિનિટ) સુધી વૈરાગ્યવાસનામા લીન થઇ સમતારૂપી પાણીમા સ્નાન કરી જીવ, અજીવ વિગેરે તત્ત્વોનુ ચિન્તન કરવુ અને તે દ્વારા આશ્રવનો દરવાજો તેટલા સમય પર્યન્ત બન્ધ કરવો અને આત્મા ઉપર લાગેલા પુરાણા કર્મોને હઠાવવાનો પ્રયત્ન કરવો એ નવમા નિયમનો ઉદ્દેશ છે આ નિયમ પણ ધર્મશીલ સદ્ગૃહસ્થોએ કદાપિ ભૂલવા જેવો નથી

૧૦ મા નિયમના સબન્ધમા—છઠ્ઠા નિયમમા કરેલા મોટા પ્રમાણના દિશા સબન્ધી નિયમનો એક દિવસ માટે અથવા અમુક વખત સુધી સક્ષેપ કરવો તે આ નિયમનો અર્થ છે અર્થાત્ અમુક દિવસમા અમુક હદથી લોભવૃત્તિ માટે બહાર જવુ નહિ અથવા દરેક વ્રતમા જે વિશેષ છૂટ રાખેલ છે તેનો અમુક વખત સુધી સકોચ કરવો તે આ નિયમનો પરમાર્થ છે ગ્રુઠસહી, ગઠસહી વિગેરે વિશેષ અભિગ્રહોનો

આ દશમા નિયમમા સમાવેશ થાય છે, માટે આ નિયમ પણ શુદ્ધ શ્રાવકે બરાબર પાળવાનો છે.

૧૧ મા વ્રતના સબન્ધમા-જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે આત્માના મુખ્ય ધર્મોને પ્રકાશમાં લાવવા માટે જે પ્રયત્ન કરવો તે પોષધ નામનુ વ્રત કહેવાય છે આ વા પ્રકારના પોષધમા ઉપવાસ વિગેરે તપસ્યા કરી સાધુની માફક ચાર પહોર અથવા આઠ પહોર પર્યન્ત એક સ્થાનમા રહી ધર્મધ્યાનની ક્રિયામા તત્પર થવુ સાવદ્ય વ્યાપારનો ત્યાગ, તેલ વિગેરેના મર્દનદ્વારા શરીર શોભાવવાની ક્રિયાનો ત્યાગ, બ્રહ્મચર્યની પાલના અને આહારનો સર્વથા ત્યાગ કરે અથવા એકાશન કરે તો પણ ચાલી શકે છે માટે આ નિયમ લીધા બાદ તે દિવસમા શુભ ચિન્તન કરવુ અથવા શાસ્ત્રનુ શ્રવણ કરવુ અગર પોતે વાચવુ આ સિવાય બીજી કઇ પણ સસાર સબન્ધી વાતોમા વખત ગુમાવવો નહિ એ આ નિયમનો મુખ્ય પરમાર્થ છે સાધુપણાની વાનકીનો સ્વાદ લેવા માટે આ નિયમ પણ ગૃહસ્થને જરૂર આચરવાનો છે.

૧૨ મા નિયમના સબન્ધમા-જે મહાત્માઓ સ્વ-પરના આત્માની ઉન્નતિ માટે સાંસારિક તમામ ઉપાધિયોનો ત્યાગ કરી વૈરાગ્યદશાને પ્રાપ્ત કરી કૈવલ મોક્ષ તરફ જ લક્ષ્ય રાખી પ્રવૃત્તિ કરનારા, યતિ, સાધુ, મુમુક્ષુ, ભિક્ષુ વિગેરે ઉપનામોદ ધારણ કરનારા ત્યાગી મહાત્માઓને તેમના આચારમા દૂષણ ન લાગે અને તેમના ચારિત્રમા ઉપકારી થઇ પડે તેવુ શુદ્ધ

અન્ન, પાણી, વસ્ત્ર, પાત્ર, વસતિ વિગેરેનું પ્રદાન કરવું તે આ નિયમનો ભાવાર્થ છે કિંચ, ઉત્તમ આચારવાળા ઉચ્ચકોટિના ગૃહસ્થની પણ પ્રતિપત્તિ કરવી તે પણ આ નિયમવાળાને ઉચિત છે તેનો સમાવેશ પણ આ નિયમમાં થઈ જાય છે ટૂંકમાં આ બાર નિયમનું જે વિવેચન કરવામાં આવેલ છે, તેમાં પ્રથમના પાંચ વ્રતને પાંચ અણુવ્રત એવું નામ આપવામાં આવેલ છે, કારણ કે સાધુમહાત્માઓના પાંચ મહાવ્રતોની અપેક્ષાએ તે અણુ-નાના છે છઠ્ઠો, સાતમો અને આઠમો આ ત્રણ નિયમો પાંચ અણુવ્રતોને ગુણકારક હોવાથી તે ત્રણેને ગુણવ્રત નામ આપવામાં આવેલ છે અને બાકીના ચાર વ્રતો ધાર્મિક અભ્યાસ પાડવામાં શિક્ષારૂપ હોવાથી તેને શિક્ષાવ્રત નામ આપવામાં આવેલ છે જે ગૃહસ્થની જેવી શકિત હોય તેનો વિચાર કરી તે પ્રમાણે નિયમ પાળવાનું ફરમાન છે જો પૂર્ણ શકિત હોય તો તેને ગોપવ્યા સિવાય બારે નિયમનું પાલન કરવું અને અલ્પ શકિત હોય તો ઓછા નિયમનું પાલન કરવું આ પ્રકારનું વીતરાગદેવનું ફરમાન છે ઉપર્યુક્ત બાર નિયમને પાળનારા ગૃહસ્થને દેશવિરતિ શ્રાવક કહેવામાં આવે છે તે વ્રતો પણ યોગશુદ્ધિ, વન્દનશુદ્ધિ, નિમિત્તશુદ્ધિ, દિક્શુદ્ધિ વિગેરે જોઈને આપવામાં આવે છે આ બારમાંથી એક પણ વ્રત ન પાળતો હોય, ખાલી શ્રદ્ધામાત્ર જ મનોમન્દિરમાં રાખતો હોય, તેવા ગૃહસ્થને અવિરતિ શ્રાવક કહેવામાં આવે છે વ્રત તથા શ્રદ્ધા એ બેમાંથી કંઈ પણ ન હોય તેને પ્રથમ ગુણસ્થાનકના અધિકારીરૂપે લેખવામાં આવે છે, અવિરતિ

તથા દેશવિરતિ શ્રાવકનુ બીજુ પણ પ્રાસંગિક કર્ત્તવ્ય સમજાવવામા આવે છે —

પોતાના ધનનો યથારૂચિ સાત ક્ષેત્રમાંથી જે ક્ષેત્ર સીદાતું હોય તેની અંદર સદુપયોગ કરી, દીન, અનાથ વિગેરેમાં અનુકંપાની બુદ્ધિથી જે દાન આપતો હોય તે મહાશ્રાવક કહેવાય તે શ્રાવકને કદાચ ક્લિષ્ટ કર્મના ઉદયથી વ્રતોની અંદર અતિચાર લાગે તો તેણે તેની શુદ્ધિ માટે પ્રયત્ન કરવો ઉભય સન્ધ્યામા આવશ્યક કરવુ, પ્રતિદિન દેવપૂજા, ગુરૂપાસ્તિ, સ્વાધ્યાય, સંયમ, તપ, દાન, આ ષટ્ કર્મો કરવા. સમાન ધર્મવાળા સાધર્મિક ગૃહસ્થોના મહોલ્લામા રહેવુ સાધર્મિક વિગેરેની સાથે પ્રેમભાવથી વર્તવુ, બ્રાહ્મ મુહૂર્ત્તના ઉઠવુ, પરમેષ્ઠિની સ્તુતિ કરવી, ત્રિકાલ દેવવંદન કરવુ, ધર્મધ્યાન પૂર્વક શયન કરવુ, ઉપદેશનુ શ્રવણ કરવુ, રહસ્યનુ વિચારવુ, ગુરૂ પાસે જઇ પ્રશ્નોત્તર કરી પદાર્થનો નિર્ણય કરવો, શાસનની ઉન્નતિના કાર્યો કરવા, ધર્મમાજ ધનબુદ્ધિ માનવી, કેમકે ધનાઢ્ય બનાવનાર ધર્મ છે–દુખી જીવોને ધન, ધાન્ય, વસ્ત્ર, પાન વિગેરેનુ પ્રદાન કરી દ્રવ્યથી અનુકંપા પાળવી અને હૃદયને આર્દ્ર બનાવી ભાવથી અનુકંપા સાચવવી યોગનો અભ્યાસ કરવો, ભવસ્થિતિમા નિસારતાનુ ચિન્તન કરવુ, મોક્ષનો ઉપાદેયબુદ્ધિથી વિચાર કરવો, સાધુપણાની પ્રાપ્તિ માટે ઉત્સાહ રાખવો અને છેવટે દ્રવ્ય તથા ભાવથી સંલેખના કરવી આ તમામ ગૃહસ્થનો વિશેષ આચાર સમજવો

## ૫ યમમહાવ્રતનું ટુંકું વિવેચન

જાવજ્જીવ સુધી કોઈ પણ જીવને મન, વચન અને કાયાથી દ્વેષબુદ્ધિએ દુઃખ આપવું નહિ, તેમ બીજા પાસે પણ અપાવવું નહિ અને આપવાવાળાને પણ સારો માનવો નહિ આવી રીતે ૧ અહિંસાવ્રતનું પાલન કરવું જૈનપ્રવચનમાં બતાવેલ બોલવાના પ્રકારને હૃદયમાં જાણી સત્ય બોલવું, કોઈને અપ્રિય લાગે તેવું કટુ વચન કદાપિ બોલવું નહિ, પરન્તુ હિત, મિત, સ્નિગ્ધ, મધુર અને અવિસંવાદી વચન બોલવું, તે પણ પ્રસંગ વિના બોલવું નહિ બીજા પાસે અસત્ય બોલાવવું નહિ અને અસત્ય બોલવાવાળાને સારો માનવો નહિ આનું નામ બીજું સત્યમહાવ્રત કહેવાય અસ્તેયના સંબન્ધમાં કોઈની તૃણ જેવી તુચ્છ વસ્તુ પણ આજ્ઞા સિવાય લેવી નહિ અર્થાત્ જે કંઈ વસ્તુનો ખપ હોય તે વસ્તુ કોઈની પણ આજ્ઞા સિવાય કદાપિ લેવી નહિ, બીજા પાસે પણ લેવરાવવી નહિ અને લેવાવાળાને સારો માનવો નહિ આ ૩ ત્રીજું મહાવ્રત સમજવું બ્રહ્મચર્યના સંબન્ધમાં— દ્રવ્ય— ભાવથી સર્વથા સ્ત્રીનો ત્યાગ કરી વ્રતના પરિપાલન માટે, જ્ઞાનની વૃદ્ધિ માટે તથા કષાયને દૂર કરવા માટે ગુરૂકુલમાં નિવાસ કરવો તેનું નામ બ્રહ્મચર્ય સમજવું તે બ્રહ્મચર્યનું પોતે સમ્યક્ પ્રકારે પાલન કરવું—અબ્રહ્મને પોતે કદાપિ સેવવું નહિ, અબ્રહ્મને બીજા પાસે પણ સેવરાવવું નહિ અને અબ્રહ્મને જે સેવતો હોય તેને સારો પણ માનવો નહિ આનું નામ ચોથું મહાવ્રત કહેવાય અપરિગ્રહના સંબન્ધમાં—બાહ્ય અને આભ્ય-

ન્તર મૂર્ચ્છાનો ત્યાગ કરવો સયમના નિર્વાહ માટે ઓઘનિર્યુક્તિ સૂત્રમા ઉપધિ રાખવાનુ જેટલુ પરિમાણુ બતાવેલ છે, તેટલી ઉપધિને નિર્મમત્વપણે રાખી બાકીની તમામ ચીજોનો સર્વથા ત્યાગ કરવો તે દ્રવ્યથી અપરિગ્રહ કહેવાય અને કષાયોનો જે ત્યાગ કરવો તે ભાવથી અપરિગ્રહ કહેવાય આથી એ સમજવાનુ છે કે પરિગ્રહ પોતે રાખવો નહિ, બીજા પાસે રખાવવો નહિ અને જે રાખતો હોય તેને સારો માનવો નહિ આનુ નામ પાચમુ મહાવ્રત કહેવાય આ વાત પાતજલ યોગ ( અ ૨, સૂત્ર ૩૪ ) મા પણ સમજાવેલ છે ઉપર્યુક્ત પાચ મહાવ્રતોનુ ૨૫ ભાવનાપૂર્વક પાલન કરવુ અને પાચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ પણ મહાવ્રતને પાળવામા સહાયક હોવાથી તેનુ પણ બરાબર પાલન કરવુ

## સમિતિનું સ્વરૂપ.

ઉપયોગપૂર્વક સૂર્યોદય સમયે રસ્તા ઉપર બરાબર દૃષ્ટિપાત કરી જીવોની રક્ષાપૂર્વક ગમનાગમનની સમ્યક ક્રિયા કરવી તે ઇર્યાસમિતિ કહેવાય છે

સર્વ જીવોને હિતકારક અને જેમા પાપનો લેશ ન હોય તેવુ ઉપયોગપૂર્વક બોલવુ તે ભાષાસમિતિ કહેવાય

શાસ્ત્રમા ગોચરીના જે ૪૨ દોષો બતાવવામા આવ્યા છે, તે દોષોને દૂર કરી શુદ્ધમાન આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર વિગેરેની ઉપયોગપૂર્વક ગવેષણા કરવી તે એષણાસમિતિ કહેવાય છે

વસ્ત્ર, પાત્ર વિગેરે ધર્મોપકરણને ઉપયોગ રાખી દૃષ્ટિ પ્રતિલેખનાપૂર્વક સારી રીતે પ્રમાર્જન કરી લેવા મૂકવાની ક્રિયા કરવી તે આદાન-નિક્ષેપસમિતિ કહેવાય છે

ઉચ્ચાર, પ્રસ્રવણ, કફ વિગેરે પ્રતિષ્ઠાપન કરવા લાયક ચીજોનુ જીવાકુલ વિનાના સ્થાનમા ઉપયોગ રાખી બરાબર દૃષ્ટિપાત કરી પ્રતિષ્ઠાપન કરવું તે ઉત્સર્ગસમિતિ કહેવાય છે સમ્યક્ પ્રવૃત્તિનુ નામ સમિતિ સમજવુ

## ગુપ્તિનુ સ્વરૂપ.

કલ્પનાના સમૂહનો ત્યાગ કરી, સમભાવમા સ્થિર થઇ, આત્મતત્ત્વના ચિન્તનમા મનને લગાવવુ તે ૧ મનોગુપ્તિ કહેવાય છે સંજ્ઞા વિગેરેના પરિહારપૂર્વક ઉપયોગ રાખીને જગતના તત્ત્વોનુ મનન કરવુ તે ૨ વચનગુપ્તિ કહેવાય છે ઉપસર્ગનો પ્રસગ આવે તો પણ ધ્યાન કરનારે ધ્યાનાવસ્થામા શરીરને સ્થિરપણે રાખવુ તે ૩ કાયગુપ્તિ કહેવાય છે

ઉચ્ચ કોટિમા આરૂઢ થવાની પરમપવિત્ર આત્મકલ્યાણની ભાવના સિવાય ઉપર્યુક્ત તમામ પ્રકારનો પ્રસગભાવનો આચાર બની શકે જ નહિ રાગ-દ્વેષપણુ ની વૃત્તિયોને દબાવવી એ સાધુપણાનો મુખ્ય ઉદ્દેશ છે આધિ, વ્યાધિ, ઉપાધિ વિગેરેથી સર્વથા રહિત, પરમાનન્દસ્વરૂપ મોક્ષ સાધુપણાનું ફળ છે

સાધુધર્મના આચારના બે ભેદ છે એક સાપેક્ષ યતિધર્મનો આચાર અને બીજો નિરપેક્ષ યતિધર્મનો આચાર તેમાથી પ્રથમ સાપેક્ષ યતિધર્મના આચારનુ વર્ણન કરવામા આવે છે જાવજ્જીવ સુધી પ્રવ્રાજકાચાર્ય પાસે રહી શિષ્યભાવને બરાબર પાળવો અને બહુમાન પૂર્વક ગુરુની ઉચિત ભક્તિ કરવી નિરન્તર ગુરુની આજ્ઞામા તત્પર રહેવુ, ગુરુની આજ્ઞા સિવાય કઇ પણ કાર્ય કરવુ નહિ ગુરુની આજ્ઞા પોતાના કલ્યાણ માટે છે એમ નિરન્તર વિચારવુ આરભનો સર્વથા ત્યાગ કરવો પૃથ્વીકાયિક વિગેરે જીવોનુ સઘટ્ટન કરવુ નહિ દશવૈકાલિક, આચારાગ વિગેરે સૂત્રોમા દર્શાવેલ વિધિદ્વારા નિર્દોષ અને શુદ્ધમાન ભિક્ષા-ભોજન કરવુ શત્રુ અને મિત્ર બને ઉપર સમભાવ રાખવો બાલ,વૃદ્ધ, ગ્લાન, તપસ્વી વિગેરે મહાત્માઓની ભક્તિ ખૂબ પ્રેમથી કરવી, કારણ કે તેઓની ભક્તિ મહાફલને આપનારી છે, બીજાને ઉદ્વેગ થાય તેવો વર્તાવ કરવો નહિ પ્રયોજન વિના કોઇની સાથે ભાષણ કરવુ નહિ, કટુવાકય કદાપિ બોલવુ નહિ, કોઇના પણ દોષોને પ્રકટ કરવા નહિ, સ્ત્રીકથા વિગેરે વિકથાઓનો સર્વથા ત્યાગ કરવો, દરેક કાર્ય ઉપયોગ પૂર્વક કરવુ ,અસત્ પ્રલાપી પુરુષોના બોલવા ઉપર ધ્યાન આપવુ નહિ, મિથ્યા અભિનિવેશનો સર્વથા ત્યાગ કરવો, સ્ત્રી, પઙ, પશુ વિગેરેનો જ્યા નિવાસ હોય તેવા સ્થાનમા સાધુમહાત્માએ રહેવુ નહિ, જ્યા સ્ત્રીબેસીને ઉઠી ગઇ હોય તે સ્થાનમા સાધુએ બે ઘડી સુધી બેસવુ નહિ, નેત્ર વિગેરે ઇન્દ્રિયોદ્વારા સ્ત્રી-

ઓના રમણીય અ ગોપાગ જોવા નહિ, ગૃહસ્થાવસ્થામા કરેલી ક્રીડાને સાધુ–અવસ્થામા સભારવી નહિ, જેથી ઇન્દ્રિયો ઉન્મત્ત થાય એવો આહાર વાપરવો નહિ, પ્રમાણથી અધિક આહાર વાપરવો નહિ, શરીર અને ઉપકરણોની શોભાનો ત્યાગ કરવો, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો વારવાર અભ્યાસ કરવો જ્યા સ્ત્રી પુરુષો ક્રીડા કરતા હોય, કેવલ ભીંતનુ જ આતરૂ હોય અને શબ્દ પણ સભળાતા હોય એવા સ્થાનમા પણ સાધુએ રહેવુ નહિ દેશ, ગામ, કુલ વિગેરેમા પ્રતિબન્ધ રાખ્યા સિવાય મૂર્ચ્છારહિતપણે અને કોઇ પણ વાહનનો આશ્રય લીધા સિવાય, પોતાની ઉપધિ પોતે ઉપાડી પગથી વિહાર કરવો ગૃહસ્થ લોકોએ પોતાના માટે ધર્મધ્યાન કરવા માટે બનાવેલ ઉપાશ્રય વિગેરેમા રહેવુ, સ્થાનની પણ આજ્ઞા મેળવીને જ રહેવુ, શેષકાળમા માસકલ્પની મર્યાદા બરાબર સાચવવી તેથી અધિક રહેવુ નહિ, કારણે યતના રાખવી. ચક્રવર્તિ જેવા રાજાઓની ઋદ્ધિ દેખી તેને માટે નિદાન કરી કરેલી તપસ્યાના ફલને ખોઇ નાખવુ નહિ વિધિપૂર્વક સ્વાધ્યાયધ્યાન નિરન્તર કરવુ આવશ્યકક્રિયા, પ્રતિલેખના વિગેરે કાર્યમા લગાર પણ પ્રમાદ કરવો નહિ બાર ભેદવાળી તપસ્યામાથી કોઇ પણ તપસ્યા જરૂર શક્તિ અનુસાર કરવી દરેક ક્રિયામા ગુણદોષનો વિચાર કરી પ્રવૃત્તિ કરવી. ધર્મના મૂલભૂત ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભતા વિગેરે ગુણોનુ પાલન કરવુ અત્યાર સુધી મે શુ કર્યું, મારે હવે શુ કરવાનુ બાકી છે અને હાલ તરતમા મારે શુ કરવા યોગ્ય છે,

મે તપસ્યા કરી છે કે નહિ–આવા પ્રકારનો વિચાર સાધુએ પ્રાત કાલમા ઉઠી કરવો. ઉપસર્ગોને સહન કરવા સર્વથા ભયનો ત્યાગ કરવો નવા નવા અભિગ્રહોને વિધિપૂર્વક ગ્રહણ કરવા પોતાના સહનનને યોગ્ય ઉત્તમ ધ્યાનનુ અવલબન કરવુ છેવટે શરીરનુ સામર્થ્ય, ચિત્તની વૃત્તિ અને સહાય સપત્તિનો વિચાર કરી દ્રવ્યભાવથી સલેખના કરવી અન્તિમ અવસ્થામાં આલોચનાપૂર્વક વ્રતનુ ઉચ્ચારણ કરી તમામ જીવોની સાથે ક્ષમાયાચના કરી, શુભભાવનાપૂર્વક પચ પરમેષ્ઠીનુ સ્મરણ કરી, ચાર શરણનુ અવલબન કરી, ચાર આહારના ત્યાગપૂર્વક શરીરનો પણ ત્યાગ કરવો યથોચિત સમયે ઉત્સર્ગ અપવાદ–માર્ગમાથી જે માર્ગ સેવન કરવાનો હોય તે માર્ગનુ સેવન કરવુ આ તમામ સાપેક્ષ યતિધર્મના અર્થાત્ સ્થવિર-કલ્પના આચારો દેશ, ક્ષેત્ર, કાળ અને ભાવનો વિચાર કરી પાળવાના છે

## નિરપેક્ષ યતિધર્મના આચારો.

પ્રવૃત્તિ-નિવૃત્તિરૂપ કાર્યોને વીતરાગપ્રદર્શિત આગમોના અનુસારે જ કરવા જિનકલ્પના આચારમા પ્રદર્શિત ઉપધિ સિવાય અધિક કઇ પણ રાખવુ નહિ રોગી–અવસ્થામા પણ રોગને દૂર કરવા માટે કોઇ ઉપાયનુ સેવન કરવુ નહિ સ્થવિર-કલ્પિક સાધુઓ માટે ઉત્સર્ગ અને અપવાદ બને માર્ગનુ યથોચિત સમયે સેવવાનુ ફરમાન છે, પરન્તુ જિનકલ્પિ સાધુઓ માટે તો અપવાદમાર્ગના ત્યાગપૂર્વક ઉત્સર્ગ માર્ગ-

નુંજ અવલબન મુખ્યથી બતાવવામા આવેલ છે અપરિચિત ગ્રામ, નગર વિગેરેમા એક બે રાત્રિથી અધિક રહેવામા પણ અડચણ નથી અને પરિચિત સ્થાનમા તો એક રાત્રિથી વધારે રહેવાનુ ફરમાન નથી ત્રીજી પોરસીમા ભિક્ષા માટે ભ્રમણ કરવું, અને સ્થવિરકલ્પિક માટે તો જે ગામમા ગૃહસ્થને ભોજન કરવાનો સમય હોય તે સમયે ભિક્ષા માટે જવુ, અને પ્રાયે કરી કાયોત્સર્ગમા જ રહેવાનુ તેને માટે ફરમાન છે શિષ્યસપ્રદાય બનાવવાનો તેઓને અધિકાર છે જ નહિ એક બે વાક્ય સિવાય વિશેષ દેશના આપવાનો પણ તેઓને અધિકાર નથી નિરન્તર અપ્રમત્તભાવમા રહેવુ ધર્મધ્યાન વિગેરે ધ્યાનમાજ મનને લગાવવું

સ્થવિરકલ્પ અને જિનકલ્પની વિશેષરૂપથી ઓળખાણ–મોક્ષમાર્ગને અનુકુલ શુદ્ધ પરિણામમા જે વર્તતા હોય, સ્વ પર દર્શનના જ્ઞાનમા પારગત હોય, ઉપશમ વિગેરે લબ્ધિ વાળા હોય, બીજાના હિતમા નિરન્તર ઉદ્યમશીલ હોય, હૃદય અત્યત ગભીર હોય, આત્મપરિણતિ નિર્મલ હોય, પ્રમાદ અને આલસ્યથી રહિત હોય, મોક્ષના બીજભૂત સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવવામા પ્રયત્નશીલ હોય, પોતાનો આત્મા જેણે શુભ યોગમા જોડેલો હોય, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણાવચ્છેદક આ પાચ પદમાથી કોઈ પણ એક પદની યોગ્યતા ધરાવવાવાળા હોય એવા યતિ મહાત્માને સાપેક્ષ યતિધર્મરૂપ સ્થવિરકલ્પ શ્રેષ્ઠ છે

કિચ્,સપૂર્ણ દશપૂર્વના જ્ઞાનથી પ્રારભીને સપૂર્ણ દર્ષ્ટિવા

દનો જ્ઞાનવાળાને માટે જિનકલ્પનો નિષેધ પણ કરવામા આવ્યો છે તેનુ કારણ એ છે જે ધર્મોપદેશ, દીક્ષા આપી ભવ્યાત્માનું કલ્યાણ કરાવવુ વિગેરે પરોપકાર સ્થવિરકલ્પ દ્વારા જ વિશેષ રૂપથી થઇ શકે છે આ અધિકાર ધર્મ સન્યાસવાળા સ્થવિર કલ્પિકનો સમજવો

હવે જિનકલ્પનો અધિકાર કોને છે તે સમજાવવામાં આવે છે

નવમા પૂર્વના ત્રીજા વસ્તુ નામના પ્રકરણવિશેષથી લઇને દશમા પૂર્વથી કઇક ઓછા જ્ઞાનવાળો હોય, સ્થવિરકલ્પના સંપૂર્ણ ગુણથી યુક્ત હોય, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર, ગણાવચ્છેદકમાથી કોઇ એક પણ સુશિષ્ય નિષ્પન્ન થયો હોય, કઇ પણ તે સિવાય બીજુ સાધવા લાયક કાર્ય સાધવાનુ બાકી ન હોય, પ્રથમ સહનનવાળો હોય, મનનો દઢતા પણ ઘણી મજબૂત હોય અને વીર્યાચારને લગારમાત્ર પણ ગોપવવાવાળો ન હોય, પાચ પ્રકારથી જિનકલ્પની તુલના કરી પોતાના આત્માની બરાબર પરીક્ષા કરેલી હોય, અને મારે વીતરાગની જ આજ્ઞા પ્રમાણ છે એવા પરિણામથી સમ્યગ્દર્શન-જ્ઞાનચારિત્રરૂપ યોગની વૃદ્ધિ માટે ઉત્સાહશીલ હોય, અને જેની પાસે ઉત્તમ પ્રકારની લબ્ધિયો હોય, તેવા યતિ મહાત્માને માટે જિનકલ્પ શ્રેષ્ઠ છે આ જિનકલ્પમાર્ગ પ્રથમ સહનન શરીરવાળા સિવાય બીજા શરીરવાળાથી ગ્રહણ કરી શકાય તેમ છે જ નહિ, માટે વર્તમાન કાળમા તેવા પ્રકારના શરીર વિગેરેના અભાવે તેનો પણ અભાવ સમજવો. સ્થવિરકલ્પમાં

છે એવી માન્યતાવાળા મીમાંસકના મતને દૂર કરવા માટે સૂત્રમા 'સ્વ'પદ મૂકવામા આવ્યુ છે તેથી એ સમજવાનુ છે જે જ્ઞાન આત્માથી કથંચિત્ અભિન્ન છે આથી એ સ્પષ્ટ સમજાય તેમ છે કે જ્યારે આત્મા ચેતન છે ત્યારે તેનાથી કથંચિત્ અભિન્ન જ્ઞાન પોતે અચેતન છે એમ કહેવાને કયો બુદ્ધિશાળી સાહસ કરી શકે ? દ્રવ્યપ્રદીપમા તે વાત યુક્તિપુરઃસર સમજાવવામા આવી છે તથા જ્ઞાન જ્યારે સ્વસંવેદ્ય છે ત્યારે હમેશા તે પરોક્ષ જ છે એ વાત પણ મનોમંદિરમા કેવી રીતે નિવાસ કરી શકે ? માટે આ બે પક્ષો યુક્તિબાધિત છે એમ ખૂબ ધ્યાનમા રાખવુ સૂત્રમા પરશબ્દનો પ્રયોગ જ્ઞાનાદ્વૈતવાદિના નિરાકરણ માટે કરવામા આવેલ છે તે વાત સમજાવવામા આવે છે જ્ઞાનરૂપ ચેતન પદાર્થની માફક જડ પદાર્થો પણ જગત્મા અનન્ત છે તેનુ પ્રતિપાદન બૌદ્ધની સમાલોચનાના અવસરમા આ ગ્રંથના પૂર્વાર્ધમા સવિસ્તર કરવામા આવેલ છે દૂરથી વસ્તુ દૃષ્ટિગોચર થવાથી આ કંઈક છે એવા સત્તામાત્રના પ્રતિભાસરૂપ નિર્વિકલ્પક દર્શન તરીકે સામાન્ય ઉપયોગરૂપ જ્ઞાનને પ્રમાણરૂપે માનવાવાળા બૌદ્ધ લોકોની અને જડ એવા સંનિકર્ષને પ્રમાણરૂપ માનવાવાળા નૈયાયિક લોકોની માન્યતા યુક્તિવિકલ છે એમ જણાવવાની ખાતર સૂત્રમા જ્ઞાનપદ મૂકવામા આવેલ છે તેથી એ સમજવાનુ છે જે નિર્વિકલ્પક જ્ઞાન તો દર્શનરૂપ હોવાથી તે દ્વારા જ્યારે વસ્તુની ઓળખાણ જ યથાર્થ રીતે થતી નથી ત્યારે પ્રવૃત્તિ-નિવૃત્તિ થવાની તો વાતજ શી કરવી ? માટે

નિર્વિકલ્પક જ્ઞાનને પ્રમાણરૂપે કોઇ પણ રીતે માની શકાય તેમ નથી જે જ્ઞાન વસ્તુની યથાર્થ રીતે વિશેષરૂપથી ઓળખાણ કરાવે તેજ જ્ઞાન પ્રમાણરૂપ કહી શકાય. સ્તંભ, પત્થર અને ઘટ,પટની માફક જડ એવા સંનિકર્ષને જો પ્રમાણરૂપે માનવામા આવે તો ઘટ, પટ વિગેરે જડ પદાર્થોએ શો અપરાધ કર્યો ? કારણકે જડપણુ અને સંનિકર્ષ ઘટ, પટ વિગેરેમા જ્યારે સરખુ જ છે ત્યારે એવી શી રાજાજ્ઞા છે કે એકને પ્રમાણરૂપે માનવુ અને બીજા જડને નહિ માનવુ ? માટે કોઇ પણ રીતે જડ પદાર્થને પ્રમાણરૂપે સ્વીકારી શકાય તેમ નથી

વસ્તુના નિશ્ચાયકમા વન્ધ્યાપુત્ર સમાન સંશય, વિપર્યય અને અનધ્યવસાય જ્ઞાનને દૂર કરવા માટે પ્રમાણના લક્ષણમા વ્યવસાયિપદ મૂકવામા આવેલ છે કિંચ, આ વાત પણ પ્રાસંગિક મળી આવે તેમ છે કે સુખ અને સુખસાધન સામગ્રીરૂપ ઉપાદેય પદાર્થને ગ્રહણ કરવામા સમર્થ હોય તથા દુ ખ અને દુ ખસાધન સામગ્રીરૂપ હેયપદાર્થને ત્યાગ કરવામા જે સમર્થ હોય તેજ જ્ઞાન વાસ્તવિક રીતે પ્રમાણરૂપ હોઇ શકે સંનિકર્ષ વિગેરે જડ પદાર્થોને પ્રમાણરૂપ માનવામાં જ્યારે કોઇ પણ યુક્તિ નથી ત્યારે તેને પ્રમાણ કેવી રીતે માની શકાય ? કારણ કે પ્રમાણ તો જ્ઞાન જ હોઇ શકે, અજ્ઞાન તો કદાપિ નહિ કિંચ, પ્રમાણરૂપે માનેલ જ્ઞાન પણ નિશ્ચયાત્મક હોવુ જોઇએ, પરન્તુ સંશય, વિપર્યય અને અનધ્યવસાયરૂપ નહિ હવે અનુક્રમે તે ત્રણનુ સ્વરૂપ સમજાવવામાં આવે છે —

## સંશયનું નિરૂપણ.

જ્યાં પદાર્થનો નિશ્ચય કરાવવામાં સાધકભૂત અથવા બાધકરૂપ વિરોધી– આ બેમાંથી કોઈ પણ પ્રમાણ ઉપસ્થિત ન હોય તેવા સ્થલમાં અનિશ્ચિત અનેક ધર્મોને અવલંબન કરવાવાળું હોય, અને કોઇ પણ એક ધર્મને લઈને પ્રવૃત્તિ અગર નિવૃત્તિ– આ બેમાંથી એક પણ કાર્ય કરવામાં અસમર્થ જે જ્ઞાનવિશેષ હોય તેને સંશય કહેવામાં આવે છે જેમ દૂરથી પુરૂષ જેવી આકૃતિવાળી વ્યક્તિ દૃષ્ટિગોચર આવવાથી આ લાકડું છે કે પુરૂષ છે એવી દોલાયમાન પ્રતીતિ ઉત્પન્ન થાય છે તેવા જ્ઞાનદ્વારા પુરૂષપણાનું સાધક કોઇ પણ પ્રમાણ નહિ હોવાથી પુરૂષનો પણ નિશ્ચય થઇ શકતો નથી તથા તેના બાધકભૂત કોઇ પ્રમાણ નહિ હોવાથી લાકડા વિગેરેનો પણ નિશ્ચય થઇ શકતો નથી, અને નિશ્ચયના અભાવમાં પુરૂષનું જેને પ્રયોજન છે તેની પ્રવૃત્તિ તથા જેને તેનું પ્રયોજન નથી તે વ્યક્તિની તેમાંથી નિવૃત્તિ આ બેમાંથી કંઇ પણ કાર્ય થઇ શકવાનું નહિ માટે તેવા સ્થલમાં તે જ્ઞાનને સંશયરૂપ કહેવામાં આવે છે

## વિપર્યયનું નિરૂપણ

અયથાર્થપણામાં યથાર્થપણાનો જે નિર્ણય તેનું નામ વિપર્યય સમજવું દૂર રહેલ છીપમાં ચાંદી જેવો ચળકાટ માલૂમ પડવાથી ચાંદીનું જ્ઞાન થાય તે, મૃગતૃષ્ણાથી જલનું જ્ઞાન, દૂરથી દોરી દેખવાથી સર્પનું

જ્ઞાન, આત્માથી કથચિત્ ભિન્નાભિન્ન જ્ઞાનમા સર્વથા આત્માથી જ્ઞાન ભિન્ન છે અથવા સર્વથા અભિન્ન છે એવુ જે જ્ઞાન, કથચિત્ નિત્યાનિત્ય–આત્માની અદર સર્વથા આત્મા નિત્ય છે અથવા અનિત્ય છે એવુ જે જ્ઞાન કથચિત્ નિત્યાનિત્ય તમામ પદાર્થોમા અમુક સર્વથા નિત્ય છે, અમુક સર્વથા નિત્ય જ છે અથવા તમામ સર્વથા નિત્યજ છે અથવા તમામ સર્વથા અનિત્ય જ છે એવુ જ્ઞાન તે તમામ જ્ઞાન વિપર્યયરૂપ સમજવા

## અનધ્યવસાયનુ નિરૂપણ.

બીજે ઠેકાણે મન લાગેલુ હોવાથી પદાર્થનુ યથાર્થ રીતે જે ભાન ન થાય તે અનધ્યવસાય સમજવો જેમ રસ્તામા ચાલતા પુરૂષનુ મન બીજે ઠેકાણે લાગેલુ હોવાથી તૃણનો સ્પર્શ થવાથી તેના મનમા એવો વિચાર થાય છે કે મને કોઇનો સ્પર્શ થયો ખરો, પરન્તુ કઇ વસ્તુનો થયો તે ખ્યાલમા હોતો નથી તેવા જ્ઞાનને અનધ્યવસાય કહેવામા આવે છે

ઉપર્યુક્ત જ્ઞાનમા પ્રામાણ્ય તે કહેવાય કે જે જ્ઞાનમાં પ્રમેયનુ અવ્યભિચારીપણુ હોય અર્થાત્ પ્રમેયને જ જે વિષય કરવાપણુ તે જ્ઞાનમા પ્રામાણ્ય સમજવુ તે પ્રમાણના બે ભેદ છે. ૧ પ્રત્યક્ષ પ્રમાણ અને ૨ પરોક્ષ પ્રમાણ

## પ્રત્યક્ષપ્રમાણનુ નિરૂપણ.

પ્રત્યક્ષના બે ભેદ છે એક સાવ્યાવહારિક પ્રત્યક્ષ અને

બીજું પારમાર્થિક પ્રત્યક્ષ આ બેમા પણ પ્રથમ પારમાર્થિક પ્રત્યક્ષનુ સ્વરૂપ સમજાવવામાં આવે છે

પાચ ઇન્દ્રિયો અને મન એ બેમાથી કોઇની પણ અપેક્ષા રાખ્યા સિવાય અર્થાત્ આત્માથી ભિન્ન બીજી કોઇ પણ બાહ્ય વસ્તુની અપેક્ષા રાખ્યા સિવાય જે જ્ઞાનદ્વારા પદાર્થનો વાસ્તવિક રીતે આત્માને સાક્ષાત્કાર થાય તેને પારમાર્થિક પ્રત્યક્ષ સમજવુ તેના બે ભેદ છે એક સકલપ્રત્યક્ષ અને બીજુ વિકલ પ્રત્યક્ષ જે જ્ઞાનદ્વારા જગતમા રહેલ રૂપી–અરૂપીમાથી કેવલ રૂપી પદાર્થનોજ આત્માને સાક્ષાત્કાર થાય તે વિકલ પ્રત્યક્ષ કહેવાય તેના પણ બે ભેદ છે એક અવધિપ્રત્યક્ષ અને બીજુ મન પર્યાયપ્રત્યક્ષ

અવધિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી દેવ અને નારક જીવોને પ્રધાનપણે ભવરૂપ નિમિત્તને લઇને અને બીજા જીવોને સમ્યગ્દર્શન વિગેરે ગુણોને લઇને રૂપી દ્રવ્ય માત્રને વિશેષરૂપથી પ્રકાશ કરવાવાળુ જે જ્ઞાન ઉત્પન્ન થાય તે અવધિપ્રત્યક્ષ કહેવાય તેના અવાન્તર ઘણા ભેદો છે તે અત્ર કહેવામા આવ્યા નથી વિશેષ ઇચ્છાવાળાને વિશેષાવશ્યકનુ જ્ઞાનપ્રકરણ જોવાથી વિશેષ માહિતી મળી શકશે મન પર્યયજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમને લઇને ઉત્તમ લબ્ધિવ ત અને નિર્મલ અપ્રમત્ત ભાવના ચારિત્રવાળા મહર્ષિને સ જ્ઞી પ ચેન્દ્રિય જીવોએ મનન કરવા માટે ગ્રહણ કરેલા મનોવર્ગણા દ્રવ્યોનો સાક્ષાત્કાર જે જ્ઞાનદ્વારા થાય તેને મન પર્યાયજ્ઞાન કહેવામાં આવે છે

## સકેલ પ્રત્યક્ષનુ સ્વરૂપ.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્રરૂપ ઉત્કૃષ્ટ આભ્યન્તર સામગ્રી, અને આર્ય દેશ, જિનકાલિક મનુષ્યભવ, પ્રથમ સહનન વિગેરે બાહ્ય સામગ્રી આ બને પ્રકારની ઉત્કૃષ્ટ સામગ્રીના વશથી સપૂર્ણ ઘાતિકર્મનો ક્ષય થવાથી સૂક્ષ્મ, બાદર, પ્રકટ, વ્યવહિત વિગેરે તમામ અરૂપી લોકાલોકને વિશેષરૂપથી સાક્ષાત્કાર કરાવવાવાળુ જે જ્ઞાન ઉત્પન્ન થાય તે કેવલજ્ઞાન કહેવાય, જેને આવા પ્રકારનુ જ્ઞાન હોય તેજ વ્યક્તિ સર્વજ્ઞ કહેવાય

## સાવ્યાવહારિક પ્રત્યક્ષનુ નિરૂપણ

ઇન્દ્રિયો અને અનિન્દ્રિયદ્વારા યોગ્ય સ્થાનમા રહેલ પદાર્થને વિશેષરૂપથી નિશ્ચય કરાવવાવાળુ જે જ્ઞાન હોય તે વ્યાવહારિક પ્રત્યક્ષ કહેવાય પારમાર્થિકપણે તો આ જ્ઞાનને પણ પરોક્ષ જ સમજવાનુ છે તેના ચાર ભેદ છે અવગ્રહ,ઇહા,અપાય અને ધારણા સામાન્ય વિશેષરૂપ વસ્તુને વિષય રૂપે સમજવી ચક્ષુ વિગેરે ઇન્દ્રિયો અને મન તેને વિષયી જાણુવુ તે બનેનો ભ્રાન્તિ વગરનો જે સબન્ધ અર્થાત્ વિષય અને વિષયીનો યોગ્ય દેશમા ભ્રાન્તિ વિનાનો જે સબન્ધ અને તે દ્વારા ઉત્પન્ન થયેલ તથા પદાર્થના સપૂર્ણ વિશેષરૂપમા ઉદાસીન અને કેવલ સત્તામાત્ર વિષયવાળો જે નિરાકાર બોધ અથવા દૂરથી કઇક માલૂમ પડે છે એવો જે નિરાકાર બોધ તેને દર્શન સમજવુ, અને તેની પછી તરતજ ઉત્પન્ન થયેલ

તથા સામાન્ય સત્તાની અપેક્ષાએ મનુષ્યત્વરૂપ વિશેષ સત્તાથી યુક્ત વસ્તુના બોધને અવગ્રહ કહેવામા આવે છે અને ત્યાર બાદ અવગ્રહદ્વારા ગ્રહણ કરેલ મનુષ્યત્વ જાતિવાળી વ્યક્તિ નો ભાષા, વેષ, આકાર વિગેરે દ્વારા વિચાર કરવો જે આ વ્યક્તિ કયા દેશની હોવી જોઇએ એવી રીતે તેજ વ્યક્તિને વિશેષરૂપથી જાણવાની જિજ્ઞાસાને ઇહા કહેવામા આવે છે આવા પ્રકારની ઇહાને સશયરૂપ સમજવી નહિ, કારણ કે સશયની અદર તો બાધક-બાધક કોઇ પણ પ્રમાણ ઉપસ્થિત ન હોવાથી કોઇ પણ પદાર્થના નિર્ણયની ઇચ્છા જ થતી નથી, અને ઇહાની અદર તો ભાષા, વેષ, આકાર વિગેરે સાધક પ્રમાણો પદાર્થને વિશેષરૂપથી સિદ્ધ કરવા માટે મળતા હો વાથી વિશેષની જિજ્ઞાસા થાય તે વાત સભવિત છે કિ ચ, ઇહા તો સશયના ઉત્તરકાલમા થવાવાળી હોવાથી કથચિત્ આપસમા કાર્ય-કારણભાવ પણ સભવી શકે છે માટે સશય અને ઇહાનો ભેદ સમજવો જે પદાર્થનો નિર્ણય કરવા પ્રથમ જિજ્ઞાસા થઇ હતી, તેને સાધન પ્રમાણો દ્વારા ચોકસ કરવુ જે આ મનુષ્ય અમુક દેશનો જ છે, અમુક દેશનો નથી આવા પ્રકારના નિશ્ચયાત્મક જ્ઞાનને અપાય કહેવામા આવે છે

અપાયદ્વારા નિર્ણીત પદાર્થમા જે સતત ઉપયોગ રાખ વો અર્થાત્ તેને દઢરૂપે ધારણ કરવુ તે ધારણા કહેવાય આ ઉપર્યુક્ત વ્યાવહારિક પ્રત્યક્ષના ત્રણ ભેદો પણ બીજી રીતે બતાવવામા આવે છે ઇન્દ્રિયપ્રત્યક્ષ, અનિન્દ્રિય પ્રત્યક્ષ અને

ઉભયપ્રત્યક્ષ એકેઇન્દ્રિય જીવોથી લઇને જેને મન નથી
એવા અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોને કેવલ ઇન્દ્રિયપ્રત્યક્ષ
જ હોય છે જેને જેટલી ઇન્દ્રિયો હોય તેને તે દ્વારા પ્રત્યક્ષ
થાય છે વલ્લી વિગેરને ઓઘસંજ્ઞા દ્વારા વાડ ઉપર ચઢવાનું
જ્ઞાન થાય છે એકાન્તમા અંધારામા બેઠેલા મનુષ્યને ઇન્દ્રિ-
યોનો વ્યાપાર બીલકુલ નથી તો પણ પૂર્વે અનુભવેલા પદા-
ર્થોનુ સ્મરણ થતુ હોવાથી કેવલ મનોદ્વારા સંજ્ઞી પંચેન્દ્રિ-
યોને જે સ્મૃતિજ્ઞાન થાય છે તે અનિન્દ્રિયપ્રત્યક્ષ કહેવાય તથા
ઇન્દ્રિય અને મનોદ્વારા જે ઘટ, પટ વિગેરેનો અનુભવ થાય તે
ઉભય પ્રત્યક્ષ કહેવાય આવા પ્રકારના વ્યાવહારિક પ્રત્યક્ષની
ઉત્પત્તિ પણ દરેક કાર્યની માફક બાહ્ય અને આભ્યન્તર સામ-
ગ્રીને આધીન છે તે સમજાવવામા આવે છે જે ઇન્દ્રિયદ્વારા
જે જ્ઞાન ઉત્પન્ન કરવુ હોય તે જ્ઞાનનુ આવારક જે કર્મ તેના
ક્ષયોપશમરૂપ ભાવેન્દ્રિય તથા વીર્યાન્તરાય કર્મનો ક્ષયોપ-
શમ વિગેરે આભ્યન્તર કારણો અને નિવૃત્તિ, ઉપકરણરૂપ
દ્રવ્યેન્દ્રિયો, આ લોકયોગ્ય દેશમા પદાર્થનુ અવસ્થાન, મનનુ
અવ્યાક્ષેપપણુ વિગેરે બાહ્ય કારણો, આ બન્ને કારણો મળ-
વાથી વ્યાવહારિક પ્રત્યક્ષનો આવિર્ભાવ થાય છે એવી રીતે
દરેકની બાહ્ય આભ્યન્તર સામગ્રીનો વિચાર કરી લેવો

## પરોક્ષપ્રમાણનુ નિરૂપણ

ઇન્દ્રિયો અને મન વિગેરે પરની અપેક્ષા દ્વારા આત્માને
જે બોધવિશેષ થાય તે પરોક્ષપ્રમાણ કહેવાય અર્થાત્ જે

જ્ઞાન પેદા કરવામા આત્માથી ભિન્ન બીજા પદાર્થોની અપેક્ષા રહે તે તમામ જ્ઞાન પરોક્ષ જ કહેવાય આ લક્ષણથી વ્યાવહારિક પ્રત્યક્ષ પણ વસ્તુગતિ વિચાર કરતા પરોક્ષ જ છે એમ ખાસ ધ્યાનમા રાખવુ

## પરોક્ષપ્રમાણના ભેદોનુ નિરૂપણ

સ્મૃતિ પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એમ પરોક્ષ પ્રમાણના પાચ ભેદ પાડવામા આવે છે

## સ્મરણ પ્રમાણનું નિરૂપણ

પ્રથમ અનુભવેલ પદાર્થ વિષયક આત્મિક શકિત વિશેષરૂપ સસ્કારના પ્રબોધકાલમા તે જિનબિબ હતુ, તે બીજુ કોઈ નહિ, પરન્તુ વિજયધર્મસૂરિ હના એવો જે બોધ આત્માને થાય અર્થાત આવા પ્રકારનુ જે યાદ આવવુ તે સ્મૃતિપ્રમાણ કહેવાય

પ્ર૦ સ્મરણનો પ્રત્યભિજ્ઞાનપ્રમાણમા અ તર્ભાવ થતો હોવાથી અલગ માનવાની શી જરૂર છે ?

ઉ૦ પ્રત્યભિજ્ઞાન પ્રમાણ તત્શબ્દ અને ઇદમ્શબ્દ આ બંને શબ્દોદ્વારા બોધ કરાવે છે તે આ ધર્મપાળ છે, તે આ જિનદત્ત છે કે જેને આપણે પ્રથમ જોયા હતા સ્મરણ તો ખાલી તત્શબ્દદ્વારા જ અનુભૂત વસ્તુનુ જ્ઞાન કરાવે છે, માટે સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનમા ફેરફાર છે

પ્ર૦ અનુભવને આધીન હોવાથી સ્મૃતિને પૃથક્ પ્રમાણ રૂપે કેવી રીતે માની શકાય ? માટે સ્મૃતિ પૃથક્ પ્રમાણરૂપ નથી

ઉ૦ એવી રીતે કહેવાથી તો પ્રમાણની કથાનોજ લોપ થઇ જવાનો, કારણ કે અનુમાનપ્રમાણ પણ વ્યાપ્તિજ્ઞાન અને પક્ષમા હેતુનુ દર્શન આ બેને આધીન હોવાથી તે પણ પ્રમાણરૂપે ન મનાવુ જોઇએ

પ્ર૦ પ્રથમ અનુભવેલ વિષયોના પ્રદર્શનદ્વારા અર્થનો નિશ્ચય કરાવવાવાળી સ્મૃતિ તો પદાર્થના નિશ્ચયમા પૂર્વના અનુભવને આધીન—પરતંત્ર હોવાથી પ્રમાણરૂપ નથી અને અનુમાન જ્ઞાન તો ઉત્પત્તિમા બીજાની અપેક્ષા રાખે છે, તોપણ પોતાના વિષયમા સ્વતંત્ર હોવાથી પ્રમાણરૂપ માનવામા કઇ પણ અડચણ નથી, માટે અનુમાન પ્રમાણ છે અને સ્મૃતિ અપ્રમાણ છે

ઉ૦ ઉપર બતાવેલ ન્યાય સ્મૃતિને પણ પ્રમાણરૂપ માનવામા જ્યારે સરખોજ છે ત્યારે એકને પ્રમાણરૂપ માનવુ અને બીજાને નહિ એ કઇ બુદ્ધિમત્તા કહી શકાય નહિ જેવી રીતે અનુમાન જ્ઞાનોત્પત્તિમા વ્યાપ્તિ વિગેરેની અપેક્ષા રાખવાવાળું છે અને પોતાના વિષયમા સ્વતંત્ર છે તેવી રીતે સ્મૃતિ પણ ઉત્પત્તિમા અનુભવની અપેક્ષા રાખે છે,તોપણ પોતાના વિષયમા પોતે સ્વતંત્ર હોવાથી તેને પ્રમાણરૂપે માનવામા શી અડચણ છે ? આવી રીતે સ્મૃતિને પ્રમાણરૂપે માનવામા ઘણી યુક્તિયો

છે, પરન્તુ તે અત્ર આપવાથી સ્વતંત્ર એક ગ્રંથ થઇ જાય માટે આપવામાં આવેલ નથી

## પ્રત્યભિજ્ઞાન પ્રમાણનું નિરૂપણ.

અનુભવ અને સ્મૃતિરૂપ બન્ને કારણો દ્વારા ઉત્પન્ન થયેલ તથા તિર્યંક્સામાન્ય, ઊર્ધ્વતાસામાન્ય, વિસદૃશ પરિણામ વિગેરેને વિષય કરવાવાળું જે જ્ઞાન તેને પ્રત્યભિજ્ઞાન કહેવામાં આવે છે હરેક ગાયમાં રહેલ ગોત્વરૂપ સરખા પરિણામને તિર્યંક્સામાન્ય સમજવું અને સુવર્ણથી બનાવેલ વીંટી, કડું, કંદોરો વિગેરે પર્યાયોમાં રહેલ અન્વયી રૂપ સુવર્ણ દ્રવ્યને ઊર્ધ્વતાસામાન્ય સમજવું એવી રીતે હરેકમાં ઘટાવવું

ભાવાર્થ—હરેક ગાયમાં અર્થાત્ કાળી, પીળી, રાતી, ધોળી વિગેરે હરેક ગાયમાં ગોત્વનામનો પરિણામ સરખી રીતે રહેલ છે તે ગોત્વપરિણામનું નામ જ તિર્યંક્સામાન્ય સમજવું ઉત્તરોત્તર એક બીજાની પછી અનુક્રમે ઉત્પન્ન થતા પર્યાયોમાં રહેલ જે અનુગત દ્રવ્ય અર્થાત્ અન્વયી રૂપ દ્રવ્ય તેનું નામ ઉર્ધ્વતાસામાન્ય સમજવું હવે પ્રત્યભિજ્ઞાનનો ભાવાર્થ સમજાવવામાં આવે છે—અનુભવ તથા સ્મૃતિથી ઉત્પન્ન થયેલ અને ઊર્ધ્વતાસામાન્ય, તિર્યંક્સામાન્ય, વિસદૃશ પરિણામ વિગેરે વિષયવાળા સંકલનારૂપ જ્ઞાનને પ્રત્યભિજ્ઞાન કહેવામાં આવે છે તે આ જિનદત્ત છે, તેના જેવી આ ગાય છે, ગાયના જેવો આ રોઝ છે, ગાયથી વિલક્ષણ આ પાડો છે વિગેરે તેના ઉદાહરણો સમજવા. હવે અનુભવ, સ્મૃતિ અને પ્રત્યભિજ્ઞાન આ ત્રણના ભેદ સમજાવવામાં આવે છે—

અનુભવ, દૃષ્ટિગોચર રહેલ વસ્તુનો ઇદંશબ્દદ્વારા બોધ કરાવે છે જેમ આ ઘટ છે, આ કપડું છે, આ જિનદત્ત છે–આ તમામ અનુભવના ઉદાહરણો સમજવા

સ્મૃતિ, પરોક્ષ વસ્તુનો તત્શબ્દદ્વારા બોધ કરાવે છે –તે જિનપાલ મને યાદ આવે છે, તે ધર્મપાલ હતો–વિગેરે તેના ઉદાહરણો સમજવા

એકવાર અનુભવેલ વસ્તુ ફરીથી જ્યારે તે આપણી દૃષ્ટિગોચર થાય ત્યારે તેને જોઇને ઇદં શબ્દદ્વારા અને તત્શબ્દદ્વારા એમ બેઠી સાથે બને શબ્દદ્વારા જે આપણને વસ્તુનું જ્ઞાન થાય તે પ્રત્યભિજ્ઞાન પ્રમાણ સમજવુ –તે આ કડાનુ સોનુ છે કે જેને આપણે વીંટીના આકારમા જોયુ હતુ, તે આ કાળી ગાયમા ગોત્વ નામનો ધર્મ છે કે જેનો આપણને ધોળી ગાયમા પણ જિનદત્ત પંડિતદ્વારા અનુભવ થયો હતો, તે આ જિનદત્ત છે કે જેનો આપણને પાટલીપુત્રમા પરિચય થયો હતો, તે આ ગાયના જેવો રોઝ છે કે જેનુ સ્વરૂપ આપણે પેલા જંગલી પાસે જાણ્યુ હતું, તે આ પાડો ગાયથી વિલક્ષણ છે કે જેનુ સ્વરૂપ આપણે ભરવાડ પાસેથી જાણ્યુ હતુ, તે આ ધર્મભ્રષ્ટ અને શ્રદ્ધાહીન વ્યક્તિ છે, કે જેના વિચારો પ્રથમ આપણા સાભળવામા આવ્યા હતા–વિગેરે તમામ ઉદાહરણો પ્રત્યભિજ્ઞાનના જાણી લેવા.

પ્ર૦ ગાયના જેવો આ રોઝ છે આવો વિષય તો ઉપમાન પ્રમાણનો હોવાથી એને પ્રત્યભિજ્ઞાન કેવી રીતે કહી શકાય ?

ઉ૦ ગાયના જેવો આ રોઝ છે આવા પ્રકારના જ્ઞાનને ઉપમાનપ્રમાણરૂપ જ્યારે માનવામા આવ્યુ, ત્યારે ગાયથી વિલક્ષણ આ પાડો છે, ગર્દભથી વિલક્ષણ આ ઉંટ છે આવા પ્રકારના જ્ઞાન માટે બીજુ કયુ પ્રમાણમાનશો તેનો પણ આપ લોકોને વિચાર જરૂર કરવો પડશે માટે ઉપમાન પ્રમાણને અલગ ન માનતા તે બને પ્રત્યભિજ્ઞાન પ્રમાણની અન્તર્ગત છે એમ માનવું મને તો સર્વોત્તમ લાગે છે

પ્ર૦ રોઝને જોઈને ગાયના જેવી આ વ્યક્તિ છે, એવુ જ્ઞાન જો કે પ્રત્યક્ષના ફળરૂપ છે, તો પણ સજ્ઞાસજ્ઞીના સબન્ધના પ્રતિપત્તિરૂપ ફલ માટે ઉપમાનપ્રમાણ માનવાની આવશ્યકતા જરૂર રહે છે અર્થાત્ ગવયશબ્દ આ વ્યક્તિનો વાચક છે અને આ વ્યક્તિ પોતે વાચ્ય છે એવુ જ્ઞાન કરવા માટે ઉપમાનપ્રમાણને અલગ માનવામા આવે છે

ઉ૦ મહિષને જોઇને આ વ્યક્તિ ગાયથી વિલક્ષણ છે, એવુ જ્ઞાન જો કે પ્રત્યક્ષનુ ફળ છે તો પણ આ વ્યક્તિ ગાયથી વિલક્ષણ છે અર્થાત્ ગોશબ્દ આ વ્યક્તિનો વાચક નથી તેમ તેવા પ્રકારનુ વાચ્યપણુ પણ તેમા નથી આવા પ્રકારના સજ્ઞાસજ્ઞીના સબન્ધના પ્રતિપત્તિરૂપ ફળ માટે જરૂર બીજુ પ્રમાણ અલગ માનવુ જ પડશે એવી શી રાજાજ્ઞા છે, કે એક સજ્ઞાસજ્ઞીના સબન્ધને જણાવવાની ખાતર પ્રમાણાન્તરની કલ્પના કરવી અને બીજાને માટે ન કરવી ? માટે આ તમામ દૂષણજાળમાથી બચવા માટે પ્રત્યભિજ્ઞાનને જ પ્રમાણરૂપ માનવુ સર્વોત્તમ છે

## તર્કપ્રમાણનુ નિરૂપણ.

વ્યાપ્તિજ્ઞાનના ગ્રાહકને તર્ક કહેવામા આવે છે તે તર્ક તમામ દેશ–કાલને અવલબીને વ્યાપ્તિજ્ઞાન કરાવે છે દષ્ટાન્ત તરીકે જે જે ઠેકાણે ધૂમ હોય તે તમામ ઠેકાણે અગ્નિ હોવો જોઇએ, કારણ કે જે ઠેકાણે અગ્નિ હોતો નથી તે ઠેકાણે ધૂમ ઉત્પન્ન થાય તો અગ્નિ ધૂમનુ કારણ છે અને ધૂમ અગ્નિનું કાર્ય છે આવો જે અનુભવસિદ્ધ કાર્યકારણભાવ વ્યવહાર છે, તેનો જગતમાથી ઉચ્છેદ થવાનો આ વાત તર્કને પ્રમાણ માન્યા સિવાય કેવી રીતે ઘટી શકે તેનો વિચાર કરશો આથી એ સાર નીકળ્યો કે દરેક દેશમા અને દરેક કાળમા રહેલું અગ્નિ અને ધૂમના વ્યાપ્યવ્યાપક નામના સબન્ધનું જ્ઞાન, તર્કને સ્વતત્ર પ્રમાણ માન્યા સિવાય થઇ શકે નહિ. જો તર્કને અપ્રમાણરૂપ માનવામા આવે તો તે દ્વારા સર્વદેશવિષયક અને સર્વકાલવિષયક થતુ જે વ્યાપ્તિ-જ્ઞાન તે પણ અપ્રમાણરૂપ જ ઠરવાનુ, કારણ કે જેનુ કારણ અપ્રમાણરૂપ હોય તે કાર્ય પોતે પ્રામાણિક છે, એમ કેવી રીતે માની શકાય ? અને તેવા અપ્રામાણિક વ્યાપ્તિજ્ઞાનદ્વારા થતુ જે અનુમાન તે પણ વન્ધ્યાપુત્ર જેવુ સમજવુ માટે તર્ક પણ સ્વતત્ર પ્રમાણ છે એમ જરૂર માનવુ જોઇએ

હવે અનુમાનદ્વારા તર્કમા પ્રમાણતા સિદ્ધ કરવામાં આવે છે ,

પ્રમાણના વિષયને પરિશોધન કરવાવાળો હોવાથી અનુ-માનની માફક તર્ક પણ સ્વતત્ર પ્રમાણરૂપ છે જે પ્રમાણના

વિષયનો પરિશોધક ન હોય તે પ્રમાણરૂપ ન હોવો જોઈએ. જેમ વિપર્યયજ્ઞાન વિગેરે પ્રકૃતમા તર્ક પણ અનુમાન પ્રમાણના સાધકભૂત વ્યાપ્તિરૂપ વિષયનો પરિશોધક હોવાથી તેને પ્રમાણરૂપે કેમ ન માની શકાય ? અથવા પ્રમાણનો અનુગ્રાહક હોવાથી પ્રત્યક્ષ તથા અનુમાનની માફક તર્ક પણ સ્વતંત્ર પ્રમાણરૂપ છે જે પ્રમાણનો અનુગ્રાહક ન હોય તે પ્રમાણરૂપ પણ ન હોય–જેમ છીપમાં ચાંદીના જ્ઞાનરૂપ વિપર્યય વિગેરે માટે પ્રત્યક્ષ અને અનુમાનની માફક તર્કને પણ સ્વતંત્ર પ્રમાણરૂપ જરૂર માનવો જોઈએ કિંચ, જેવી રીતે વ્યાપ્તિજ્ઞાન કરાવવામા તર્ક ઉપયોગી છે, તેવી રીતે વાચ્ય–વાચકભાવ સબન્ધનુ જ્ઞાન કરાવવામા પણ તર્ક ઉપયોગી છે અમુક શબ્દ અમુક અર્થનો વાચક છે, અમુક પદાર્થમા વાચ્યતા છે–આવા પ્રકારનુ જ્ઞાન તર્કથી થઈ શકે છે તથા જે લોકો તર્કને પ્રમાણરૂપ માનતા નથી તેઓના મતમા સર્વશૂન્યતાનો પ્રસંગ પણ જરૂર આવવાનો, તે સમજાવવામા આવે છે–જો તર્કને પ્રમાણરૂપ માનવામા ન આવે તો તેનાથી ઉપજીવ્ય અનુમાન પણ હવામા ઉડી જવાનુ, કારણ કે અનુમાન વ્યાપ્તિજ્ઞાનને આધીન છે અને વ્યાપ્તિજ્ઞાન માટે તર્ક સિવાય બીજો કોઈ પણ ઉપાય નથી ત્યારે કહો કે તર્કને પ્રમાણ માન્યા સિવાય અનુમાન કોઈ પણ રીતે થઈ શકે ખરૂ ? અર્થાત્ બીલકુલ નહિ તથા પ્રત્યક્ષમા પણ તર્કની ઉપયોગિતા બતાવવામા આવે છે પ્રત્યક્ષથી પદાર્થને જોયા બાદ કોઈ ઠેકાણે સંવાદને લઈને આ પદાર્થ પ્રામાણિક છે અને બીજે ઠેકાણે વિસંવાદ થવાથી આ

પદાર્થ અપ્રામાણિક છે, આવા પ્રકારની વ્યવસ્થા પ્રમાતા તર્કને પ્રમાણરૂપ માન્યા સિવાય કેવી રીતે કરી શકે ? માટે તર્કને પ્રમાણ માન્યા સિવાય પ્રત્યક્ષમા પણ ઘણી અડચણો આવવાની તથા વ્યાપ્તિજ્ઞાનના ગ્રાહક તર્કના અભાવમા જ્યારે પ્ર યક્ષ અને અનુમાનના પ્રાણ ચાલ્યા ગયા, ત્યારે તે સિવાય પ્રમેયની વ્યવસ્થા કેવી રીતે થઇ શકવાની ? આવા પ્રકારના સર્વ ઉપદ્રવથી બચવા માટે તર્કપ્રમાણ જરૂર માનવુ જોઇએ

## અનુમાનપ્રમાણનુ નિરૂપણ.

સાધન વિગેરે સામગ્રીદ્વારા સાધ્યના જ્ઞાનને અનુમાન કહેવામા આવે છે

ભાવાર્થ—સાધનનુ ગ્રહણ અને વ્યાપ્તિનુ સ્મરણ વિગેરે મેળવ્યા બાદ જેવડે સાધ્ય જ્ઞાનનો નિર્ણય થાય તે અનુમાન કહેવાય અનુમાનના બે ભેદ છે એક સ્વાર્થાનુમાન, બીજુ પરાર્થાનુમાન કોઇપણ પ્રમાણદ્વારા હેતુનો નિર્ણય કરી વ્યાપ્તિનો જે પ્રથમ તર્કથી વિચાર કરવામા આવે છે તે તમામ સામગ્રીદ્વારા અર્થાત્ હેતુ અને વ્યાપ્તિનુ સ્મરણ તે બ ને દ્વારા જે સાધ્યનુ નિ સ દેહ જ્ઞાન થાય તે સ્વાર્થાનુમાન કહેવાય

## હેતુનુ સ્વરૂપ

સાધ્ય સિવાય જેની ઉત્પત્તિ થઇ શકેજ નહિ તે હેતુ કહેવાય અર્થાત્ સાધ્ય ધર્મ વગર ઉત્પન્ન ન થઇ શકે તે હેતુ સમજવો પરન્તુ બૌદ્ધ લોકોએ કલ્પિત ત્રણ રૂપો તથા

નૈયાયિક લોકોએ કલ્પેલા પાચ રૂપો જેમા હોય તે હેતુ સાચો કહેવાય એ કથન દૂષણગ્રસ્ત હોવાથી અનાદરણીય સમજવુ તેનુ પ્રતિપાદન પૂર્વાર્ધમા સારી રીતે કરવામા આવેલ છે

## સાધ્યનુ સ્વરૂપ.

પ્રત્યક્ષ વિગેરે પ્રમાણોથી જે બાધિત ન હોય અને નિશ્ચિત પણ પ્રથમ ન હોય તથા સાધ્યરૂપે જે ઇષ્ટ હોય તે સાચુ સાધ્ય કહેવાય, તેથી એ પણ સમજવાનુ છે કે શકિત, વિપરીત, અનધ્યવસિત તથા પ્રમાણોથી બાધિત હોય તે સાધ્યરૂપે લેખાય નહિ, અને વ્યાપ્તિના ગ્રહણ સમયમા સિદ્ધ હોય તે પણ સાધ્યરૂપ મનાય નહિ, આથી એ પણ વ્યકત થાય છે કે જ્યા જ્યા ધૂમ હોય ત્યા ત્યા અગ્નિની માફક પર્વત પણ હોવો જોઇએ એવો નિયમ નથી

## ધર્મિ (પક્ષ)નુ સ્વરૂપ.

અનુમાનથી ઉત્પન્ન થયેલ પ્રમિતિના વિષયરૂપ અને વ્યાપ્તિકાલની અપેક્ષાએ સાધ્યપણાએ અભિમત ધર્મથી જે યુકત હોય તે ધર્મિ કહેવાય તે ધર્મિની પ્રસિદ્ધિ કોઇ ઠેકાણે વિકલ્પથી અને કોઇ ઠેકાણે પ્રમાણથી તથા કોઇ ઠેકાણે ઉભયથી પણ જોવામા આવે છે અનુમાનથી પ્રથમ પ્રમાણ અથવા અપ્રમાણદ્વારા જ્ઞાનના વિષયરૂપે જેનો નિર્ણય કરવામા આવ્યો નથી અર્થાત અનુમાનની પૂર્વમા પ્રમાણ અથવા અપ્રમાણદ્વારા નિર્ણય કર્યા સિવાય કેવલ પ્રતીતિ વિ-

ક્ષય જે ધર્મિ હોય તે વિકલ્પસિદ્ધ ધર્મી સમજવો પ્રત્યક્ષ વિગેરે કોઇ પણ પ્રમાણદ્વારા નિર્ણય કરેલા ધર્મિને પ્રસિદ્ધ ધર્મિ કહેવામા આવે છે, અને વિકલ્પ તથા પ્રમાણો આ બેથી જેની પ્રસિદ્ધિ હોય તે ઉભયસિદ્ધ સમજવો હવે અનુક્રમે તમામના ઉદાહરણો આપવામા આવે છે સર્વજ્ઞનુ અસ્તિપણુ અનુમાનની પૂર્વ મા પ્રત્યક્ષ વિગેરે પ્રમાણથી સિદ્ધ નથી, કિન્તુ પ્રતીતિમાત્ર સિદ્ધ છે અર્થાત્ કેવલ બુદ્ધિ વિષય માત્ર હોવાથી સર્વજ્ઞરૂપ ધર્મીને વિકલ્પસિદ્ધ સમજવો. આ પર્વત અગ્નિવાળો છે–આ ઠેકાણે પર્વતરૂપ ધર્મિ પ્રત્યક્ષપ્રમાણ દ્વારા પ્રસિદ્ધ હોવાથી તેને પ્રમાણસિદ્ધ સમજવો કાર્યપણુ હોવાથી શબ્દ પરિણામી છે, આ ઠેકાણે વિદ્યમાન શબ્દ તો પ્રત્યક્ષથી જાણી શકાય તેમ છે, પરન્તુ ભૂત-ભવિષ્યકાલના શબ્દ વિકલ્પગમ્ય હોવાથી સામાન્ય રીતે શબ્દરૂપ ધર્મિને ઉભયસિદ્ધ સમજવો

હવે અનુમાનનો નિષ્કર્ષ સમજાવવામા આવે છે—

બીજાએ બતાવેલ સાધનપ્રયોગ વિગેરેની અપેક્ષા સિવાય પોતાની મેળે નિર્ણીત જે અવિનાભાવ સબન્ધ અને સાધન આ બે દ્વારા સાધ્યનુ જે જ્ઞાન કરવુ તે સ્વાર્થાનુમાન સમજવુ.

પક્ષપ્રયોગ-હેતુનો પ્રયોગ—એ દ્વારા બીજાને જે સાધ્યનુ જ્ઞાન કરાવવુ તે પરાર્થાનુમાન કહેવાય અર્થાત્ પક્ષ-વચન અને હેતુવચન આ બે દ્વારા બીજાને સાધ્યનુ જ્ઞાન કરાવવુ તે પરાર્થાનુમાન સમજવુ. વ્યુત્પન્નમતિવાળાને પાચ

અવયવોમાથી બે અવયવો અનુમાનજ્ઞાન પેદા કરાવવામા સપૂર્ણ છે, તેને વિશેષની જરૂર નથી અને અવ્યુત્પન્ન મતિ-વાળાને તો દ્દષ્ટાન્ત, ઉપનય અને નિગમનનો પણ પ્રયોગ કર-વામા આવે છે

## પાચ અવયવોનુ સ્વરૂપ

અનુમેય ધર્મથી યુક્ત ધર્મિને પક્ષ કહેવામા આવે છે અને કોઈ ઠેકાણે અનુમેય ધર્મમાત્રને પણ પક્ષ કહેવામા આવે છે સામાન્યરૂપથી આધારનુ જ્ઞાન હોય તોપણ પર્વત વિગેરે વિશેષ વિશેષ ધર્મિ અને ધર્મને જાણવાની ખાતર આ ઠેકાણે ધૂમ છે એવા હેતુના ઉપસહારવચનની માફક નિશ્ચયથી સાધ્ય ધર્મની ધર્મિતા અને ધર્મતાની સિદ્ધિને માટે પક્ષપ્રયોગ કરવો જરૂરનો છે પક્ષપ્રયોગને બીજા લોકો પ્રતિજ્ઞાના નામથી ઓળખાવેછે સાધ્યધર્મયુક્ત આધારનુ જ્ઞાન કરાવવુ તેજ પ્રતિજ્ઞાવાક્યની મતલબ છે આવા પ્રકારના પક્ષપ્રયોગ અને હેતુપ્રયોગરૂપ બે અવયવો જ અનુમાનના અગભૂત છે અને મદબુદ્ધિવાળાને માટે પાચ અવયવો દ્વારા પણ અનુમાન કરાવવામા આવે છે

હેતુપ્રયોગના બે ભેદ છે એક તથોપપત્તિરૂપ અને બીજો અન્યથોપપત્તિરૂપ

સાધ્યની સદ્ભાવદશામાજ હેતુના સદ્ભાવને તથોપપત્તિ કહેવામા આવે છે, અને સાધ્યની અસદ્ભાવદશામા હેતુના અસદ્ભાવને અન્યથોપપત્તિ કહેવામા આવે છે અર્થાત્ સાધ્યની

વિદ્યમાનદશામા જ હેતુની ઉપપત્તિ તે તથોપપત્તિ અને સાધ્યની અભાવદશામા હેતુની અનુપપત્તિ તે અન્યથોપપત્તિ. હવે તેના ઉદાહરણો આપવામા આવે છે જેમ—આ રસોડું ધૂમ સહિત અગ્નિવાળુ છે આ ઠેકાણે ધૂમની ઉત્પત્તિ અગ્નિ હોય તોજ થઇ શકવાની, અને અગ્નિ ન હોય તો ધૂમની ઉત્પત્તિ પણ નહિ જ થવાની આ બન્ને હેતુના પ્રયોગ-માથી જ્યા જે ઘટે ત્યા તે કરવો, એક સાથે બે પ્રયોગ કરવાની કંઇ પણ જરૂર નથી

પ્ર૦ દરેકને સમજાવવાની ખાતર દૃષ્ટાન્ત વિગેરેનો પ્રયોગ જરૂર કરવો જોઇએ

ઉ૦ પક્ષપ્રયોગ અને હેતુપ્રયોગ દ્વારા બુદ્ધિશાલિને જ્યારે સાધ્યનું જ્ઞાન થતુ હોય ત્યારે તેને માટે દૃષ્ટાન્ત વિગેરેની કંઇ પણ જરૂર નથી એ સહજ સમજી શકાય તેમ છે

પ્ર૦ હેતુ અને સાધ્યનો જે અવિનાભાવ સબન્ધ છે તેના નિર્ણય માટે દૃષ્ટાન્તપ્રયોગ કરવો જરૂરનો છે એમ ખાસ ખ્યાલમા રાખવુ

ઉ૦ અવિનાભાવ સબન્ધરૂપ વ્યાપ્તિજ્ઞાનનો નિર્ણય તર્ક-પ્રમાણથી જ્યારે સિદ્ધ છે ત્યારે તેને માટે દૃષ્ટાન્તપ્રયોગની કંઈ પણ જરૂર નથી એ ખાસ વિચારવુ કિંચ, પ્રત્યેક વ્યક્તિમા વ્યાપ્તિનો નિર્ણય કરવો અશક્ય હોવાથી બીજી વ્યક્તિયોમા પણ વ્યાપ્તિના નિર્ણય માટે બીજુ દૃષ્ટાન્ત આપવું પડશે અને દૃષ્ટાન્ત પણ વ્યાપ્તિરૂપ હોવાથી તેના

નિર્ણય માટે ત્રીજુ દૃષ્ટાન્ત આપવુ પડશે એવી રીતે દૃષ્ટાન્ત-પ્રયોગ માનવામા અનવસ્થા પણ જરૂર આવવાની

પ્ર૦ અવિનાભાવરૂપ સબન્ધને યાદ કરવા માટે દૃષ્ટાન્ત ખાસ જરૂરતુ છે

ઉ૦ સ્વીકૃત અવિનાભાવ સબન્ધવાળા બુદ્ધિશાલિને તો પક્ષ અને હેતુનો પ્રયોગ બતાવવાથી જ સાધ્યજ્ઞાન જ્યારે થઇ શકે છે, ત્યારે તેવા લોકો માટે દૃષ્ટાન્ત વિગેરે આપી સમય રોકવાની કઇ પણ જરૂર નથી

હવે વ્યાપ્તિના ભેદો સમજાવવામા આવે છે અન્તર્વ્યાપ્તિ અને બહિર્વ્યાપ્તિ એમ વ્યાપ્તિના બે ભેદો છે પક્ષરૂપે જેનો સ્વીકાર કરવામા આવ્યો હોય તેની અદર જ હેતુ અને સાધ્યના અવિનાભાવરૂપ સબન્ધનુ જે જ્ઞાન થાય તે અન્તર્વ્યાપ્તિ કહેવાય, અને તેની બહાર જે અવિનાભાવ સબન્ધ જોવામા આવે તે બહિર્વ્યાપ્તિ કહેવાય અનુક્રમે બને વ્યાપ્તિના ઉદાહરણો નીચે આપવામા આવે છે

તેવી રીતે સ્વીકાર કર્યાં સિવાય વસ્તુમા સત્તા સિદ્ધ નહિ થઇ શકતી હોવાથી દરેક પદાર્થ અનેક ધર્મમય છે આ ઠેકાણે તથોપપત્તિરૂપ હેતુનો અને અનેક ધર્મમય સાધ્યનો જે અવિનાભાવ સબન્ધ માનવામા આવ્યો છે તે પક્ષરૂપે સ્વીકારેલ દરેક વસ્તુરૂપ પક્ષ સિવાય બીજે ઠેકાણે છે જ નહિ માટે આવા સ્થળોમા અન્તર્વ્યાપ્તિ સમજવી

ધૂમવાળો હોવાથી આ પ્રદેશ અગ્નિવાળો હોવો જોઈએ-

રસોડા વિગેરેની માફક આ ઠેકાણે ધૂમ અને અગ્નિનો અવિનાભાવ સબન્ધરૂપ વ્યાપ્તિનો નિર્ણય પર્વત પક્ષ સિવાય રસોડા વિગેરેમા પણ જોવામા આવતો હોવાથી આવા સ્થળમા બહિર્વ્યાપ્તિ સમજવી

પ્ર૦ દૃષ્ટાન્તપ્રયોગ વિના પણ બીજાને સાધ્યનુ જ્ઞાન થાય છે તે તો સમજાવવામા આવ્યુ, પરન્તુ ઉપનય અને નિગમન પ્રયોગ વિના સાધ્યનુ જ્ઞાન બીજાને કેવી રીતે થઇ શકે તે જ્યા સુધી સમજાવવામા આવે નહિ ત્યા સુધી તેનો અસ્વીકાર કોઇ પણ રીતે બની શકેજ નહિ

ઉ૦ ઉપનય અને નિગમન પ્રયોગ માત્રથીજ જ્યારે બીજાને સાધ્યજ્ઞાન સારી રીતે થઇ શકે છે,ત્યારે તેને માનવાની શી જરૂર ? તે આપજ સમજાવશો કિંચ દૃષ્ટાન્ત વિગેરે પ્રયોગ કરવા છતા પણ હેતુનુ સામર્થ્ય તો અવશ્ય માનવુ જ પડશે, કારણ કે તે સિવાય તો સાધ્યની સિદ્ધિ વ ધ્યાપુત્ર જેવી થવાની, તો આપજ કહો કે જ્યારે બીજાને સાધ્યનુ જ્ઞાન કરવામા પક્ષપ્રયોગ અને હેતુપ્રયોગ જ એકલા સમર્થ છે, ત્યારે દૃષ્ટાન્ત વિગેરેનો પ્રયોગ કરી નકામો સમય રોકવાની શી જરૂર છે ? ભલે આપ મન્દબુદ્ધિવાળાને માટે દૃષ્ટાન્ત વિગેરેનો પ્રયોગ કરો, પરન્તુ બુદ્ધિશાલિને માટે તો બે અવયવો સિવાય દૃષ્ટાન્ત વિગેરેની કંઇ પણ જરૂર નથી એ ખાસ ખ્યાલમા રાખવુ હવે મ દબુદ્ધિવાળાને સ તોષની ખાતર દૃષ્ટાત વિગેરે સમજાવવામા આવે છે

## દૃષ્ટાંતનુ નિરૂપણ

અવિનાભાવરૂપ વ્યાપ્તિના સ્મરણસ્થાન મહાનસ વિગેરેને દૃષ્ટાન્ત કહેવામા આવે છે તેના બે ભેદ છે એક સાધર્મ્ય દૃષ્ટાન્ત અને બીજુ વૈધર્મ્ય દૃષ્ટાન્ત જે ઠેકાણે સાધનધર્મની સત્તા હોય તે ઠેકાણે અવશ્ય સાધ્યધર્મની સત્તા હોવી જોઇએ તે સાધર્મ્યદૃષ્ટાન્ત કહેવાય જેવી રીતે—જે જે ઠેકાણે ધૂમ તે તે ઠેકાણે રસોડુ, આ ઠેકાણે રસોડુ સાધર્મ્યદૃષ્ટાન્ત સમજવુ

જે ઠેકાણે સાધ્યના અભાવમા સાધનનો અવશ્ય અભાવ જોવામા આવે તે વૈધર્મ્યદૃષ્ટાન્ત સમજવુ જ્યા જ્યા ચૈતન્ય શક્તિ ન હોય ત્યા ત્યા પ્રાણ વિગેરે પણ ન હોય—જેમ સૂકુ લાકડુ -વિગેરે વૈધર્મ્યદૃષ્ટાન્ત સમજવા

### ઉપનયનુ સ્વરૂપ

સાધ્યના આધારરૂપી ધર્મિમા હેતુનો જે ઉપસહાર કરવો તે ઉપનય કહેવાય જેવી રીતે રસોડામા ધૂમને લઇને અગ્નિ જોવામા આવે છે તેવી રીતે પર્વત પણ ધુમાડાવાળો જોવામા આવવાથી અગ્નિવાળો હોવો જોઈએ આનુ નામ ઉપસહાર કહેવાય

### નિગમનનું સ્વરૂપ

સાધ્યધર્મને ફરીથી જે પક્ષમા ઘટાડવુ તે નિગમન કહે

વાય જ્યારે આ ઠેકાણે ધૂમ છે ત્યારે જરૂર અગ્નિ હોવો જોઈએ. અર્થાત્ ધૂમથી અગ્નિનો પક્ષમા જે નિર્ણય કરવો તે નિગમન કહેવાય આ પાચ અવયવો એક ઉદાહરણમા ઘટાવવામા આવે છે વનસ્પતિયો સચેતન છે આવી પ્રતિજ્ઞા કર્યા બાદ શિષ્યે પ્રશ્ન કર્યો જે શાથી વનસ્પતિયો સચેતન છે ? ત્યારે ગુરૂએ ઉત્તરમા હેતુવાકયદ્વારા સમજાવ્યુ કે પ્રાણ વિગેરે જીવનના ચિહ્નો માલૂમ પડતા હોવાથી પાચ ઇન્દ્રિયો, માનસિક શક્તિ, વાચિકશક્તિ, કાયિક શક્તિ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ આ દશને જૈનશાસ્ત્રમા પ્રાણસજ્ઞા આપવામા આવી છે. તેમા એકેન્દ્રિય જીવોને તેમાથી ચાર પ્રાણ હોય છે, બેઇન્દ્રિય જીવને છ પ્રાણ, ત્રણ ઇન્દ્રિયવાળાને સાત પ્રાણ, ચતુરિન્દ્રિયવાળાને આઠ પ્રાણ, મન સિવાયના પચેન્દ્રિયને નવ પ્રાણ અને મનસહિત પચેન્દ્રિયવાળાને દશ પ્રાણ હોય છે તેમા પ્રકૃતમાં વનસ્પતિના જીવો એકેન્દ્રિયવાળા હોવાથી તેમા ચાર પ્રાણ છે આ પ્રકારનુ હેતુવાકય સાંભળી મદબુદ્ધિવાળાના મનમાં ખ્યાલ નહિ આવવાથી ફરીથી પ્રશ્ન કર્યો કે કોની માફક ? ત્યારે તેના ઉત્તરમા જણાવવામા આવ્યુ કે જ્યા જ્યા જીવનના ચિહ્નો પ્રાણ વિગેરે જોવામા આવે છે, ત્યા ત્યા સચેતનપણુ અવશ્ય જોવામા આવે છે, જેમ મનુષ્ય વિગેરે આ મનુષ્યરૂપ દૃષ્ટાન્તમા ઇન્દ્રિયો વિગેરે જીવનના ચિહ્નરૂપ પ્રાણો જોવામા આવતા હોવાથી સચેતનપણુ પણ જરૂર જોવામા આવે છે, તેમ વનસ્પતિમા પણ જીવનના ચિહ્નભૂત પ્રાણો જોવામા આવતા હોવાથી સચેતનપણુ પણ હોવુ

જોઇએ તેની સિદ્ધિ દ્રવ્યપ્રદીપમા કરવામા આવેલી હોવાથી અત્ર તેનુ વિશેષ વિવેચન કરવામા આવતુ નથી એવી રીતે ઉપનય અને નિગમન પણ જાણી લેવા

## પ્રકારાન્તરથી હેતુનુ વિવેચન

એક વિધિસાધક હેતુ અને બીજો નિષેધસાધક હેતુ, અર્થાત્ વિધિરૂપથી જે સાધ્યનુ જ્ઞાન કરાવવાવાળો હોય તે વિધિસાધક કહેવાય, અને જે નિષેધમુખથી સાધ્યનુ જ્ઞાન કરાવવાવાળો હોય તે નિષેધસાધક કહેવાય પ્રસ ગોપાત્ત અભાવના ચાર ભેદો સમજાવવામા આવે છે પ્રાગભાવ,પ્રધ્વ સાભાવ, ઇતરેતરાભાવ અને અત્યન્તાભાવ–આ ચાર અભાવના ભેદો સમજવા જે પદાર્થની નિવૃત્તિમા જે કાર્યની ઉત્પત્તિ થાય તે તે કાર્યનો પ્રાગભાવ સમજવો જેમ માટીના પિ ડ કાર પરિણામની નિવૃત્તિ થયા પછી અર્થાત્ તેની તિરોભાવદશામા ઘટની ઉત્પત્તિ જોવામા આવે છે માટે તે માટીનો પિ ડ ઘટના પ્રાગભાવરૂપ સમજવો :અર્થાત્ જ્યા સુધી માટી પિ ડરૂપ અવસ્થામા હોય ત્યા સુધી ઘટનો પ્રાદુર્ભાવ થઇ શકેજ નહિ, જ્યારે તે મૃત્પિ ડનો તિરોભાવ થાય છે ત્યારે ઘટનો આવિર્ભાવ થાય છે, માટે માટીના પિ ડને ઘટના પ્રાગભાવરૂપે સમજવો એવી રીતે દરેકમા ખ્યાલ રાખવો જેની ઉત્પત્તિદશામા જે કાર્યનો અવશ્ય વિનાશ જોવામા આવે તે તેનો પ્રધ્વ સાભાવ સમજવો જેમ ઘટને ફોડીને કપાલ બનાવ્યા બાદ તે અવસ્થામા ઘટનો પ્રધ્વ સરૂપ અભાવ જોવામા

આવે છે; માટે તે કપાલદશા ઘટના પ્રધ્વંસાભાવરૂપ સમજવી અર્થાત્ કપાલની આવિર્ભાવદશામાં ઘટનો જે તિરોભાવ જોવામાં આવે છે, તે કપાલના આવિર્ભાવને ઘટના પ્રધ્વંસાભાવરૂપ સમજવો

એક સ્વભાવથી બીજા સ્વભાવની જે વ્યાવૃત્તિ કરવી તે ઇતરેતરાભાવ કહેવાય જેમ સ્તંભના સ્વભાવથી ઘટનો સ્વભાવ ભિન્નરૂપે જોવામાં આવે છે, માટે ઘટથી સ્તંભ ભિન્ન છે, અર્થાત્ સ્તંભ છે તે ઘટ નથી આ ઠેકાણે ઘટનો અન્યોન્યાભાવ સ્તંભમાં છે અને સ્તંભનો ઘટમા છે આવી રીતે દરેક ઠેકાણે સમજવુ ત્રણ કાલની અપેક્ષાએ જેના તાદાત્મ્ય પરિણામની નિવૃત્તિ જેમા જોવામા આવે ત્યા તેનો અત્યન્તાભાવ સમજવો જેમ ચેતનનો અચેતનમા અને અચેતનનો ચેતનમા, ભવ્યત્વનો અભવ્યત્વમા અને અભવ્યત્વનો ભવ્યત્વમા એમ સર્વત્ર સમજવુ હવે પ્રકૃતમા હેતુનુ નિરૂપણ જે ચાલતુ હતુ તે સમજાવવામા આવે છે —

સાધ્યની સાથે સંબન્ધ ધરાવનાર અવિરૂદ્ધ એવા વિધિ-સાધક હેતુના છ ભેદો છે વ્યાપ્યહેતુ, કાર્યહેતુ, કારણહેતુ, પૂર્વ-ચરહેતુ, ઉત્તરચર હેતુ અને સહચર હેતુ વિના પ્રયત્ને ઉત્પન્ન નહિ થતો હોવાથી શબ્દ પુદ્ગલ પરિણામરૂપથી અનિત્ય છે, ઘટની માફક' આ ઠેકાણે પુદ્ગલપરિણામરૂપ અનિત્યપણુ વ્યાપક છે અને કાર્યપણુ વ્યાપ્ય છે આ વ્યાપ્યહેતુનુ ઉદાહરણ સમજવું 'ધૂમ હોવાથી પર્વત અગ્નિવાળો છે' આ ઠેકાણે ધૂમ

અગ્નિનુ કાર્ય છે અને અગ્નિ ધૂમનુ કારણ છે, માટે ધૂમ કાર્યહેતુ કહેવાય 'વરસાદના કારણ વિશેષપ્રકારના વાદળા, ગર્જારવ, વિજળીનુ થવું વિગેરે અવ્યભિચારી ચિહ્નો જોવામા આવતા હોવાથી આ ઠેકાણે વરસાદ જરૂર થવાનો' આ ઠેકાણે વરસાદ થવો તે કાર્ય છે અને વિશેષ પ્રકારના વાદળા વિગેરે સામગ્રી કારણરૂપ છે માટે આ કારણહેતુનુ ઉદાહરણ સમજવુ

'તેવા પ્રકારનો કૃત્તિકાનો ઉદય થયેલો હોવાથી શકટનો ઉદય જરૂર થવાનો' આ ઠેકાણે કૃત્તિકાનો ઉદય થયા પછી એક મુહૂર્ત મા જરૂર શકટનો ઉદય થાય છે, માટે કૃત્તિકાનો ઉદય-પૂર્વચરહેતુ જાણવો કૃત્તિકાના ઉદયની પહેલા ભરણીનો ઉદય પ્રથમ થાય છે અને કૃત્તિકાનો ઉદય તેના ઉત્તરકાલમા થતો હોવાથી કૃત્તિકાનો ઉદય ઉત્તરચરરૂપ હેતુ સમજવો અધારામા રહેલો મનુષ્ય કેરી ખાતા ખાતા અનુમાન કરે કે 'સારી રીતે રસવિશેષનો આસ્વાદ થતો હોવાથી આ કેરીની અદર વિશેષ રૂપ પણ હોવુ જોઇએ' આ ઠેકાણે રૂપ અને રસનુ સાથે થવાપણુ હોવાથી આ સહચરહેતુનુ ઉદાહરણ સમજવુ

નિષેધરૂપે સાધ્યને સિદ્ધ કરવાવાળા વિધિરૂપ સાધનના ૭ ભેદ છે સ્વભાવ, વ્યાપ્ય, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર અને સહચર 'વસ્તુની અદર અનેકાન્ત સ્વરૂપ ઉપલબ્ધ થતુ હોવાથી સર્વથા એકાન્ત સ્વરૂપવાળી વસ્તુ જગતમા કોઇ પણ છે જ નહિ' આ ઠેકાણે નિષેધરૂપથી સાધ્યને સિદ્ધ કરવાવાળો વિધિસાધન સ્વભાવહેતુ સમજવો

'ભ્રમિત ચિત્તવાળાની માફક દરેકમાં સંશયશીલ હોવાથી બેચરને કોઇ પણ તત્ત્વમાં નિશ્ચય નથી' આ નિષેધ-સાધક વિધિરૂપ વ્યાપ્યહેતુનું ઉદાહરણ સમજવું.

'મુખનો વિકાર, હોઠનું કંપવું વિગેરે અવ્યભિચારી ક્રોધનાં ચિહ્નો ઉપલબ્ધ થતા હોવાથી આ વ્યક્તિને કોઇ પણ રીતે ક્રોધની ઉપશાન્તિ થતી જ નથી' આ નિષેધસાધક વિધિરૂપ કાર્યહેતુનું ઉદાહરણ જાણવું 'રાગ, દ્વેષ, કાલુષ્યભાવ વિગેરે દૂષણો બિલકુલ નથી અને અધ્યાત્મજ્ઞાનથી સંપન્ન હોવાથી આ મહર્ષિની અંદર અસત્ય વચનનો અવકાશ હોઇ શકે જ નહિ' આ ઠેકાણે અસત્યનું નિમિત્ત રાગ, દ્વેષ, કાલુષ્યભાવ, અજ્ઞાન વિગેરે છે તે જ્યારે મુનિમાં છે જ નહિ ત્યારે અસત્ય વચન પણ ક્યાંથી હોઇ શકે ? આ નિષેધસાધક વિધિરૂપ કારણહેતુનું ઉદાહરણ સમજવું

'રોહિણીનો ઉદય થયેલો હોવાથી બે ઘડી થયા બાદ પુષ્પતારાનો ઉદય થશે નહિ' આ નિષેધસાધક વિધિરૂપ પૂર્વચરહેતુનું ઉદાહરણ સમજવું 'પૂર્વફલ્ગુનીનો ઉદય થવાથી મુહૂર્તની પહેલાં મૃગશિરનો ઉદય થયો ન હતો' આ નિષેધસાધક વિધિરૂપ ઉત્તરચરનું ઉદાહરણ સમજવું 'સમ્યગ્દર્શનનો ઉદય હોવાથી આ મહાત્માની પાસે મિથ્યાજ્ઞાન હોઇ શકે જ નહિ આ નિષેધસાધક વિધિરૂપ સહચર હેતુનું' ઉદાહરણ સમજવું હવે વિધિસાધક પ્રતિષેધરૂપ સાધનના પાંચ ભેદો જણાવવામાં આવે છે વિરૂદ્ધકાર્યાનુપલબ્ધિ, વિરૂદ્ધ-

કારણાનુપલબ્ધિ, વિરૂદ્ધસ્વભાવાનુપલબ્ધિ, વિરૂદ્ધવ્યાપકાનુપલબ્ધિ, વિરૂદ્ધસહચરાનુપલબ્ધિ 'નિરોગપણાના વ્યાપારનાં ચિહ્નો નહિ દેખાતા હોવાથી આ વ્યક્તિમા રોગવિશેષ હોવો જોઇએ' આ વિધિસાધક પ્રતિષેધરૂપ વિરૂદ્ધકાર્યાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવુ

'ઇષ્ટસંયોગ નહિ હોવાથી આ વ્યક્તિમાં કષ્ટવિશેષ જોવામા આવે છે' આ વિરૂદ્ધકારણાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવું

'એકાન્તભાવનાની ઉપલબ્ધિ નહિ થતી હોવાથી તમામ વસ્તુ અનેકાન્ત સ્વભાવવાળી છે' આ વિરૂદ્ધ સ્વભાવાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવુ 'ઉષ્ણપણાની પ્રાપ્તિ નહિ હોવાથી આ ઠેકાણે છાયા હોવી જોઇએ' આ વિરૂદ્ધવ્યાપકાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવું

'આ વ્યક્તિમા સમ્યગ્દર્શનની ઉપલબ્ધિ નહિ હોવાથી મિથ્યાજ્ઞાન છે' આ વિરૂદ્ધસહચરાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવુ

પ્રતિષેધને જણાવવાવાળી અવિરૂદ્ધાનુપલબ્ધિના ૭ ભેદો છે સ્વભાવાનુપલબ્ધિ, વ્યાપકાનુપલબ્ધિ, કાર્યાનુપલબ્ધિ કારણાનુપલબ્ધિ, પૂર્વચરાનુપલબ્ધિ, ઉત્તરચરાનુપલબ્ધિ અને સહચરાનુપલબ્ધિ 'જ્ઞાનકારણ ચક્ષુ વિગેરે સામગ્રી હોવા છતા પણ તેનુ દર્શન થતુ નહિ હોવાથી આ ઠેકાણે ઘડો ન હોવો જોઇએ' આ સ્વભાવાનુપલબ્ધિ–હેતુનુ ઉદાહરણ સમજવુ

'કોઇ પણ વૃક્ષની ઉપલબ્ધિ નહિ હોવાથી આ પ્રદેશમાં આંબાનું ઝાડ ન હોવું જોઇએ' આ વ્યાપકાનુપલબ્ધિનું ઉદાહરણ સમજવું 'અંકુર ઉગેલા બિલકુલ નહિ જોવામા આવતા હોવાથી આ ઠેકાણે જેની શકિત નાશ પામેલી નથી એવું બીજ ન હોવું જોઇએ' આ કાર્યાનુપલબ્ધિનું ઉદાહરણ સમજવું.

'સમ્યગ્દર્શનનો અભાવ હોવાથી આ વ્યક્તિમા પ્રશમ, સવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્ય વિગેરે પરિણામો ન હોવા જોઇએ' આ કારણાનુપલબ્ધિનુ ઉદાહરણ સમજવુ

'ચિત્રા-નક્ષત્રનો ઉદય જોવામા નહિ આવતો હોવાથી મુહૂર્ત પછી સ્વાતિનો ઉદય થશે નહિ' આ પૂર્વચરાનુપલબ્ધિનું ઉદાહરણ સમજવુ 'કૃત્તિકાનો ઉદય નહિ હોવાથી મુહૂર્તની પહેલા ભરણીનો ઉદય ન હતો' આ ઉત્તરચરનુ ઉદાહરણ જાણવું.

સમ્યગ્દર્શનની ઉપલબ્ધિ નહિ હોવાથી શિવજીમાં સમ્યગ્જ્ઞાન છે જ નહિ આ સહચરાનુપલબ્ધિનુ ઉદાહરણ જાણવુ

## હેત્વાભાસનુ નિરૂપણ

હેતુ ન હોય તો પણ હેતુના જેવો જેમાં આભાસ માલૂમ પડે તે હેત્વાભાસ કહેવાય અર્થાત્ દુષ્ટહેતુનેજ હેત્વાભાસ કહેવામા આવે છે તેના ત્રણ ભેદ છે અસિદ્ધ હેતુ, વિરૂદ્ધ હેતુ અને અનૈકાન્તિક હેતુ આ ઠેકાણે અનૈકાન્તહેતુનો વ્યભિચારી હેતુ અર્થ સમજવો જ્યા સ્વરૂપનો અભાવ નિર્ણીત

હોય તે સ્વરૂપાસિદ્ધ સમજવો અને જ્યાં સ્વરૂપનો સંદેહ હોય તે સંદિગ્ધાસિદ્ધહેતુ સમજવો 'ચાક્ષુષપ્રત્યક્ષ હોવાથી શબ્દ પરિણામી છે ' આ ઠેકાણે શબ્દમાં શ્રાવણપ્રત્યક્ષપણું હોવાથી ચાક્ષુષપ્રત્યક્ષપણું હોઈ શકે જ નહિ માટે તે હેતુ સ્વરૂપાસિદ્ધ જાણવો આ પ્રથમ ઉદાહરણ આપવામાં આવ્યું ધૂમાડાની અને ધૂમસની જેને ઓળખાણ બરાબર નથી તે પુરૂષ કહે કે ' ધૂમ હોવાથી આ પ્રદેશ અગ્નિવાળો છે આવા સ્થલમાં આ હેતુ સંદિગ્ધાસિદ્ધ સમજવો ' હવે બીજા પણ અસિદ્ધ હેતુ વિગેરેના ભેદો જણાવવામાં આવે છે. ઉભયાસિદ્ધ હેતુ, અન્યતરાસિદ્ધ હેતુ 'ચક્ષુ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થવાપણું હોવાથી શબ્દ પરિણામી છે ' આ હેતુ દરેકના મત પ્રમાણે જૂઠો હોવાથી ઉભયાસિદ્ધ કહેવાય

'વિજ્ઞાન, ઇન્દ્રિયો, જીવન, મરણ વિગેરે નહિ હોવાથી વનસ્પતિયો અચેતન છે' આ ઠેકાણે જે લોકો વનસ્પતિને અચેતન માને છે તેના મતમાં ઠીક છે, પરન્તુ જે લોકો તેને સચેતન માને છે તેના મત પ્રમાણે તે હેતુ અસિદ્ધ હોવાથી અન્યતરાસિદ્ધ સમજવો એવી રીતે વિશેષ્યાસિદ્ધ હેતુ, વિશેષણાસિદ્ધ હેતુ, આશ્રયાસિદ્ધ હેતુ, આશ્રયૈકદેશાસિદ્ધ હેતુ, સંદિગ્ધાશ્રયાસિદ્ધ હેતુ વિગેરે અસિદ્ધહેતુના ઘણા ભેદો છે

## વિરૂદ્ધહેતુ-નિરૂપણ.

સાધ્યના અભાવનો વ્યાપ્ય જે હેતુ હોય તે વિરૂદ્ધ

હેતુ કહેવાય કાર્યપણુ હોવાથી શબ્દ અનિત્ય છે પ્રત્યભિજ્ઞાન હોવાથી આ વ્યક્તિ નિત્યજ છે. જો આ વ્યક્તિ સ્થિર એક સ્વભાવવાળી હોય તો સુષુપ્તિ અવસ્થામા જેમ બાહ્ય અર્થમા પ્રવૃત્તિ થતી નથી, તેમ જાગૃદવસ્થામા પણ ન થવી જોઇએ, અને તેના અભાવમા પ્રત્યભિજ્ઞાન પણ ન થવું જોઇએ. એમ હોવા છતા પણ પ્રત્યભિજ્ઞાન વિગેરે જો માનવામા આવે તો સ્થિર એકસ્વભાવપણું ક્યાથી રહે તેનો વિચાર કરશો પુરૂષમા પ્રવૃત્તિ કરવાપણુ માનવુ અને સ્થિર એક સ્વભાવ પણ માનવો, આ તો માતા વન્ધ્યા જેવો ન્યાય કહેવાય, આ પુરુષમા સર્વથા નિત્યપણુ સિદ્ધ કરવામા પ્રત્યભિજ્ઞાન વિગેરે વિરુદ્ધ હેતુ જાણવા

પ્ર૦ અવસ્થાના ભેદને લઇને પ્રત્યભિજ્ઞાન કરવામા કઇ પણ અડચણ ન હોવાથી શા માટે પુરુષમા નિત્યપણુ સિદ્ધ ન થાય ?

ઉ૦ ઉપર્યુક્ત શકા નિર્મૂલ જ સમજવી, કારણ કે અવસ્થાવાળાથી અવસ્થાઓ ભિન્ન છે કે અભિન્ન ? એવા અનેક વિકલ્પોનુ તેમા ઉત્થાન થઇ શકે છે કિચ, જ્યારે અવસ્થાભેદને લઇને આ વ્યવહારની ઉત્પત્તિ કરના રશો ત્યારે સ્થિર એક સ્વભાવ તો આકાશમા હવા ખાવા જવાનો, કારણ કે અવસ્થાના ભેદથી તાદાત્મ્યપણાને લઇને અવસ્થાવાળાનો પણ ભેદ જરૂર માનવો પડશે અને જ્યારે તેનો ભેદ થયો, ત્યારે અનિત્યપણું વિના ઇચ્છાએ પણ જરૂર માનવુ પડશે. માટે પુરુષ સર્વથા નિત્ય છે, એમ તો બિલકુલ બોલાય

તેમ છે જ નહિ તથા સર્વથા અનિત્ય–ક્ષણિકરૂપે માનવાવાળા બૌદ્ધના મત પ્રમાણે પણ પ્રત્યભિજ્ઞાન વિગેરે હેતુઓ વિરુદ્ધ સમજવા જ્યારે તેમના મતમા દરેક પદાર્થ ક્ષણિક છે અર્થાત્ સર્વથા નિરન્વયનાશ–સ્વભાવવાળા છે, ત્યારે પુરુષનો સર્વથા નાશ થયા બાદ પ્રત્યભિજ્ઞાન વિગેરે હેતુઓ કયા રહેવાના? માટે પુરુષની સર્વથા નિત્યપણાની સિદ્ધિમા અથવા અનિત્ય પણાની સિદ્ધિમા આપવામા આવેલ જે પ્રત્યભિજ્ઞાન, તે બરાબર ન ઘટતુ હોવાથી એવા હેતુઓ વિરુદ્ધ જ સમજવા, કારણ કે પુરુષ તો કથંચિત્ નિત્ય છે અને કોઇ અપેક્ષાએ અનિત્ય પણ છે માટે સર્વથા નિત્ય યા અનિત્ય કોઇ પણ રીતે માની શકાય તેમ નથી વિપક્ષના એકદેશમા રહેવાવાળો અને પક્ષનો વ્યાપક વિરુદ્ધ હેતુ, પક્ષ–વિપક્ષના એક દેશમા રહેવાવાળો વિરુદ્ધ હેતુ, પક્ષના એકદેશમા રહેવાવાળો અને વિપક્ષનો વ્યાપક વિરુદ્ધ હેતુ, પક્ષનો વ્યાપક અને વિપક્ષના એક દેશમા રહેવાવાળો વિરુદ્ધ હેતુ, વિપક્ષનો વ્યાપક અને પક્ષના એક દેશમા રહેવાવાળો વિરુદ્ધ હેતુ એવી રીતે વિરુદ્ધના પણ ઘણા ભેદો છે

## અનેકાન્ત હેત્વાભાસનુ સ્વરૂપ.

સાધ્યના અને સાધ્યના અભાવના અધિકરણમા રહેવાવાળા હેતુને અનેકાન્તિક હેતુ કહેવામા આવે છે, અથવા સાધ્યના અભાવના અધિકરણમા રહેવાપણુ નિશ્ચિત હોય યા તો સંદિગ્ધ હોય તો પણ તે હેતુને અનેકાન્તિક સમજવો

અનેકાન્તિક હેતુ સાધ્યના અને તેના અભાવના સમાનાધિકરણમા ટકી શકે છે, પરન્તુ વિરૂદ્ધ હેતુમા આ વાત સભવિત નહિ હોવાથી વિરૂદ્ધ અને અનેકાન્તિકમા આ ભેદ સમજવો હવે હેત્વાભાસની માફક દરેક પ્રમાણાભાસ જણાવવામા આવે છે સાવ્યવહારિક પ્રત્યક્ષના જેવો જેનો આભાસ માલૂમ પડે તે પ્રત્યક્ષાભાસ કહેવાય જેમ વિલક્ષણ પ્રકારના વાદળા જોવાથી ગન્ધર્વનગરના જેનો આભાસ માલૂમ પડે છે, તે ગન્ધર્વનગરના વિષયમા પ્રત્યક્ષાભાસ સમજવો

શખમા પીળાપણાનો આભાસ, મૃગતૃષ્ણામા પાણીનો આભાસ, સુખમા દુખનો આભાસ, દુખમા સુખનો આભાસ વિગેરે પ્રત્યક્ષાભાસના ઉદાહરણો સમજવા

વિભગથી અવધિજ્ઞાન જેવો આભાસ થાય તે પારમાર્થિક પ્રત્યક્ષાભાસ કહેવાય યુક્તિસિદ્ધ અને આગમ સિદ્ધ અસખ્યાતા દ્વીપ-સમુદ્રો છે, તોપણ શિવ નામના રાજર્ષિને અતીન્દ્રિય પ્રત્યક્ષથી સાતદ્વીપ-સમુદ્રનુ જ પ્રત્યક્ષ થયુ કે 'તિર્છાલોકમા સાત જ દ્વીપ-સમુદ્ર છે, અધિક છે જ નહિ' એવા પ્રત્યક્ષને પારમાર્થિક પ્રત્યક્ષાભાસ સમજવુ

જેનો અનુભવ બિલકુલ થયો જ ન હોય, તેનુ જે સ્મરણ થાય તે સ્મરણાભાસ સમજવો

એક પદાર્થ પ્રથમ જોયા પછી તેના સરખો બીજો પદાર્થ કાલાન્તરે દૃષ્ટિગોચર થતા કહેવુ કે તે આ છે તે પ્રત્યભિજ્ઞાનાભાસ સમજવો

વ્યાપ્તિ ન હોય તોપણ જેમા વ્યાપ્તિને ગ્રહણ કરવાવાળા તર્કના જેવો આભાસ થાય તે તર્કાભાસ સમજવો દૃષ્ટાન્ત—મૈત્રનો પુત્ર હોવાથી તે કાળો છે એ ઠેકાણે જેટલા મૈત્રના પુત્રો છે, તે તમામ કાળા હોય છે એવા તર્કને તર્કાભાસ સમજવો પક્ષનો આભાસ, હેતુનો આભાસ, સાધ્યનો આભાસ, વ્યાપ્તિનો આભાસ વિગેરે આભાસથી ઉત્પન્ન થયેલ અનુમાનને અનુમાનાભાસ કહેવાય

પ્રત્યક્ષ, અનુમાન, આગમ, લોક, સ્વવચન વિગેરે દ્વારા સાધ્ય ધર્મનુ જે નિરાકરણ કરવુ તે નિરાકૃતસાધ્ય ધર્મ વિશેષણ કહેવાય તે વાત ઉદાહરણદ્વારા સમજાવવામા આવે છે

'પાચ ભૂતથી વિલક્ષણ કોઈપણ આત્મા નામનો પદાર્થ છે જ નહિ' આ પ્રત્યક્ષ નિરાકૃતસાધ્યધર્મનુ ઉદાહરણ સમજવુ 'સર્વજ્ઞ અથવા વીતરાગ જગતમાં કોઈ પણ નથી'—આ અનુમાનથી નિરાકૃતસાધ્યધર્મનુ વિશેષણ સમજવુ 'જૈનોએ રાત્રિભોજન કરવુ જોઈએ'—આ આગમનિષિદ્ધ સાધ્યધર્મ-વિશેષણનુ ઉદાહરણ છે 'પ્રમાણ, પ્રમેય વિગેરેનો વ્યવહાર પારમાર્થિક નથી'—આ લોકનિષિદ્ધ સાધ્યધર્મ-વિશેષણનુ ઉદાહરણ જાણવુ 'પ્રમેયનુ નિશ્ચાયક કોઈ પણ પ્રમાણ છે જ નહિ'—આ સ્વવચનનિષિદ્ધ સાધ્ય ધર્મવિશેષણનુ ઉદાહરણ માનવુ સ્યાદ્વાદીઓના મતમા 'ઘટ વિગેરે સર્વથા અનિત્ય જ છે અથવા

નિત્ય જ છે ' એમ જે બોલવુ તે અનિષ્ટ સાધ્યધર્મ-વિશેષણનુ ઉદાહરણ જાણુવુ આવી રીતે પ્રમાણાભાસના અનેક ભેદો પોતાના બુદ્ધિબલથી જાણી લેવા

## દૃષ્ટાન્તાભાસનુ નિરૂપણ

સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસના નવ ભેદ છે—સાધ્યધર્મવિકલ, સાધનધર્મવિકલ, ઉભયધર્મવિકલ, સદિગ્ધસાધ્યધર્મવાળુ, સદિગ્ધસાધનધર્મવાળુ, સદિગ્ધઉભયધર્મવાળુ, અનન્વય, અપ્રદર્શિતાન્વય, વિપરીતાન્વય. આ દરેક દૃષ્ટાન્તાભાસ ઉદાહરણદ્વારા સમજાવવામા આવે છે —

- 'દુખની માફક અમૂર્ત્ત હોવાથી શબ્દ અપૌરૂષેય છે ' આ ઠેકાણે દુખરૂપ ઉદાહરણમા અપૌરૂષેયરૂપ સાધ્ય નહિ રહેવાથી સાધ્યધર્મવિકલ દૃષ્ટાન્ત સમજવુ, કારણકે પુરુષના વ્યાપાર સિવાય દુખ ઉત્પન્ન થાય જ નહિ; અને જ્યારે પુરુષના ખરાબ પ્રયત્નથી દુખ ઉત્પન્ન થાય છે, ત્યારે અપૌરુષેય કેવી રીતે કહી શકાય ? 'પરમાણુની માફક અમૂર્ત્ત હોવાથી શબ્દ અપૌરુષેય છે' આ ઠેકાણે પરમાણુરૂપ દૃષ્ટાન્ત જ્યારે મુર્ત્ત છે, ત્યારે અમૂર્ત્તપણારૂપ સાધન તેમા કેવી રીતે રહી શકે ? માટે પરમાણુ દૃષ્ટાન્ત સાધનવિકલ સમજવુ 'ઘડાની માફક અમૂર્ત હોવાથી શબ્દ અપૌરુષેય છે.' આ ઠેકાણે ઘટદૃષ્ટાન્તમા અમૂર્ત્તપણારૂપ સાધન અને અપૌરુષેય સાધ્ય

આ બેમાથી કોઇ પણ નહિ રહેવાથી ઘટ-દૃષ્ટાન્ત ઉભયવિકલ સમજવુ ' શિવદત્તની માફક વક્તૃત્વ-હોવાથી દેવદત્ત પણ રાગાદિદોષવાળો છે ' આ ઠેકાણે શિવદત્ત-દૃષ્ટાન્તમા રાગ, દ્વેષ, મોહ વિગેરે દોષો સંદિગ્ધ છે, કારણ કે બીજાના મનના વિકારો આપણી અપેક્ષાએ પરોક્ષ છે, અને રાગ વિગેરે દોષોનુ અવ્યભિચારી લિંગ પણ જોવામા આવતુ નથી માટે શિવદત્તદૃષ્ટાન્ત સંદિગ્ધસાધ્યધર્મવાળુ સમજવુ મૈત્રની માફક રાગ વિગેરે દોષો હોવાથી આ વ્યક્તિ મરણધર્મવાળી છે ' આ મૈત્રદૃષ્ટાન્તમા રાગ, દ્વેષ વિગેરે સાધનનો સંશય હોવાથી સંદિગ્ધસાધનધર્મવાળુ દૃષ્ટાન્ત સમજવુ મુનિની માફક રાગ વિગેરેનો સદ્ભાવ હોવાથી આ વ્યક્તિ સર્વજ્ઞ નથી ' આ ઠેકાણે મુનિરૂપ દૃષ્ટાંતમા સાધ્ય અને સાધન એનો સંશય હોવાથી ઉભયધર્મવાળુ આ દૃષ્ટાન્ત સમજવુ પોતાને ઇષ્ટ વ્યક્તિની માફક વક્તૃત્વ હોવાથી અમુક વ્યક્તિ પણ રાગાદિદોષવાળી છે આ ઠેકાણે પોતાને અભીષ્ટ વ્યક્તિરૂપ દૃષ્ટાન્તમા જો કે વક્તૃત્વ અને રાગ, દ્વેષ વિગેરેનો સદ્ભાવ જોવામા આવેલો છે, તો પણ ' જે જે વક્તા હોય તે તે રાગાદિદોષવાળા છે ' એવી વ્યાપ્તિ સિદ્ધ થઇ શકતી નહિ હોવાથી તે દૃષ્ટાન્ત અનન્વય જાણવુ. ઘટની માફક કાર્યરૂપ હોવાથી શબ્દ અનિત્ય છે આ ઠેકાણે ઘટ-દૃષ્ટાન્તમા જો કે વ્યાપ્તિ સિદ્ધ છે તો પણ વાદીએ નહિ બતાવેલી હોવાથી અપ્રદર્શિતાન્વયરૂપ દૃષ્ટાન્ત સમજવુ 'કાર્યરૂપ હોવાથી શબ્દ અનિત્ય છે' જે અનિત્ય હોય તે કાર્ય હોય, ઘટની માફક ' આ ઠેકાણે જે જે કાર્ય હોય તે તે અનિત્ય કહેવાય

આવી રીતે વ્યાપ્તિ ન બતાવતા 'અનિત્ય હોય તે કાર્ય હોય' આવી વિપરીત વ્યાપ્તિ બતાવવા જે દૃષ્ટાન્ત આપવુ તે વિપરીતાન્વય કહેવાય આ નવ ભેદો સાધર્મ્ય દૃષ્ટાન્તાભાસના બતાવવામા આવ્યા વૈધર્મ્યદૃષ્ટાન્તાભાસના પણ નવ ભેદો બતાવવામા આવે છે. અસિદ્ધ સાધ્યવ્યતિરેક, અસિદ્ધ સાધનવ્યતિરેક, અસિદ્ધ ઉભયવ્યતિરેક, સંદિગ્ધ સાધ્યવ્યતિરેક, સંદિગ્ધ સાધનવ્યતિરેક, સંદિગ્ધ ઉભયવ્યતિરેક, અવ્યતિરેક, અપ્રદર્શિત વ્યતિરેક, વિપરીત વ્યતિરેક હવે તેના અનુક્રમે ઉદાહરણ તપાસીએ – 'પ્રમાણપણુ હોવાથી અનુમાન પ્રમાણ ભ્રાન્ત છે, જે ભ્રાન્ત ન હોય તે પ્રમાણ પણ ન હોય, જેમ સ્વપ્નજ્ઞાન ' આ ઠેકાણે સ્વપ્નજ્ઞાન–દૃષ્ટાન્તમા પણ ભ્રાન્તિની નિવૃત્તિ જ્યારે જોવામા આવતી નથી, ત્યારે સાધ્યની વ્યતિરેકવ્યાપ્તિની સિદ્ધિ પણ કયાથી થાય ? અને તે સિવાય આ દૃષ્ટાન્ત સાધ્યવ્યતિરેકનુ છે, એમ પણ કેવી રીતે કહી શકાય ? આ સાધ્યવ્યતિરેક દૃષ્ટાન્તાભાસ સમજવો ' પ્રમાણપણુ હોવાથી દર્શનરૂપ નિર્વિકલ્પક જ્ઞાન પ્રત્યક્ષપ્રમાણરૂપ છે, જે આકાર ઉપયોગરૂપ સવિકલ્પકજ્ઞાન ન હોય તે પ્રમાણરૂપ પણ ન હોય, આનુમાનિક જ્ઞાનની માફક આ ઠેકાણે આનુમાનિક જ્ઞાનરૂપ દૃષ્ટાન્તમા પ્રમાણની નિવૃત્તિ થતી નહિ હોવાથી અસિદ્ધસાધનવ્યતિરેકવાળુ આ દૃષ્ટાન્ત સમજવુ ' સત્ત્વપણુ હોવાથી શબ્દ નિત્યાનિત્યરૂપ છે, જે નિત્યાનિત્ય ન હોય તે પદાર્થ પણ ન હોય, જેમ સ્તંભ આ દૃષ્ટાન્તમા પણ નિત્યાનિત્યપણાની નિવૃત્તિ થતી ન હોવાથી અસિદ્ધ

ઉભયવ્યતિરેકવાળું દૃષ્ટાન્ત સમજવું 'સર્વથા ક્ષણિક અને એકાન્તપણાનું પ્રતિપાદન કરવાવાળો હોવાથી કપિલ સર્વજ્ઞ નથી અને આપ્ત પણ નથી, જે જે સર્વજ્ઞ હોય તે તે તમામ પદાર્થ ક્ષણિક છે અને એકાન્તરૂપ છે એવી રીતે પ્રતિપાદન કરવાવાળા હોય છે, જેમ બુદ્ધદેવ વિગેરે આટે કપિલ વિગેરે સર્વજ્ઞ નથી તેમ આપ્ત પણ નથી આ ઠેકાણે બુદ્ધદૃષ્ટાન્તમા પણ સર્વજ્ઞપણાનો અને અનાપ્તપણાનો સશય બરાબર હોવાથી આ દૃષ્ટાન્ત સદિગ્ધસાધ્યવ્યતિરેકરૂપ સમજવુ 'રાગાદિ વિગેરેનો સદ્ભાવ હોવાથી અમુક વ્યક્તિનો ઉપદેશ માનનીય નથી, જે જે આદેયવચન હોય તે તે વીતરાગ કહેવાય, જેમ શૌદ્ધોદનિ' આ ઠેકાણે શાદ્ધોદનિરૂપ દૃષ્ટાન્તમા પણ રાગાદિના સદ્ભાવનો સશય હોવાથી આ દૃષ્ટાન્ત સદિગ્ધસાધનવ્યતિરેકરૂપ સમજવુ 'કૃપાપાત્ર સિહ વિગેરેને પોતાનુ માસ નહિ આપતો હોવાથી કપિલ વીતરાગ નથી, જે જે વીતરાગ હોય તે તે કૃપાપાત્ર સિહ વિગેરે જીવોને પોતાનુ માસ આપવાવાળા હોય, જેમ બુદ્ધદેવ'—આ ઠેકાણે બુદ્ધ વિગેરે દૃષ્ટાન્તમા કૃપાપાત્ર સિહ વિગેરેને અનુકપાથી પોતાનુ માસ આપવાનુ સદિગ્ધ હોવાથી સદિગ્ધ ઉભયવ્યતિરેક દૃષ્ટાત સમજવુ વક્તૃત્વ હોવાથી અમુક વ્યક્તિ વીતરાગ નથી, જે વીતરાગ હોય તે વકતા ન હોય, જેમ પાષાણ' આ દૃષ્ટાન્ત વ્યતિરેકરહિત સમજવું 'આકાશની માફક કાર્ય પણ હોવાથી શબ્દ અનિત્ય છે' આ દૃષ્ટાન્ત અપ્રદર્શિત વ્યતિરેકવાળુ સમજવુ 'કાર્યપણુ હોવાથી શબ્દ અનિત્ય

છે, જે કાર્ય ન હોય તે નિત્ય હોય; જેમ આકાશ'. આ દૃષ્ટાન્ત વિપરીતવ્યતિરેકવાળુ સમજવુ ઉપનય અને નિગમનનુ જે સ્વરૂપ બતાવવામા આવ્યુ છે, તેથી ઉલટું જેનુ સ્વરૂપ હોય તે ઉપનયાભાસ અને નિગમનાભાસ સમજવા તે બને ઉદાહરણ આપી સમજાવવામાં આવે છે— 'કાર્યપણુ હોવાથી શબ્દ પરિણામી છે, જે જે કાર્ય હોય તે તે પરિણામી હોય, જેમ કુભ' આ ઠેકાણે પરિણામી શબ્દ કૃતક છે, જેમ કુભ વિગેરે આવા સ્થલમા સાધ્યધર્મ પરિણામીનો સાધ્યધર્મિમા અને સાધનધર્મનો દૃષ્ટાન્તધર્મિમા જે ઉપસહાર કરવો તે ઉપનયાભાસ કહેવાય આ જ પ્રયોગમા 'પરિણામી હોવાથી શબ્દ કાર્ય છે, તે કારણ માટે કુભ પરિણામી છે' આ ઠેકાણે સાધનધર્મનો સાધ્યધર્મિમા અને સાધ્યધર્મનો દૃષ્ટાન્ત ધર્મિમા ઉપસહાર થતો હોવાથી નિગમનાભાસ સમજવો અનાપ્તવચનના ઉપદેશથી ઉત્પન્ન થયેલ જે જ્ઞાન તે આગમાભાસ કહેવાય–સર્વજ્ઞના સ્વરૂપને અને તેના ઉપદેશને સમજ્યાસિવાય મન કલ્પિત બોલનારના વાક્યોની માફક 'પ્રત્યક્ષ જ એક પ્રમાણરૂપ છે, બીજુ કોઈ પણ પ્રમાણ છે જ નહિ' એવો જે પ્રમાણની સખ્યાનો નિયમ બાધવો તે સખ્યાભાસ કહેવાય 'વસ્તુ સામાન્યસ્વરૂપ જ છે, વિશેષસ્વરૂપવાળી નથી, અથવા વિશેષસ્વરૂપ જ છે, સામાન્યસ્વરૂપ નથી, અથવા સામાન્ય અને વિશેષ એ બને સ્વતત્ર છે, કેટલાક પદાર્થો કેવળ સામાન્યરૂપ જ છે અને કેટલાક વિશેષરૂપ જ

છે, આવું જે કથન કરવું તે વિષયાભાસ કહેવાય ' પ્રમાણનું ફલ પ્રમાણથી સર્વથા ભિન્ન જ છે, એમ જે કહેવું તે પ્રમાણ ફલાભાસ કહેવાય પ્રસગોપાત્ત આભાસોનું સ્વરૂપ બતાવ્યા પછી હવે આગમનું સ્વરૂપ સમજાવવામા આવે છે—,

## આગમપ્રમાણનું નિરૂપણ

આપ્તના વચનથી ઉત્પન્ન થયેલ જે પદાર્થ વિજ્ઞાન, તે મુખ્યથી આગમપ્રમાણ કહેવાય અને આપ્તવચનને ગૌણ રૂપથી આગમરૂપ પ્રમાણ માનવું

પ્ર૦ ધૂમની માફક વ્યાપ્તિગ્રહણદ્વારા અર્થનું પ્રતિ પાદકપણુ હોવાથી શબ્દ અનુમાન પ્રમાણથી ભિન્ન નથી, માટે આગમપ્રમાણને જુદુ ન માનવુ જોઇએ

ઉ૦ સોનામહોર સાચી છે અથવા ખોટી છે એની પરીક્ષા કરવા માટે વિશેષ ચિન્હો જોયા પછી એમ કહેવામા આવે, કે આવા પ્રકારના ચિહ્નવાળી હોય તે સાચી સમ જવી, આથી ભિન્ન હોય તે જૂઠી સમજવી આવી રીતે પ્રત્યક્ષ દ્દષ્ટિગોચર વસ્તુમા પણ વ્યાપ્તિદ્વારા સાચા ખોટા પદાર્થનુ પ્રતિપાદકપણુ હોવાથી આપના મત પ્રમાણે તો પ્રત્યક્ષપ્રમાણનો પણ અનુમાનમા અન્તર્ભાવ કરવો જોઇએ માટે પ્રત્યક્ષપ્રમાણને પણ જૂદુ માનવાની શી જરૂર છે ? તેનો વિચાર કરશો

પ્ર૦ ચક્ષુદ્વારા સારી રીતે પરીક્ષા કરી જોવાથી સાચા ખોટાનું જ્યારે બરાબર જ્ઞાન થાય છે, ત્યારે પ્રત્યક્ષમા

વ્યાપ્તિનો અવકાશ જ કયા રહેવાનો ? માટે પ્રત્યક્ષ તો જરૂર જૂદુ માનવુ જોઇએ.

ઉ૦ શબ્દનુ ઉચ્ચારણ ભવ્ય જીવના શ્રવણગોચર થવાથી અર્થનુ સવેદન જ્યારે બરાબર થાય છે, ત્યારે શબ્દમા પણ તમારા વિચાર પ્રમાણે વ્યાપ્તિનો અવકાશ જ કયા રહેવાનો ? માટે આગમપ્રમાણ જૂદુ કેમ ન માનવુ જોઇએ ?

પ્ર૦ 'આવા પ્રકારના વિશેષ ચિન્હવાળી જે સોનામહોર હોય તે સાચી કહેવાય, બીજી ખોટી સમજવી' એવા પ્રકારના ઉપદેશની સહાયતાથી ચક્ષુરિન્દ્રિય પોતે જ સાચા-ખોટાનો નિર્ણય જરૂર કરી લેશે, માટે ત્યા વ્યાપ્તિની જરૂર નથી અને શબ્દજ્ઞાનમા તેની જરૂર છે, માટે આગમપ્રમાણ ન માનવુ જોઇએ

ઉ૦ 'જેટલા પનસશબ્દ હોય તે તમામ પનસરૂપ અર્થના વાચક છે' એવા પ્રકારની વાચ્યવાચક જ્ઞાનની સહાયતાને લઇને જ્યારે પોતે પનસશબ્દ તેવા પ્રકારના અર્થને પ્રતિપાદન કરવામા કુશલતા મેળવી શકે છે તો કહો કે ત્યા વ્યાપ્તિજ્ઞાનની અપેક્ષા રહે છે ખરી ? અર્થાત્ બિલકુલ નહિ, માટે જરૂર આગમપ્રમાણને જૂદુ માનવુ જોઇએ

## આપ્તના સ્વરૂપનું નિરૂપણ

રાગ, દ્વેષ, મોહ વિગેરે દૂષણનો સર્વથા ક્ષય થવો તે આપ્તિ કહેવાય તેવા પ્રકારની આપ્તિ જેમા વિદ્યમાન હોય તે આપ્ત કહેવાય અર્થાત્ રાગ, દ્વેષ, મોહ વિગેરે દૂષણગણથી સર્વથા રહિત વ્યક્તિવિશેષને આપ્ત કહેવામા આવે છે

તાત્પર્યાર્થ–અભિધેય પદાર્થનું જેવું સ્વરૂપ હોય તેવા પ્રકારના સ્વરૂપથી તેને જાણીને તેવી રીતે જ ઉપદેશ દ્વારા પ્રતિપાદન કરે તે આપ્ત કહેવાય તે જ વાતને નીચેનો શ્લોક પણ પુષ્ટિ આપે છે—

> आगमो ह्याप्तवचनमाप्तिं दोषक्षयं विदुः ।
> क्षीणदोषोऽनृतं वाक्यं न ब्रूयाद् हेत्वसम्भवात् ॥
>
> —રત્નાકરાવતારિકા પરિચ્છેદ ૪, પૃ ૩૭

ભાવાર્થ–આપ્તના વચનનું નામ આગમ છે દોષના ક્ષય ને આપ્તિ કહેવામા આવે છે આવા પ્રકારની આપ્તિ જેને હોય તે કદાપિ અસત્ય બોલે જ નહિ, કારણ કે મૃષાવાદનું કારણ રાગ, દ્વેષ, મોહ વિગેરે હોય છે, તે તો આપ્તની પાસે જ્યારે છે જ નહિ, ત્યારે કારણના અભાવમા અસત્યરૂપ કાર્ય પણ ક્યાથી સભવે ? તેનો વિચાર કરશો તો આપ્તના બે ભેદ છે એક લૌકિક અને બીજા લોકોત્તર માતા, પિતા વિગેરે પુત્રને માટે લૌકિક આપ્ત કહેવાય, કારણ કે તેઓ પોતાના અન્વર્થને લઈને નિરતર પુત્રના હિત માટે પ્રવૃત્તિ કરે છે પુત્ર પ્રત્યે તેવા માતા-પિતા અનાપ્તપણાનો વર્તાવ કરી શકે નહિ એમ હોવા છતા પણ જેઓ અનાપ્ત રીતે વર્તાવ કરે તે માતાપિતા કહેવાય જ નહિ તીર્થંકર, કેવલી, ગણધર વિગેરે મુખ્ય રીતે લોકોત્તર આપ્ત જાણવા, અને તેમના ઉપદેશને અનુસરીને જેઓ વાસ્તવિક રીતે પદાર્થનું પ્રતિપાદન કરતા હોય તેમને પણ આપ્તકોટિમા જ ગણવા, કારણ કે તેઓને રાગ, દ્વેષ, મોહ વિગેરેનો

અવકાશ ન હોવાથી કેવળ ભવ્ય જીવોના કલ્યાણ માટે જ લોકોત્તર દેશના આપી સંસારસમુદ્રમાંથી ઉદ્ધાર કરવા સિવાય તેમનો બીજો કોઇ પણ ઉદ્દેશ હોતો નથી, માટે તે લોકોત્તર આપ્ત છે એથી વિપરીત આચરણવાળા અસંબદ્ધ-પ્રલાપીઓ પાસે તો આપ્તપણાની ગન્ધ પણ કયાંથી હોઇ શકે ? જ્યાં આપ્તપણું સંભવતું જ નથી ત્યાં તેમના ઉપદેશથી ભવ્ય જીવોનો ઉદ્ધાર કેવી રીતે થાય તે સહજ સમજી શકાય તેમ છે એ વાતનો અનુભવ શ્રુતિ, સ્મૃતિ, વેદ વિગેરે ગ્રન્થો જોવાથી સ્વયમેવ થઇ શકે તેમ છે કિંચ, જ્યાં રાગ-દ્વેષનું પ્રબલ સામ્રાજ્ય હોય, ત્યાં પૂર્વાપરવિરુદ્ધ વાતનું નિરૂપણ હોય એમાં નવાઇ શાની ? એમાં બિચારા તે લોકોનો કંઇ પણ દોષ નથી, કિંતુ દોષમાત્ર મોહરાજાનો જ છે કે જેણે આવા પુરુષોને પણ છોડયા નહિ સર્વજ્ઞ-વીતરાગ-આપ્તના વચનનું જો નિરીક્ષણ કરવું હોય તો આચારાંગ વિગેરે ગ્રન્થોનું અવલોકન કરવું અપરંચ, જે દુનિયામાં વીતરાગને દેવ તરીકે માનવામાં આવેલા હોય અને નિર્ગ્રન્થ વ્યક્તિને ગુરુ તરીકે માનવામાં આવેલ હોય અને અહિંસાત્મક જ ધર્મ હોય, તે દર્શનમાં અસત્યનો અવકાશ હોય ખરો ? અર્થાત્ બિલકુલ નહિ ઉપર્યુક્ત આપ્તનું નિરૂપણ કર્યા બાદ હવે તેના વચનનું નિરૂપણ કરવામાં આવે છે—વર્ણ, પદ, વાક્ય, પ્રકરણ, શ્રુત-સ્કન્ધ, ઉદ્દેશ, સમુદ્દેશ, શતક, પરિચ્છેદ, અધ્યાય વિગેરે સ્વરૂપવાળું વચન સમજવું તેમાં પુદ્ગલદ્રવ્યથી નિષ્પન્ન અકાર વિગેરેને વર્ણ કહેવામાં આવે છે અર્થાત્ ભાષાવર્ગણા-દ્રવ્યદ્વારા નિષ્પન્ન અકાર વિગેરે શબ્દને વર્ણ કહેવામાં આવે છે.

प्र० वर्णमा ज्यारे अनित्यपणु सिद्ध थवु ज घणी मुश्केली भरेलु छे, त्यारे पुद्गलथी बनेल छे एम कहेवानी तो वातज शी करवी ? तेज वातनु स्पष्टीकरण करवामा आवे छे ते आ गगार छे, ते आ घटशब्द छे एवा प्रकारनु प्रत्यभिज्ञान ज शब्दमा नित्यता सिद्ध करवा ज्यारे तैयार छे, त्यारे अनित्यतानी तो वात ज शी करवी ? किंच, हवे अनुमान प्रमाण द्वारा पण शब्दमा नित्यतानी सिद्धि करवामा आवे छे

शब्दपणानी माफक श्रवणेन्द्रियद्वारा साभळवापणु होवाथी शब्द नित्य छे बीजाने माटे तेनु जे उच्चारणु करवु ते बीजा प्रकारथी नहि बनी शकतु होवाथी शब्द नित्य छे आवा प्रकारनी अर्थापत्ति पण शब्दमा नित्यता सिद्ध करी आपे छे माटे शब्द पौद्गलिक नथी ए वात खूब दृढतापूर्वक मनमा धारी राखवी

उ० प्रदीपना प्रत्यभिज्ञाननी माफक कथंचित् अनित्य पणानी साथे अविनाभावने भजवावाळु प्रत्यभिज्ञान पण शब्दने एकान्तथी एकस्वरूप मानवावाळाओना मनमा ते आ गकार छे, ते आ घट शब्द छे एवा प्रकारनु थई शके ज नहि, किन्तु कथंचित् अनित्य मानवामा ज आ वातनी उत्पत्ति थई शके तेम छे

प्र० जो कथंचित् अनित्यपणामा प्रत्यभिज्ञान थतु होय तो आत्मानी अदर ते आ देवदत्त छे एवा प्रकारनु प्रत्यभिज्ञान न थवु जोईए, कारण के आत्मा तो सर्वथा नित्य छे, एम दरेक लोक माने छे माटे कहो के प्रत्यभिज्ञानने लईने शब्दने नित्य मानवो ए ज सर्वोत्तम वात छे

ઉ૦ આત્મામા સર્વથા નિત્યપણુ કોઇ પણ રીતે સિદ્ધ થઇ શકે તેમ નથી. એમ હોવા છતા જો માનવામા આવે તો તમામ વ્યવહારનો ઉચ્છેદ થવાનો. આ વાતનું સ્પષ્ટીકરણ દ્રવ્ય-પ્રદીપમા વિસ્તારથી કરવામા આવેલુ હોવાથી અત્ર તેનું પિષ્ટપેષણ કરવામા આવતુ નથી આત્મા કથંચિત્ નિત્ય છે અને અનિત્ય પણ છે આ તેનો પરમાર્થ છે માટે કહો અમારે પ્રત્યભિજ્ઞાન થવામા શી અડચણ છે ? અને તે પણ શબ્દને પાદ્દગલિક સિદ્ધ કરવામા બાધક નથી તેમ અનુમાન પણ વિઘ્નકારક નથી તે સમજાવવામા આવે છે—'સુખ-દુ ખ વિગેરેની માફક તીવ્રતા, મન્દતા વિગેરે ધર્મોથી યુક્ત હોવાથી શબ્દ અનિત્ય છે ' આ અનુમાન પણ પૂર્વોક્ત અનુમાનનો બાધ કરી શબ્દમા અનિત્યતા સિદ્ધ કરી આપે છે

પ્ર૦ તીવ્ર, મન્દ વિગેરે ધર્મો વ્યંજકનો આશ્રય કરવાવાળા હોવાથી તે ઠેકાણે તેનો આભાસ માલૂમ પડે છે અને તેની વ્યંજક પણ કોષ્ઠય વાયુવિશેષ ધ્વનિયો સમજવી

ઉ૦ જો વ્યંજકાશ્રિત તીવ્ર, મન્દ વિગેરે શબ્દના ધર્મો હોય તો કોષ્ઠયવાયુવિશેષ ધ્વનિયો પોતે શ્રાવણપ્રત્યક્ષરૂપ ન હોવાથી તેના ધર્મો પણ શ્રાવણપ્રત્યક્ષ કેવી રીતે થઇ શકે ? તેનો વિચાર કરશો

પ્ર૦ તીવ્રાદિધર્મવાળો શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય પદાર્થ પોતે જ શબ્દનો વ્યંજક છે અને તે અનિત્ય છે,પરન્તુ શબ્દ અનિત્ય નથી.

ઉ૦ ઉપયુક્ત કથન પણ યુક્તિવિકલ સમજવુ, કારણકે જે શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય છે તે પોતે જ શબ્દરૂપ છે અને તેજ આપના

કથન પ્રમાણે જ્યારે અનિત્યં સિદ્ધ થયો ત્યારે એથી બીજો કયો પદાર્થ શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય બાકી રહ્યો ? કિંચ, શબ્દનુ લક્ષણ પણ એજ છે કે જે શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય હોય તે શબ્દ કહેવાય એવુ લક્ષણ આપના મતમા પણ બાધવામા આવેલ છે માટે તે લક્ષણ ઘટવા છતા પણ તેને અન્ય કહીને ભગી જવાની બારીઓ શોધવી એ તો બુદ્ધિશાલિને કદાપિ શોભે તેમ છે જ નહિ અપરચ, વ્યજક ધ્વનિયો શુ કરવાવાળી છે ? તેના ઉત્તરમા એમ જણાવવામા આવે કે ધ્વનિયો પોતે સસ્કારને પેદા કરે છે, તેમા પણ ત્રણ પ્રશ્નનો અવકાશ છે શુ ધ્વનિયો શબ્દમા સસ્કાર પેદા કરે છે અથવા શ્રોત્રમા સસ્કાર પેદા કરે છે અથવા ઉભયમા પેદા કરે છે ? કિંચ, સસ્કાર પોતે શી ચીજ છે ? રૂપાન્તરોત્પત્તિરૂપ છે અથવા આવરણના વિનાશરૂપ છે ? આ બે પ્રશ્નો સસ્કારના પણ ઉત્પન્ન થાય છે તેમા પણ સસ્કાર પોતે રૂપાન્તરની ઉત્પત્તિરૂપ છે એ પક્ષ માનવામા આવે તો શબ્૦ અને શ્રોત્ર તે બેમા અનિત્યપણુ જરૂર આવવાનુ, કારણ કે રૂપાન્તરની પ્રાપ્તિનુ નામ જ અનિત્યતા છે તે તો આ-પના મતમા આપના કથન પ્રમાણે બરાબર છે માટે આવી જાલ આચરવાથી પણ શબ્દની અનિત્યતા કોઈથી રોકી શકાય તેમ નથી.

પ્ર૦ રૂપાન્તરની ઉત્પત્તિ તો ધર્મરૂપ છે, અને ધર્મ-ધર્મિનો તો પરસ્પરમા જ્યારે ભેદ માનીએ છીએ, ત્યારે રૂપાન્ત-રની ઉત્પત્તિ થાય તો પણ ધર્મિમા કઈ પણ થવાનુ છે જ નહિ તો પછી અનિત્યતાનો અવકાશ અમારે ત્યા કેવી રીતે આવવાનો ?

ઉ૦ પૂર્વોક્ત સમાધાન બુદ્ધિમાનોના મનોમન્દિરમા નિ-વાસ કરી શકે તેમનથી, કારણ કે ધર્મને સર્વથા ધર્મિથી ભિન્ન માનવામા અનેક દોષાપત્તિયો આવે તેમ છે જૂઓ—જ્ઞાનરૂપ ધર્મને સર્વથા આત્માથી ભિન્ન માનવામા આવે તો જેમ જ્ઞાન આત્માથી સર્વથા ભિન્ન છે તેમ ઘટ, પટ વિગેરે પણ ભિન્ન છે આવી સમાન ભિન્નતા હોવા છતા જેવી રીતે આત્માના ગુણ તરીકે જ્ઞાન ઓળખાય તેવી રીતે ઘટના ગુણ તરીકે માનવામા કેમ ન આવે ?, તથા ઘટના રૂપાદિ ગુણોને જેમ ઘટના ગુણ તરીકે માનવામા આવે છે, તેમ આત્માના ગુણ તરીકે કેમ નહિ ? તેનો વિચાર કરશો સમવાય સબન્ધને જૂદો માનીને વ્યવસ્થા કરવાના મનોરથો પણ વન્ધ્યાપુત્ર જેવા છે, કારણ કે સમવાયનુ વૈશેષિકની સમાલોચનાના પ્રસ્તાવમા આગી રીતે નિરાકરણ કરવામા આવેલ છે એવી કઇ પણ રાજાજ્ઞા નથી કે ભિન્નતા સરખી હોવા છતા એકનો ગુણ માનવો અને બીજાનો નહિ આથી એ સિદ્ધ થયુ કે ધર્મ ધર્મિથી સર્વથા ભિન્ન નથી, ત્યારે રૂપાન્તરની ઉત્પત્તિને લઇને ધર્મિમા પરિણામાન્તર કેમ ન આવી શકે ? અને જ્યારે પરિણામાન્તર થયો ત્યારે અનિત્યતા તો જરૂર આવી ગઇ

પ્ર૦ સસ્કારને આવરણના નાશરૂપ અમો માનીએ છીએ, માટે અમારે ત્યા દોષનો અવકાશ છે જ નહિ

ઉ૦ આવરણનો નાશ પણ શબ્દમા જ હોઇ શકે જ્યારે એક ઠેકાણેથી આવરણનો નાશ થયો, ત્યારે સર્વત્ર નાશ થતા સર્વત્ર સપૂર્ણ વર્ણોનુ શ્રવણ થવુ જોઇએ

પ્ર૦ અમો આવરણ એક જ છે એમ માનતા નથી, કિન્તુ દરેક વર્ણને માટે આવરણો ભિન્ન ભિન્ન માનીએ છીએ તેથી એક વર્ણના આવરણનો નાશ થાય તો પણ સપૂર્ણ શબ્દના શ્રવણનો પ્રસગ કેવી રીતે આવી શકે ? તેનો વિચાર કરશો

ઉ૦ અભિન્ન સ્થાનમા રહેવાવાળા અને એકજ ઇન્દ્રિય દ્વારા ગ્રાહ્ય એવા વર્ણોને માટે ભિન્ન ભિન્ન આવરણ હોઇ શકે જ નહિ, કારણ કે જે ભિન્ન આવરણદ્વારા આચ્છાદન કરવા લાયક હોય તે ભિન્ન ભિન્ન દેશમા જરૂર રહેલા હોવા જોઇએ તથા અનેક ઇન્દ્રિયોથી ગ્રાહ્ય પણ હોવા જોઇએ જેમ ઘટ, પટ વિગેરે અને શબ્દ જ્યારે માત્ર શ્રવણેન્દ્રિયગ્રાહ્ય જ છે તથા અભિન્ન પ્રદેશમા રહેલો છે, ત્યારે તે પણ એક જ આવરણથી આચ્છાદિત થાય છે, તેમ જરૂર માનવું જોઇએ આથી આવરણ જ્યારે એક સિદ્ધ થયુ ત્યારે તેનો નાશ થવાથી સર્વ શબ્દનુ શ્રવણ એક કાલમા કેમ ન થાય ? તેનો વિચાર કરશો માટે રૂપાન્તરની ઉત્પત્તિરૂપ સસ્કાર છે અથવા આવરણના નાશરૂપ છે આ બેમાથી એક પણ રૂપે માની શકાય તેમ નથી, માટે ધ્વનિયો પોતે શબ્દમા સસ્કારને પેદા કરે છે એમ માનવુ યુક્તિવિકલ છે તેમ શ્રોત્રમા સસ્કાર પેદા કરે છે તે માન્યતા પણ વ ધ્યાપુત્ર જેવી લાગે છે, કારણ કે કાનને ધ્વનિયો પોતે સસ્કાર પેદા કરી નવીન રૂપમા લાવી મૂકે છે એ તો ખાસ રાગી ભક્તો સિવાય બીજો કોઇ પણ બુદ્ધિશાલી માને તેમ નથી અને ઉભયમા સસ્કાર પેદા થાય છે તે પણ વ્યર્થ જ છે, કારણ કે જ્યારે પ્રત્યેકમા સિદ્ધ કરવાનુ સામર્થ્ય

નથી, ત્યારે ઉભયમા કયાથી આવી શકે તેનો વિચાર કરશો માટે અનુમાનથી પણ શબ્દમા નિત્યપણાની સિદ્ધિ આકાશ-પુષ્પ જેવી સમજવી અમારે તો નિત્યાનિત્યરૂપ બને પ્રકારે માનવામા લગારમાત્ર અડચણ નથી, કારણ કે ભાષાવર્ગણાના પરિણામરૂપ શબ્દનો પુદ્ગલદ્રવ્યરૂપે કોઇ પણ કાલે વિનાશ છે જ નહિ, માટે પુદ્ગલદ્રવ્યરૂપ શબ્દ નિત્ય [redacted] અને જ્યારે ભાષાવર્ગણાના પુદ્ગલો શબ્દ વિગેરે વર્ણ—પર્યાયરૂપથી પરિવૃત થયા ત્યારે તે પર્યાયો અનિત્ય હોવાથી તે રૂપે શબ્દનો નાશ થયો, એનુ નામ જ અનિત્યતા સમજવી. માટે શબ્દ પણ નિત્યાનિત્યરૂપ ઉભયસ્વરૂપ છે એમ જરૂર ખ્યાલમાં રાખવુ

## શબ્દમા પુદ્ગલપણાની સિદ્ધિ

સ્પર્શવાળા દ્રવ્યની અપેક્ષાએ ભિન્નદ્રવ્યનો આશ્રય કરવાવાળો હોવાથી શબ્દ પુદ્ગલદ્રવ્યથી નિષ્પન્ન નથી પુદ્ગલદ્રવ્યથી નિષ્પન્ન ન હોય તે સ્પર્શવાળા દ્રવ્યની અપેક્ષાએ ભિન્ન દ્રવ્યનો આશ્રય કરવાવાળો પણ ન હોય—જેમ જ્ઞાન, સુખ, દુ ખ વિગેરે આથી શબ્દ પૌદ્ગલિક નથી એ વાત સિદ્ધ થઇ, હવે શબ્દને પૌદ્ગલિક નહિ માનનારાને ચાર પ્રશ્નો કરવામા આવે છે શુ સ્પર્શશૂન્ય દ્રવ્યને આશ્રય કરવાવાળો હોવાથી શબ્દ પૌદ્ગલિક નથી એમ કહો છો? અથવા અતિનિબિડ પ્રદેશમા ગમનાગમન છે, તોપણ પ્રતિઘાત થતો નથી માટે પૌદ્ગલિક નથી એમ કહો છો? અથવા પ્રથમ અને

પશ્ચાત્ અવયવો નહિ દેખાતા હોવાથી પૌદ્ગલિક નથી એમ કહો છો? અથવા આકાશનો ગુણ હોવાથી પૌદ્ગલિક નથી એમ કહો છો? આ ચારમાથી પ્રથમ પક્ષ તો આપનાથી માન્ય થઇ શકે તેમ નથી, કારણકે શબ્દપર્યાયના આશ્રયરૂપ ભાષાવર્ગણા દ્રવ્યોમા સ્પર્શનો અભાવ કોઇ પણ રીતે સિદ્ધ થાય તેમ નથી એમ કરવાથી તો પરમાણુમા સ્પર્શની ઉપલબ્ધિ પણ જ્યારે થતી નથી, તો શામાટે પરમાણુમા પણ સ્પર્શ માનવો જોઇએ? અને તેના અભાવમા પરમાણુ પણ પૌદ્ગલિક નથી એમ કેમ ન કહી શકાય? કિંચ, અનુમાન પણ શબ્દના આશ્રયમા સ્પર્શ સિદ્ધ કરવા તૈયાર છે ગન્ધના આધારદ્રવ્યની માફક દૂર રહેલાને પણ પવન અનુકૂલ હોવાથી ઇન્દ્રિયદ્વારા સ્પર્શની ઉપલબ્ધિ થાય છે અને પ્રતિકૂલ પવન થવાથી થતી નથી તેમ નજીક રહેલા માટે પણ અનુકૂલ પ્રતિકૂલ પવનદ્વારા ઇન્દ્રિયથી સ્પર્શની ઉપલબ્ધિ વિષયમા જાણી લેવી આથી એ સિદ્ધ થયુ કે અવાજની સાથ સ્પર્શ પણ તેમા માલૂમ પડે છે, ત્યારે શબ્દના આધારને સ્પર્શ વિનાનો કહેવો એ કેટલી બધી બુદ્ધિમત્તા કહેવાય? કદાચ આ દોષથી બચવાની ખાતર બીજા પક્ષનો આશ્રય લેવામા આવે તો તે પણ યુક્ત નથી, કારણકે તે પણ દોષગ્રસ્ત છે જાતિવાળી કસ્તૂરી, કપૂર, કાશ્મીરનુ કેશર વિગેરે સુગન્ધિ દ્રવ્યો ઘરના ઓરડામા બન્ધ કરીને રાખેલ કપાટમા પ્રવેશ કરે છે, અને તેની બહાર પણ નીકળે છે, પરન્તુ તેથી પૌદ્ગલિક નથી એમ કહેવાને માટે તો કોઇપણ બુદ્ધિશાળી સાહસ કરી શકે જ નહિ કિંચ,

તેવા સ્થલમા સૂક્ષ્મ છિદ્રો હોવાથી પ્રવેશ કરવામા અને નીકળવામા ગન્ધદ્રવ્યોને કઈ પણ અડચણ નથી, જ્યા સર્વથા છિદ્ર વિનાનો અત્યન્ત નિબિડ પ્રદેશ હોય ત્યા તો પ્રવેશ અને નીકળવુ બની શકેજ નહિ, એ રીતે પ્રકૃત શબ્દમા પણ તે સમાન જ છે તો શા માટે શબ્દને પૌદ્ગલિક ન માનવો ? માટે બીજો પક્ષ પણ આપનાથી માની શકાય તેમ નથી હવે ત્રીજો પક્ષ પણ યુક્તિવિકલ છે તે સમજાવવામા આવે છે

ઉલ્કાપાત, વીજળી વિગેરે પદાર્થોની પૂર્વે અને પશ્ચાત અવયવો નથી દેખાતા તોપણ તે અપૌદ્ગલિક છે એમ તો આપ પણ માનતા નથી, તો શબ્દના અવયવો નહિ દેખાવા માત્રથી તેને અપૌદ્ગલિક કહેવા એ કેવળ ભ્રાન્તિ સિવાય બીજુ શુ સમજવુ એવી રીતે વિચાર કરતા ચોથો પક્ષ પણ ઉપાદેય નથી. આકાશનો ગુણ હોવાથી શબ્દ પૌદ્ગલિક નથી એ માન્યતા પણ વિચારનો અવકાશ જરૂર આપે છે રૂપ વિગેરે માફક અમારા જેવાને પ્રત્યક્ષ હોવાથી શબ્દ આકાશનો ગુણ નથી જેમા ઇન્દ્રિયપ્રત્યક્ષપણુ હોય તે પદાર્થ, રૂપ વિગેરેની માફક પૌદ્ગલિક હોય છે આથી શબ્દ પૌદ્ગલિક છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે એનુ વિવેચન તત્ત્વાખ્યાનના પૂર્વાર્ધમા વૈશેષિકની સમાલેચનાના પ્રસ્તાવમા અને દ્રવ્યપ્રદીપમા પણ કરવામા આવેલુ હોવાથી પિષ્ટપેષણ કરવાની કઇ જરૂર નથી.

## પદનુ નિરૂપણ.

ક વિગેરે અક્ષરના સબોધન શબ્દોમા, દયો, ગૈ, ઘટ,

પટ વિગેરેમા અને જિનદત્ત, ધર્મપાલ વિગેરેમા એક બીજાની અપેક્ષા રાખવાવાળા અને પદાર્થનો બોધ કરવાવાળા સહકારી ભાવથી ગોઠવાયેલા તથા બીજા પદમા રહેલા વર્ણોએ કરેલા ઉપકારથી રહિત પરસ્પર પ્રેમભાવથી મળેલા વર્ણોને પદ કહેવામા આવે છે—અર્થાત્ જે દ્વારા પોતાને યોગ્ય અર્થનુ જ્ઞાન થાય તે પદ કહેવાય

## વાક્યનુ નિરૂપણ

પોતાને ઉચિત વાક્યાર્થનો બોધ કરાવવામા સમર્થ તથા પરસ્પર કરેલ ઉપકારને અનુસરણ કરનાર બીજા વાક્યોમા રહેલ પદોની અપેક્ષા રહિત પદનો સમુદાય તે વાક્ય કહેવાય અર્થાત્ જે પદો દ્વારા પોતાને સમ્યક્ પ્રકારે ઉચિત અર્થનુ જ્ઞાન થાય તે પદોના સમૂહને વાક્ય સમજવુ

## શબ્દનુ નિરૂપણ

સ્વાભાવિક સામર્થ્ય તથા પોતે કરેલ જે સકેત—કે આ પદથી અમુક અર્થ સમજવો તે બે દ્વારા અર્થબોધનુ કારણ જે હોય તે શબ્દ કહેવાય ભાવાર્થ—શબ્દમા રહેલી અને અર્થનુ પ્રતિપાદન કરવાવાળી યોગ્યતા નામની શક્તિને સ્વાભાવિક સામર્થ્ય કહેવામા આવે છે અને ' આ વ્યક્તિનુ નામ જિનદત્ત સમજવુ ' એવો જે પોતે કરેલો વિચારવિશેષ તે સકેત કહેવાય છે આવા પ્રકારના સ્વાભાવિક સામર્થ્ય અને સકેત દ્વારા પદાર્થનો બોધ કરાવવામા જે નિમિત્તભૂત હોય તે શબ્દ કહેવાય છે તે શબ્દમા પદાર્થનુ બોધ કરાવવાનુ

સામર્થ્ય સ્વાભાવિક સમજવુ, બીજાની અપેક્ષાએ નહિ, પ્રદીપની સાફક જેમ પ્રદીપ, સૂર્ય વિગેરેમા પદાર્થ ઉપર પ્રકાશ પાડવાનુ સામર્થ્ય સ્વાભાવિક છે તેમ વક્તાના મુખમાંથી નીકળેલ શબ્દ પણ સત્ય અગર અસત્ય, સફલ યા નિષ્ફલ, સિદ્ધ અથવા સાધ્ય એવા કોઈ પણ પદાર્થનો બોધ જરૂર કરાવી શકે છે, એજ તેમા સ્વાભાવિક સામર્થ્ય સમજવાનુ છે વિશેષતા પ્રદીપ અને શબ્દમા એટલીજ માત્ર છે કે શબ્દ સકેત અને વ્યુત્પત્તિ વિગેરેની અપેક્ષા રાખીને પદાર્થનો બોધ કરાવે છે અને પ્રદીપ અપેક્ષા રાખ્યા સિવાય પ્રકાશ કરે છે ગમે તે પદાર્થ માત્રનો બોધ કરાવવો એ શબ્દમા સ્વાભાવિકતા છે, એ સિવાય બીજી કઈ સમજવાની છે જ નહિ, પરતુ યથાર્થ બોધ કરાવવાપણુ અથવા તો અયથાર્થ બોધ કરાવવાપણુ તો પ્રતિપાદક પુરુષના ગુણ-દોષને આધીન છે તેમા જો સમ્યગ્દૃષ્ટિ પવિત્ર આત્મા વક્તા હોય તો તે દ્વારા શબ્દથી શ્રોતાને વાસ્તવિક પદાર્થનો બોધ થઇ શકે, અને મિથ્યાદૃષ્ટિ અપવિત્ર આત્મા વક્તા હોય તો તે દ્વારા શબ્દથી શ્રોતાને વાસ્તવિક પદાર્થવિજ્ઞાનની આશા આકાશકુસુમ જેવી થઇ પડે વીતરાગ-સર્વજ્ઞ દેવનુ સ્વરૂપ જાણી તેના ઉપર વાસ્તવિક રીતે શ્રદ્ધા રાખવી, રાગ, દ્વેષ, મોહ વિગેરે દૂષણોની મન્દતા, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ્ય ભાવના વિગેરે પુરુષના ગુણો સમજવા રાગી, દ્વેષી વિગેરેને દેવ માની તેના ઉપર શ્રદ્ધા રાખવી, મૈત્રી વિગેરે ભાવનાથી રહિતપણુ, રાગ, દ્વેષની પ્રબલતા વિગેરે પુરુષોના દોષો સમજવા. તેમા જે ગુણવાળી વ્યક્તિ હોય તે દ્વારા

વાસ્તવિક વિજ્ઞાનની આશા રાખી શકાય અને દોષવાળા પાસેથી અસત્ય પદાર્થવિજ્ઞાન સભવી શકે તેમા કંઇ પણ નવાઇ જેવુ છે જ નહિ

તાત્પર્યાર્થ—પ્રમાણ બે પ્રત્યક્ષ અને પરોક્ષ, પ્રત્યક્ષના પારમાર્થિક અને સાવ્યાવહારિક એમ બે ભેદો તથા પરોક્ષના સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એમ પાચ ભેદો છે આ તમામનુ પ્રતિપાદન કરવામા આવી ગયુ હવે તેના વિષય ઉપર લગાર દૃષ્ટિપાત કરવામા આવે છે —

ઉપર્યુક્ત પ્રમાણનો વિષય સામાન્ય, વિશેષ, સત, અસત્ નિત્ય, અનિત્ય વિગેરે અનેકધર્માત્મક વસ્તુ સમજવી કેવલ સામાન્ય પણ પ્રમાણનો વિષય નથી એ પણ ખાસ ખ્યાલમા રાખવા લાયક છે, કિન્તુ ઉભયાત્મક પદાર્થ પ્રમાણનો વિષય છે પ્રત્યેકને નિરપેક્ષતાથી તો પ્રમાણાભાસરૂપ સમજવું

## સામાન્યનુ નિરૂપણ

ગલકબલ વિગેરે જેમા ચિન્હો છે, એવી ગાયોનો સમુદાય જોઈ પ્રત્યેકમા આ ગાય છે, આ ગાય છે એવી જે સરખી પ્રતીતિ થાય તેના વિષયને સામાન્ય કહેવામા આવે છે અને આ કાળી ગાય છે, ધોળી છે, લીલા રગવાળી છે, પીળી છે વિગેરે એક બીજાથી ભિન્નરૂપે ઓળખાણ કરાવનારી જે પ્રતીતિ, તેના વિષયને વિશેષ કહેવામા આવે છે એવી રીતે દરેક પદાર્થની અદર સામાન્ય-વિશેષની ઓળખાણ કરી લેવી તે સામાન્યના બે ભેદ છે–એક તિર્યક્સામાન્ય અને બીજુ ઊર્ધ્વતા-

સામાન્ય દરેક વ્યકિતમા એક સરખી જે પ્રતીતિ થાય તેના વિષયને તિર્યક્-સામાન્ય સમજવુ જેવી રીતે મનુષ્યના સમુદાયને જોઇને આ મનુષ્ય છે, આ મનુષ્ય છે એવી જ એકસરખી પરિણતિ માલૂમ પડે તેનો વિષય જે મનુષ્યત્વ તે તિર્યક્સામાન્ય કહેવાય.

ઉત્તરોત્તર અનુક્રમે થતા પર્યાયોમા અનુગતરૂપે રહેલ દ્રવ્યને ઊર્ધ્વતાસામાન્ય કહેવામા આવે છે-જેમ સુવર્ણથી બનાવેલી વીંટી, તેના પછી તેનુ બનાવેલુ કડુ, તેનો બનેલ કદોરો એવી રીતે ઉત્તરોત્તર અનુક્રમે બનતા પર્યાયોમા સુવર્ણદ્રવ્ય તો બરાબર છે-જો કે આકારો-પર્યાયો બદલાતા ગયા તો પણ મૂળદ્રવ્ય કાયમ રહેવાથી સુવર્ણરૂપ મૂળદ્રવ્યને ઊર્ધ્વતાસામાન્ય કહેવામા આવે છે એવી રીતે માટી વિગેરે મૂળદ્રવ્યમા પણ સમજવુ

## વિશેષનું નિરૂપણ.

વિશેષના બે ભેદ છે એક ગુણ અને બીજો પર્યાય સહભાવી ધર્મને ગુણ કહેવામા આવે છે-જેમ આત્મામા ચૈતન્યશકિત, દર્શનશક્તિ, ચારિત્રશકિત વિગેરે પુદ્ગલમા રૂપાદિગુણો વિગેરે અનુક્રમે એક પછી એક એવી રીતે પેદા થતા ધર્મને પર્યાય કહેવામા આવે છે-જેમ આત્મામા સુખ-દુખ વિગેરે તથા સુવર્ણથી વીંટી બનાવવામા આવી હોય તે સુવર્ણથી બનતા કડા, કદોરા વિગેરે તેના પર્યાય સમજવા.

સત, અસતનુ સ્વરૂપ સપ્તભંગીપ્રદીપમાં બતાવ-

વામાં આવેલું હોવાથી અત્ર તેનું વિવેચન કરવામાં આવતું નથી. નિત્યાનિત્યનું સ્વરૂપ દ્રવ્યપ્રદીપમાં આત્માના નિરૂપણ સમયે બતાવવામાં આવેલ છે. તથા જૈન તત્ત્વપ્રદીપના ભાષાન્તરમાં ખાસ દર્શાવવાનું હોવાથી અત્ર તેનું પણ વિવેચન કરવામાં આવતું નથી. હવે આગળ પદાર્થ-વિવેચન કરવામાં આવે છે. તેમાં તેના પ્રતિપાદક ઈશ્વરનું સ્વરૂપ જ્યાં સુધી સમજાવવામાં આવે નહિ, ત્યાં સુધી તેનું વિવેચન જનસમાજને લાભદાયક નીવડે નહિ, માટે પ્રથમ ઈશ્વરનું સ્વરૂપ સમજાવવામાં આવે છે—

## ઈશ્વરનું નિરૂપણ

सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित ।
यथास्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वर ॥

યોગશાસ્ત્ર પ્ર૦-૨, શ્લો. ૪

ત્રણ જગતના ભાવને જાણનાર અર્થાત્ તમામ લોકાલોકનો સાક્ષાત્કાર કરવાવાળા, રાગ, દ્વેષ, મોહ વિગેરે તમામ દૂષણગણથી સર્વથા રહિત અર્થાત્ રાગ, દ્વેષ, મોહ વિગેરે દોષોનો સર્વથા જેમાં અભાવ છે, અને જેઓને ત્રણ જગતના જીવો ધ્યેયબુદ્ધિથી પૂજે છે અર્થાત્ ત્રણ જગતના જીવોને જે સર્વથા પૂજનીય છે, તથા જે પદાર્થો જેવા સ્વરૂપમાં હોય તેને તેવા પ્રકારે પ્રતિપાદન કરતા હોય તે વ્યક્તિવિશેષને પરમેશ્વર અથવા અર્હન્ યા તિર્થંકર એવા નામોથી ઓળખવામાં આવે છે. તેમાં સર્વજ્ઞની સિદ્ધિ અને તેના સ્વરૂપનું નિરૂપણ મીમાં-

સર્ક દર્શનની સમાલોચનાના પ્રસ્તાવમા કરવામા આવેલુ હોવાથી અત્ર તેનુ ફરીથી વિવેચન કરી પિષ્ટપેષણ કરવામા આવતુ નથી હવે જિતરાગાદિદોષની વ્યાખ્યા કરવામા આવે છે બીજા દર્શનકારો પોતાને અભીષ્ટ વ્યક્તિવિશેષને સર્વજ્ઞ ઇશ્વર માને છે, છતા તેમના ચરિત્ર અવલોકવાથી અથવા તેમના પ્રતિબિંબ જોવાથી તેમા રાગ, દ્વેષ વિગેરે દોષોનુ સામ્રાજ્ય તો બરાબર ખ્યાલમા આવે છે જો કે તેમા સર્વજ્ઞપણાની તો ગન્ધ પણ નથી તો પણ તેમની માન્યતાને લઇને ઉપર્યુક્ત લખાણ છે

પ્ર૦ સર્વ જીવોની અ દર રાગ, દ્વેષ, મોહ વિગેરે દૂષણગણનો સદ્ભાવ સર્વથા જ્યારે જોવામા આવે છે, ત્યારે કોઇ વ્યક્તિવિશેષમા તેનો સર્વથા અભાવ કેવી રીતે સ ભવી શકે ? અને તે સિવાય વીતરાગતા તો આવે જ કયાથી ? અને જ્યારે વીતરાગતા જ અસિદ્ધ છે ત્યારે યથાર્થવાદિપણુ તો વન્ધ્યાપુત્ર સમાન છે, એમ કહેવામા શી અડચણ છે ? તેનો વિચા કરશો

ઉ૦ સૂર્યને આચ્છાદિત કરવાવાળા વાદળા વિગેરેનો જેમ દેશથી ક્ષય થતો થતો કાલાન્તરે સર્વથા ક્ષય થાયછે એમ આપણે સર્વે જોઇએ છીએ તેની માફક રાગ, દ્વેષ, મોહ વિગેરેનો પણ દેશથી તરતમભાવે ક્ષય થતો મુનિમત્તગજેમા શાન્તમૂર્તિવાળો ચહેરો જોવાથી તથા તેમના આચારો, વિચારો, ઉપદેશ શ્રવણ વિગેરેનો અનુભવ કરવાથી સહજ અનુમાન કરી શકીએ છીએ કે આ મુનિના રાગ-દ્વેષો બહુ જ ઓછા થઇ ગયા છે એ

સિવાય કેટલાક ગૃહસ્થોમા પણ રાગ, દ્વેષ, મોહ વિગેરે દ્ર
ઓછા અંશે જોવામા આવે છે. તેવી રીતે દેશથી ક્ષય
જોવાથી કોઇ વ્યક્તિવિશેષમા તેનો સર્વથા પણ ક્ષય
માનવો જોઇએ, કારણ કે જે જે પૌદ્ગલિક પદાર્થો દેશથી
થવાવાળા હોય છે, તેનો સર્વથા નાશ પણ જરૂર હોય
સૂર્યને આચ્છાદન કરવાવાળી મેઘમાલાની માફક તે
નીચેનો શ્લોક પણ પુષ્ટિ આપે છે.

> " देशतो नाशिनो भावा दृष्टा निखिलनश्वरा
> मेघपङ्क्त्यादयो यद्वदेव रागादयो मता ॥ "
>
> હારિભદ્રીયાષ્ટક

ભાવાર્થ –મેઘની પંક્તિની માફક જે પદાર્થો દેશથી
થવાવાળા હોય છે, તે સર્વથા નાશ થવાવાળા પણ જરૂર હો
એવી રીતે રાગ દ્વેષ, મોહ વિગેરેમા પણ જ્યારે દેશથી
થવાનો સ્વભાવ માનવામા આવે, ત્યારે સર્વથા નાશ
સ્વભાવ પણ તેમા કેમ ન માની શકાય ? અને જેમા તેનો
હોય તે જ વીતરાગ કહેવાય, માટે તેવી વીતરાગવ્યક્તિ
યાથાર્થવાદિપણુ પણ કેમ ન સભવી શકે ? તે ખાસ
કરવા લાયક છે. કિં ચ, રાગ વિગેરેનો અભાવ જે વ્ય
હોય તેને ઓળખવાના બે પ્રકાર સિવાય ત્રીજો કોઇ પણ
છે જ નહિ–એક તેમના ચરિત્રને અવલોકવાથી અને
તેમની મૂર્તિ જોવાથી તેમા ચરિત્રનુ અવલોકન તો ધર્મ
તત્ત્વનિર્ણયપ્રાસાદ વિગેરે જોવાથી સહજ સમજી શકાય

છે, કે આ વ્યકિત કેવી વીતરાગભાવવાળી છે, તેથી ચરિત્રનું અવલોકન અત્ર કરવામા આવતું નથી હવે બીજો આકૃતિનો પ્રકાર રહ્યો, તેનુ લગાર નિરીક્ષણ કરીએ—

" रागोऽङ्गनासंगमनानुमेयो द्वेषो द्विपद्दारणहेतिगम्य ।
मोह कुवृत्तागमदोषसाध्यो नो यस्य देव स स चैवमर्हन् ॥
शृगारादिरसागारैर्न दून देहिना हितम् ।
एकान्तशान्ततोपेतमार्हतं वृत्तमद्भुतम् ॥ "

હારિભદ્રીયાષ્ટક પૃ૦ ૨

ભાવાર્થ —જેના ખોળામા સ્ત્રી હોય અથવા જે સ્ત્રીના ગળામા હાથ નાખીને બેઠેલો હોય અથવા જે વ્યક્તિ સ્ત્રીના અવાચ્યદેશમા ચિહ્ન નાખીને બેઠેલી હોય, તેવી વ્યક્તિની આકૃતિ જોવાથી રાગની વાસનાઓ કેવી રીતે ઓછી થાય ?

સસારની અદર રહેલા અને કામની વાસનાઓથી દગ્ધ થયેલા જીવો જ્યારે તે વાસનાને દૂર કરવાની ખાતર પોતાને અભીષ્ટ ઉપાસ્ય દેવના મદિરમા જાય, ત્યારે ત્યા કોઈ સામાન્ય મનુષ્ય પણ જેવી રીતે બેસતા સકોચાય તેવી રીતે અમર્યાદિતપણે સ્ત્રીની સાથે સબન્ધ ધરાવીને બેઠેલી મૂર્તિને અવલોકવાથી ઉપર્યુક્ત જીવોની કામવાસના કેવી રીતે દૂર થાય ? તે સહજ સમજી શકાય તેમ છે પ્રત્યુત એવી ભાવના થાય કે જ્યારે ઇશ્વર થઈને સ્ત્રીના સબન્ધને બિલકુલ છોડતા નથી, ત્યારે આપણે છોડવાની શી જરૂર છે ? કારણ કે મોક્ષ તો તેના સબન્ધમા જ રહેલો છે આવી ભાવના તેવી આકૃતિ

જોવાથી જરૂર થાય, તેવી આકૃતિ જે દેવની હોય તે દેવ વીત રાગ નથી, કિન્તુ સામાન્ય મનુષ્યની માફક રાગ, દ્વેષ, મોહ રૂપી કીચડમા ફસાયેલ છે, એમ જરૂર મા લુ જોઇએ આ વાતની સિદ્ધિ અનુમાનદ્વારા પણ કરવામા આવે છે

અત્યન્ત કામી મનુષ્યની માફક સ્ત્રીની સાથે સ બન્ધ ધરાવતા હોવાથી તેવી આકૃતિવાળા તે લૌકિક દેવો પણ અત્યન્ત રાગી છે એમ જરૂર માનવું જોઇએ જે જે સ્ત્રીની સ થે સબન્ધ ધરાવનાર હોય તે તે જરૂર રાગી હોય-કામી મનુષ્યની માફક અને તે દેવની તેવી આકૃતિ હોવા થી તે પણ રાગી છે એમ જરૂર માનવુ જોઇએ માટે જ્યા સ્ત્રીનો બિલકુલ સ બન્ધ જ ન હોય તેવી વિશેષવ્યક્તિ રાગના તદ્દન અભાવવાળી છે,એમ માનવુ હિતાવહ છે જે લોકોને ભય હોય છે, જેઓના શિર પર શત્રુઓનુ આક્રમણ હોય છે, તે ઓની પાસે શસ્ત્રનો સબન્ધ જોવામા આવે છે અર્થાત્ તેવા લોકો જ હાથમા શસ્ત્ર રાખે છે, પરન્તુ જેને ઇશ્વર તરીકે માનવામા આવે, તેઓને ભય પણ કયાથી અને શત્રુઓ પણ કયાથી સભવી શકે ? આ વાત સહેજ સમજી શકાય તેમ છે એમ હોવા છતા પણ કોઇ દેવની આકૃતિના હાથમા તલ વાર, કોઇના હાથમા ચક્ર, કોઇના હાથમા ત્રિશૂલ, કોઇના હાથમા ગદા, કોઇ તો શ ખ વગાડતા હોય, કોઇ મોરની વગા ડતા હોય, કોઇના હાથમા લાલીઓ ઘોડો અને કોઇના ગળામા મસ્તકોની માળા હોય ! ! જે લોકો સાસારિક ભયથી ડરી નિ ર્ભય થવા માટે તેમના દર્શન કરવા આવે તે લોકોને આવા

પ્રકારની ભયાનક આકૃતિવાળી દેવની મૂર્ત્તિ જોવાથી વન્ધ્યા પાસે પુત્રના મનોરથની માફક નિર્ભય થવાની વાસના કદાપિ થવાની નહિ ઉલટા આવા પ્રકારના વિચારો જલદી હૃદયમાં આવી જાય કે જ્યારે ઇશ્વર પોતે ભયવાળા છે, ત્યારે તેવા પ્રકારના દેવો આપણને નિર્ભય કેવી રીતે બનાવી શકે? અને તેવી ભયવાળી આકૃતિ જોવાથી આપણુ પણ શુ કલ્યાણ થવાનુ? આ વાત અનુમાનપ્રમાણદ્વારા પણ સિદ્ધ કરવામા આવે છે હિંસક, શિકારી વિગેરે જીવોની માફક જેની મૂર્ત્તિના હાથમા હિંસક શસ્ત્રોનો સબન્ધ હોય તે વ્યક્તિ હિંસક હોવી જોઇએ જે જે તલવાર, ચક્ર, ગદા, ત્રિશૂલ વિગેરે શસ્ત્રોને ધારણ કરનાર હોય છે, તે તે ભયવાળા પણ હોય છે અને હિંસક પણ જરૂર હોય છે-જેમ શિકારી, પારધી વિગેરે. તેમ આ ઠેકાણે પણ સમજવુ માટે શસ્ત્રનો સબન્ધ હિંસાના કારણરૂપ હોવાથી અને ભયનો સૂચક હોવાથી જે દેવની પાસે તે હોય તે વ્યક્તિ દેવસ્વરૂપ નથી, કિન્તુ હિંસક સમજવી, અને જ્યાં તેવા શસ્ત્રનો સબન્ધ ન હોય એવી આકૃતિ જે દેવની બનાવવામા આવી હોય તે દેવ, દ્વેષથી, ભયથી અને હિંસકભાવથી તદ્દન રહિત છે એમ જરૂર માનવુ તે જ વ્યક્તિ ઇશ્વરરૂપ છે એમ ખાસ ધ્યાનમા રાખવુ તથા શંખ ફૂંકવો, મોરલી વગાડવી, ડમરૂ વગાડી નાચ કરવો–આવા પ્રકારની બાલચેષ્ટા પણ ઇશ્વરકોટિ ની હદને પહોંચેલાને કદાપિ શોભે નહિ આવા પ્રકારનુ કર્ત્તવ્ય આન્તરિક મોહ સિવાય કોઇ પણ વ્યક્તિ કરવા તત્પર થાય જ નહિ અને જ્યા રાગ, દ્વેષ, મોહ

વિગેરે પહાડ જેવા દૂષણોનુ સામ્રાજ્ય હોય તેને ઇશ્વર માની સસારસમુદ્ર તરવાની આશા રાખવી આકાશપુષ્પ જેવી ગણાય

મોહ કુવૃત્તાગમદોષસાધ્ય —આ ત્રીજા પાદની વ્યાખ્યામા મોહનુ સ્વરૂપ બતાવતા ગ્રથકાર કહે છે કે જે વ્યક્તિ સબન્ધી ખરાબ આચરણ અને પરસ્પરવિરોધી આગમના વાક્યો જોવામા આવે તે વ્યક્તિમા મોહ પણ જરૂર હોવો જોઇએ ખરાબ આચરણ તો શખ ફૂકવા, સર્પને પકડવા વાળા મદારી લોકોની માફક મોરલીઓ વગાડવી, બીજાની સ્ત્રીના વસ્ત્રોને ચોરવા, ડમરૂ હાથમા લઇને ભૂઆ લોકોની માફક નાચવા-કૂદવાનુ કામ કરવુ-આથી બીજુ કયુ કહી શકાય ? કારણ કે યોગીઓ પણ યમ, નિયમ વિગેરેનુ સાધન કરી ધ્યાનદ્વારા અતીન્દ્રિયજ્ઞાન સપાદન કરી વાસ્તવિક તત્ત્વો પદેશ સિવાય ઉપર્યુક્ત ચેષ્ટામાથી કઇપણ આચરતા નથી તો તેવા લોકોને પણ પૂજનીય ઇશ્વર આવા પ્રકારનુ કામ કરે એ વાત પ્રશસનીય કેવી રીતે કહી શકાય ? અર્થાત્ એ કાર્ય પણ નિન્દનીય છે એમ જરૂર ખ્યાલમા રાખવું અને આગમનુ વિરોધીપણુ તત્ત્વાખ્યાનના પૂર્વાર્ધમા અને ધર્મદેશના વિગેરે ગ્રથોમા આપવામા આવેલ હોવાથી અત્ર તેનુ વિવેચન કરવામા આવતુ નથી અનુમાનથી પણ તેવી વ્યક્તિયોમા મોહ સિદ્ધ કરવામા આવે છે

જે વ્યક્તિમા ચોરની માફક વસ્ત્રને ચોરવાપણુ, મદારી વિગેરેની માફક મોરલી વિગેરે વગાડવાપણુ, ભૂઆની માફક

ડમરૂ હાથમા લઇ નાચતા નાચતા વગાડવાપણુ અને પરસ્પર આગમમા વિરોધી પદાર્થનુ પ્રતિપાદકપણુ વિગેરે વિદ્યમાન હોય તે વ્યક્તિ મહામોહી સમજવી જ્યા જ્યા ઉપર્યુક્ત આચરણ હોય છે, ત્યા ત્યા મોહ જરૂર હોય છે કિંચ, જેના હાથમા જપ માળા હોય તે વ્યક્તિને અદ્યાપિ અપૂર્ણ સમજવી જોઇએ, કારણકે જે ઇશ્વરકોટિની અવસ્થાને પામેલ હોય તેને જપ માળા શાની હોય ? અને ધ્યાન પણ કોનુ ? જે અપૂર્ણ હોય તે જ પૂર્ણ થવા ધ્યાન વિગેરે સામગ્રી દ્વારા પ્રયત્ન કરે, પરન્તુ જે પૂર્ણ હોય તેને તો તેનાથી મ્હોટી કોઇપણ વ્યક્તિ ન હોવાથી ધ્યાન કોનુ કેવી રીતે સભવી શકે ? છતા જ્યારે જપમાળા હાથમા જોવામા આવે છે, ત્યારે તેની ગણના ઇશ્વર તરીકે નહિ; પણ અલ્પજ્ઞની કોટિમા થઇ શકે એમ જરૂર ખ્યાલમા રાખવુ

તાત્પર્યાર્થ –જેની મૂર્ત્તિ પાસે પણ રાગના મુખ્ય કારણરૂપ સ્ત્રીનો કોઇપણ પ્રકારે સબન્ધ છે જ નહિ, તેમજ જેના હાથમા ભય, દ્વેષ અને ક્રોધના સૂચક શસ્ત્ર વિગેરેનો પણ સબન્ધ બિલકુલ નથી તથા પરસ્પર વિરોધી પદાર્થને પ્રતિપાદન કરવાપણુ અને જેની પાસે બીભત્સ આચરણ વિગેરે મોહના સૂચક ચિહ્નો બિલકુલ જોવામા ન આવતા હોય તે વિશિષ્ટ વ્યક્તિને ઇશ્વર તરીકે માનવી પરન્તુ ઉપર્યુક્ત આચરણવાળી વ્યક્તિ તો કોઇ પણ રીતે વીતરાગભાવને યોગ્ય સમજવી નહિ. તે વાતને નીચેનો શ્લોક પણ પુષ્ટિ આપે છે —

"स्वयं मलीमसाचारै प्रतारणपरै परै ।
यच्च्यते जगदप्येतत् कस्य पूत्कुर्महे पुर ? ॥

नित्यमुक्तान् जगज्जन्मक्षेमक्षयकृतोद्यमान् ।
वन्ध्यास्तनन्धयप्रायान् को देवांश्चेतन श्रयेत् ॥
तिष्ठेद् वायुर्द्रवेदद्रिर्ज्वलेज्जलमपि क्वचित् ।
तथापि ग्रस्तो रागाद्यैर्नाप्तो भवितुमर्हति ॥ ’

વીતરાગસ્તોત્ર-પ્રકાશ છઠ્ઠો

ભાવાર્થ —સ્વયમેવ રાગ, દ્વેષ, મોહ વિગેરે દ્વારા અસદ્ આચરણને કરવાવાળી તથા મુગ્ધલોકોને પ્રતારણ કરવામા તત્પર દેવતાના નામથી પ્રસિદ્ધ થયેલી એવી વ્યક્તિયો જ જ્યારે જગતને અવળે રસ્તે દોરવા પ્રયત્ન કરતી હોય ત્યારે કોની આગળ જઇ પોકાર કરવો ? અર્થાત્ જેથી શાન્તિની આશા રખાતી હોય ત્યાથી જ અશાન્તિનો વરસાદ વરસતો હોય, ત્યા શાન્તિની આશા તો હોય જ ક્યાથી ? તથા જગતના પ્રપચમા ફસાવવાના કારણભૂત કર્મથી રહિત છે, તોપણ જગતને બનાવવુ, તેનુ પાલન કરવુ, અને તેનો સહાર કરવો વિગેરે કાર્યો કરવામા તત્પર રહેવુ આ કેટલી બધી મોહાન્ધતા કહેવાય? જે વ્યક્તિ પાસે કોઇ પણ કર્મ છે જ નહિ, તે વ્યક્તિ મોહનીય કર્મની આવા પ્રકારની ચેષ્ટા કરે જ ક્યાથી ? કા તો કહો કે તેવી વ્યક્તિયો કોઇ છે જ નહિ, અને છે તો ઉપર્યુક્ત કાર્યને કરવાવાળી નથી જે કર્મરહિત હોય તે કર્મના કાર્યો કેવી રીતે કરી શકે ? જેનુ કર્મરૂપી બીજ બળી ગયુ હોય તેને કર્મબીજના કાર્યરૂપ સંસારના પ્રપચમા ફસાવાનુ હોય જ ક્યાથી ? માટે કોઇ પણ બુદ્ધિશાલી આત્મકલ્યાણ માટે

વન્ધ્યાપુત્ર જેવા આવા દેવોનુ અવલબન કરે જ નહિ વાયુ સ્થિર થઈ જાય અર્થાત્ પવન તદ્દન બધ થઈ જાય, પર્વત પીગળીને પાણીરૂપ થઈ જાય, તમામ પાણી બળવા લાગી જાય તો પણ જે વ્યક્તિ રાગાદિદોષોથી ગ્રસ્ત હોય તે વ્યક્તિ દેવ તરીકે મનાવાને કોઈ પણ રીતે લાયક છે જ નહિ

ઉપર જે રાગાદિ દૂષણનુ વર્ણન કરવામા આવ્યુ, તે તમામ દોષોથી રહિત હોય અને યોગીન્દ્ર વિગેરે ત્રણે લોકના જીવોને પરમધ્યેયબુદ્ધિથી પૂજનીય, સ્તવનીય, ઉપાસનીય હોય તો પણ જો તેમા યથાર્થવદીપણુ ન હોય તો તે કંઈ કામનુ નથી, માટે ઈશ્વરમા યથાર્થવાદીપણુ સિદ્ધ કરવામા આવે છે-પ્રમાણથી અવિરોધી ઉપદેશ દેવાપણું હોવાથી અર્હન્ જ નિર્દોષ છે, બીજી કોઈ પણ વ્યક્તિ નહિ. જે નિર્દોષ ન હોય તેનુ વચન પ્રમાણથી અવિરોધી પણ ન હોય, જેમ કોઈ રસ્તામા ચાલવાવાળો મનુષ્ય અર્હન્ તેવા ન હોવાથી નિર્દોષ છે એમ જરૂર ખ્યાલમા રાખવું. કિંચ, પ્રમાણથી અબાધિત એવા અભિમત તત્ત્વના જાણુ હોવાથી અર્હન્ સર્વત્ર પ્રમાણથી અવિરોધી ઉપદેશને દેવાવાળા છે જેનુ અભિમત તત્ત્વ પ્રમાણથી બાધિત થાય, તેમા પ્રમાણથી અવિરોધી ઉપદેશ દેવાપણુ પણ હોઈ શકે નહિ, સ્વાર્થાન્ધોની માફક, પ્રકૃતમા રોગની ચિકિત્સામાં પ્રામાણિક વૈદ્યોની માફક અર્હનનુ અભિમત અનેકાન્ત તત્ત્વ પણ પ્રમાણથી જ્યારે બાધિત થતુ નથી, ત્યારે તે પ્રમાણથી અવિરૂદ્ધ ઉપદેશને દેવાવાળા છે એમ કેમ ન માની શકાય ?

અર્થાત્ જરૂર માનવા જોઈએ તે અનેકાન્ત તત્ત્વનુ વિવેચન આગળ કરવામા આવશે આ લખાણથી સિદ્ધ થયુ જે નિર્દોષપણુ હોવાથી સર્વજ્ઞપણુ અર્હન્મા જ હોવુ જોઈએ જે સર્વજ્ઞ ન હોય તે નિર્દોષ પણ ન હોય–જેમ ગટલીમા રહેલ પુરુષ અને અર્હન્ તેવા ન હોવાથી સર્વજ્ઞપણુ તેમાંજ માનવુ જોઈએ હવે ' सर्वज्ञो जितरागादिदोष ' એ શ્લોકનો પરમાર્થ ટુકમા નીચે પ્રમાણે સમજવો

જે વ્યક્તિ ત્રણ કાલના તમામ પદાર્થોને સાક્ષાત્કાર કરવાવાળી હોય, રાગાદિ વિગેરે દોષોથી સર્વથા રહિત હોય, ત્રણે લોકના જીવોને પૂજનીય હોય, પદાર્થનો યથાર્થ રીતે ઉપદેશ દેવામા તત્પર હોય એવી વિશિષ્ટ વ્યક્તિને ઈશ્વર કહેવામા આવે છે ટુકાણમા કહીએ તો આત્માના મૂલગુણોને કેવલજ્ઞાન, કેવલદર્શન, અનન્તવીર્ય અને સર્વોત્કૃષ્ટ ચારિત્રને દબાવવાવાળા મોહનીય વિગેરે ઘાતિકર્મોનો સર્વથા બાહ્ય આભ્યન્તર યોગસામગ્રીદ્વારા ક્ષય કરવાથી જેને આત્માના મૂલગુણોનો આવિર્ભાવ થયો હોય અને જેને અનન્ત પ્રબલ પુણ્યના પ્રચયરૂપ તીર્થંકરનામકર્મનો વિપાકોદય હોય તે વ્યક્તિવિશેષને જૈનદર્શનમા ઈશ્વર કહેવામા આવે છે

ઉપર્યુક્ત પરમેશ્વર જ્યા સુધી આયુષ્યની સ્થિતિ હોય ત્યા સુધી ગામાનુગામ વિહાર કરી ભવ્ય જનોને ઉપદેશામૃતનુ પાન કરાવી તેઓને આત્મકલ્યાણનો સાચો માર્ગ બતાવવો એજ પોતાનુ કર્તવ્ય સમજે છે અને એ વાત પણ

સાચી છે જે ઇશ્વરે સાચો આત્મકલ્યાણનો માર્ગ ન બતાવ્યો હોય તેને ઇશ્વર જ કેવી રીતે કહેવાય ? શાસ્ત્રો પણ તે ઇશ્વરપ્રણીત કહેવાય, કે જે શાસ્ત્રોમા સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્રરૂપ મોક્ષમાર્ગનુ વર્ણન સારી રીતે કરવામા આવ્યુ હોય, યોગના અગોનુ સ્વરૂપ પણ દ્રવ્ય–ભાવરૂપથી સમજાવવામા આવ્યુ હોય, અને જે કષ, છેદ, તાપદ્વારા સુવર્ણની માફક પરીક્ષામા પાસ થયેલ હોય, સસારના સાધક અને બાધક, મોક્ષના સાધક અને બાધકરૂપ માર્ગો જેમા બતાવવામા આવ્યા હોય, કર્મોનુ ખૂબ બારીક દૃષ્ટિથી નિરીક્ષણ કરી કર્મ, સ્વભાવ, ઉદ્યમ, કાલ, નિયતિરૂપ પાચ કારણવાદનુ પ્રતિપાદન કરવામા આવ્યુ હોય, પરસ્પર વિરોધનો જેમા અવકાશ ન હોય તથા જેમા દરેક પદાર્થનુ નિત્યાનિત્યરૂપથી વ્યવસ્થાપન કરવામા આવ્યુ હોય, તેમજ દરેક પદાર્થ સામાન્યવિશેષરૂપ, સદ્–અસદ્રૂપ છે, એ પણ સાથે ભૂલવામા ન આવ્યુ હોય તે શાસ્ત્રો ઇશ્વરપ્રણીત સમજવા, બીજા નહિ જે વ્યક્તિ ક્ષણિકવાદ અને શૂન્યવાદનુ જોરશોરથી પ્રતિપાદન કરવાવાળી હોય તે વ્યક્તિ પણ ઇશ્વરપણાને લાયક નથી જો કે ક્ષણિકવાદનુ નિરાકરણ બૌદ્ધદર્શનની મીમાસાના પ્રસ્તાવમા કરવામા આવ્યુ છે, તોપણ અત્ર પ્રકરણના વશથી કઇક કરવુ તે અસ્થાને ગણાશે નહિ

ક્ષણિકવાદ માનવાવાળા બૌદ્ધના મતમા ફલની સાથે સાધકોનો સબન્ધ બિલકુલ ઘટવાનો નહિ, તેનુ સ્પષ્ટીકરણ—અમુક વ્યક્તિયે અમુક વ્યક્તિને મારી નાખી, તે દ્વારા

આપેલુ હિંસ્ય કર્મનુ ફલ મારવાવાળાને તદ્દન ન જ મળવુ જોઈએ, કારણકે મારવાવાળી વ્યક્તિ પોતે ક્ષણિક છે અને આપેલુ કર્મ પણ ક્ષણિક છે, જ્યારે બન્ને ક્ષણવારમા નષ્ટ થઈ ગયા ત્યારે તેઓનો સબન્ધ પરસ્પર કેવી રીતે થાય ? જ્યારે વસ્તુ પોતેજ ખપુષ્પ જેવી થઈ, ત્યારે સબન્ધ કોનો અને કોની સાથે થાય ? તે ઘણુ વિચારણીય છે કિચ, વસ્તુનો સર્વથા નાશ થવા છતા પણ જો સબન્ધ માનવામા આવે તો એકના કર્મનો સબન્ધ સર્વને કેમ ન થાય ? અથવા સર્વના કર્મનો સબન્ધ એકને જ કેમ ન થાય ? માટે કોઈપણ રીતે સાધકની સાથે હિંસ્ય કર્મના ફલનો સબધ ઘટવાનો નહિ તથા આ ઉપકાર્ય છે, આ તેનો ઉપકાર કરવાવાળો છે, આ મારવાવાળો છે, આ વધ્ય છે, સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન વિગેરે કઈ પણ વાતની ઉત્પત્તિ ક્ષણિકવાદમા થઈ શકવાની નહિ માટે કહો આવી રીતે મોહથી ક્ષણિકવાદને પ્રતિપાદન કરવાવાળી વ્યક્તિને ઈશ્વર તરીકે કેવી રીતે માની શકાય ? તેમજ શૂન્યવાદને માનવાવાળી વ્યક્તિને પણ ઈશ્વરકોટિમા ગણાય તેમ નથી જો તેનો શૂન્યવાદ પ્રમાણસિદ્ધ હોય તો પ્રમાણ વસ્તુરૂપ ઠરે, ત્યારે સર્વ જગત શૂન્ય છે, એમ કેવી રીતે કહી શકાય ? અને જો અવસ્તુરૂપ હોય તો વન્ધ્યાપુત્રની માફક તેવા પ્રમાણ દ્વારા શૂન્યવાદની સિદ્ધિ શૂન્યરૂપ જ સમજવી

કિચ, લક્ષાવધિ કૃમિયોથી વ્યાપ્ત એવા પોતાના શરીરને વાઘને ખાવા માટે આપવાવાળા બુદ્ધની દયા જુઓ !! લક્ષાવધિ કૃમિયોના જીવોનો સહાર કરી એકને માટે દયાની

લાગણી બતાવવી એ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ? આવી રીતે બિચારા કરોડો કૃમિજીવોના પ્રાણ તેની ઇચ્છા સિવાય બલાત્કારથી ક્રૂર વાઘ જેવા નિર્દય પ્રાણિને આપી લોકમા દયાની લાગણી બતાવવી એ અત્યાચાર સિવાય બીજુ શુ કહી શકાય ? તેમને બીજાના પ્રાણો, તે જીવોની આજ્ઞા સિવાય આપવાનો શો હક છે ? માટે આવી ખોટી દયા પણ દયાના સ્વરૂપને નહિ સમજવાનુ ફલ સમજવુ પોતાની માતાનુ પેટ વિદારીને જન્મ લેવાવાળા અને પોતાને હાથે કોઇ જીવને મારવો નહિ, પરન્તુ કોઇ માસ લાવીને આપે તો તેમા કઇ બાધ નથી એવો ઉપદેશ દેવાવાળા શૌદ્ધોદનિની દયા જુઓ ! ! જે શાસ્ત્રમા ઉપર્યુક્ત પ્રતિપાદન હોય તેના પ્રણેતા ઇશ્વર છે, એમ કોઇ પણ રીતે માની શકાય તેમ નથી હવે ઉપસહાર કરવામા આવે છે કે જે વ્યક્તિ સર્વજ્ઞ હોય, રાગાદિ દોષથી તદ્દન રહિત હોય, ત્રણ લોકને પૂજનીય, યથાસ્થિત પદાર્થને પ્રતિપાદન કરવાવાળી હોય, જગતને બનાવવુ, પાલન કરવુ, સહાર કરવો વિગેરે મોહની જાળથી તદ્દન જૂદી હોય, જગતના ઉદ્ધાર માટે વચનામૃતનુ પાન કરાવવાનો જેનો મુખ્ય ઉદ્દેશ હોય તે વિશિષ્ટ વ્યક્તિને ઇશ્વરરૂપ સમજવી ભલે તેનુ મહાદેવ નામ હોય, અથવા વિષ્ણુ નામ હોય, અથવા બ્રહ્મા નામ હોય, અથવા બુદ્ધ નામ આપવામા આવતુ હોય, અથવા તીર્થંકર, અર્હન્, જિન વિગેરે નામો હોય, પરન્તુ જેમા ઉપર્યુક્ત લક્ષણો ઘટતા હોય તેને ઇશ્વર તરીકે માનવામા અમને કઇ પણ અડચણ નથી અમો મહાદેવ, હરિ, બ્રહ્મા,

# સ્યાદ્વાદ નિરૂપણ

અનન્ત ધર્મવાળી વસ્તુમા જે જે અપેક્ષાએ જે જે ધર્મો રહેલા હોય તે તે અપેક્ષાએ તે તે ધર્મોનો જે સ્વીકાર કરવો તેને જૈનદર્શનકાર સ્યાદ્વાદ કહે છે જેવી રીતે કપડામાં નિત્યત્વ, અનિ યત્વ, સામાન્યત્વ, વિશેષત્વ, સત્વ, અસત્વ, લાબાપણુ, ટુકાપણુ વિગેરે વિરુદ્ધ ધર્મો રહેવા છતા પણુ સાપેક્ષરૂપે માનવામા કોઇ પણુ જાતની અડચણુ છે જ નહિ

દૃષ્ટાત દ્વારા સ્પષ્ટીકરણુ–કપડાનુ જેવા પ્રકારનુ સ્વરૂપ હોય તે રૂપથી તેમા સત્વ અને તેથી વિપરીત રૂપથી તેમા અસત્વ સમજવુ દરેક વસ્તુ પોતપોતાના સ્વરૂપથી સત્ હોય છે, નહિ કે બીજાના સ્વરૂપથી, જે કપડુ સૂતરનુ બનેલુ હોય તે તે અપેક્ષાએ સત હોય અને જે શણુ અગર રેશમ વિગેરેનુ બનેલુ હોય તે, તેની અપેક્ષાએ સત્ સમજવુ આ ઉપરથી એ ભાવ નીકળ્યો કે જે કપડુ સૂતર વિગેરે જે દ્રવ્યથી બનાવવામા આવ્યુ હોય, તે કપડામા તે દ્રવ્યની સત્તા સમજવી, બાકી તમામની તેમા અસત્તા સમજવી જો કે સત્વ, અસત્વ વિગેરે ધર્મો એકની અદર માનવામા ઉપલક દૃષ્ટિથી વિરુદ્ધરૂપે ભાસે છે, તો પણુ સાપેક્ષપણે માનવામા વિચાર શીલોને કઇ પણુ વિરુદ્ધ જેવુ છે જ નહિ

## કપડામાં નિત્યાનિત્યપણાની ઓળખાણ

સૂતરનાં બનાવેલ કપડાના તાકાને ફાડી તેમાથી કોટ, પાટલુન, ખમીસ, જાકીટ, પાઘડી, રૂમાલ, ખેસ, ધોતીઆં વિગેરે અનેક ચીજો બને છે એ વાત જનપ્રસિદ્ધ છે જ્યારે તે કપડાના તાકામાથી કોટ, પાટલુન, ખમીસ વિગેરે ચીજો બનાવવામા આવે છે ત્યારે તે ચીજોને કોઈ પણ બુદ્ધિશાલી ખેસ, ધોતીઉં વિગેરે નામોથી વ્યવહાર કરતો નથી અને જ્યારે તેમાથી ખેસ, ધોતીઉં, પાઘડી વિગેરે ચીજો બનાવવામા આવે છે, ત્યારે તેનો કોટ, પાટલુન વિગેરે શબ્દોથી વ્યવહાર કરવામા આવતો નથી જો કે તે દરેક ચીજમા સૂતરના કપડારૂપ પુદ્ગલ દ્રવ્ય તો સરખી રીતે રહેલ છે, તોપણ તેના આકારો બદલાતા હોવાથી તે તે નામોથી તે તે વ્યવહાર થઈ શકતો નથી આ ઉપરથી એ સમજવાનું છે કે કોટ, પાટલુન, ખમીસ વિગેરે કપડાના આકારવિશેષ છે, પરન્તુ કપડું તેથી જૂદું નથી કારણ કે તે તે આકારથી પરિણમેલા કપડામા જ જ્યારે તે તે નામોનો વ્યવહાર થાય છે, ત્યારે ધોતીઆ વિગેરેના આકારને કપડાથી સર્વથા જૂદી રીતે કેવી રીતે માની શકાય ? તાત્પર્યાર્થ—કપડાથી બનેલ કોટ વિગેરેનો આકાર અને સૂતરરૂપ પુદ્ગલ દ્રવ્ય આ બન્ને કોટ વિગેરેનું સ્વરૂપ સમજવું તે બે સ્વરૂપમાથી કોટ વિગેરેના આકારરૂપ જે સ્વરૂપ છે તે વિનાશી ( અનિત્ય ) છે એમ સૌ કોઈ જાણી શકે છે, અને કોટનુ સૂતરરૂપ પુદ્ગલ દ્રવ્ય જે બીજુ સ્વરૂપ છે, તે શાશ્વત ( નિત્ય ) છે કારણ કે સૂતરરૂપ પુદ્ગલ દ્રવ્યના આકારો બદ-

લાય છે,તો,પણ પુદ્ગલ દ્રવ્ય તો દરેકમા બરાબર કાયમ જ રહે છે એથી તે સ્વરૂપથી કોટ વિગેરેને નિત્ય માનવામા આવે છે

ભાવાર્થ —કોટ, પાટલુન, ખમીસ વિગેરેના આકારો બદલાતા હોવાથી તે રૂપથી કપડુ અનિત્ય છે અને પુદ્ગલ દ્રવ્યની અપેક્ષાએ તે નિત્ય છે

## કપડામા સામાન્ય—વિશેષની ઓળખાણ

સૂતરનુ કપડુ,ઊનનુ કપડુ,શણનુ કપડુ,રેશમનુ કપડુ, તથા કાળુ, ધોળુ, પીળુ, રાતુ, લીલુ, ગરમ કપડુ,ઠડુ કપડુ વિગેરે તમામ જાતના કપડાને વિશેષ કપડુ કહેવામા આવે છે અને તે દરેકમા 'આ કપડુ છે' 'આ કપડુ છે' એવો જે સામાન્ય અનુભવ થાય છે, તે તેમા રહેલા પુદ્ગલ દ્રવ્યને લીધે સમજવો અર્થાત્ સૂતરનુ કપડુ, ઊનનુ કપડુ વિગેરે કપડાના વિશેષ રૂપો સમજવા અને તે દરેકમા પુદ્ગલ દ્રવ્યપણુ બરાબર રહેતુ હોવાથી પુદ્ગલ દ્રવ્યને કપડાનુ સામાન્ય રૂપ કહેવામા આવે છે આવી રીતે બને રૂપો જ્યારે સાપેક્ષરૂપથી કપડામા જોવામા આવે છે, ત્યારે કપડાનુ કેવલ વિશેષરૂપ જ છે, સામાન્યરૂપ છે જ નહિ અથવા કેવલ સામાન્યરૂપ જ છે, વિશેષરૂપ છે જ નહિ એ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ! ઉપરના દૃષ્ટાન્તથી એ સમજાય છે, કે દરેક વસ્તુ સામાન્ય અને વિશેષ એમ બને સ્વરૂપવાળી છે તેમા વિશેષતા માત્ર એટલીજ છે કે ધોળા કપડાની અપેક્ષાએ આ કોટ ધોળો છે એવો વ્યવહાર થાય છે પણ પીળાની અપેક્ષાએ નહિ, તેવી

રીતે તે તે અપેક્ષાએ તે તે વ્યવહારો સમજવા. ઉનના બનેલા કપડાને ગરમ કપડાનો કોટ કહેવામા આવે છે અને સૂતરના કપડાના બનાવેલ કોટને તેમ કહેવામા આવતુ નથી, તથા શરબતી મલમલના કપડાથી બનાવેલ ખમીસને કોમળ (મૃદુ) ખમીસ કહેવામા આવે છે અને કોઈ કપડું ખરહટ સ્પર્શવાળુ હોવાથી તેના બનાવેલ ખમીસને કઠોર સ્પર્શવાળુ કહેવામા આવે છે આ પ્રમાણે વિરુદ્ધ ધર્મોને પણ એકમા સાપેક્ષરૂપથી માનવામા કંઈ પણ બાધ છે જ નહિ ભાવાર્થ –એ કઠો જાતના કપડામા આ કપડુ છે, આ કપડું છે એવો જે સરખો અનુભવ થાય છે તેના વિષયને સામાન્ય કહેવામા આવે છે, અને તે દરેક જાતના કપડાના ઢગલામાથી પોતાના કપડાને જે ઓળખવુ તેને વિશેષ કહેવામા આવે છે જો તે કપડાના સમુદાયમા ભિન્નતા રહેલી ન હોય તો પોતાના કપડાને કેવી રીતે ઓળખી શકે તે સહજ સમજી શકાય તેમ છે કિચ, જો કપડાનુ એકલુ સામાન્ય સ્વરૂપ જ હોય તો જે વ્યક્તિને શીયાળામા ઉનના કપડાનો કોટ બનાવવો છે તે બજારમા જઇ કહે જે મારે કપડાનો ખપ છે તો આપ જ વિચારો કે કપડાનો વ્યાપારી તેને કયુ કપડું આપવાનો ? કારણ કે તેના ઘરમાં તો સૂતરનાં, ઉનનાં, રેશમના વિગેરે અનેક જાતના કપડા છે કિચ, તેને તેવા પ્રકારનુ અતીન્દ્રિય જ્ઞાન તો નથી કે જેથી આ વ્યક્તિને અમુક કપડાનો ખપ છે એમ જાણી શકે માટે કપડુ સામાન્ય કહેવાથી ઉન વિગેરે વિશેષ જાતનુ કપડું મળી શકવાનુ નહિં. આ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે, અને તે સિવાય વ્યવહાર પણ

થઈ શકવાનો નહિ માટે કપડાના સામાન્ય રૂપની માફક વિશેષ સ્વરૂપ પણ અવશ્ય માનવુ જોઇએ તેવી રીતે કપડાનુ કેવલ વિશેષ સ્વરૂપ જ છે, સામાન્ય છે જ નહિ એમ પણ ન માનવુ જોઇએ કારણ કે તે દરેક જાતના કપડાને દરેક લોકો સામાન્ય રીતે કપડુ જ કહે છે, ઘટ, સ્તભ, અગ્નિ વિગેરે શબ્દોથી વિશેષ વ્યવહાર કરતા નથી ત્યારે સમજવુ જોઇએ કે દરેક જાતના કપડામા કપડુ એવો જે વ્યવહાર થાય છે તે કપડાના સામાન્ય રૂપને લઈ ને જ આથી એ સિદ્ધ થયુ કે દરેક ચીજ સામાન્ય તથા વિશેષ સ્વરૂપવાળી [redacted] એ પણ ખાસ ખ્યાલમા રાખવુ

## પ્રકારાન્તરથી સ્યાદ્વાદની સિદ્ધિ

એકજ પુરૂષને પિતા, પુત્ર, ભાઈ, ભત્રીજો, જમાઇ, મામો, ભાણેજ, કાકો, દાદો, સાળો વિગેરે શબ્દોથી સબોધવામા આવે [redacted] જો કે સ્થૂલ બુદ્ધિવાળાની દષ્ટિથી ઉપર્યુક્ત વ્યવહારો વિરૂદ્ધરૂપે ભાસે છે, તોપણ સાપેક્ષરૂપે તેવા વ્યવહારો માનવામા કોઇ પણ દોષ [redacted] જ નહિ અમુક વ્યક્તિ પિતા [redacted] તે પોતાના પુત્રની અપેક્ષાએ, નહિ કે જગતના તમામ મનુષ્યની અપેક્ષાએ અમુક વ્યક્તિ પુત્ર છે તે પણ પોતાના પિતાની અપેક્ષાએ, અમુક ભાઇ [redacted] તે પણ પોતાના બીજા સગા ભાઇની અપેક્ષાએ અમુક ભત્રીજો છે તે પણ પોતાના કાકાની અપેક્ષાએ, અને કાકાનો વ્યવહાર પણ પોતાના ભત્રીજાની અપેક્ષાએ એવી રીતે દરેક વ્યવહાર એકબીજાની અપેક્ષાએ એક વ્યક્તિમાં

સ્વીકારવામા સાપેક્ષરૂપે કોઇ પણ જાતની વિરૂદ્ધતા છેજ નહિ. કિં ચ, દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતા સાપેક્ષવાદરૂપ સ્યાદ્વાદ માનવામા ન આવે તો અનેક પ્રકારની અડચણો ઉપસ્થિત થવાની; તે સમજાવવામાં આવે છે—જે પિતા હોય તેમા પુત્રપણુ કદાપિ આવી શકવાનુંજ નહિ અને જે પુત્ર હોય તેમાં પિતાપણું આવવાનુ નહિ, કારણકે પિતાપણુ જૂદુ છે અને પુત્રપણુ પણ એથી જૂદુ જ છે જ્યારે તે ધર્મો જ આપસમા ઘટ પટના ધર્મની માફક જૂદા છે ત્યારે તે બ ને એકમા કેવી રીતે રહી શકવાના ? અને સાપેક્ષવાદ તો અન્ય મતમાં આકાશ પુષ્પ જેવો છે ત્યારે તેનો નિર્વાહ પણ કેવી રીતે થઇ શકવાનો? તે ખાસ વિચારવા લાયક છે, માટે સર્વોત્તમ વાત એ છે કે સર્વ વિપત્તિથી બચવાની ખાતર અનેકાન્તવાદનો આશ્રય લેવો

## જલમાં શીતોષ્ણની સિદ્ધિ—

જલમાં શીતપણું તથા ઉષ્ણપણું તથા અગ્નિમા શીતપણું અને ઉષ્ણપણુ પણ સાપેક્ષરૂપે માનવામા કઇ પણ બાધ છેજ નહિ

પ્ર૦ જલમા શીતપણુ તો પ્રસિદ્ધ હોવાથી માનવામા કઇપણુ અડચણ છેજ નહિ, પરન્તુ તેમા ઉષ્ણપણુ છે તે કેવી રીતે માની શકાય ?

ઉ૦ જલને ગરમ કરવાથી તથા સૂર્યના કિરણોનો તાપ પડવાથી તેમા ઉષ્ણપણુ પણ જરૂર આવી શકે છે, કારણકે

સ્વપર દ્રવ્યાદિ ચતુષ્ટયને લઈને દરેકની અદર વસ્તુસત્તાનો નિર્ણય થતો હોવાથી કાલ વિગેરેના ભેદને લઈને શીતપણું તથા તથા ઉષ્ણપણું એકમા માનવામા કઈ પણ દોષ છે જ નહિ. કિંચ, કેટલેક ઠેકાણે ( રાજગૃહી વિ પ્રદેશમા ) કુડામા રસોઈ થાય તેવું ઘણુ ગરમ જલ હોય છે અને તેની પાસેના કુડામાં ઘણુ ઠંડુ પાણી હોય છે આ વાત જ્યારે અનુભવસિદ્ધ છે ત્યારે જલ કેવળ શીત જ છે, ઉષ્ણ છે જ નહિ એમ કેવી રીતે માની શકાય ? અપર ચ પુદ્ગલ સ્કધોમા પાચ રૂપ, બે ગન્ધ, પાંચ રસ અને આઠ સ્પર્શો જ્યારે યુકિત અને પ્રમાણથી સિદ્ધ છે, ત્યારે જલના પુદ્ગલમા કેવલ શીતળ સ્પર્શ જ છે એમ કહેવા કયો બુદ્ધિશાલી સાહસ કરી શકે ?

પ્ર૦ કુડોના જલમા ઉષ્ણપણુ તો કોઈ વિલક્ષણ દ્રવ્યના સયોગથી થયેલુ હોવાથી જલમા ઉષ્ણપણુ માનવામા કોઈ પણ યુક્તિ છેજ નહિ

ઉ૦ કુવા વિગેરેના જલમા શીતપણુ પણ વિલક્ષણ દ્રવ્યના સયોગથી આવેલુ હોવાથી શીતપણું પણ જલમા માનવુ યુક્તિવિરૂદ્ધ છે એમ કેમ ન કહી શકાય ? કિંચ, દરેક વસ્તુમા સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ સત્ત્વ અને પરદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ અસત્ત્વ રહેલ છે એ વાતનું વિવેચન સપ્તભંગી પ્રદીપમા ખૂબ વિસ્તારપૂર્વક કરવામા આવેલ છે જલમા પણ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ શીત અને ઉષ્ણ સ્પર્શની સત્તા અને પરદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની અપેક્ષાએ અસત્તા પણ માનવામા આવે છે.

અર્થાત્ જે જલ ઠંડુ છે તેની અપેક્ષાએ શીત સ્પર્શની સત્તા અને જે જલમાં અગ્નિસંયોગ, સૂર્યના કિરણ વિગેરેથી ઉષ્ણતા આવેલી છે અથવા સ્વભાવથી જ ઉષ્ણ છે તે જલમા તેની અપેક્ષાએ ઉષ્ણસ્પર્શની સત્તા મનાય છે કિચ, જે જલસ્વભાવથી જ ઉષ્ણ છે તેમા પણ શીતળ વાયુના સબન્ધથી શીતપણુ આવતુ હોવાથી તેમા શીત સ્પર્શની સત્તા માનવી જોઈએ કારણકે પુદ્ગલમા વિચિત્ર પ્રકારની અનન્ત શકિત રહેલી છે માટે તેવી રીતે સાપેક્ષરૂપથી માનવામા કોઇ પણ બાધ છે જ નહિ ઉપર્યુકત કથનથી એ સિદ્ધ થયુ જે જલમા શીતસ્પર્શ પણું અને ઉષ્ણસ્પર્શપણુ આ બને વાતો વિરુદ્ધ છે તોપણ અનેકાન્તવાદીઓને સાપેક્ષરૂપે માનવામાં કઇપણ વિરૂદ્ધતાનો અવકાશ રહેતો નથી એ ખાસ ધ્યાનમા રાખવું

## અગ્નિમા શીતોષ્ણ સ્પર્શની સિદ્ધિ.

અગ્નિમાં સ્વપર દ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ શીતપણુ અને ઉષ્ણપણુ માનવામા કઇ પણ દોષ છે જ નહિ અગ્નિમાં ઉષ્ણપણું તો તમામ લોક માને છે જ હવે રહ્યુ શીતપણું, તે પણ સમજાવવામા આવે છે—જે વખતે અગ્નિ સળગતો હોય. તે સમયે ચદ્રકાન્ત મણિ અગર મંત્ર વિગેરે પરદ્રવ્યનો સબન્ધ જ્યારે કરાવવામા આવે છે, ત્યારે અગ્નિ ઉષ્ણ સ્પર્શવાળો નથી, કિન્તુ ઠંડો છે એવો અનુભવ થાય છે આ વાત તમામ વિદ્વાનો એકે અવાજે કબૂલ કરે છે, એમ છતાં પણ

જો કેવલ ઉષ્ણ સ્પર્શજ અગ્નિમા માનવામા આવે તો ચન્દ્રકાન્ત મણિના સદ્‌ભાવમા પણ ઉષ્ણતાનો જ અનુભવ થવો જોઇએ પરન્તુ એમ તો છે જ નહિ માટે સાપેક્ષરૂપે બને સ્પર્શો અગ્નિમા માનવા છતા પણ વિરુદ્ધતા તેમા લગાર માત્ર નથી કિંચ, જ્યારે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ તમામ પુદ્‌ગલો ઉત્પાદશીલ અને વિનાશશીલ છે, ત્યારે જલના પુદ્‌ગલો કયારેક અગ્નિરૂપે પણ પરિણમે છે અને અગ્નિના પુદ્‌ગલો જલરૂપે પણ પરિણમે છે તથા પોતપોતાની કારણસામગ્રી મળવાથી તેજના પુદ્‌ગલો અન્ધકારરૂપે અને અન્ધકારના પુદ્‌ગલો તેજરૂપે પણ પરિણામી જાય છે તો પછી જે વખતે જલના પુદ્‌ગલો અગ્નિરૂપે પરિણમી જાય, તે વખતને લઇને જલમા ઉષ્ણ સ્પર્શપણુ અને અગ્નિના પુદ્‌ગલો જે સમયે જલરૂપે પરિણમી જાય તે સમયને લઇને અગ્નિમા શીતપણુ પણ જ્યારે નિર્વિવાદ સિદ્ધ છે, ત્યારે જલમા ત્રણે કાલની અપેક્ષાએ કેવળ શીત સ્પર્શ જ છે, અગ્નિમા કેવળ ઉષ્ણ સ્પર્શ જ છે એવી માન્યતા ઉપર વિશ્વાસ કેવી રીતે આવી શકે ?

અપરચ, વીજળીની બત્તીના ગોળા ઉપર હાથ મૂકવા છતા પણ ઉષ્ણતાનો અનુભવ થતો નથી, અને ગ્યાસતેલ વિગેરેની બત્તીના ગોળા ઉપર હાથ મૂકવાથી ઉષ્ણતા માલૂમ પડે છે, માટે વિચારો કે અગ્નિમા કેવળ ઉષ્ણ સ્પર્શજ છે તેમ કેવી રીતે માની શકાય ? આથી એ સિદ્ધ થયુ કે અગ્નિમા પણ શીત અને ઉષ્ણ એમ બને સ્પર્શો સાપેક્ષરૂપે માનવામા સ્યાદ્વાદ–મહાજિનેન્દ્રની આજ્ઞા પાળનારને લગાર માત્ર વિરુદ્ધતા જોવામા

આવતી નથી, કિન્તુ જેની દૃષ્ટિમાં જ વિકારભાવ હોય છે, તેઓ-નેજ સર્વત્ર વિરુદ્ધતાનો ભાસ થાય છે.

## દરેક પદાર્થમાં અનન્ત ધર્મની ઓળખાણ

પ્રમેયપણું હોવાથી સચેતન તથા અચેતનરૂપ તમામ પદાર્થો અનન્ત ધર્મવાળા છે જે વસ્તુ અનન્ત ધર્મવાળી ન હોય તેમાં પ્રમેયપણું પણ આકાશપુષ્પની માફક ન હોવું જોઈએ દૃષ્ટાન્તદ્વારા તે વાતની હવે પુષ્ટિ કરવામાં આવે છે – ધર્મોના બે ભેદ છે જે સાથે રહેવાવાળા હોય તે સહભાવી ગુણરૂપ ધર્મ કહેવાય છે અને જે અનુક્રમે થવાવાળા હોય તેને પર્યાયના નામથી ઓળખાવવામાં આવે છે જો કે તે બંને પર્યાયરૂપ ધર્મો જ છે તો પણ વિશેષથી ઓળખાણ કરવાની ખાતર તેના વિભાગ પાડવામાં આવ્યા છે

પર્યાયના બે ભેદ છે–એક સ્વપર્યાય અને બીજો પરપર્યાય. જ્યારે સત્ત્વ, વાચ્યપણું, જ્ઞેયપણું, પ્રમેયપણું વિગેરે ધર્મોની સાથે ઘટનો વિચાર કરવામાં આવે, ત્યારે સત્ત્વ વિગેરે ઘટના સ્વપર્યાયો સમજવા, કારણ કે કોઈ પણ વસ્તુની સાથે તેઓનું વિજાતીયપણું ન હોવાને લીધે જ્યારે તે ધર્મોદ્વારા બીજાથી પૃથક્પણું થઈ શકતું નથી, ત્યારે સત્ત્વ વિગેરેને ઘટના સ્વધર્મ રૂપે માનવામાં શો બાધ છે ? અર્થાત્ કંઈ પણ નથી દ્રવ્યથી જ્યારે એવો વિચાર કરવામાં આવે કે આ ઘડો પુદ્ગલ દ્રવ્યનો બનેલો હોવાથી પૌદ્ગલિક છે ત્યારે તે ઘડામાં તે દ્રવ્યની સત્તા માનવી અને બાકીનાં તમામ દ્રવ્યોની તેમાં અસત્તા સમજવી. માટે પૌદ્ગલિકપણું ઘટનો સ્વપર્યાય અને જીવ વિગેરેના

અનન્ત ધર્મો ઘડાના પરપર્યાયરૂપ જાણવાં પૌદ્ગલિક ઘડો પૃથ્વીદ્રવ્યનો બનેલો હોવાથી પૃથ્વી દ્રવ્યની અપેક્ષાએ તેમાં સત્ત્વ છે અને જલ વિગેરે બાકીના તમામ દ્રવ્યની અપેક્ષાએ તેમા અસત્ત્વ છે અતએવ પૃથ્વીપણુ ઘડાનો સ્વપર્યાય છે અને જલ વિગેરેના અનન્ત ધર્મો ઘડાના પરપર્યાયરૂપ છે પાર્થિવ ઘડો પણ ધાતુનો બનેલો હોવાથી ધાતુપણુ ઘડાનો સ્વપર્યાય અને બાકીના તમામ ધર્મો પરપર્યાયરૂપ જાણવા ધાતુનો ઘડો પણ સોનાનો બનેલો હોવાથી સોનાપણુ ઘડાનો સ્વપર્યાય અને રજત વિગેરેના ધર્મો ઘડાના પરપર્યાયરૂપ જાણવા સોનાનો ઘડો પણ ઘડેલા સોનાનો બનેલો હોવાથી તે રૂપથી તેમા સત્તા અને બીજા રૂપથી તેમા અસત્તા છે માટે ઘટિતસુવર્ણપણુ ઘડાનો સ્વપર્યાય અને અઘટિત સુવર્ણપણું વિગેરે ઘડાના પર પર્યાયરૂપ સમજવા ઘડેલા સુવર્ણનો ઘડો પણ જિનદત્તનુ ઘડવાપણુ ઘડાનો સ્વપર્યાય અને દેવદત્ત વિગેરેનુ બનાવવાપણું વિગેરે ઘડાના પર પર્યાયો જાણવા જિનદત્તે બનાવેલ સોનાનો ઘડો પણ વિલક્ષણ આકારવાળો હોવાથી વિલક્ષણ આકારપણુ ઘડાનો સ્વપર્યાય સમજવો અને તેથી બીજા આકારપણુ વિગેરે ઘડાના પરપર્યાયો જાણવા વિલક્ષણ આકારવાળો ઘડો પણ મધ્યમા ગોળાકાર હોવાથી મધ્ય ગોળાકારપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી બીજા આકારપણુ વિગેરે ઘડાના પર પર્યાયો જાણવા મધ્યમા ગોળાકારવાળો ઘડો પણ પોતાના આકારથી વિદ્યમાન છે, બીજાના આકારથી નથી, માટે સ્વાકાર ઘડાનો સ્વપર્યાય કહેવાય અને બીજાના આકારો ઘડાના પર

પર્યાયો કહેવાય. સ્વાકારવાળો ઘડો પણ જેટલા વજનનો હોય તે પોતાનું સ્વદલ કહેવાય અને બાકીનું વજન પરદલ કહેવાય માટે સ્વદલ ઘડાનો સ્વપર્યાય અને પરદલ ઘડાનો પરપર્યાય સમજવો. આ પ્રમાણે દ્રવ્યથી ઘડાનો વિચાર કરતા જો કે સ્વપર્યાયરૂપ સ્વધર્મો થોડા છે. તો પણ બીજાથી જૂદી રીતે ઓળખાવનારા પર્યાયરૂપ પરધર્મો જગતમા અનન્ત હોવાથી એકજ ઘટપદાર્થમા દ્રવ્યથી સ્વધર્મો અને પરધર્મો સાપેક્ષ રૂપે અનન્ત રહેલાં છે

ક્ષેત્રથી ઘડામા અનન્ત ધર્મની ઓળખાણ—ક્ષેત્રથી જ્યારે ત્રણ લોકમા ઘડો છે, તેથી બહાર નથી એવો વિચાર કરીએ ત્યારે ત્રણ લોકથી જાદુ કોઇ પણ ક્ષેત્ર ન હોવાથી ત્રણ લોકમા વર્તવારૂપ જ સ્વપર્યાય ઘડાનો મળવાનો કારણ કે તેથી જાદુ કોઇ પણ ક્ષેત્ર જ જ્યારે નથી, ત્યારે પરપર્યાયરૂપ પરધર્મો કેવી રીતે મળી શકે ? તે સહજ સમજી શકાય તેમ છે ત્રણ લોકમા રહેલો ઘડો પણ તિર્છાલોકમા રહેલો હોવાથી તેની અપેક્ષાએ ઘડામાં સત્તા સમજવી અને ઊર્ધ્વલોક વિગેરેમા નહિ રહેલો હોવાથી તેની અપેક્ષાએ તેમા અસત્તા સમજવી માટે તિર્છાલોકમાં વર્તવાપણું ઘટનો સ્વપર્યાય અને ઊર્ધ્વલોક વિગેરેમાં ન વર્તતો હોવાથી તે તેના પરપર્યાયો સમજવા તિર્છાલોકમા રહેલો ઘડો પણ જ જંબૂદ્વીપમા રહેલો હોવાથી જ જંબૂદ્વીપમા વર્તવાપણું ઘડાનો સ્વપર્યાય અને બાકીના ક્ષેત્રમા તે નહિ વર્તતો હોવાથી તે તમામ ક્ષેત્રમા નહિ રહેવાપણું ઘડાના પરપર્યાયો સમ-

જેવા જબૂદ્વીપમા રહેવાવાળો ઘડો પણ ભરતક્ષેત્રમા ખાસ કરીને વતતો હોવાથી ભરતક્ષેત્રમાં વર્તવાપણુ ઘડાનો સ્વ પર્યાય અને બીજા ક્ષેત્રમા તે ઘડો ન વર્તતો હોવાથી તેમા નહિ વર્તવાપણુ વિગેરે ઘડાના પરપર્યાયો જાણવા ભરતક્ષેત્રમા રહેલો ઘડો પણ કાશીક્ષેત્રમા વર્તતો હોવાથી કાશીમા રહેવાપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી બીજા ક્ષેત્રમા તે ઘડો ન હોવાથી બીજા ક્ષેત્રમા નહિ રહેવાપણું વિગેરે ઘડાના પરપર્યાયો જાણવા કાશી ક્ષેત્રમા રહેલો ઘડો પણ બાબૂ ધનપતિસિંહના ઘરમા રહેલો હોવાથી ધનપતિસિંહના ઘરમા રહેવાપણુ ઘડાનો સ્વપર્યાય અને બીજે તે નહિ રહેતો હોવાથી તેના તે પરપર્યાયો જાણવા ધનપતિસિંહના ઘરમાં રહેલો ઘડો પણ તેના એક ખૂણામા રહેલો હોવાથી એક ખૂણામા વર્તવાપણુ ઘડાનો સ્વપર્યાય અને બાકીના તમામ પ્રદેશોમા નહિ વર્તવાપણુ ઘડાના પરપર્યાયો જાણવા આ પ્રમાણે ક્ષેત્રથી વિચાર કરતા સ્વપર્યાયરૂપ સ્વધર્મો થોડા છે અને લોકક્ષેત્ર અસખ્યાતુ હોવાથી તેની અપેક્ષાએ પરપર્યાયરૂપ પરધર્મો અસખ્યાતા સમજવા અથવા મનુષ્ય લોકમા રહેલા ઘડાના પણ તે સિવાય બીજા સ્થાનમા રહેલા દ્રવ્યો અનન્તા હોવાથી અને ઘડો પણ તેથી ન્યારો હોવાથી તેની અપેક્ષાએ પરપર્યાયરૂપ પરધર્મો પણ અનન્ત જાણવા પૂર્વ પ્રમાણે વિચાર કરતાં ક્ષેત્રથી પણ ઘડામાં સ્વધર્મો અનન્ત સિદ્ધ થાય છે

° કાલની અપેક્ષાએ ઘડામાં અનન્ત ધર્મોનો વિચાર– દ્રવ્ય

રૂપે ઘડો નિત્ય હોવાથી ત્રણ કાલમા જ્યારે ઘડો દ્રવ્યથી નિત્ય છે ત્યારે ત્રણે કાલમા વર્તવારૂપ ઘડાના સ્વપર્યાયો જ મળવાના, એથી ન્યારો કોઇપણ કાલ ન હોવાથી બીજી રીતે ઓળખાવનારા પરપર્યાયો મળવાના જ નહિ અને જ્યારે આ યુગમા વર્તવાવાળા ઘડાનો વિચાર કરવામા આવે ત્યારે આ યુગમા વર્તવાપણુ ઘડાનો સ્વપર્યાય જાણવો અને અતીતાદિ કાલમા નહિ વર્તતો હોવાથી તેમા નહિ રહેવાપણુ વિગેરે ઘડાના પરપર્યાયો જાણવા આ યુગમા વર્તવાવાળો ઘડો પણ વસન્તઋતુમા વર્તતો હોવાથી વસન્તઋતુમા વર્તવાપણુ ઘડાનો સ્વપર્યાય જાણવો અને બીજી ઋતુમા નહિ વર્તવાપણું ઘડાનો પરપર્યાય જાણવો વસન્તઋતુમાં વર્તવાવાળો ઘડો પણ નવીનપણાથી વર્તતો હોવાથી નવીનપણુ ઘડાનો સ્વપર્યાય અને પુરાણુપણુ વિગેરે પરપર્યાયો જાણવા નવીનપણાથી વર્તતો ઘડો પણ આજે વર્તતો હોવાથી આજનુ વર્તનપણુ ઘડાનો સ્વપર્યાય અને તે સિવાયનુ વર્તનપણુ ઘડાના પરપર્યાય જાણવા તેવા પ્રકારનો ઘડો પણ વર્તમાન ક્ષણમા વર્તતો હોવાથી વર્તમાન ક્ષણમા વર્તવાપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી બીજા ક્ષણમા વર્તવાપણુ વિગેરે ઘડાના પરપર્યાયો જાણવા આ પ્રમાણે કાલની અપેક્ષાએ દ્રવ્યરૂપે અનન્ત કાલમા વર્તતો હોવાથી ઘડાના સ્વપર્યાયો અનન્ત જાણવા, અને પર્યાયથી વિવક્ષિત કાલમા વર્તતો હોવાથી અને તેથી બીજા કાલમાં નહિ વર્તતો હોવાથી તે અપેક્ષાએ પણ સ્વપર પર્યાયો અનન્ત સમજવા.

## ભાવથી અનન્ત ધર્મોનો વિચાર—

સુવર્ણનો ઘડો પીળા રંગવાળો હોવાથી પીળાવર્ણપણું ઘડાનો સ્વપર્યાય અને તેથી બીજા વર્ણપણું વિગેરે પર પર્યાયો જાણવા પીળો ઘડો પણ બીજી પીળી વસ્તુની અપેક્ષાએ એક ગુણો વધારે પીળો હોવાથી એકગણું વધારે પીળાપણું ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીત ઘડાના પરપર્યાયો જાણવા એક ગુણો વધારે પીળો ઘડો પણ બીજી પીળી વસ્તુઓથી બેગુણો વધારે પીળો હોવાથી બેગણું વધારે પીળાપણું ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીતપણું ઘડાના પરપર્યાયો જાણવા બે ગુણો વધારે પીળો ઘડો પણ એથી બીજી પીળી વસ્તુઓથી ત્રણ ગુણો વધારે પીળો હોવાથી ત્રણ ગણું વધારે પીળાપણું ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીતપણું પરપર્યાયો જાણવા એવી રીતે એક બીજાની અપેક્ષાએ તરતમભાવથી અનન્તગુણું વધારે પીળા સુધીનો વિચાર કરવાથી વર્ણની અપેક્ષાએ પણ સ્વપર્યાયો અનન્ત સિદ્ધ થાય છે અને તેની માફક તરતમભાવથી લીલા વિગેરે વર્ણવાળા તથા એક બીજાથી ભિન્નરૂપે ઓળખાણ કરાવનારા પરપર્યાયો પણ અનન્ત સમજવા તથા મધુર રસ વિગેરેની અપેક્ષાએ રસપર્યાયો પણ વર્ણની માફક વિચાર કરતા અનન્ત સિદ્ધ થાય તેમ છે અને ગન્ધ પર્યાયો પણ તરતમભાવથી વિચાર કરતા અનન્ત સિદ્ધ થાય છે ભારે, હલકો, કોમળ, ખડબચડો, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રૂક્ષ, વિગેરે સ્પર્શની અપેક્ષાએ પણ સ્વપર પર્યાયોનો વિચાર કરવાથી તે પણ અનન્ત સિદ્ધ થાય છે, કારણ કે અનન્ત

પ્રદેશવાળા ઔદારિક સ્કન્ધોમા આઠ સ્પર્શો ત્રણ કાલની અપેક્ષાએ રહેલા હોય છે એવી રીતે એક કલશમા પણ સ્પર્શની અપેક્ષાએ સ્વપર પર્યાયોની અનન્તી વિવક્ષા કરવામાં આવે છે અથવા સુવર્ણ દ્રવ્યમા પણ અનન્ત કાલની અપેક્ષાએ પાચ વર્ણો, બે ગન્ધો, પાચ રસો અને આઠ સ્પર્શો બીજા પુદ્ગલ દ્રવ્યોની માફક તરતમભાવથી રહેલા છે અને તેને પૃથક્પણે ઓળખાવનારા પરપર્યાયો પણ તેમા રહેલા છે. આ પ્રમાણે વિવક્ષા કરીએ તો પણ એક ઘડામા સ્વપર ધર્મો અનન્ત સભવી શકે તેમ છે શબ્દની અપેક્ષાએ જૂદા જૂદા દેશમા જૂદા જૂદા શબ્દોથી ઘટનો વ્યવહાર થતો હોવાથી તેમા અનેક શબ્દની વાચ્યતા રહેવાને લીધે તે તમામ ઘટ-વાચક શબ્દો પણ સ્વધર્મરૂપ ઘટના સ્વપર્યાયો જાણવા અને તેથી બીજી વસ્તુના વાચક શબ્દો પરધર્મરૂપ પરપર્યાયો જાણવા અથવા ઘટના વાચક જે જે શબ્દરૂપ ધર્મો કહેવામા આવ્યા, આવશે તથા આવે છે તે તમામ ઘટના સ્વધર્મ-રૂપ સ્વપર્યાયો જાણવા અને તેમા બીજા શબ્દો દ્વારા વાચ્યતા નહિ રહેલી હોવાથી તે તમામ ઘટના વ્યાવૃત્તરૂપ પરધર્મો જાણવા મળ્યાથી વિચાર કરતા પણ અનન્ત ધર્મો ઘડામા સિદ્ધ થાય છે તે પણ સાથે સાથે સમજાવવામા આવે છે અમુ-કની અપેક્ષાએ અમુક ઘડો પહેલો છે અમુકની અપેક્ષાએ બીજો અમુકની અપેક્ષાએ ત્રીજો છે તથા અમુકની અપેક્ષાએ ચોથો છે એવી રીતે વિચાર કરતા અમુક ઘડો અનન્તમો છે—આવી વિવક્ષા સૂક્ષ્મબુદ્ધિવાળા અતીન્દ્રિય જ્ઞાનીઓથી થતી હોવાથી તે

## ભાવથી અનન્ત ધર્મોનો વિચાર—

સુવર્ણનો ઘડો પીળા રંગવાળો હોવાથી પીળાવર્ણપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી બીજા વર્ણપણુ વિગેરે પર પર્યાયો જાણવા પીળો ઘડો પણ બીજી પીળી વસ્તુની અપેક્ષાએ એક ગુણો વધારે પીળો હોવાથી એકગણુ વધારે પીળાપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીત ઘડાના પરપર્યાયો જાણવા એક ગુણો વધારે પીળો ઘડો પણ બીજી પીળી વસ્તુઓથી બેગુણો વધારે પીળો હોવાથી બેગણુ વધારે પીળાપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીતપણુ ઘડાના પરપર્યાયો જાણવા બે ગુણો વધારે પીળો ઘડો પણ એથી બીજી પીળી વસ્તુઓથી ત્રણ ગુણો વધારે પીળો હોવાથી ત્રણ ગણુ વધારે પીળાપણુ ઘડાનો સ્વપર્યાય અને તેથી વિપરીતપણુ પરપર્યાયો જાણવા એવી રીતે એક બીજાની અપેક્ષાએ તરતમભાવથી અનન્તગુણ વધારે પીળા સુધીનો વિચાર કરવાથી વર્ણની અપેક્ષાએ 'પણ સ્વપર્યાયો અનન્ત'સિદ્ધ થાય છે અને તેની માફક તરતમભાવથી લીલા વિગેરે વર્ણવાળા તથા એક બીજાથી ભિન્નરૂપે ઓળખાણ કરાવનારા પરપર્યાયો પણ અનન્ત સમજવા તથા મધુર રસ વિગેરેની અપેક્ષાએ રસપર્યાયો પણ વર્ણની માફક વિચાર કરતા અનન્ત'સિદ્ધ થાય'તેમ છે અને ગન્ધ પર્યાયો પણ તરતમભાવથી વિચાર કરતા અનન્ત સિદ્ધ થાય છે ભારે, હલકો, કોમળ, ખડબચડો, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, રુક્ષ, વિગેરે સ્પર્શની અપેક્ષાએ પણ સ્વપર પર્યાયોનો વિચાર કરવાથી તે પણ અનન્ત સિદ્ધ થાય છે, કારણ કે અનન્ત

પ્રદેશવાળા ઔદારિક સ્કન્ધોમા આઠ સ્પર્શો પણ કાલની અપેક્ષાએ રહેલા હોય છે એથી કરીને એક કલશમા પણ સ્પર્શની અપેક્ષાએ સ્વપર પર્યાયોની અનન્તી વિવક્ષા કરવામા આવે છે અથવા સુવર્ણ દ્રવ્યમા પણ અનન્ત કાલની અપેક્ષાએ પાચ વર્ણો, બે ગન્ધો, પાચ રસો અને આઠ સ્પર્શો બીજા પુદ્ગલ દ્રવ્યની માફક તરતમભાવથી રહેલા છે અને તેને પૃથક્પણે ઓળખાવનારા પરપર્યાયો પણ તેમા રહેલા છે. આ પ્રમાણે વિવક્ષા કરીએ તો પણ એક ઘડામા સ્વપર ધર્મો અનન્ત સભવી શકે તેમ છે. શબ્દની અપેક્ષાએ જૂદા જૂદા દેશમા જૂદા જૂદા શબ્દોથી ઘટનો વ્યવહાર થતો હોવાથી તેમા અનેક શબ્દની વાચ્યતા રહેવાને લીધે તે તમામ ઘટ-વાચક શબ્દો પણ સ્વધર્મરૂપ ઘટના સ્વપર્યાયો જાણવા અને તેથી બીજી વસ્તુના વાચક શબ્દો પરધર્મરૂપ પરપર્યાયો જાણવા. અથવા ઘટના વાચક જે જે શબ્દરૂપ ધર્મો કહેવામા આવ્યા, આવશે તથા આવે છે તે તમામ ઘટના સ્વધર્મ-રૂપ સ્વપર્યાયો જાણવા અને તેમા બીજા શબ્દો દ્વારા વાચ્યતા નહિ રહેલી હોવાથી તે તમામ ઘટના વ્યાવૃત્તરૂપ પરધર્મો જાણવા સખ્યાથી વિચાર કરતા પણ અનન્ત ધર્મો ઘડામા સિદ્ધ થાય છે તે પણ સાથે સાથે સમજાવવામા આવે છે અમુકની અપેક્ષાએ અમુક ઘડો પહેલો છે અમુકની અપેક્ષાએ બીજો અમુકની અપેક્ષાએ ત્રીજો છે તથા અમુકની અપેક્ષાએ ચોથો છે એવી રીતે વિચાર કરતા અમુક ઘડો અનન્તમો છે—આવી વિવક્ષા સૂક્ષ્મબુદ્ધિવાળા અતીન્દ્રિય જ્ઞાનીઓથી થતી હોવાથી તે

અપેક્ષાએ પણ ઘડામાં અનન્ત સ્વપર ધર્મો સિદ્ધ થાય છે અથવા જેટલા રૂપીઆભાર ઘડામાં સોનું છે તેટલા રૂપીઆભારપણું ઘડાનો સ્વપર્યાય અને તેથી ભિન્ન વજનપણું ઘડાના પરપર્યાયો જાણવા તથા અનન્તકાલથી ઘડાનો બીજા દ્રવ્યની સાથે સંયોગ-વિભાગ થતો હોવાથી તે સંયોગ-વિભાગરૂપ ઘડાના સ્વધર્મો અને બાકી તમામ ઘડાના પરપર્યાયરૂપ પરધર્મો જાણવા અમુકની અપેક્ષાએ અમુક ઘડો નાનો અને તેથી બીજાની અપેક્ષાએ વધારે નાનો એવી રીતે નાનાપણાના તરતમભાવથી વિચાર કરતાં તથા અમુકની અપેક્ષાએ અમુક ઘડો મોટો છે અને અમુકની અપેક્ષાએ તે વધારે મોટો છે એવી રીતે મોટાપણાને લઇને તરતમભાવથી વિચાર કરતા તથા અમુકની અપેક્ષાએ પહોળો છે અને અમુકની અપેક્ષાએ તે સાંકડો છે અને અમુકની અપેક્ષાએ લાંબો છે તથા અમુકની અપેક્ષાએ ટુંકો છે એ તમામનો તરતમભાવથી સાપેક્ષપણે વિચાર કરતા અનન્તસ્વધર્મો અને અનન્ત પરધર્મો સિદ્ધ થાય છે તેવી રીતે પરત્વ અને અપરત્વના વિષયમાં પણ જાણી લેવું તથા અમુકની અપેક્ષાએ ઘડો નજીક છે, અમુકની અપેક્ષાએ તેથી વધારે નજીક છે અને અમુકની અપેક્ષાએ તેથી પણ વધારે નજીક છે—આ પ્રમાણે નજીકપણાનો તરતમ ભાવથી વિચાર કરતા તથા અમુકથી ઘડો દૂર છે, અમુકથી વધારે દૂર છે અને અમુકથી તેથી પણ વધારે દૂર છે એવી રીતે દૂરપણાને લઇને તરતમભાવથી વિચાર કરતા પણ સ્વપરધર્મો અનન્ત સમજી શકે છે તેવી રીતે અમુક ઘડો અમુકના સરખો છે અને

અમુકથી વિલક્ષણ છે આ સરખાપણાના તરતમભાવથી તથા વિલક્ષણપણાના તરતમભાવથી પણ વિચાર કરતા અનંત સ્વ-પરધર્મોનો અનુભવ થઈ શકે છે તેમજ જાડાપણું, પાતળાપણું, સૂક્ષ્મપણું, બાદરપણું, તીવ્રપણું, ચળકાટપણું, ગૌણ્યપણું, વિશાળપણું, આધારપણું, આધેયપણું સ્વપણું, સ્વામીપણું, જન્યપણું, જનકપણું, નિમિત્તપણું, નૈમિત્તપણું, છકારકપણું પ્રકાશ્યપણું, પ્રકાશકપણું, ઉપભોગપણું, વાહ્યપણું, વાહકપણું, વધ્યપણું, ઘાતકપણું, વિરોધીપણું વિગેરે ધર્મોનો પણ તરતમભાવથી વિચાર કરતા અનન્ત સ્વપર પર્યાય સિદ્ધ થાય છે

ઘડામા જે જે ધર્મો કહેવામા આવ્યા તેઓનો વારંવાર ઉત્પાદ, વિનાશ થતો હોવાથી અનન્તકાલમા અનન્તવાર ઉત્પન્ન પણ થયા, અનન્તવાર નષ્ટ પણ થયા અને મૂલ દ્રવ્યની અપેક્ષાએ સ્થિર પણ રહ્યા—આ પ્રમાણે વિવક્ષા કરવાથી પણ સ્વપર ધર્મો અનન્તા સિદ્ધ થાય છે તથા સ્વપર ધર્મરૂપ ઉભયનો એક કાલમા એક શબ્દથી વ્યવહાર થવો અશક્ય હોવાને લીધે ઘડામા અવક્તવ્યપણુ છે તેનો વિશેષ વિચાર સપ્તભંગી પ્રદીપમા કરવામા આવેલો હોવાથી અત્ર ટુંકાણમાં જણાવવામા આવ્યુ છે

ઉપર પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ઘડામા જે અનન્ત ધર્મો બતાવવામા આવ્યા તે તમામ સાપેક્ષપણે રહેલા હોવાથી તેને પ્રતિપાદન કરનાર સ્યાદ્વાદને સ્વીકાર્યો સિવાય કદાપિ કોઈનો પણ છુટકારો છેજ નહિ અને તે સિવાય અનન્ત

ધર્મો પણ ઘટી શકવાના નહિ જ્યારે તે સિવાય વસ્તુ સ્વરૂપ જ સિદ્ધ થતુ નથી તો પછી વસ્તુ સિદ્ધ ક્યાંથી થ અને તે સિવાય જગત્ આકાશપુષ્પ સમાન ▪ એમ પ કહેવામા અડચણ શાની ? માટે જરૂર તમામ વિપત્તિઓ બચવાની ખાતર અનેકાન્તવાદ માનવો જોઇએ આ પ્રમ તમામ વસ્તુમા અનન્તા સ્વપર ધર્મોની ઓળખાણ કરી લે

## આત્મામાં સ્વપર ધર્મોની ઓળખાણ.

આત્મામા ચૈતન્યપણુ, કર્ત્તાપણુ, ભોક્તાપણુ, પ્રમા પણુ, પ્રમેયપણુ, અમૂર્ત્તપણુ, અસખ્યાત પ્રદેશપણુ, નિ આઠ પ્રદેશપણુ, લોકપ્રમાણુ પ્રદેશપણુ, જીવપણુ, ભવ્યપ અભવ્યપણુ, પરિણામીપણુ, શરીરવ્યાપીપણુ, જ્ઞાનોપયે ગપણુ, દર્શનોપયોગપણુ વિગેરે સહભાવી ગુણરૂપ સ્વધ અને હર્ષ, વિષાદ, સુખ, દુખ, ઇચ્છા, રાગ, દ્વેષ, મે અજ્ઞાન, દેવપણુ, મનુષ્યપણુ, તિર્યંચપણુ, નરકપણુ, ▪ સબદ્ધપણુ, શરીર વિગેરે દ્વારા પરિણમાવેલ સર્વ પુદ્ સબદ્ધપણુ, સર્વ જીવોની સાથે સબદ્ધપણુ, સસારીપ ક્રોધ, માન, માયા, લોભના અસખ્યાત અધ્યવસાયપ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરૂષપણુ, સ્ત્રીપ નપુસકપણુ, મૂર્ખતા, અન્ધતા, બધિરતા, મૂકતા વિ અનુક્રમે થવાવાળા પર્યાયરૂપી સ્વધર્મો પણ કર્મોની સાથે સ ધરાવતા હોવાથી સસારી આત્મામા તરતમભાવથી અન સિદ્ધ થાય છે અને તે સિવાય આત્માને અજીવથી ભ રીતે ઓળખાવ્યુ કરાવનારા પરધર્મો પણ અનન્ત છે

## મુક્ત આત્મામાં સ્વપર ધર્મોનો વિચાર

કર્મરહિતપણુ, સાદિ અનન્તસ્થિતિપણુ, સિદ્ધપણુ, ક્ષાયિક દર્શન, ક્ષાયિક જ્ઞાન, ક્ષાયિક સમ્યક્ત્વ, ક્ષાયિક ચારિત્ર, ક્ષાયિક વીર્ય, અનન્ત સુખ, અશરીરીપણુ, અજરાપણુ, અમરપણુ, અરૂપીપણુ, અરસિપણુ, અગન્ધિપણુ, અસ્પર્શીપણુ, નિશ્ચલપણુ, નિરોગીપણુ, અક્ષયપણુ, અવ્યાબાધપણુ વિગેરે તેના સ્વધર્મો જાણુવા અને તેથી વિપરીત જે હોય તે પરધર્મો જાણુવા આમા પણુ તરતમભાવથી વિવક્ષા કરવાથી અનન્ત સ્વપર ધર્મો સિદ્ધ થાય છે એવી રીતે તમામ વસ્તુમા અનન્ત સ્વપર ધર્મો છે એમ જાણી લેવુ

પ્ર૦ જે સ્વપર્યાયો હોય તે તો વસ્તુના સબન્ધી હોવાથી તેઓને તે વસ્તુના ધર્મરૂપ કહી શકાય, પરન્તુ જે બીજી વસ્તુને અવલબન કરનારા હોય તેવા પરપર્યાયોને તે વસ્તુના ધર્મરૂપે કેવી રીતે કહી શકાય ? તે વાત ખાસ વિચારણીય છે

ઉ૦ સબન્ધના બે ભેદ છે એક અસ્તિત્વરૂપથી વસ્તુની સાથે સબન્ધ અને બીજો નાસ્તિત્વરૂપથી વસ્તુની સાથેનો સબન્ધ તેમા સ્વપર્યાયનો વસ્તુની સાથે અસ્તિત્વરૂપથી સબન્ધ માનવામા આવે છે-જેમ ઘટમા રૂપ વિગેરે ગુણોની સત્તા હોવાથી તે રૂપ વિગેરે ગુણોનો તે ઘટની સાથે અસ્તિત્વરૂપથી સંબન્ધ છે અને પરપર્યાયરૂપ પરધર્મો તો ઘટમા અસ્તિત્વરૂપે

નહિ રહેલા હોવાથી તેઓનો ઘટની સાથે નાસ્તિત્વરૂપથી સંબન્ધ માનવામા આવે છે જેમ ઘટની વિદ્યમાન દશામા માટીનો આકાર તથા પટનો આકાર વિગેરે ધર્મો તેમા નથી માટે તેઓનો ઘટની સાથે નાસ્તિત્વરૂપથી સંબંધ છે કારણકે જ્યારે તે ધર્મોનુ નાસ્તિપણુ ઘટમા વિદ્યમાન છે, ત્યારે તેના નાસ્તિપણાનો સંબન્ધ ઘટની સાથે તે રૂપે કેમ ન હોઇ શકે ? આવી રીતે નાસ્તિત્વ તથા અસ્તિત્વ એ બન્ને ઘટમા રહેલા હોવાથી તેને ઘટના ધર્મ તરીકે માનવામા કોઇપણ જાતની અડચણ છે જ નહિ

પ્ર૦ જે ધર્મો જેમા બિલકુલ રહેલા જ નથી, તે ધર્મોને તે વસ્તુના ધર્મ તરીકે કેવી રીતે કહી શકાય ? જેમ કોઇ દરિદ્રની પાસે ધન બિલકુલ નહિ રહેવાથી બીજાના ધનનો સબન્ધ તેમા માનવાના આવતો નથી તેમ આ ઠેકાણે પણ જે જેમા ન હોય તે તેના ધર્મ તરીકે કેવી રીતે ગણાય ?

ઉ૦ જે ધર્મો જેમા ન હોય તે ધર્મોનો તેમા નાસ્તિત્વ રૂપથી પણ જો સંબન્ધ માનવામા ન આવે તો, તે ધર્મો પણ તેમા અસ્તિત્વરૂપથી રહેલા છે એવો ભાવ નીકળવાનો ત્યારે તો પટપણુ પણ ઘટમા ઘટરૂપથી છે, તથા ઉંટપણુ ઘોડામા ઘોડાના સ્વરૂપથી છે, ધનવાનપણુ નિર્ધનમા ધનના સ્વરૂપથી છે, એ વાતનો સ્વીકાર વિના ઇચ્છાએ પણ આપ લોકોને જરૂર કરવો પડશે અને તેમ થવાથી કપડામા ઘડાનો વ્યવહાર, ઉંટમા ઘોડાનો વ્યવહાર, નિર્ધનમાં ધનાઢ્યનો વ્યવહાર વિગેરે ઉલટા

પલટો વતોવ થવાથી કોઇ પણ જાતનો વ્યવહાર જ થઇ શક-
વાનો નહિ કિંચ, સંસારમા મુક્તિનો વ્યવહાર અને મુક્તિમા
સંસારનો વ્યવહારનો પ્રસંગ પણ જરૂર આવવાનો ઉપર્યુક્ત
દોષોથી બચવાની ખાતર અસ્તિપણાનો અસ્તિત્વરૂપની માફક
નાસ્તિપણાનો સંબન્ધ પણ નાસ્તિત્વરૂપથી વસ્તુમા જરૂર
માનવો જોઇએ તેમજ ધનનો પણ દરિદ્રની સાથે નાસ્તિત્વરૂ-
પથી સંબન્ધ માનવામા કોઇ પણ જાતના દોષને અવકાશ છે
જ નહિ અને લોકો પણ તે પ્રમાણે કહે છે કે " આ દરિદ્રની
પાસે ધન બિલકુલ નથી "

પ્ર૦ નાસ્તિપણુ તો અભાવરૂપ છે અને અભાવ તો તુચ્છ
રૂપ છે જ્યારે તુચ્છમા કોઇ પણ પ્રકારની શક્તિ જ નથી ત્યારે
તુચ્છરૂપ અભાવની સાથે સંબન્ધ પણ કેવી રીતે માની
શકાય ? કિંચ, પરપર્યાયોની જ્યારે તેમા નાસ્તિતા છે, ત્યારે
તો નાસ્તિત્વની સાથે નાસ્તિત્વનો સંબન્ધ રહો, પરન્તુ પર-
પર્યાયની સાથે નાસ્તિત્વનો સંબન્ધ છે એ વાત કેવી રીતે
માની શકાય ? જેવી રીતે પટના અભાવનો ઘટની સાથે સંબ-
ન્ધ છે, તેવી રીતે પટના અભાવનો પણ પટની સાથે સંબન્ધ
છે, એમ કહેવા તો કોઇ પણ બુદ્ધિશાળી સાહસ કરી
શકે જ નહિ

ઉ૦ નાસ્તિતા તુચ્છ અભાવરૂપ નથી, કિન્તુ તે તે રૂપથી
પદાર્થનુ જે નહિ થવાપણુ તેનું નામજ નાસ્તિતા સમજવી.
પ્રકૃતમા તે તે રૂપથી તે તે પદાર્થનુ ન થવુ તે પણ વસ્તુનો

ધર્મ જ છે આથી એ સિદ્ધ થયુ કે નાસ્તિતા તુચ્છ અભાવ રૂપ નથી, કિન્તુ પદાર્થના પરિણામાન્તર રૂપ છે અને પરિણામાન્તર તો પદાર્થના ધર્મરૂપ છે એ વાત જરૂર માનવી જોઇએ કિંચ, તે તે રૂપથી નહિ થવાપણુ પણ તે તે પર્યાયોની અપેક્ષાએ થયા કરે છે, અન્યથા નહિ જેવી રીતે પટના જે જે ધર્મો હોય તે તે રૂપથી ઘટનુ ન થવુ એ વાત સર્વ જનપ્રસિદ્ધ છે અત એવ ઘડાને પોતાની ઉત્પત્તિમા પ્રતિબન્ધક રૂપે પટ વિગેરેના પર્યાયોની અપેક્ષા જરૂર રહે છે, કારણ કે તે તે સ્વરૂપથી ઘટનુ નહિ થવાપણુ પણ તે તે પર્યાયોની અપેક્ષાએ સભવતુ હોવાથી પટ વિગેરેના પર્યાયો પણ ઘટને પોતાની ઉત્પત્તિમા જરૂર ઉપયોગી થઇ પડે છે એ વાત ખાસ જાણવા લાયક છે માટે પરપર્યાયરૂપ પરધર્મો પણ ઘટના નાસ્તિત્વરૂપથી સબન્ધી હોવાથી તેનો સબન્ધ પણ ઘટમા નાસ્તિત્વરૂપથી જરૂર માનવો જોઇએ ઉપર્યુક્ત કથનથી એ ભાવ નીકળ્યો કે ઘટમાં પટની અપેક્ષાએ પટ વિગેરે પદાર્થોને તે સ્વરૂપથી નહિ થવાપણુ હોવાથી પટ વિગેરે તમામ પદાર્થો પણ ઘટના સબધી છે નૈયાયિક વગેરે દર્શનકારો પણ ઘટમા પટ વગેરેના અન્યોન્ય ભાવને લઇને અસત્વરૂપથી સબન્ધ જરૂર માને છે જો કદાચ પરધર્મોને અસત્વરૂપથી ઘટના સબન્ધી તરીકે માનવામા ન આવે તો, ઘટમા સ્વપર્યાયરૂપ સ્વધર્મોનો પણ વ્યવહાર થઇ શકવાનો નહિ, કારણ કે સ્વપર્યાયનો વ્યવહાર પણ પરની અપેક્ષાએ જ થાય છે જ્યારે પરપર્યાય કોઇ વસ્તુ જ નથી ત્યારે સ્વપર્યાયોનો પણ વ્યવહાર કેવી રીતે થઇ શકે ? અત એવ સ્વપર્યાયરૂપ

સ્વધર્મના વ્યવહારમા પરપર્યાય પોતે કારણરૂપ હોવાથી તેનો પણ સબન્ધ અસત્વરૂપથી તેમા જરૂર માનવો જોઇએ કિચ, દરેક વસ્તુ પ્રતિનિયત સ્વભાવવાળી હોય છે અને પ્રતિનિયત સ્વભાવ પણ પ્રતિયોગી તથા તેના અભાવરૂપ બને નિમિત્તને મળવાથી જણાઇ આવે છે જ્યા સુધી પ્રતિયોગીનુ જ્ઞાન ન થાય ત્યા સુધી તેના અભાવનુ જ્ઞાન પણ વાસ્તવિક રીતે થઇ શકવાનુ જ નહિ ભાવાર્થ —પટના પર્યાયોમા પણ ઘટના પ્રતિયોગીપણુ રહેવાથી પટ વિગેરેના પર્યાયના જ્ઞાન સિવાય ઘટનુ તથા ઘટની સામર્થીનુ યથાર્થરીતે જ્ઞાન થવુ અશક્ય છે એ વાત દરેક વ્યક્તિએ સ્યાદ્વાદ સમજવામા ખ્યાલમા રાખવી માટે પટ વિગેરેના પર્યાયો પણ ઘટના સબન્ધી છે એ વાત સુનિશ્ચિત થઇ અપરચ, દ્વિર્બદ્ધ સુબદ્ધ ભવતીતિ ન્યાયાત્—આ ન્યાયનો આશ્રય લઇ યુક્તિસિદ્ધ વાતને પણ અનુમાન પ્રમાણદ્વારા દૃઢ કરવામા આવે છે જેના અભાવના જ્ઞાનમા જેના અભાવનુ જ્ઞાન થાય તે તેનો સબન્ધી છે જેવી રીતે ઘટના કબુગ્રીવાકરૂપ આકાર વિગેરે પર્યાયો પટ વિગેરેના પર્યાયની અનુપલબ્ધિમા (અભાવ દશામા) યથાર્થ રીતે જાણી શકાતા નથી, માટે તે તેના સબન્ધી છે એમ જરૂર માનવુ જોઇએ, સાથે પટ વિગેરેના પર્યાયો પણ ઘટના સબન્ધી છે અને પરપર્યાયો પણ સ્વપર્યાયથી અનન્તગુણા છે એમ માનવુ જોઇએ સ્વપરપર્યાયો પણ દરેક દ્રવ્યની સાથે સબન્ધ ધરાવતા હોવાથી તે પણ દ્રવ્યના પરિણામરૂપ છે આ વાતનુ સ્પષ્ટીકરણ આચારાગ સૂત્ર (પ્રથમ અગ)મા પણ છે–

जे एग जाणइ से सव्व जाणइ ।
जे सव्व जाणइ से एग जाणइ ॥

ભાવાર્થ —એક વસ્તુના જેટલા સ્વપર પર્યાયો હોય તેટલા પર્યાયો સહિત જે એકને જાણે છે, તે તમામ પદાર્થોનો જાણકાર છે, અને જે તમામ સ્વપર પર્યાયો સહિત તમામને જાણે છે, તેજ ખરેખરો એક પદાર્થનો જાણકાર છે નીચેનો શ્લોક પણ આ વાતના પુરાવારૂપ છે—

एको भाव सर्वथा येन दृष्ट
सर्व भावा सर्वथा तेन दृष्टा ।
सर्व भावा सर्वथा येन दृष्टा
एको भाव सर्वथा तेन दृष्ट ॥

હારિભદ્રીય ષડ્દર્શનસમુચ્ચય પૃ૦ ૯૦

ભાવાર્થ ઉપર આવી ગયો છે

सर्व सर्वार्थवाचका इत्यभिप्रायस्य पाणिने ।

પાતંજલ મહાભાષ્યમાં આ પંક્તિ છે, તેનો પણ ભાવ એ જ છે કે સર્વ શબ્દો સર્વ અર્થના વાચક છે એથી એ ભાવ નીકળ્યો કે જ્યાં સુધી સર્વ અર્થની વાચકતાનું વાસ્તવિક રીતે જ્ઞાન થાય નહિ, ત્યાં સુધી એક અર્થની વાચકતાનું પણ જ્ઞાન થવું અસંભવિત પ્રાય છે, હરેક વસ્તુરૂપ પ્રમેય અનન્તધર્મ યુક્ત છે અને પ્રમાણનો વિષય પણ તેજ વસ્તુ છે તથાચ હરેક વસ્તુના હરેક ધર્મને જુદીજુદી અપેક્ષાએ

જૂદી જૂદી રીતે જે સ્વીકારવાં તે જ સ્યાદ્વાદ સમજવો. અર્થાત્ પ્રમાણ દ્વારા વસ્તુ જ્યારે અનન્ત ધર્મવાળી સિદ્ધ થઈ, ત્યારે ઉત્તર કાલમા તે વસ્તુમા રહેલા જૂદા જૂદા ધર્મોને જૂદી જૂદી અપેક્ષાએ સ્વીકાર કરાવવાનુ કામ સ્યાદ્વાદ કરે છે એટલા માટે જ તેને માન્યા સિવાય લૌકિક અથવા લોકોત્તર કોઇ પણ વ્યવહાર થઇ શકવાનો જ નહિ જો કે સ્થૂલદૃષ્ટિથી અવલોકનાર મનુષ્યના મનોમન્દિરમા કંઇક વિરુદ્ધ જેવુ લાગે છે, તો પણ સાપેક્ષવાદરૂપ સ્યાદ્વાદની વિશાલદૃષ્ટિથી અવલોકન કરતા એકમા અનેક ધર્મોને સ્વીકારવામા કોઇ પણ જાતના દોષને અવકાશ છે જ નહિ

## પ્રકારાન્તરથી સ્યાદ્વાદનુ અવલોકન

તમામ પદાર્થ ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશથી યુક્ત છે દષ્ટાન્ત તરીકે એક સોનાની વીટી લઇ તેને ભાગીને કડુ બનાવવામા આવ્યુ આ ઠેકાણે આપણે જોઇ ગયા કે વીટી ભાગીને તમામ સુવર્ણનુ જ્યારે કડુ બનાવવામા આવ્યુ ત્યારે વીટીના તમામ સોનાનુ બનેલુ કડુ તદ્દન (સર્વથા) જૂદુ જ બની ગયુ એમ તો કોઇ પણ બુદ્ધિશાલી કહી શકે જ નહિ તે કડાને તદ્દન નવીન ક્યારે માની શકાય કે વીટીનુ સોનુ તેમા કઇ પણ ન આવ્યુ હોય પરન્તુ જ્યારે વીટીનુ તમામ સોનુ કડામા આવીજ ગયુ, ત્યારે કડુ તદ્દન નવુ ઉત્પન્ન થયુ તેમ કેવી રીતે કહી શકાય ? કેવલ વીટીનો આકાર જ તેમા બદલાયો છે, સોનુ તો તેનુ તેજ છે તેવી રીતે વીટી પણ તદ્દન નષ્ટ

થઇ ગઇ તે માન્યતા પણ ભૂલભરેલી સમજવી, કારણ કે વીટીનો સર્વથા નાશ ત્યારે માની શકાય કે જ્યારે વીટીના વિના શથી કોઈ પણ ચીજ ન બની હોય પરન્તુ જ્યારે વીટીનુ તમામ સુવર્ણ કડામા જેમનુ તેમજ છે ત્યારે વીટીનો સર્વથા નાશ થયો એમ કયો બુદ્ધિશાળી કહી શકે ? આ ઉપરથી એ સમજવાનુ છે કે વીટીનો નાશ માત્ર વીટીના આકારનો નાશ પૂરતો જાણવો તેમ કડાની ઉત્પત્તિ પણ કડાના આકારની ઉત્પત્તિ પૂરતી સમજવી જ્યારે વીંટી અને કડામા સોનુ એક જ છે, ત્યારે વીંટી અને કડુ સુવર્ણના આકાર વિશેષ સિવાય બીજુ કઈ પણ નથી એ ખાસ ધ્યાનમા રાખવુ આ કથનથી એ ભાવ નીકળ્યો કે દરેક વસ્તુ ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ વાળી છે હવે પ્રસગોપાત પ્રથમ પદાર્થમા સત્ત્વ છે જ નહિ, કિન્તુ ઉત્પાદ, અને વિનાશ વિગેરેનો સબન્ધ થયા પછી તેમા સત્ત્વ આવે છે તેવી લોકોની માન્યતા સમજાવી, તે પછી તેનુ નિરાકરણ કરવામા આવે છે —

પૂ૦ सत्तायोगात् सत्त्वम् એવો ન્યાય હોવાથી પ્રથમ કોઇ પણ પદાર્થમા સત્ત્વ છે જ નહિ, પરન્તુ ઉત્પાદ, વિનાશ વિગેરેનો યોગ થયા પછી તેમાં સત્તા આવે છે

ઉ૦ જો ઉત્પાદ વિગેરેનો યોગ થયા પછી પદાર્થમા સત્ત્વ આવે છે, એમ માનવામા આવે તો શશશૃગમા પણ ઉત્પાદ, વિનાશ વિગેરેનો સબન્ધ માનવાથી તેમા પણ સત્ત્વ આવવુ જોઇએ, કારણ કે નૈયાયિકના મતમા સબન્ધનો તો તોટો છેજ

નહિ અથવા આકાશપુષ્પમાં પણ ઉત્પત્તિ વિગેરેનો સબન્ધ માનવાથી ત્રણ જગતની સત્તા તેમા સિદ્ધ થવી જોઇએ આવા દોષોથી બચવાની ખાતર જ આ માન્યતા કિંપાકફલ જેવી છે એમ જાણી તેનાથી દૂર રહેવુ

પૂ૦ પૂર્વોક્ત દોષથી બચવાની ખાતર ઉત્પત્તિ વિગેરેનો સબન્ધ થયા પછી પદાર્થમા સત્ત્વ આવે છે, એવુ તો અમો બિલકુલ માનતા નથી, કિન્તુ પદાર્થમા સત્ત્વ તો પ્રથમથીજ સિદ્ધ છે

ઉ૦ પદાર્થમા સત્ત્વ પ્રથમથી જ સિદ્ધ છે એમ જો માનવામા આવે તો સ્વરૂપથી જ્યારે તેમા સત્ત્વ રહેલુ છે ત્યારે તેમા ઉત્પાદ વિગેરેનો સબન્ધ વન્ધ્યાપુત્ર સમાન થઈ જવાનો કિંચ, ઉત્પાદ વિગેરેમા પણ બીજા ઉત્પાદ વિગેરેની અપેક્ષાએ સત્ત્વ માનવામા અનવસ્થા પણ જરૂર આવવાની

પૂ૦ પોતાની મેળે જ પદાર્થમા સત્ત્વ રહેલ છે, પરન્તુ બીજા કોઇની અપેક્ષાએ તેમા સત્ત્વ આવેલ નથી એવી અમારી માન્યતા [illegible] માટે ઉપર્યુક્ત દોષ છેજ નહિ

ઉ૦ આવી માન્યતામાં પણ ઉત્પાદ વિગેરે અજાગલસ્તનની માફક નકામા ઠરવાના કિંચ, ઉત્પાદ, વિનાશ અને સ્થિતિ એ ત્રણ ભિન્ન વસ્તુ છે અને સત્ત્વ ભિન્ન વસ્તુ છે, એવી રીતે માનવામા દોષાપત્તિ તો તૈયાર જ છે, કેમકે ઉત્પાદ, વિનાશ અને સ્થિતિના યોગથી પદાર્થમા સત્ત્વ આવે છે, એવું

તો કોઇ પણ માનતુ છે જ નહિ અને જ્યારે ખર અને ઉંટની માફક ભિન્નજ છે ત્યારે જેમ ખરના સબન્ધથી ઉંટમા ઉંટપણું આવતુ નથી તેમજ ઉત્પત્તિ વિગેરેના યોગથી સત્ (પદાર્થ)મા સત્વ કેવી રીતે આવી શકે ? તે પણ ખાસ વિચારણીય છે પરમાર્થ એ છે કે વસ્તુસત્તા પોતેજ કથચિત્ ઉત્પાદ, વિનાશ અને સ્થિતિ સ્વરૂપ છે એ વાત અનુમાન દ્વારા પણ સમજાવવામા આવે છે—

પૃથ્વી, પર્વત, તરૂ વિગેરે તમામ પદાર્થો દ્રવ્યરૂપથી ઉત્પન્ન પણ થતા નથી તેમ વિનાશ પણ પામતા નથી કિન્તુ દ્રવ્યરૂપથી તમામ પદાર્થો સ્થિર છે, શાશ્વત છે, અને પર્યાયથી સર્વ વસ્તુ ઉત્પન્ન પણ થાય છે તથા વિનાશને પણ પામે છે-કારણકે અસ્ખલિત રીતે પર્યાયોનો અનુભવ તેવા પ્રકારે જ થાય છે

પૂ૦ ઉત્પાદ વિગેરે જ્યારે પરસ્પર ભિન્ન છે, ત્યારે તે એકરૂપ છે એમ તો કોઇ પણ રીતે કહી શકાય જ નહિ અને તે ભિન્ન નથી, એમ માનવામા આવે તો ભિન્નતાનો અનુભવ કદાપિ ન થવો જોઇએ

ઉ૦ ઉત્પાદ, વિનાશ અને સ્થિતિ આ ત્રણેનાં લક્ષણો ભિન્ન છે નથી રૂપ, રસની માફક તે કથચિત્ ભિન્ન પણ છે, તેનુજ વિશેષરૂપથી સ્પષ્ટીકરણ કરવામા આવે છે -પ્રથમ તેવો આકાર ન હોય અને કારણસામગ્રી મળવાથી તેવા આકારનો જે પ્રાદુર્ભાવ થાય તેનુ નામ ઉત્પાદ કહેવાય, પૂર્વના

આકારનો જે ત્યાગ તેનું નામ વિનાશ કહેવાય અને દ્રવ્યરૂપથી પર્યાયોમાં જે અનુગતરૂપે રહેવું તેનું નામ સ્થિતિ (ધ્રૌવ્ય) કહેવાય છે. આવી રીતે જ્યારે ત્રણેના અસલીલું લક્ષણો જોવામાં આવે છે, ત્યારે તે ભિન્ન છે એમ માનવામાં કંઇ પણ અડચણ છેજ નહિ

પૂ૦ ઉત્પાદ વિગેરેને જો સર્વથા ભિન્ન માનવામાં આવે તો આકાશપુષ્પની માફક તેની સત્તા સિદ્ધ થવી જ અશકય છે

ઉ૦ ઉત્પાદ વિગેરે પરસ્પર સર્વથા ભિન્ન નથી, કિંતુ કથંચિત્ ભિન્ન છે તે સમજાવવામાં આવે છે કાચબાના રૂંવાડાની માફક જેમાં સ્થિતિ અને વિનાશ ન હોય તેમાં કેવળ ઉત્પાદ પણ હોઇ શકે જ નહિ તથા જેમાં સ્થિતિ અને ઉત્પત્તિ ન હોય તેનો વિનાશ પણ આકાશપુષ્પની માફક સંભવી શકેજ નહિ તથા જેમાં ઉત્પાદ અને વિનાશપણું ન હોય તેમાં કેવલ સ્થિરતા પણ હોઇ શકેજ નહિ શશલાના શીંગડાની માફક આ કારણથી જ અરસ્પરસ એક બીજાની અપેક્ષા હોવાથી તેને લઇનેજ વસ્તુસત્તા સિદ્ધ થાય છે માટે કોઇ અપેક્ષાએ કથંચિત્ અભિન્ન પણ છે, એમ માનવામાં લગાર પણ બાધ નથી નીચેનો શ્લોક પણ તેજ વાતને ટેકો આપી રહ્યો છે —

> प्रध्वस्ते कलशे शुशोच तनया मौलौ समुत्पादिते
> पुत्रः प्रीतिमुवाह काममपि नृपः शिश्राय मध्यस्थताम् ।
> पूर्वाकारपरिक्षयस्तदपराकारोदयस्तद्द्वया
> धारस्त्वेक इति स्थितं त्रयमयं तत्त्वं तथा प्रत्ययात् ॥
>
> षड्दर्शनसमुच्चय पृ ५१

ભાવાર્થ—જે કન્યાને કલશની ચાહના છે તેને તેનો કલશ ભાગી મુકુટ બનાવવાથી શોક થાય અને મુકુટની ચાહના વાળા પુત્રને મુકુટ બનેલો જોઇ મનમા પ્રમોદ થાય છે, પરન્તુ રાજાને કેવલ સોનાનુ જ કામ હોવાથી તે સોનુ જ્યારે જેમનુ તેમજ છે ત્યારે તેને હર્ષ અગર શોક આ બેમાથી કઇ પણ થતુ નથી, કિન્તુ મધ્યસ્થભાવ છે તેમા પૂર્વના આકારનો વિનાશ અને બીજા આકારનો ઉત્પાદ થવા છતા તે બેના આધારરૂપ સુવર્ણ દ્રવ્ય તો તેમજ છે—આવા પ્રકારના અનુભવને લઇને દરેકના ઉત્પાદ, વિનાશ વિગેરે પર્યાયો થયા કરે છે, તો પણ દ્રવ્ય રૂપથી તે ત્રણે કથચિત્ અભિન્ન છે એમ જરૂર માનવુ જોઇએ

દરેક વસ્તુ ઉત્પાદ વિગેરે ત્રણ સ્વરૂપવાળી છે, તેને દઢ કરવા માટે બીજુ પણ દષ્ટાન્ત આપવામા આવેછે—જેણે દૂધ જ ખાવુ છે એવો નિયમ કર્યો છે તે દહીં ખાતો નથી અને જેણે દહીં ખાવુ એવો નિયમ કર્યો છે તે દૂધ ખાતો નથી અને જેણે ગોરસ ન ખાવુ એવો નિયમ કર્યો હોય તે બેમાથી કઇ પણ ખાતો નથી માટે વસ્તુ તમામ ત્રણ રૂપ છે એમ જરૂર માનવુ જોઇએ અને તે ત્રણ પણ પરસ્પર સર્વથા ભિન્ન નથી તેમ અભિન્ન પણ નથી, કિન્તુ કથચિત્ ભિન્ન છે અને કથચિત્ અભિન્ન પણ છે

દરેક વસ્તુ આ ત્રણ સ્વરૂપવાળી છે, એમ ન માનવામા આપત્તિનો પ્રસગ—

ઘડાનો જ્યારે મુદ્દગર વિગેરે નાશસામગ્રી દ્વારા વિનાશ કરવામા આવે છે, ત્યારે શુ તેનો એક ભાગથી વિનાશ થાય છે

એમ માનો છો ? અથવા સપૂર્ણ રૂપથી વિનાશ થાય છે એમ માનો છો ? આ બે પ્રશ્નો કેવળ વિનાશવાદીને પૂછવામા આવે છે તેમા પ્રથમ પક્ષ સ્વીકારવામા ઘડાના ફૂટવાથી ઘડાનો એક ભાગ ફૂટી ગયો એમ કહી શકશો, પરન્તુ આખો ઘડો ફૂટી ગયો એવો જે જગત્પ્રસિદ્ધ વ્યવહાર છે તેનો નિર્વાહ આપ કેવી રીતે કરી શકશો ? તે ખાસ વિચારણીય હોવાથી પ્રથમ પક્ષ યુક્તિવિકલ છે એમ જાણવુ હવે રહ્યો બીજો પક્ષ તેમા પણ સર્વથા ઘડો ફૂટી ગયો એવો વ્યવહાર પણ યુક્તિવિકલ હોવાથી અનાદરણીય છે ઘડો સર્વથા ફૂટી જ ગયો એવુ જો માનવામા આવે તો ઘડાનો નાશ થયા પછી અવશિષ્ટ રહેલા કકડાઓનો માટીરૂપથી પણ અનુભવ ન થવો જોઇએ, કારણ કે આપના વિચાર પ્રમાણે તો ઘડો સર્વથા ફૂટી જ ગયો છે, કઇ પણ તેમાથી બાકી રહ્યુ જ નથી તો પછી ઠીકરાં વિગેરેનો પણ માટીરૂપથી અનુભવ કેવી રીતે થઇ શકે ? આ કારણથી જ બીજો પક્ષ માનવા લાયક નથી સારાશ કમ્બુગ્રીવાદિ રૂપ જે ઘડાનો આકારવિશેષ હતો, તેનો જ માત્ર નાશ થયો અને ઠીકરાના સ્વરૂપથી ઉત્પન્ન થયો તથા માટી રૂપે તે ઘડો ધ્રુવ જ છે

આ પ્રમાણે ઉત્પાદમા પણ સમજાવવામા આવે છે ઘટ જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે શુ એક ભાગથી ઉત્પન્ન થાય છે અથવા સપૂર્ણ રૂપથી ઉત્પન્ન થાય છે ? આ બે પ્રશ્નો ઉત્પાદ વાદીને પણ પૂછવામા આવે છે. તેમા પ્રથમ પક્ષ માનવામા તો ઘડાની ઉત્પત્તિરૂપ અવસ્થામા ઘડાનો એક ભાગ ઉત્પન્ન થયો છે, સપૂર્ણ ઉત્પન્ન

થયો નથી એવો અનુભવ સોને થવો જોઇએ પરન્તુ એમ તો કોઇ બુદ્ધિશાળી માનતુ નથી માટે પ્રથમ પક્ષ અયુક્ત છે હવે રહ્યો બીજો પક્ષ તેની અપેક્ષાએ પણુ તેમા જે માટીની પ્રતીતિ થાય છે તે પણુ બીલકુલ ન થવી જોઇએ, કારણુ કે ઘડાની સંપૂર્ણ ઉત્પત્તિ દશામા પણુ માટીની ઉત્પત્તિ તો બિલકુલ થઇ જ નથી, કિન્તુ એ તો જેમની તેમજ છે અને તેમા માટી નથી એમ પણુ કોઇ બુધ્ધિશાલી કહી શકશે નહિ, કેમકે આ ઘડો માટીનો છે, સુવર્ણનો નથી એવો અનુભવ સર્વજન પ્રસિધ્ધ છે માટે બીજો પક્ષ પણુ તુચ્છપ્રાય સમજવો સારાશ-માટીનો ઘડો ઘડાના આકારથી ઉત્પન્ન થયો, માટીના પિંડના આકારથી નષ્ટ થયો અને માટીરૂપ પુદ્ગલ દ્રવ્યથી તે શાશ્વત છે એ વાત જરૂર માનવી કિંચ,જે રૂપે વસ્તુની પ્રતીતિ થાય છે,તે રૂપે જો તેને માનવામાં ન આવે તો પદાર્થની વ્યવસ્થા કોઇ પણુ રીતે થઇ શકવાની જ નહિ; માટે જેનો જેવા પ્રકારથી અનુભવ થતો હોય, તે વસ્તુને તેવા રૂપમા જરૂર માનવી જોઇએ પ્રસંગોપાત્ત તેને લગતી બીજી વાત પણુ સમજાવવામા આવે છે જે વસ્તુ નષ્ટ થઇ, તેનો નાશ થયો અને થશે તથા જે ઉત્પન્ન થઇ, તેનો ઉત્પાદ થયો અને કથંચિત્ થશે અને જે સ્થિર છે તે સર્વદા દ્રવ્યરૂપથી સ્થિર રહેવાની તથા જે વસ્તુ કોઇ રૂપથી નષ્ટ થયેલ છે, તે જ કોઇ બીજા રૂપે ઉત્પન્ન થાય છે અને દ્રવ્યરૂપથી સ્થિર છે એ પ્રમાણે જે નાશ પામે છે તે ઉત્પન્ન થાય છે અને સ્થિર પણુ છે, તથા જેનો નાશ થવાનો છે તેનો ઉત્પાદ પણુ થવાનો અને તેમા સ્થિરતા પણુ રહેવાની, આથી દરેક પદાર્થો ત્રણે કાલમા ઉત્પાદ, વિનાશ અને સ્થિરતા-

શાલી ન હોય તે સતસ્વરૂપ પણ ન હોય-ખર વિષાણુની માફક ઉત્પાદ, વિનાશ અને સ્થિરતાશાલી પદાર્થમા અનન્ત ધર્મની સિદ્ધિ કરવામા આવે છે ઉત્પાદ, વિનાશ અને સ્થિરતા-શાલી હોવાથી હરેક પદાર્થ અનંત ધર્મવાળો છે જેમા ઉત્પાદ, વિનાશ અને સ્થિરપણુ ન હોય તેમા અનંત ધર્મો પણ સંભવતા નથી-આકાશપુષ્પની માફક માટે હરેક વસ્તુ અનન્ત ધર્મવાળી છે એમ જરૂર માનવુ અને પ્રમાણનો વિષય પણ તે જ વસ્તુ છે તેમા આટલી વિશેષતા છે કે ધર્મરૂપ પર્યાયોનો ઉત્પાદ-વિનાશ થાય છે, તો પણ દ્રવ્યરૂપ ધર્મી તો કાયમ જ રહ્યા કરે છે અને ધર્મ તથા ધર્મીમા કથંચિત્ અભેદ સબન્ધ માનવામા આવેલો હોવાથી ધર્મિમા જ્યારે સત્ત્વ નિરન્તર છે, ત્યારે ધર્મોમા પણ શક્તિરૂપથી સત્ત્વ નિરન્તર વિદ્યમાન છે, એમ જો ન માનવામા આવે તો ધર્મોમાં અસત્ત્વ હોવાથી ધર્મિમા પણ અસત્ત્વનો પ્રસંગ આવવાનો, માટે ધર્મ અને ધર્મીમા કથંચિત્ અભેદ સબન્ધ જરૂર માનવો જોઇયે કિંચ, ધર્મો ધર્મીથી સર્વથા ભિન્ન છે એ માન્યતા ભૂલભરેલી સમજવી, કારણ કે એમ માનવા જતા તો જ્યારે આત્મા અને જ્ઞાન એ બે આપસમાં સર્વથા ઘડાની માફક ભિન્ન મનાય ત્યારે તો ભિન્નતા સરખી હોવાથી જ્ઞાનનો ધર્મી આત્મા જ છે, ઘટ નથી એમ કેવી રીતે કહી શકશો ? તથા ભિન્નતા સર્વમા બરાબર એક સરખી હોવાથી આ ધર્મ અમુકનો જ છે, અમુકનો નથી, અમુક ધર્મનો અમુક જ ધર્મી છે, અમુક નથી એવો વ્યવહાર પણ કદાપિ થઇ શકવાનો નહિ માટે ધર્મ-ધર્મીમા સર્વથા

ભિન્નતા છે એવી મા યતા યુક્તિ-વિકલ સમજવી કિન્તુ કથ ચિત્ ભિન્નછે અર્થાત્ કોઇ અપેક્ષાએ ભિન્ન છે અને કોઇ અપેક્ષાએ અભિન્ન પણ છે એ માન્યતા યુક્ત છે

સારાશ-ધર્મ-ધર્મમા કથ ચિત્ ભિન્નાભિન્નરૂપે સત્ત્વ રહેલ છે, તેમ પરરૂપથી અસત્ત્વ પણ કથ ચિત્ ભિન્નાભિન્નરૂપે છે, એ વાત પણ સાથે ભૂલવા જેવી નથી

## અનેકાન્તવાદમા બીજા લોકોએ આપેલા દોષોનુ નિરૂપણ

સત્ત્વ, અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ વિગેરે વિરુદ્ધ ધ ર્મોને પ્રતિપાદન કરનાર અનેકાન્તવાદમા અનેક દોષો આવતા હોવાથી તેવા અનેક દોષગ્રસ્ત અનેકાન્તવાદને માનવા કયો બુદ્ધિશાલી ઇચ્છા કરે ? એ વાત પૂર્ણ યુક્તિપૂર્વક સમજાવ્યા પછી તેનુ નિરાકરણ કરવામા આવશે—

જે વસ્તુ સતસ્વરૂપ હોય તે અસતસ્વરૂપ હોઇ શકે નહિ અને જે અસતસ્વરૂપ હોય તે સતસ્વરૂપ હોઇ શકે નહિ, કારણ કે શીત અને ઉષ્ણની માફક સત્ અને અસત્ આપસમા વિરોધી હોવાથી બ ને સાથે એકમા રહી શકે જ નહિ જો કદાચ એમ કહેવામા આવે કે સત્ત્વ પોતે અસત્ત્વરૂપથી રહે છે તો પછી અસત્ત્વ પોતે સત્ત્વરૂપથી રહેવાનુ ત્યારે તો સત્ત્વાસત્ત્વમા કઇ પણ વિશેષતા ન રહેવાથી અમુક વસ્તુ અસતસ્વરૂપ જ છે, સતસ્વરૂપ નથી એમ જૈનોથી કદાપિ કહી શકાશે નહિ માટે આવા પ્રકારની સ્યાદ્વાદની વિરુદ્ધ માન્યતામા વિરોધ નામનો

પ્રથમ દોષ આવવાનો વસ્તુને સત્ત્વાસત્ત્વરૂપ સ્વીકારવામાં આ વસ્તુ સત્ છે કે અસત્ છે ? તેમાં કોઈ પણ પ્રકારનો નિર્ણય નહિ થતો હોવાથી બીજો સંશય નામનો દોષ પણ આવવાનો.

જે અંશથી સત્ છે તે અંશથી શું સત્ છે કે અસત્ છે આ બે પ્રશ્નો પૂછવામાં આવે છે. તેમાં પ્રથમ પક્ષમાં તો જ્યારે વસ્તુ કેવલ સત્સ્વરૂપ જ છે ત્યારે દરેક વસ્તુમાં સત્ત્વાસત્ત્વ વિગેરે ધર્મો રહેલા છે, આ વાતને પ્રતિપાદન કરનાર આપનો સ્યાદ્વાદ હવામાંજ ઉડી જવાનો, અને બીજો પક્ષ માનવામાં તો અનવસ્થા-રાક્ષસી ગળું જ પકડવાની, કારણકે જે અંશથી સત્ત્વ છે, તેજ અંશથી શું સત્ત્વ છે કે સત્ત્વાસત્ત્વ ઉભય છે આ બે પ્રશ્નો બીજા પક્ષમાં જરૂર થવાના અને એવી રીતે પ્રશ્ન-પ્રણાલીને લઈને અનવસ્થા જરૂર આવવાની માટે ત્રીજો અનવસ્થા દોષ સત્ત્વનું અધિકરણ બીજું અને અસત્ત્વનું અધિકરણ પણ બીજું એમ માનવામાં વ્યધિકરણ નામનો ચોથો દોષ પણ જરૂર આવવાનો

જે રૂપથી સત્ત્વ છે તે રૂપથી સત્ત્વ પણ છે અને અસત્ત્વ પણ છે એમ માનવામાં સંકર નામનો પાંચમો દોષ આવવાનો, કારણકે એકી વખતે બંનેનું જે પ્રતિપાદન કરવું તેનું નામ જ સંકર કહેવાય જે રૂપથી સત્ છે તે રૂપથી સત્ છે તથા જે રૂપથી અસત્ છે તે રૂપથી સત્ પણ છે એવી રીતે માનવામાં વ્યતિકર નામનો છઠ્ઠો દોષ આવવાનો, કારણકે એકબીજાના વિષયમાં જે પ્રવેશ કરવો તેનું નામ જ વ્યતિકર છે સર્વ વસ્તુને અનેકાન્તરૂપ માનવામાં જલમાં અગ્નિપણું અને અગ્નિમાં

જલપણુ પ્રાપ્ત થવાનુ ત્યારે જલાર્થિની અગ્નિમાં અને જેને અગ્નિનો ખપ હોય તેની જલમા પ્રવૃત્તિ થવાનો પ્રસગ આવવાનો આવી રીતે થવાથી પ્રતિનિયત વ્યવહારનો લોપ થવાનો અને તેની સાથે પ્રમાણુવિરુદ્ધતાનો પ્રસગ પણુ જરૂર આવવાનો આવા મોટા મોટા મેરૂ જેવા બાત દોષો આવતા હોવાથી અનેકાન્તવાદ કોઇપણુ સહૃદયને માનવા લાયક નથી

## અનેકાન્તવાદ ઉપરથી દોષોનો ઉદ્ધાર

## વિરોધનુ નિરાકરણુ

પ્રથમ દૂષણુ આપતા જણાવવામા આવ્યુ કે જે વસ્તુ સતસ્વરૂપ હોય તે અસતસ્વરૂપ હોઈ શકેજ નહિ ઇત્યાદિ કથનથી વિરોધદોષનો અવકાશ જણાવવામા આવ્યો તે તો કેવળ ભોળા લોકોને ફસાવવા માટે જ ઘડી કાઢયો લાગે છે, કારણકે અનુભવવિષયક સત્ત્વ-અસત્ત્વમા વન્ધ્યાપુત્રની માફક જ્યા વિરોધની ગ ધ પણુ ન હોય ત્યા બીજાની તો વાતજ શી કરવી ? તે જ વાતને યુક્તિપૂર્વક સમજાવવામા આવે છે —વિરોધના ત્રણુ ભેદ છે—શીતોષ્ણુની માફક એક બીજાની સાથે એક સ્થાનમા ન રહેવુ તે પ્રથમ વિરોધ સર્પ અને નોળીઆની માફક વ ધ્ય-ઘાતક નામનો બીજો વિરોધ અને પરસ્પરપરિહાર સ્થિતિ નામનો ત્રીજો વિરોધ આ ત્રણુ વિરોધ પૈકી એક વિરોધ પણુ અત્ર નથી તે જણાવવામા આવે છે —

સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ સ્વરૂપથી જે સમયે

વસ્તુમા સત્ત્વ રહે છે, તેજ કાલમા પરદ્રવ્યાદિ ચતુષ્ટયને લઇને અસત્ત્વને પણ રહેવામા કઇ પણ બાધ જોવામા આવતો નથી ત્યારે તે શીતોષ્ણની માફક સાથે નહિ રહેવા રૂપ ( સહાનવ-સ્થાન લક્ષણ ) પ્રથમ વિરોધનો અવકાશ જ કયા રહ્યો ? જેમ આપ લોક ઘટમા ઘટત્વસામાન્યને લઇને ઘટને સતસ્વરૂપ માનો છો અને પટપણુ ( પટત્વસામાન્ય ) તેમા નહિ રહેવાથી તેને લઇને ઘટને અસતસ્વરૂપ માનો છો અર્થાત્ ઘટમાં અસત્ત્વ છે એમ કહેવામા આપ લગાર માત્ર વિરોધ દર્શાવતા નથી તેમ અમો પણ તેમા સ્વસ્વરૂપથી સત્ત્વ અને પરરૂપથી અસત્ત્વ માનવામા લગાર માત્ર વિરોધનો અવકાશ નથી એમ માનીએ છીએ માટે શીતોષ્ણની માફક પ્રથમ વિરોધ અત્ર છે જ નહિ હવે રહ્યો વધ્યઘાતક નામનો બીજો વિરોધ તે પણ અત્ર ■ લવતો નથી તે વાત યુક્તિપૂર્વક સમજાવવામા આવે છે—

જ્યા સર્પ હોય ત્યા નોળીઓ ન હોવો જોઇએ અને જ્યા નોળીઓ હોય ત્યા સર્પનો અવકાશ હોય જ કયાથી ? કારણકે તેઓનો પરસ્પર વધ્ય-ઘાતકપણાનો સબન્ધ છે, સર્પ વધ્ય છે અને નોળીઓ ઘાતક છે એટલા માટે એ બનેનુ એક સ્થાનમા અવસ્થાન સભવી શકતુ જ નથી. પરન્તુ અત્ર તેમ બિલકુલ નથી જ્યા સત્ત્વ જે અપેક્ષાએ રહેલુ હોય ત્યા તેથી બીજી અપેક્ષાએ અસત્ત્વને રહેવામા કોઇ પણ જાતનો બાધ છે જ નહિ, ત્યારે વધ્યઘાતક વિરોધની આશકા પણ બુદ્ધિશાલીના મનોમદિરમા કેવી રીતે આવી શકે ? તે વાત ખાસ વિચારણીય છે, આ ઠેકાણે વિરોધ તો દૂર રહ્યો

પરન્તુ પરસ્પર વિરોધભાવ ભજનારાઓને પણ પ્રેમભાવથી રાખવાનુ કામ સ્યાદ્વાદ મહાનરેન્દ્ર સાપેક્ષરૂપથી કરે છે, એજ તેની ખુબી છે, કારણકે વસ્તુમા સ્વદ્રવ્યાદિચતુષ્ટયની અપેક્ષાએ સત્ત્વને અવકાશ મળે છે અને તે જ વસ્તુમા પરદ્રવ્યાદિચતુષ્ટયની અપેક્ષાએ અસત્ત્વનો અવકાશ રહે છે માટે બીજો વિરોધ જ અત્ર કયા છે? કિંચ વધ્યઘાતક નામનો બીજો વિરોધ પણ એક વ્યક્તિ કમજોરવાળી હોય અને બીજી બળવાન્ હોય ત્યા જ સભવી શકે છે જેમ સર્પ–નકુલ, ગો–વ્યાઘ્ર, ઉદર–બિલાડી વિગેરેમા પરન્તુ અત્ર જ્યારે પોતપોતાના વિષયમા બને સરખા બળવાળા છે ત્યારે સત્ત્વ–અસત્ત્વમા વિરોધનો સભવ જ કયા છે? એ ખાસ વિચારણીય છે હવે રહ્યો પરસ્પરપરિહાર નામનો ત્રીજો વિરોધ તેનો પણ અત્ર સભવ નથી તે સમજાવવામા આવે છે,–એકજ કેરીમા જે વખતે લીલુ રૂપ અને ખાટો રસ હોય તે વખતે પીળુ રૂપ અને મધુર રસ સભવતો નથી માટે મધુર રસ અને પીળો રગ, પ્રથમના લીલા વર્ણને તથા ખટા રસની સત્તાને દૂર કરીને તેવી અવસ્થાને પ્રાપ્ત કરે છે તેવે ઠેકાણે આ આ દોષનો અવકાશ રહે છે, પરન્તુ સત્ત્વકાલમા પરરૂપથી અસત્ત્વને રહેવામા જ્યા લગાર માત્ર વિરોધ નથી, ત્યા પરસ્પર પરિહાર નામનો બિચારો નપુસક વિરોધ પણ આવીને શુ કરવાનો? માટે ત્રીજો વિરોધ પણ અત્ર નથી તે ખૂબ ધ્યાનમા રાખવુ

કિંચ, સ્યાદ્વાદ માનવામા વિરોધનો અવકાશ બિલકુલ છે જ નહિ, તે કઇક વિશેષ રૂપથી સમજાવવામા આવે છે–

પૂર્વે કહેલા વિરોધો શુ સ્વરૂપમાત્રના સદ્ભાવથી આવે છે? અથવા એક કાલમા સભવ ન હોવાથી આવે છે? અથવા એક દ્રવ્યની સાથે સબન્ધમા ન ઘટવાથી આવે છે? અથવા એક કાલમા, એક દ્રવ્યમા અને એક પ્રદેશમા સબન્ધ ન રહેવાથી આવે છે? આ ચાર પ્રશ્નો વિરોધપ્રદર્શક એકાન્તવાદીઓને પૂછવામા આવે છે

તેમા પ્રથમ પક્ષનો તો અવકાશ છેજ નહિ જ્યા પોતાની સ્વભાવ દશામા શીત સ્પર્શને બીજા નિમિત્તની અપેક્ષા ન હોય ત્યા જ સ્વરૂપસદ્ભાવ નામના પ્રથમ પક્ષને અવકાશ રહેછે, છતા જો માનવામા ન આવે તો ત્રણુ લોકમા પણ શીત સ્પર્શની સદ્ભાવદશામા ઉષ્ણસ્પર્શનો અભાવ થવો જોઇએ અને પ્રકૃતમા તો જ્યારે એક વસ્તુમા સત્વ-અસત્વને સાથે માનવામા સ્વપરદ્રવ્યાદિ ચતુષ્ટયરૂપ અન્ય નિમિત્તની અપેક્ષા રહે છે, ત્યારે પ્રથમ પક્ષને અવકાશ ક્યા રહ્યો? હવે રહ્યો બીજો પક્ષ તે પણ જ્યારે એક કાલમા સ્વરૂપની અપેક્ષાએ સત્વ અને પરરૂપની અપેક્ષાએ અસત્વનો જૂદી જૂદી રીતે અનુભવ થાય છે, ત્યારે એક કાલમા સભવ ન હોવા રૂપ બીજા પક્ષનો પણ અત્ર અવકાશ ક્યા રહ્યો? ત્રીજા પક્ષમા પણ દોષનો સભવ બતાવવામા આવે છે-જ્યારે એકજ લોઢાના ગોળામા રાત્રિમા શીત સ્પર્શ જોવામા આવે છે અને દિવસમા ઉષ્ણ સ્પર્શનો અનુભવ થાય છે, ત્યારે એક દ્રવ્યમા શીતોષ્ણનો અસભવ હોવાથી સત્વ-અસત્વનો પણ અસભવ છે એ વાતનુ લોઢાના ગોળારૂપ દ્રવ્યના દૃષ્ટાન્તથી

નિરાકરણ કરવામા આવ્યુ માટે ત્રીજો પક્ષ પણ અનાદરણીય છે

હવે રહ્યો ચોથો પક્ષ તે પણ હેય છે એકજ લોઢાના વાસણમા જે ઠેકાણે સ્પર્શની અપેક્ષાએ ઉષ્ણ સ્પર્શ માલૂમ પડે છે, તેજ ઠેકાણે રૂપની અપેક્ષાએ શીતપણુ પણ અનુભવ-ગોચર થાય છે જો કદાચ રૂપની અપેક્ષાએ પણ ઉષ્ણ સ્પર્શ પણું માનવામા આવે તો જોવાવાળા મનુષ્યના નેત્રો જ બળી જવા જોઈએ, કારણ કે આપ તો નેત્રને પ્રાપ્યકારી માનો છે, તેમજ અત્ર પણ એક પ્રદેશમા એક કાલમા તથા એક દ્રવ્યમા સ્વરૂપ દ્રવ્યાદિ ચતુષ્ટયની અપેક્ષાએ સત્ત્વ અને અસત્ત્વ માનવામા કોઈ પણ જાતની અડચણ જ નથી ત્યારે વિરોધ દર્શાવનાર ચોથો પક્ષ પણ નિર્બુદ્ધિપણાનો પરિચય કરાવે છે, તેમ કેમ ન કહી શકાય ?

પ્ર૦ એકજ વસ્તુમા એક કાલમા બને વિરૂદ્ધ ધર્મો રહે છે, એમ કેવી રીતે માની શકાય ?

ઉ૦ જેમ એકજ પુરુષમા સાપેક્ષપણે લઘુપણુ, ભારેપણુ, વૃદ્ધપણુ, પુત્રપણુ, પિતાપણુ વિગેરે અનેક વિરૂદ્ધ ધર્મોને માનવામા જ્યારે આપ લોકોના મતમા વિરૂદ્ધતા ભાસતી નથી ત્યાર સત્ત્વ, અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ વિગેરે ધર્મોને સાપેક્ષપણે એકમા માનવામાં વિરોધની ગ ધ પણ કયાથી હોય તે તો સહજ સમજી શકાય તેમ છે સારાશ-પરસ્પર વિરોધને ભજનાર ધર્મોને સાપેક્ષપણે એક માનવા છતા પણ સર્વથા વિરોધને અવકાશ નથી વિરૂદ્ધતા તો સ્થૂલદષ્ટિથી

વિચાર કરનારાઓના મતમાજ નિવાસ કરી શકે છે પરન્તુ સૂક્ષ્મદષ્ટિથી વિચાર કરનારાઓને સાપેક્ષપણે એકમા અનેક ધર્મોને માનવા છતા પણ લેશમાત્ર વિરોધ ભાસતો નથી તે ખાસ ધ્યાનમા રાખવુ. વિરોધ નામના પ્રથમ દોષનુ નિરાકરણ કરવામા આવ્યુ

## સંશયનું નિરાકરણ.

જે ઠેકાણે વસ્તુની પ્રતીતિ દૃઢપણે ન થતી હોય, ત્યા જ સંશયનો અવકાશ રહેછે–જેમ સ્થાણુ–પુરુષમા, પરન્તુ આ ઠેકાણે તો સ્વરૂપથી સત્ત્વ અને પરરૂપથી અસત્વની પ્રતીતિ જ્યારે ખૂબ દૃઢપણે થાય છે ત્યારે સંશયને અવકાશ જ કયાં રહ્યો ?

## અનવસ્થાનુ નિરાકરણ.

સત્વ, અસત્વ વિગેરે ધર્મો વસ્તુ સબન્ધી છે, પરન્તુ ધર્મોના તે ધર્મો નથી, કારણ કે ધર્માણા ધર્મા ન સન્તિ એવું વચન છે તેને અનુકૂલ ચાલવામા પણ અનેકાન્તને બિલકુલ હાનિ નથી તથા અનેકાન્ત પણ સમ્યગ્ એકાન્ત સિવાય સંભવી શકતો નથી માટે નયની અપેક્ષાએ સમ્યગ્ એકાન્ત અને પ્રમાણની અપેક્ષાએ સમ્યક્ અનેકાન્ત માનવામા આવેછે. તથા નય અને પ્રમાણ સિવાય વસ્તુનુ પરિજ્ઞાન યથાર્થ રીતે થઇ શકતુ નથી જેમ વસ્તુતત્ત્વના પરિજ્ઞાનમા સમ્યક્ પ્રમાણની અપેક્ષા છે, તેમ સમ્યગ્ નયની અપેક્ષા પણ જરૂર રહેછે. આટલા કારણ માટે જ સાચો અનેકાન્ત તથા સાચો એકાન્ત

માનવાની આવશ્યકતા રહે છે પ્રકૃતમા સાપેક્ષપણે સત્ત્વમા પણ સત્ત્વ-અસત્ત્વરૂપ ધર્મો રહેછે એવી કલ્પના કરવામા કંઈ પણ બાધા છે જ નહિ

પ્ર૦ સત્ત્વમા પણ સત્ત્વ-અસત્ત્વરૂપ ધર્મોને માનવામા અનવસ્થા દોષ આવે છે, માટે કંઈ બાધ નથી એવુ કથન અયુક્ત કેમ ન કહેવાય ?

ઉ૦ જે અનવસ્થા અનેકાન્તને ભૂષણરૂપ હોય તે દોષ રૂપે હોઈ શકે જ નહિ જે અનવસ્થા માનવામા મૂળનો જ વિનાશ થતો હોય તે જ દૂષણરૂપ છે એ ખાસ ધ્યાનમા રાખવુ. मूलक्षितिकरीमाहुरनवस्था हि दूषणम् । આ પંક્તિ પણ ઉપર્યુક્ત વાતને જ ટેકો આપે છે જેમ જેમ સત્ત્વની ઉપર સત્ત્વ-અસત્ત્વની કલ્પના કરવામા આવે છે, તેમ તેમ અનેકાન્તમા ભૂષણતા વધતી જ જાય છે પદાર્થમાત્રમા સ્વરૂપથી સત્તા અને પરરૂપથી અસત્ત્વ છે તે વાત વિશેષરૂપથી સમજાવવામા આવે છે—

ઉપયોગપણુ જીવનુ લક્ષણ હોવાથી જીવનુ પ્રથમ સામાન્ય ઉપયોગપણુ સ્વરૂપ છે અને અનુપયોગપણુ પરરૂપ છે ઉપયોગસ્વરૂપ જીવનુ પણ સાકાર વ્યવસાય તથા નિરાકાર દર્શન સ્વરૂપ છે અને વિપરીત પરરૂપ છે, સાકાર વ્યવસાયરૂપ જ્ઞાનનુ પણ પ્રત્યક્ષ તથા પરોક્ષ જ્ઞાન સ્વરૂપ છે અને તેનુ વૈશદ્ય તથા અવૈશદ્ય સ્વરૂપ છે અને અનાકાર દર્શનનુ પણ ચક્ષુદર્શન,

અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવલદર્શન સ્વરૂપ અને પરોક્ષ જ્ઞાનનું પણ ઇન્દ્રિય-અનિન્દ્રિયનિમિત્તક વસ્તુપરિચયપણું સ્વરૂપ છે અને પારમાર્થિક પ્રત્યક્ષ જ્ઞાનનું પણ અવધિજ્ઞાન મન:પર્યાયજ્ઞાન તથા કેવલજ્ઞાન સ્વરૂપ છે અને તેથી ઉલટાં તમામ પરરૂપો સમજવા આવી રીતે સ્વરૂપસત્તાની ઉપર સ્વરૂપસત્તા તેની ઉપર પણ સ્વરૂપસત્તા માનવામાં અનેકાન્તમાં કંઇ પણ દૂષણ આવતું નથી જ્યાં સ્વરૂપના સ્વરૂપનું વિવેચન કરવામાં મારો પરિચય વધે હોય ત્યાં દૂષણ હોય જ કયાંથી ? ભાવાર્થ–જીવમાં ઉપયોગ સ્વરૂપની અપેક્ષાએ સત્ત્વ અને અનુપયોગ સ્વરૂપથી અસત્ત્વ, ઉપયોગસત્તામાં પણ જ્ઞાન દર્શનની સત્તા અને જડપણા વિગેરેની અસત્તા જ્ઞાન સત્તામાં પણ પરોક્ષ તથા પ્રત્યક્ષની સત્તા અને અનાકાર દર્શનની અસત્તા અનાકાર દર્શનમાં પણ સામાન્યરૂપે વસ્તુના પરિચય કરાવવાની સત્તા અને સાકારની અસત્તા પરોક્ષજ્ઞાનમાં પણ અસ્પષ્ટપણાની સત્તા અને સ્પષ્ટપણાની અસત્તા. પ્રત્યક્ષમાં પણ સ્પષ્ટપણાની સત્તા અને અસ્પષ્ટપણાની અસત્તા અવૈશદ્યમાં પણ ઇન્દ્રિય અને અનિન્દ્રિયજન્યતાની સત્તા અને બીજાની અસત્તા એવી રીતે સત્ત્વની ઉપર સત્ત્વ–અસત્ત્વની કલ્પના કરવામાં જ્યાં સ્વરૂપનું વિશેષરૂપથી ભાન થતું હોય ત્યાં અનવસ્થાને દૂષણરૂપે ગણાય જ કેવી રીતે ?

પૂ૦ સત્ત્વમાં પણ સત્ત્વ–અસત્ત્વની કલ્પના કરવામાં ધર્મોની ઉપર ધર્મો રહેતા નથી એ વાકયની સાથે વિરોધ તો જરૂર આવવાનો

૭૦ ઉપર્યુક્ત શંકા વસ્તુતત્ત્વના પરિજ્ઞાનથી જે વિકલ હોય, તેને જ થઇ શકે તેમ છે, કારણ કે કોઇ એક ધર્મીની અપેક્ષાએ જે ધર્મરૂપ છે તે સદાને માટે સર્વની અપેક્ષાએ ધર્મરૂપ જ હોવો જોઇએ એવી કોઇ રાજાજ્ઞા નથી જેમ કોઇ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે એટલાવતા તે સમસ્ત જગત્‌નો પુત્ર છે એમ કહેવા તો કોઇ પણ બુદ્ધિશાલી સાહસ કરી શકે જ નહિ કિન્તુ જે વ્યક્તિ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે, તે પણ પોતાના પુત્રની અપેક્ષાએ પિતા પણ થઇ શકે છે તેમ અત્ર પણ જે પોતાના ધર્મીની અપેક્ષાએ ધર્મરૂપ છે, તે પણ પોતાના ધર્મની અપેક્ષાએ ધર્મીરૂપ જરૂર થઇ શકે છે.

સારાંશ—સત્ત્વની ઉપર પણ બીજા સત્ત્વની કલ્પના કરવામાં પ્રથમના સત્ત્વમાં ધર્મીપણુ અને બીજા સત્ત્વમા ધર્મપણુ એવી રીતે ઉત્તરોત્તર ધર્મીપણુ તથા ધર્મપણુ જરૂર માનવુ જોઇએ એટલાવતા ધર્મીમા જ ધર્મનો સ્વીકાર હોવાથી પૂર્વોક્ત વાક્ય સાથે કંઇ પણ વિરોધ છે જ નહિ

પુ૦—આવી રીતે કલ્પના કરવામા પણ અનવસ્થાદોષ તો જરૂર આવવાનો, કારણકે ધર્મ-ધર્મીનો વ્યવહાર તો અનાદિ અનન્ત છે

૮૦—દિવસ પછી રાત્રિ, રાત્રિ પછી દિવસ અને તે પછી રાત્રિ, ત્યાર પછી દિવસ—આવા પ્રકારના અનાદિ અનંત વ્યવહારમા જેમ અનવસ્થાને દૂષણરૂપે માનતા નથી તથા બીજથી અંકુર, તેથી બીજ અને તેથી અંકુર આવા પ્રકારના વ્યવહારમાં

પણ જેવી રીતે અનવસ્થાને દૂષણરૂપે માનતા નથી તેમ ધર્મ-ધર્મીના વ્યવહારમા પણ અનવસ્થા દૂષણરૂપ નથી એ જરૂર લક્ષ્યમા રાખવુ માટે અનવસ્થા પણ અનેકાન્તમા દૂષણરૂપ નથી એ વાત નિશ્ચિત થઇ

## વૈયધિકરણ દોષનું નિરાકરણ

જેમ એક ફળરૂપ વસ્તુમા રૂપ, રસ, ગન્ધ, સ્પર્શને સાથે રહેવામા વૈયધિકરણપણુ માનવામા આવતુ નથી, તેમ સત્ત્વ અસત્ત્વને પણ એક ઠેકાણે રહેવામા વૈયધિકરણપણુ છે જ નહિ.

## સકર વ્યતિકર દોષનું નિરાકરણ

જેમ મેચક જ્ઞાન અનેક સ્વભાવવાળુ છે તો પણ એક સ્વરૂપ માનવામા સકર વ્યતિકર દોષને આપ લેશ અવકાશ આપતા નથી, તેવી રીતે આ ઠેકાણે પણ સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયથી વસ્તુમા સત્ત્વ અને પરદ્રવ્યાદિ ચતુષ્ટયને લઇને તેમા અસત્ત્વ માનવામાં પણ તે દોષોને લગાર માત્ર અવકાશ મળતો નથી કિંચ અનામિકા આગળી ઠી સાથે એકી વખતે મધ્યમા તથા કનિષ્ઠા આગળીની સાથે સયોગ થવાથી અનામિકા મધ્યમાથી નાની છે અને કનિષ્ઠાથી મોટી છે આવા પ્રકારનો નાના મોટાનો વ્યવહાર એક વખતે માનવામા જેમ સકર વ્યતિકર દોષ આવતા નથી તેમ અત્ર પણ આવતા નથી એ ખૂબ ધારી રાખવુ

## વ્યવહારલોપ-દોષનું નિરાકરણ.

જલમા અનલપણાનો પ્રસગ બતાવીને જલના અર્થીની

જલમા પ્રવૃત્તિનો પ્રસગ જે બતાવવામા આવ્યો તે પણ મહામિથ્યાત્વ મોહની ચેષ્ટા સિવાય બીજુ કઇ પણ છે જ નહિ તે વાતને દૃઢ કરવામા આવે છે જલમા જે જલપણુ બતાવવામા આવ્યુ છે તે પણ પોતાના સ્વરૂપની અપેક્ષાએ, નહિ કે બીજાના સ્વરૂપની અપેક્ષાએ અર્થાત જે પુદ્ગલો જલરૂપે પરિણમેલા હોય તેવી જલાવસ્થામાજ જલપણાનુ સત્ત્વ છે, નહિ કે અગ્નિ વિગેરે રૂપથી પરિણમેલ પુદ્ગલોની અગ્નિ વિગેરે અવસ્થાની અપેક્ષાએ, કિન્તુ તે અપેક્ષાએ તો જલમા અસત્ત્વ રહેલ છે આ ઉપરથી એ ભાવ નીકળ્યો કે જ્યારે અગ્નિરૂપથી જલમા જલની સત્તા જ નથી અને જલરૂપથી અગ્નિમા અગ્નિની સત્તા નથી ત્યારે આપ જ બતાવો કે જલના અર્થિની અગ્નિમા અને અગ્નિના અર્થિની જલમા પ્રવૃત્તિ થવાનો પ્રસગ જ કેવી રીતે આવી શકવાનો ? માટે આવી રીતે અસબદ્ધ પ્રલાપ કરી સ્વય નષ્ટા પરાન્ નાશયન્તિ એ વાક્યનુ અવલબન કરી બીજાને ફસાવવા ચેષ્ટા કરવી તે તો નરી ભ્રાન્તિ સિવાય બીજુ શુ કહી શકાય ? કિ ચ, પુદ્ગલમા અનન્ત શક્તિ હોવાથી જલના પુદ્ગલો કદાચિત્ વહ્નિરૂપે પરિણમે છે અને વહ્નિના પુદ્ગલો કદાચિત્ જલરૂપે પરિણમે છે માટે કાલ વિગેરે સામગ્રીસમુદાયની અપેક્ષાએ અગ્નિમા જલરૂપતા અને જલમા અગ્નિરૂપતા માનવામા અમારે તો કોઇપણ જાતની અડચણ છે જ નહિ અને પ્રવૃત્તિ તો જે જે કાલમા જેવો જેવો પરિણામ દૃષ્ટિગોચર થાય તે તે કાલની અપેક્ષાએ તે તે પરિણામને અનુકૂલ જ થઇ શકે છે જેમ કોઇ વ્યક્તિ કોઇ ભવમા કોઇનો પુત્ર થયો અને તેજ વ્યક્તિ ભવા-

ન્તરમા તેનો પિતા થયો અને કોઇ ભવમા બને પરસ્પર ભાઇ થયા એથી એ સમજવાનુ છે કે તેમા નિરન્તર પિતાનો જ વ્યવહાર થાય અથવા પુત્રનો જ વ્યવહાર થાય એવો નિયમ કદાપિ બાધી શકાય જ નહિ પરન્તુ જે કાલમા પુત્રનો પરિણામ થયો હોય તે કાલની અપેક્ષાએ પુત્રપણાનો વ્યવહાર અને જે કાલમાં પિતાનો પરિણામ થયો હોય તે કાલમા પિતાપણાનો વ્યવહાર કરવો આ પ્રમાણે તે તે કાલની અપેક્ષાએ તે તે વ્યવહાર કરવો જેવી રીતે ત્યા પ્રસિદ્ધ છે તેમ પ્રકૃતમા પણ જે સમયે જેવો પરિણામ હોય તે સમયે તેમા તેવા પ્રકારનો વ્યવહાર કરવો એ વાત પણ ન્યાયસિદ્ધ છે એ પ્રકારે સત્ત્વ-અસત્ત્વમા પણ જાણી લેવુ માટે અમારે ત્યા વ્યવહારલોપનો પ્રસ ગ પણ બિલકુલ નથી તે ખાસ ધ્યાનમા રાખવુ

પૂ૦ સ્યાદ્વાદ માનવામા પ્રમાણમા અપ્રમાણનો, સર્વજ્ઞમા અસર્વજ્ઞપણાનો, સિદ્ધમા અસિદ્ધપણાનો પ્રસ ગ વિગેરે દોષો તો જરૂર આવવાના

ઉ૦ ઉપર્યુક્ત કથન પણ પોતાના બાલકોને એકાન્તમાં બેસી સમજાવવા લાયક છે, પ્રામાણિક સભની મધ્યમા બેસી બોલવા લાયક નથી તે સમજાવવામા આવે છે-પ્રમાણ પણ પોતાના વિષયમા પોતાના સ્વરૂપથી પ્રમાણરૂપ છે અને અપ્રમાણના વિષયમા અપ્રમાણરૂપથી અપ્રમાણરૂપ છે એ વાતને અમો સારી રીતે સ્વીકારીએ છીએ અને આપ જો પ્રમાણના અવિષયમા પણ તે રૂપથી પ્રમાણરૂપ માનતા હો તો આપની કેવળ

અપ્રા ત છે આ ઠેકાણે એકજ જ્ઞાનમા કોઇ અપેક્ષાએ બ્રાન્ત પણ અને કોઇ અપેક્ષાએ અભ્રાન્તપણુ સ્વીકારનારા બૌદ્ધોથી કોઇ પણ રીતે સાપેક્ષવાદ રૂપ સ્યાદ્વાદનુ ખડન થઇ શકે ખરૂ ? તથા દરા નની ઉત્તર કાલમા થનારો જે સ્વાથીકાર અધ્યવસાય રૂપ વિકલ્પ તેને ગ્રાહ્ય અર્થમા સવિકલ્પકપણુ હોવાથી અને આત્મસ્વરૂપમા તો સર્વચિત્ત ચૈત્તાનુ આત્મસ વેદનરૂપ પ્રત્યક્ષ માનવાથી નિર્વિકલ્પકપણુ આ પ્રમાણે એકજ જ્ઞાનમા કોઇ અપેક્ષાએ સવિકલ્પકપણુ અને કોઇ અપેક્ષાએ નિર્વિ કલ્પકપણુ એમ બને રૂપો માનવાથી અનેકા તનો આશ્રય લીધા સિવાય છૂટકો જ નથી

તથા હિસા, વિરતિ, દાન વિગેરેનુ જે ચિત્ત છે તે જ સ્વસ-વેદનમા પ્રાપ્ત થયેલ સત્ત્વ, બોધરૂપતા, સુખ વિગેરેમા પ્રમાણુ રૂપ ■ અને તે ક્ષણક્ષયિપણામા તથા સર્વ પ્રાપણશક્તિ વિગે રેમા અપ્રમાણરૂપ છે આવી રીતે એકજ ચિત્તમા કોઇ અપે ક્ષએ પ્રમાણતા અને કોઇ અપેક્ષાએ અપ્રમાણપણુ આ બને વિરુદ્ધ વાતો અનેકાન્તવાદનો સ્વીકાર કર્યા સિવાય કેવી રીતે ઘટી શકશે ? તેનો વિચાર કરશો

જે વસ્તુ ચતુરસ્ર, ઊર્ધ્વતા રૂપથી પ્રમેય છે, તે જ મધ્ય ભાગ ક્ષણવિવર્તાદિ રૂપથી અપ્રમેય ■ આવી રીતે એકજ વસ્તુમા પ્રમેયપણુ તથા અપ્રમેયપણુ માનનારાઓથી પણ અનેકાન્તનુ શરણ લીધા સિવાય કદાપિ છૂટકારો થવાનો નહિ પૂર્વોત્તર ક્ષણની અપેક્ષાએ એકજ ક્ષણમા જન્યતા તથા

જનકતાના સ્વીકાર દ્વારા સ્યાદ્વાદ-મહાનરેન્દ્રની પધરામણી ઘરમા અવશ્ય કરાવવી પડે છે

અર્થાકાર જ્ઞાન પોતેજ અર્થનું ગ્રાહક હોય, બીજું નહિ; એવી રીતે માનનારાનુ ચિત્રપટને ગ્રહણ કરનારૂ એક જ્ઞાન અનેકાકારરૂપ હોવાથી તેઓથી સ્યાદ્વાદ-મહાનરેન્દ્રની આજ્ઞાનો લોપ કદાપિ થઇ શકવાનો નહિ તથા સુગતનુ જ્ઞાન સર્વ પદાર્થ વિષયક હોવાથી અને સર્વ અર્થના આકારરૂપ હોવાથી તે પણ ચિત્ર કેમ ન કહેવાય ? એકજ હેતુમા પક્ષધર્મપણું તથા સપક્ષ સત્ત્વ દ્વારા અન્વયરૂપતા અને વિપક્ષમા નહિ રહેવાથી વ્યતિરેકરૂપતા —આ પ્રમાણે એકજ હેતુમા અન્વયિપણુ તથા વ્યતિરેકપણુ એ બન્ને વિરૂદ્ધ છે તે પણ સાપેક્ષપણાથી અવિરૂદ્ધપણુ બતાવનારા સુગતશિષ્યોથી કોઇ પણ રીતે અનેકાન્તથી ભાગીને દૂર જવાય તેમ છે જ નહિ ઉપર્યુક્ત તમામ યુક્તિયો બૌદ્ધના અનુયાયી વૈભાષિકના વિચાર પ્રમાણે બતાવવામા આવી

## સૌત્રાન્તિકના મત પ્રમાણે અનેકાન્તનુ નિરૂપણ—

'એક જ કારણ ઉત્તરોત્તર સામગ્રી અન્તર્ગત કાર્યને કરનાર હોય છે' તેમ તેઓ માને છે જેમ રૂપ, રસ, ગન્ધ વિગેરે સામગ્રીમા રહેલુ રૂપ ઉપાદાન સ્વરૂપથી પોતાના ઉત્તર ક્ષણના રૂપને પેદા કરે છે અને રસાદિ ક્ષણોને સહકારીરૂપે પેદા કરે છે અને તે રૂપ-રૂપના અવલોકન કરવાના મનવાળાને ચક્ષુ વિગેરે સામગ્રી અન્તર્ગત પુરૂષને સહકારીપણે જ્ઞાન

પેદા કરાવે છે એવી રીતે એકજ કારણ અનેક કાર્યોને એક કાલમા કરી શકે છે–આવી તેઓની માન્યતા ઉપર પ્રશ્નને અવકાશ જરૂર રહે છે કે, શુ તે એક કારણ અનેક કાર્યોને એક સ્વભાવથી કરે છે અથવા તો ભિન્નભિન્ન સ્વભાવથી ?

તેમા પ્રથમ પક્ષ માનવામા તો જ્યારે એકજ સ્વભાવથી અનેક કાર્યને કરવાપણુ તેમા છે, તો પછી કાર્યમા ભિન્નતા આવવાનુ શુ કારણ ? કારણ કે એક સ્વભાવવાળા કારણથી બનેલા કાર્યો તમામ જૂગ્ગ છે એમ તો કદાપિ ન જ થવુ જોઇએ કિંચ, આપ લોક પણ જ્યારે એકમા અનેક કાર્ય કરવાપણુ માનો છો, ત્યારે નિત્ય પદાર્થ એક સ્વભાવથી વિવિધ કાર્ય કરે છે, એવી રીતે માનનારા સાખ્ય વિગેરેનુ ખડન કરવાનુ શુ કારણ ? જે વાત માનવાના સરખો દોષ આવતો હોય તે દોષોનો ઉદ્ધાર પોતાના ઉપરથી કર્યા સિવાય બીજા ઉપર આક્ષેપ કરવા તૈયાર થવુ એ તો પોતાની અરૈખરી અજ્ઞાનતા જ કહી શકાય

જેમ અનિત્યમા વિવિધ કાર્ય કરવાપણુ ઘટતુ નથી, તેમ નિરશ એકસ્વભાવરૂપ નિત્ય પદાર્થમા પણ વિવિધ કાર્ય કરવાપણુ ઘટતુ નથી માટે નિત્યમા વિવિધ કાય કરવાપણુ માનવામા આવતુ નથી આ કથન પણ ધૂલિપ્રક્ષેપરૂપ હોવાથી અનાદરણીય છે

જો કદાચ એમ કહેવામા આવે કે સહકારીના ભેદથી અનિત્ય પદાર્થ વિવિધ કાર્ય કરે છે, તો પછી નિત્ય પદાર્થ

પણ તેવી રીતે વિવિધ કાર્ય કેમ ન કરી શકે ? અથવા વિવિધ સ્વભાવથી અનિત્ય પદાર્થ વિવિધ કાર્ય કરે છે, ત્યારે નિત્ય પણ વિવિધ સ્વભાવ દ્વારા વિવિધ કાર્ય ન કરી શકે તેનુ શું કારણ ? એ પણ સાથ વિચારણીય છે તેના ઉત્તરમા એમ કહેવામા આવે કે કૂટસ્થ એક સ્વભાવવાળા નિત્ય પદાર્થમાં જ્યારે વિવિધ સ્વભાવ જ નથી ત્યારે વિવિધ કાર્ય કરવાની તો વાત જ શી કરવી ? તો પછી અનિત્ય પણ એક સ્વભાવવાળું હોવાથી તે દ્વારા પણ વિવિધ કાર્ય કરવાનો સભવ કેવી રીતે હોઇ શકે ? આ પ્રમાણે નિત્યમા તથા અનિત્યમા કાર્ય કરવામા સમાન દોષ આવતા હોવાથી નિત્યાનિત્ય ઉભયરૂપ વસ્તુ માની સ્યાદ્વાદનુ અવલબન કરવુ તેજ સર્વોત્તમ છે અપરચ, એક સ્વભાવવાળા કારણમા અનેક કાર્ય કરવાપણું માનવું તે પણ પ્રકારાન્તરથી અનેકાન્ત નહિ તો બીજુ શું કહી શકાય ?

## સુગતશિષ્યાનુયાયિ જ્ઞાનવાદિના મત પ્રમાણે સ્યાદ્વાદનું પ્રદર્શન.

ન્વાર્થ અને આકારનુ એક જ અભિન્નરૂપે સ વેદન થાય છે અને સ વેદનથી ગ્રાહ્ય–ગ્રાહકના આકારનો અનુભવ પોતાની મેળે થાય છે તથા સ વેદનમા ગ્રાહ્ય–ગ્રાહકના આકારની કલ્પના તો સ્વપ્નામા પણ અનુભવગોચર તેઓને નહિ જ હોય જ્ય રે વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે, તો પછી જે કદાપિ અનુભવગોચર ન હોય તેને પણ અનુભવગોચર માનવામા આવે તો સર્વને

મુક્તિનો પ્રસંગ આવવાનો, કારણકે તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિને જ તેઓ મુક્તિ માને છે, અને સંવેદનનો અનુભવ પણ કથંચિત્ સંવેદનરૂપે થાય છે. આરાગ-સંવેદનમાં અનુભવપણુ અને અનનુભવપણુ આ બન્ને વિરૂદ્ધ ધર્મોને માનવાથી અનેકાન્તનુ શરણુ તેઓને જરૂર લેવુ પડે તેમ છે

દ્વિચ, સર્વનુ જ્ઞાન સ્વસંવેદનથી ગ્રાહ્યગ્રાહકના આકારથી શૂન્ય હોવાને લીધે આત્માના અસંવેદન તથા સંવેદનપણાને લઇને જ્યારે સવિકલ્પક-નિર્વિકલ્પકરૂપ થયુ, ત્યારે આપનો એકાન્તવાદ ક્યાં રહ્યો ?

તથા ચિત્રાકાર પણ એક કાલમાં અનેક અર્થોનો અવભાસક હોવાથી એકાન્તવાદ તો કદાપિ ટકી શકવાનો નહિ, માટે જ્ઞાનવાદીઓના મત પ્રમાણે પણ અનેકાન્તવાદ જરૂર સ્વીકરણીય થવાનો

અને શૂન્યવાદી તો જ્યારે વંધ્યાપુત્રની જેવ શૂન્યનુ જ પ્રતિપાદન અપ્રમાણિકપણે કરે છે, ત્યારે એવા અપ્રમાણિકની સાથે એકાન્ત-અનેકાન્તવાદની કથા પણ નકામી જ છે જ્યાં કોઇપણ વસ્તુની માન્યતા જ નથી, ત્યાં આવા પ્રકારની કથા તો બધિર આગળ ગીતગાનની માફક અનુપયોગી જ થઇ પડવાની. આથી એ ભાવાર્થ નીકળ્યો કે બૌદ્ધોના મત પ્રમાણે અનેકાન્તવાદ જરૂરનો છે તે વાતને નીચેના શ્લોકો પણ ટેકો આપી રહ્યા છે—

विज्ञानस्यैकमाकारं नानाकारकरम्बितम् ।
इच्छंस्तथागतः प्राज्ञो नानेकान्तं प्रतिक्षिपेत् ॥
—વીતરાગસ્તોત્ર, પ્રકાશ ૮ મો, શ્લોક ૮

ભાવાર્થ પૂર્વમા અપાઇ ગયો છે

दूषयेदज्ञ एवोच्चैः स्याद्वादं न तु पण्डितः ।
अज्ञप्रलापे सुज्ञानां न द्वेषः करुणैव तु ॥
—અધ્યાત્મોપનિષત્ ૧ અધિકાર શ્લોક ૬૪

ભાવાર્થ—જેવી રીતે સૂર્ય સન્મુખ કરેલ ધૂલિપ્રક્ષેપ પોતાને જ નુકસાનકર્તા થઇ પડે છે, પરન્તુ સૂર્યને તેથી કઇ પણ હાનિ નથી, તેવીજ રીતે અજ્ઞાની મનુષ્યો જ સ્યાદ્વાદને પોતાના કુતર્કોદ્વારા દૂષિત કરવા ઉદ્યમ કરે છે, તેથી સ્યાદ્વાદને કઇ પણ નુકસાન છે જ નહિ, પરન્તુ તેવો ઉદ્યમ કરનાર પોતે જ વિદ્વજ્જનસમાજમા હાસીને પાત્ર બને છે જે સાચા વિદ્વાન લોકો છે, તે તો સ્યાદ્વાદના રહસ્યને વિચારી મનમા પ્રમોદ ધારણ કરે છે, તેવા અજ્ઞાનીઓના પ્રલાપમા સુજ્ઞ જનોને કઇ પણ દ્વેષભાવ છે જ નહિ, પરન્તુ તેઓ ઉપર કરુણાભાવ રાખવો એવુ પોતાનુ કર્ત્તવ્ય સમજે છે કિચ, પદાર્થનો નિશ્ચય પણ અનેકાન્તમા જ થાય છે, તે વાત નીચેના શ્લોકદ્વારા સમજાવવામા આવે છે—

अनेकान्तत एवातः सम्यग्मानव्यवस्थितेः ।
स्याद्वादिनो नियोगेन युज्यते निश्चयः परम् ॥
—શાસ્ત્રવાર્તાસમુચ્ચય સ્તબક ૭, શ્લોક ૨૫, પૃ ૨૫૫

ભાવાર્થ— અનેકાન્તવાદથી જ દરેક પદાર્થની વાસ્તવિક રીતે પ્રમાણ પૂર્વક વ્યવસ્થા થઈ શકે છે એટલાવતા પદાર્થનો વાસ્તવિક નિશ્ચય અનેકાન્તવાદીઓને જ નિયમથી થાય છે, એકાન્તવાદિયોને નહિ—એ ખાસ ખ્યાલમા રાખવુ.

તથા વિરોધ પણ તે હોઈ શકે કે જે ન્યાયયુક્ત હોય, પરન્તુ જ્યા કેવલ ન્યાયની ગન્ધ ન હોય તે લોકોએ વિરોધ ચલાવવા તૈયાર થવુ તે તો માત્ર પોતાની જડતા અથવા હઠવાદને જ પ્રકાશિત કરવા સમાન છે, તે સિવાય બીજુ કઈ પણ સમજવાનુ છે જ નહિ તે વાતને નીચેનો શ્લોક સારી રીતે પુરવાર કરી આપે છે—

एव न्यायाविरुद्धेऽस्मिन् विरोधोद्भावन नृणाम् ।
व्यसन वा जडत्व वा प्रकाशयति केवलम् ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય સ્તબક ૭ શ્લોક ૩૪, પૃ ૨૬૪

ભાવાર્થ ઉપર આવી ગયો છે

## નૈયાયિક-વૈશેષિકના મત પ્રમાણે અનેકાન્તનુ પ્રદર્શન

ઇન્દ્રિયોના સબન્ધથી ધૂમજ્ઞાન થાય છે અર્થાત્ આખથી જોયા બાદ ધૂમજ્ઞાન થાય છે અને તે દ્વારા અગ્નિનુ અનુમાન કરાય છે આ ઠેકાણે ઇન્દ્રિયોનો પદાર્થની સાથે જે સબન્ધ થયો, તેને તેઓ પ્રત્યક્ષ પ્રમાણરૂપ માને છે અને ધૂમજ્ઞાનને તેનુ ફલ કહેવામા આવે છે, તથા ધૂમજ્ઞાન પોતે પણ અગ્નિના જ્ઞાનની અપેક્ષાએ પ્રમાણરૂપ છે, અને અગ્નિનુ જ્ઞાન અનુમાન પ્રમાણનુ ફલ છે આ પ્રમાણે એક જ ધૂમજ્ઞાનમા પ્રત્યક્ષનુ ફલપણુ

અને અનુમાનપણું આ બને વાતો માનનારા નૈયાયિકોથી અનેકાન્તવાદથી ભાગીને કદાપિ દૂર જવાય તેમ નથી એવી રીતે જ્ઞાનમા ફળપણુ અને પ્રમાણપણુ પૂર્વોત્તરની અપેક્ષાએ સર્વત્ર જાણી લેવુ તથા ચિત્રરૂપવાળા અવયવીમા એક જ ચિત્રરૂપ જ્યારે માનવામા આવે છે અને તેમા વિરોધનો લેશ પણ બતાવવામા આવતો નથી, ત્યારે એક વસ્તુમા રહેલા અનેક ધર્મોનુ સાપેક્ષપણે પ્રતિપાદન કરનાર અનેકાન્તમા વિરોધને અવકાશ હોય જ ક્યાથી ? તેનો વિચાર કરશો

તથા એક ધૂપઘટીમાં એક ભાગમા શીત સ્પર્શ અને બીજા ભાગમા ઉષ્ણુ સ્પર્શ અનુભવાય છે અવયવો ભિન્ન છે તો પણ અવયવીમા એકપણુ હોવાથી એકમા જ બે સ્પર્શો છે તથા સિદ્ધાત પણ નીલવૃષનુ લક્ષણ બાધવા જતા ઉપર્યુંક્ત વાતને જ ટેકો આપે છે—

लोहितो यस्तु वर्णेन मुखे पुच्छे च पाण्डुरः ।
श्वेतः खुरविषाणाभ्या स नीलवृष उच्यते ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય સ્તબક ૬, પૃ ૨૦૫

ભાવાર્થ -જે વર્ણથી લોહિત હોય, મુખ અને પુચ્છમાં પાડુર હોય તથા જેના ખુર અને શીગડા સફેદ હોય તે નીલવૃષભ કહેવાય જૂઓ, એકજ અવયવીમા વિરુદ્ધ એવા અનેક વર્ણોને અવિરુદ્ધપણે માનવા છતા પણ બીજાને ત્યા વિરોધની વાતો કરવા જવુ એ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ?

તથા અનાદિ નિત્ય એક ઇશ્વરમા સૃષ્ટિ બનાવવાની ઇચ્છા અને સહારની ઇચ્છા આ બને રજોગુણ અને તમોગુણના સ્વભાવ છે તથા તેમા ક્ષિતિ, જલ વગેરે અષ્ટમૂર્તિપણુ, સાત્વિક સ્વભાવ છે વિગેરે પરસ્પર અત્યન્ત વિરુદ્ધ ગુણોનો સદ્ભાવ એકમા પોતાને માનવામાં કઇ પણ વિરુદ્ધતા નથી એમ બોલવુ અને સાપેક્ષપણે અનેક ધર્મોને એકમા માનનાર ઉપર જૂઠો કોલાહલ મચાવવો તે મહામિથ્યાત્વમોહની ચેષ્ટા નહિ તો બીજુ શુ કહી શકાય ? તથા એક જ દડમા બીજા લાબા દડની અપેક્ષાએ ટુકાપણુ અને ટુકાની અપેક્ષાએ લાબાપણુ તથા અપર સામાન્યરૂપ જે દ્રવ્યત્વ, ગુણત્વ અને કર્મત્વની અદર સામાન્ય તથા વિશેષરૂપ ઉભયપણુ માનવુ તે સમજાવવામા આવે છે કે દ્રવ્યત્વ નવ દ્રવ્યમા વર્તતુ હોવાથી સામાન્ય છે, તથા ગુણ અને કર્મથી જૂદુ હોવાથી વિશેષ પણ છે-આવી રીતે આપના મત પ્રમાણે પરસ્પર વિરુદ્ધ એવા સામાન્ય-વિશેષને પણ એકમા માનવામા આપને જ્યારે વિરુદ્ધતાનો આભાસ થતો નથી ત્યારે અનેકાન્તરસ કયાથી આવી ગયો ?

તથા એક જ હેતુમા પક્ષધર્મપણુ અને પાર્થિવ પરમાણુમા પૃથ્વીના સબધથી પૃથ્વીત્વ સામાન્ય અને અન્ત્ય વિશેષને લઈને બીજા પરમાણુથી જૂદી રીતે ઓળખાવવાપણુ હોવાને લીધે વિશેષપણુ આ પ્રમાણે પરમાણુને સામાન્ય તથા વિશેષરૂપ માનનાર આપ અનેકાન્તવાદથી ભિન્ન કદાપિ થઇ શકવાના નહિ

તથા આત્મામા પણ આત્મપણાના સબન્ધથી આત્મત્વ સામાન્ય અને અન્ત્ય વિશેષને તથને વિશેષરૂપતા આ પ્રમાણે સવત્ર જ્યારે એકમા જૂદી જૂદી અપેક્ષાએ અનેક ધર્મોને સ્વીકારી અભ્યન્તર રીતે અનેકાન્તવાદનો સ્વીકાર કર્યો છે, ત્યારે પુ-તી રીતે અનેકાન્તનુ પ્રતિપાદન કરનારા જૈનો ઉપર આક્ષેપ કરવા તૈયાર થવુ એ કેટલી બધી શોચનીય દશા સમજવી? કિંચ, અનેકાન્તવાદમા તો પરસ્પર વિભક્ત એવા અવયવો અને અવયવીમા પરસ્પર વર્તન સબન્ધી વિચાર કરવામા જે દૂષણો આવે છે, તેનો પરીહાર પણ થઇ શકે છે, તે પણ સાથે સાથે સમજાવવામા આવે છે નૈયાયિક લોકો અવયવો અને અવયવીનો પરસ્પર અત્યન્ત ભેદ માને છે, કિન્તુ તેઓ કથચિત્ ભેદ માનતા નથી તેઓને પૂછવામા આવે છે કે અવયવમા અવયવી શુ એકદેશથી રહે છે યા તો સપૂર્ણ પ્રકારે રહે છે? તેમા પ્રથમ પક્ષ માનવામા અવયવીમા નિરવયવપણુ માનેલુ હોવાથી કોઇ દેશ જ જ્યારે અવયવીમા નથી ત્યારે અમુક ભાગથી રહે છે એમ કેવી રીતે કહી શકાય? એના બચાવની ખાતર અવયવીમા જો સાવયવપણુ માનવામા આવે અને અવયવી તેથી અભિન્ન છે, એ પણ સાથે કહેવામાં આવે તો અનેકાન્તથી દૂર ભાગવા છતા પણ અતે તો આગળ જઇને તેનુ જ શરણુ લેવું પડે છે, માટે અભિન્નપક્ષ પણ આપનાથી માની શકાય તેમ નથી, અને અવયવી તેથી ભિન્ન છે એમ જો માનવામા આવે તો તેમાં પણ પ્રશ્નો જરૂર થવાના, કે તે તેમા શું એક દેશથી

રહે છે ? અથવા સંપૂર્ણતાથી રહે છે ? તેમા પ્રથમ પક્ષમા તો પૂર્વે કહેલા ઉત્તર સિવાય બીજુ કઈ છે જ નહિ, અને સંપૂર્ણતાથી રહે છે એવો બીજો પક્ષ માનવામાં પણ દૂષણો આવતા હોવાથી તે પણ ત્યાજ્ય છે, કારણકે અવયવમા અવયવીને સંપૂર્ણપણે રહેવાપણુ હોવાથી એક અવયવીમા અનેક અવયવીપણાનો પ્રસંગ આવવાનો અર્થાત્ એક અવયવીમા જેટલા અવયવો છે તેટલા અવયવીઓ સિદ્ધ થવાના

પૂ૦ અભેદ પક્ષમા પણ કા તો કેવલ અવયવી રહેવાના અથવા તો કેવલ અવયવો રહેવાના, પરન્તુ બે ચીજ તો કદાપિ ઠરવાની નહિ

ઉ૦ એકાન્તથી અભેદ તો અમો બિલકુલ માનતા જ નથી, કિન્તુ પરસ્પર કથંચિત્ તાદાત્મ્યપણાને લઇને અભેદ માનીએ છીએ અને અવયવો અને અવયવીમા પરસ્પર કથંચિત્ ભેદાભેદપણુ માનવામા આવેલુ હોવાથી અમારે ત્યા તો કોઇ પણ વાતની અનુપપત્તિ છે જ નહિ એ તો કેવળ એકાન્ત ભેદ માનનારાના મતમા જ સમજવી માટે અવયવો અને અવયવીના પરસ્પર વર્તન સબંધી ઉપપત્તિ અનેકાન્ત માન્યા સિવાય આકાશપુષ્પ સમાન થઇ જવાની અને તે સિવાય ઘટ, પટ વિગેરે અવયવીનો વ્યવહાર પણ વન્ધ્યાપુત્ર સમાન થવાનો એવી જ રીતે સંયોગીમા સંયોગની સમવાયીમા સમવાયની, ગુણીમા ગુણોની, વ્યક્તિમા સામાન્ય વિગેરેની પણ પરસ્પર અત્યંત ભિન્નતા માનેલી હોવાથી દેશથી યા તો સંપૂર્ણથી

રહે છે એવા વિકલ્પોને અવકાશ મળતો હોવાથી ઉપર્યુક્ત તમામની ઉપપત્તિ કદાપિ થઇ શકવાની નહિ માટે જરૂર અનેકાન્તવાદ માનવો જોઇએ અને તે સ્વીકાર્યો સિવાય નીચેની બાબતનો ખુલાસો થવો અશક્ય છે, તે વાત *શ્લોક દ્વારા જણાવવામા આવે છે—

चित्रमेकमनेकं च रूप प्रामाणिक वदन् ।
योगो वैशेषिको वाऽपि नानेकान्त प्रतिक्षिपेत् ॥

—વીતરાગસ્તોત્ર પ્ર૦ ૮, શ્લો૦ ૮

ભાવાર્થ—એક વસ્તુમા પ્રામાણિકપણે નીલ, પીત, સફેદ, લાલ, કાળો વિગેરે પરસ્પર વિરૂદ્ધ એવા અનેક રૂપોને માનનાર નૈયાયિક તથા વૈશેષિકદર્શનકારથી અનેકાન્તનો પ્રતિક્ષેપ કદાપિ થઇ શકવાનો નહિ

उत्पन्न दधिभावेन नष्टं दुग्धतया पयः ।
गोरसत्वात् स्थिर जानन् स्याद्वादद्विट् जनोऽपि कः ? ॥

—અધ્યાત્મોપનિષત્ ૧ અધિકાર, પૃ ૪૪, શ્લોક ૪૪.

ભાવાર્થ—પ્રથમ જે દૂધ હતુ, તે દહીંરૂપથી ઉત્પન્ન થયુ અને દૂધરૂપથી નષ્ટ થયુ અને ગોરસપણુ તેમા બરાબર સ્થિર છે આવી રીતે અનુભવસિદ્ધ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ વસ્તુના પરિચાયક અનેકાન્ત ઉપર કોઇ પણ દ્વેષભાવ રાખી શકે ખરો ? અર્થાત્ કોઇ પણ નહિ

जात्यन्तरात्मकं चैन दोषास्ते समियुः कथम् ? ।
भेदेऽभेदे च येऽत्यन्त जातिभिन्नव्यवस्थिताः ॥

—શાસ્ત્રવાર્તાસમુચ્ચય, સ્તબક ૭ મો, શ્લોક ૪૮.

ભાવાર્થ —ગુણ, પર્યાયો વિગેરેનો દ્રવ્યની સાથે સર્વથા ભેદ માનવામાં દોષબહુલતા છે અને અભેદ માનવામાં પણ જ્યારે દોષબહુલતા છે, ત્યારે સર્વથા ભેદ તથા અભેદભાવ કેવી રીતે માની શકાય ? માટે તેથી બચવાની ખાતર કથંચિત ભેદાભેદરૂપ જાત્યન્તર માનવામાં જ કોઈ જાતનો દોષ નથી એ વાત સ્યાદ્વાદ જણાવે છે, ત્યારે આપ જ બતાવો કે તેવા નિર્દોષભાવને જણાવનાર સ્યાદ્વાદથી કોઈએ પણ દૂર રહેવાય તેમ છે ખરૂં ? અર્થાત્ બિલકુલ નહિ

गुडो हि कफहेतुः स्यात् नागरं पित्तकारणम् ।
द्वयात्मनि न दोषोऽस्ति गुडनागरभेषजे ॥

—વીતરાગસ્તોત્ર પ્રકાશ ૮

ભાવાર્થ —એકલો ગોળ ખાવાથી કફની વૃદ્ધિ થાય છે, તેમ એકલી સુંઠ ખાવાથી પિત્તાશય વૃદ્ધિને પામે છે આવા પ્રકારના જે પ્રત્યેકમાં દોષો જોવામાં આવે છે, તે દોષો જ્યારે સુંઠને ગોળ ભેગો કરીને ખાવામાં આવે ત્યારે તેમાં આવતા નથી પ્રકૃતમાં કેવળ ભેદપક્ષમાં પણ દોષોનું આગમન અને અભેદપક્ષમાં પણ જ્યારે તેમ છે ત્યારે તે બન્ને પક્ષોનો ત્યાગ કરી કથંચિત ભેદાભેદ પક્ષ સ્વીકારવાનું કામ નિર્દોષ રીતે સ્યાદ્વાદ–મહાનરેન્દ્ર કરાવે છે તેટલા માટે જ જૈનદર્શનમાં તેનું પ્રાધાન્ય માનવામાં આવેલ છે આથી એ સિદ્ધ થયું કે નૈયાયિક તથા વૈશેષિકોથી પણ કોઈ પણ રીતે સ્યાદ્વાદનું ખંડન થઈ શકે તેમ છે જ નહિ

ગુણુને જડપ્રકૃતિ માનનાર તથા બન્ધ, મુક્તિ વિગેરેને પણ પ્રકૃતિમા માનનાર સાખ્યોના ઘરમા જ સભવી શકે છે, કે જે લોકો વિરુદ્ધ ત્રણ ગુણુને એક પ્રકૃતિમા માનવા છતા પણ અમારે ત્યા વિરુદ્ધતા નથી એવી ઉદ્ઘોષણા કરે છે તેની ઉદ્ઘોષણા ત્યા જ મુબારક રીતે રહો, પરન્તુ અત્રે તો સાપેક્ષવાદમા જ્યા કોઇ પણ પ્રકારની અનુપપત્તિ જ નથી, ત્યા વિરોધની વાત પણ હોય જ કયાથી? એ ખુબ ખ્યાલમા રાખવુ સારાશ એ નીકળ્યો કે, સાખ્યોથી અનેકાન્તવાદ ઊડાડય તેમ નથી

## જૈમિનિમુનિના મતાનુયાયિ મીમાસકના મતમા અનેકાન્તનુ પ્રદર્શન.

'ત્રિકાલમા શૂન્ય કાર્યરૂપ અને અર્થવિષયક વિજ્ઞાનને પેદા કરાવનારી નોદના છે આ ઠેકાણે કાર્યમા ત્રિકાલશૂન્યતા છે, તેમા તો ખાલી અભાવપ્રમાણુ સિવાય બીજાની તો વિષયતા છે જ નહિ તથા અર્થપણામા પ્રત્યક્ષ વિગેરેની વિષયતા અને ઉભયરૂપતામા નોદનાની વિષયતા છે' એવી રીતે એકમા અનેક વિરુદ્ધ ધર્મો માનનાર મીમાસકથી પણ અનેકાન્તનુ લગાર માત્ર અપમાન થઇ શકે તેમ છે જ નહિ તથા સ્વપક્ષના સાધક અને પરપક્ષના બાધક એવા વિરુદ્ધ ધર્મોથી યુકત અનુમાન પ્રમાણુને માનનારાઓથી સ્યાદ્વાદનુ શરણ છોડાય તેમ છે ખરૂ ? અર્થાત્ નહિ

તથા મયૂરના ઇડાના રસમા નીલ વિગેરે જે સર્વ વર્ણો રહેલા છે, તે ન તો એકરૂપ છે અથવા ન તો અનેકરૂપ છે, કિન્તુ એક-અનેકરૂપથી વ્યવસ્થિત છે-એમ જ્યારે

આપ માનો છો, ત્યારે એવી રીતે પ્રતિપાદન કરનારા આપ સ્યાદ્વાદને હઠાવવા કેવી રીતે ઉદ્યમશીલ થશો ? કિંચ, પૂર્વોક્ત એક અનેકરૂપ છે, તેને નીચેના શ્લોકો પણ પુરાવો આપે છે–

मयूराण्डरसे यद्वद्वर्णा नीलादयः स्थिता ।
सर्वेऽप्यन्योऽन्यसंमिश्रास्तद्वन्नामादयो घटे ॥

ભાવાર્થ ઉપર આવી ગયા તે જ પ્રમાણે છે

भागे सिंहो नरो भागे योऽर्थो भागद्वयात्मकः ।
तमभाग विभागेन नरसिंह प्रचक्षते ॥

—ષડ્દર્શનસમુચ્ચય ટીકા (તર્કરહસ્યદીપિકા) પૃ૦ ૩૪૪

ભાવાર્થ–એક ભાગમા સિંહના જેવો આકાર છે અને બીજા ભાગવિશેષમા મનુષ્યના જેવો દેખાવ છે, એવા બે ભાગ રૂપ પદાર્થને વિભાગરૂપથી અને ભાગ વિનાના નરસિંહ સ્વરૂપથી ઓળખાવવામા આવે છે

न नरः सिंहरूपत्वान्न सिंहो नररूपतः ।
शब्दविज्ञानकार्याणां भेदात् जात्यन्तर हि सः ॥

—ષડ્દર્શનસમુચ્ચય ટીકા (તર્કરહસ્યદીપિકા), પૃ ૩૪૫

ભાવાર્થ—સિંહરૂપ હોવાથી તે વ્યક્તિ મનુષ્ય નથી અને મનુષ્યપણાનો તેમાં દેખાવ હોવાથી તે સિંહરૂપ પણ નથી, કિન્તુ શબ્દ, વિજ્ઞાન અને કાર્ય—આ ત્રણના ભેદને લઈને તે જાત્યન્તરરૂપ છે

આ પ્રમાણે એક વ્યક્તિમાં પરસ્પર વિરુદ્ધ ધર્મોને સાપેક્ષપણે રહેવાના ઘણા ઉદાહરણો મીમાંસક વિગેરે દર્શનોમાં પણ જોવામાં આવે છે, ત્યારે ખાલી તે લોકોને શબ્દથી અનેકાન્ત બોલવામાં જ આગ્રહ છે—અભિનિવેશ છે, એમ કેમ ન કહી શકાય ? કારણ કે પ્રચ્છન્નપણે તો તે તે લોકોએ ઘણે ઠેકાણે તેનું અવલંબન કર્યું છે, તો પછી મુખથી બોલવામાં શી અડચણ છે ? તે જણાવશો. આવી રીતે મીમાંસકો પણ સ્યાદ્વાદના શરણને છોડી શકે તેમ નથી એ ખાસ ખ્યાલમાં રાખવું. નીચેના શ્લોકો પણ તે વાતના ટેકારૂપ છે—

प्रत्यक्षं मितिमात्रंशे मेयांशे तद्विलक्षणम् ।
गुरुर्ज्ञानं वदन्नेकं नानेकान्तं प्रतिक्षिपेत् ॥ ४८ ॥

जातिव्यक्त्यात्मकं वस्तु वदन्ननुभवोचितम् ।
भट्टो वाऽपि मुरारिर्वा नानेकान्तं प्रतिक्षिपेत् ॥ ४९ ॥

—અધ્યાત્મોપનિષત્, ૧ અધિકાર

ભાવાર્થ—મિતિમાત્ર અંશમાં પ્રત્યક્ષ અને મેય અંશમાં તેથી વિલક્ષણ આ પ્રકારે એક જ જ્ઞાનમાં ઉભય વિરુદ્ધ વાતોને જણાવનાર પ્રભાકરથી પણ અનેકાન્તનું નિરાકરણ થઇ શકે તેમ નથી. જાતિ એટલે સામાન્ય અને વ્યક્તિ એટલે વિશેષ અર્થાત્ સામાન્ય–વિશેષ ઉભયસ્વરૂપ વસ્તુને ઉચિત અનુભવ પ્રમાણે માનનાર ભટ્ટ તથા મુરારિમિશ્રથી પણ અનેકાન્તનું શરણ કોઇ પણ રીતે છોડાય તેમ છે ખરૂં ? અર્થાત્ બિલકુલ નહિ

## વેદાન્તિકના મત પ્રમાણે અનેકાન્તનો વિચાર.

જેના મતમા અનિર્વાચ્ય બ્રહ્મ સિવાય પ્રમાણ, પ્રમેય વિગેરે સપૂર્ણ જગત મિથ્યા છે—અથાત્ ભ્રાન્તિરૂપ છે તે લોકોએ અનેકાન્તવાદમા સશય, વિરોધ વિગેરે દોષોનુ આરોપણ કરી તેના નિરાકરણ માટે જે માયારૂપી જાળ ભોળા લોકોને ફસાવવા માટે પાથરેલી છે, તે પણ તેના મત પ્રમાણે મિથ્યા અર્થાત્ જૂઠી હોવાથી કોઈને પણ આદરવા લાયક છે જ નહિ, કારણ કે જ્યા શાસ્ત્રમા ભ્રાન્તિ, પ્રમાણમા ભ્રાન્તિ, પ્રમેયમા ભ્રાન્તિ, પ્રમાતામા ભ્રાન્તિ, બોલવામા ભ્રાન્તિ, વ્યવહારમાં ભ્રાન્તિ, લોકમા ભ્રાન્તિ, દષ્ટિમા પણ ભ્રાન્તિ, કેવલ બ્રહ્મ જ અભ્રાન્ત છે, બાકી તમામ ભ્રાન્ત છે—આ પ્રમાણે જગતનુ જ ભ્રાન્તિરૂપે નિરૂપણ કરવામા આવ્યુ હોય, ત્યા તે લોકોથી અનેકાન્તવાદ અભ્રાન્ત છે એમ બોલાય જ કેવી રીતે? અને ભ્રાન્ત પુરૂષને નિર્દોષ પદાર્થમા પણ સશય વિગેરે દોષો જોવામા આવે તેમા કઈ પણ આશ્ચર્ય છે જ નહિ વસ્તુસ્થિતિ એવી છે, તો પણ બીજા લોકોના ભ્રમને દૂર કરવા માટે તે વિષે અત્ર કઈક વિવેચન કરવુ અસ્થાને ગણાશે નહિ જ્યારે વિરોધ, સશય, અનવસ્થા વિગેરે એકાન્તવાદીઓએ આપેલા દોષોનો ઉદ્ધાર કરી પ્રમાણદ્વારા અનેકાન્તનો નિશ્ચય કરવામા આવ્યો, ત્યારે તેમા દોષો દર્શાવવા પ્રયત્ન કરવો, તે તો દૂધમાથી પૂરા કાઢવા જેવો છે જ્યા કોઈપણ દોષને અવકાશ જ નથી, ત્યા સશય વિગેરેની તો વાતજ શી કરવી? કિચ,

અનેકાન્તનુ ખંડન કરવા જતાં શાંકરભાષ્યમાં વચ્ચે વચ્ચે જે અસત્ય ઉલ્લેખો કરવામાં આવ્યા છે, તે પણ બતાવવામાં આવે છે —

' स्यादेतत् । अनन्तावयवो जीवस्तस्य त एवावयवा अल्पे शरीरे सङ्कुचेयुर्महति च विकसेयुरिति । '

—બ્રહ્મસૂત્ર શાંકરભાષ્ય પૃ ૪૮૫

ભાવાર્થ—એક જીવને અનન્ત અવયવો છે, એવું જૈની ઓનું માનવું છે આ પ્રકારે પ્રતિપાદન કરતાં સ્વામીજીએ તો હદ કરી નાખી !! કોઇ પણ જૈનગ્રંથનું ઉદાહરણ તરીકે નામ જો અત્ર આપવામાં આવ્યું હોત તો જૈનેતર વિદ્વાનોને પણ વિશ્વાસ થાત, પરન્તુ જ્યાં શાસ્ત્રનું પ્રમાણ છે જ નહિ, કેવલ મનથી જ વાતો કરી બીજાઓને અવળે રસ્તે દોરવા છે ત્યાં બીજી વાત જ શી કરવી ? કિંચ, 'એક જીવને અનન્ત અવયવો છે' એવો અજાયબી ગેબી ગોળો એકદમ સ્વામીજીએ કયાંથી ગબડાવ્યો ? તેની કંઇ પણ ખબર પડતી નથી જેને જે દર્શનનો પૂરેપૂરી રીતે અભ્યાસ ન હોય તેણે તેમાં વિચાર કર્યા સિવાય માથું મારવા જવું તે તો કેવળ હાસ્યાસ્પદ ગણાય, એ સિવાય બીજું શું ફળ મેળવી શકે ?

અપરંચ, જ્યાં જીવના અનન્ત અવયવો જ માનવામાં આવ્યા નથી, તો પછી તેની ઉપર ચણતર ચણી વન્ધ્યાપુત્રની જેવી વિકલ્પજાળને પાથરવી, તે તો નરી ભ્રાન્તિ સિવાય બીજું શું હોઇ શકે ? તેઓ જૈનોના પૂર્વપક્ષ તરીકે જણાવે છે કે—

जीवास्तिकायस्त्रिधा बद्धो मुक्तो नित्यसिद्धश्चेति। पुद्गलास्तिकाय षोढा पृथिव्यादीनि चत्वारि भूतानि स्थावरं जंगमं चेति। आकाशास्तिकायो द्वेधा लोकाकाशोऽलोकाकाशश्चेति। तत्रोपर्युपरि स्थितानां लोकानामन्तवर्ती लोकाकाशस्तेषामुपरि मोक्षस्थानमलोकाकाश. ।—

—શાંકરભાષ્ય ભામતીવ્યાખ્યા પૃ० ४८०.

ભાવાર્થ—જીવાસ્તિકાયના ત્રણ ભેદ છે–બદ્ધ જીવો, મુક્ત જીવો અને નિત્ય સિદ્ધ જીવો આવી રીતે ત્રણ ભેદો જૈનના કોઈ પણ ગ્રન્થમા જ્યારે છે જ નહિ, ત્યારે તે લોકોએ આવુ અસત્ય કેમ એન્યુ હશે ? જીવના તો બે ભેદ છે–સંસારી અને મુક્ત આ પ્રમાણે પન્નવણા, જીવાભિગમ વિગેરે સૂત્રોમા તથા જીવવિચાર વિગેરે પ્રકરણગ્રન્થોમા પણ છે, પરન્તુ ઉપર્યુક્ત ત્રણ ભેદની પ્રરૂપણા તો મહા મિથ્યાત્વ મોહનીયના ઉદય સિવાય તેઓથી કદાપિ થઈ શકે જ નહિ જ્યારે જૈનેતરના સર્વજ્ઞ જેવા સ્વામીજીને મૃષાવાદ સેવવાનો સમય આવ્યો, ત્યારે તેઓના અનુયાયીઓ તો પોતાની જાળ પાથરવા માટે એને તેમા કાંઈ પણ નવાઈ છે જ નહિ આ તેમના મૃષાવાદ ઉપર અમારે તો કેવલ કરુણાભાવ જ છે તથા પુદ્ગલના છ ભેદ છે–ચાર ભૂત, પાચમુ સ્થાવર અને છઠુ જંગમ. વાહ ! ધન્ય છે આવા ષડ દર્શનના વેત્તાઓને ! ! તે ઓને તો અઢાર ગજનો લાખો નમસ્કાર (!) થાઓ જો તેઓશ્રીએ લગાર માત્ર પણ દૃષ્ટિ ખોલીને વિચાર કર્યો હોત તો આવી રીતે

ઝેરીથી બાળ પાથરવાનો સમય આવતે જ નહિ જૈનમા તો પુદ્ગલના ચાર ભેદ બતાવવામા આવ્યા છે–સ્કધ, દેશ પ્રદેશ અને પરમાણુ તથા પ્રકારાન્તરથી દશ ભેદ પણ બતાવવામા આવ્યા છે–શબ્દ, બન્ધ, સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, સસ્થાન, ભેદ, અન્ધકાર, છાયા, આતપ અને ઉદ્યોત તેનુ વિવેચન આગળ કરવામા આવશે કેટલુક દ્રવ્યપ્રદીપમા પણ કરવામા આવી ગયુ છે પરન્તુ ચાર ભૂત, સ્થાવર અને જ ગમ–આ છ ભેદ તો જ્યારે જૈનમા વન્ધ્યાપુત્ર સમાન છે (નથી), ત્યારે આવી રીતે પુદ્ગલના ■ ભે૦ બતાવી બીજાઓને ભ્રાન્તિમા નાખવા તે કેટલુ બધુ પાપનુ કામ કહેવાય ?

જૈનદર્શનમા તો સ્થાવર અને જ ગમ–આ બે ભેદ સસારી જીવની ગણનામા કદાચ આવી શકે, પરન્તુ 'જડ-પુદ્ગલના સ્થાવર અને જ ગમ ભેદો છે' આવુ ઉલટુ પોતે સમજવુ અને બીજાને પણ તેવી રીતે સમજાવવુ એ કેવલ માતૃમુખતા સિવાય બની શકે જ નહિ જ્યારે વાચસ્પતિમિશ્ર જેવા ષડ્દર્શનના વેત્તા તરીકેનુ ટાઇટલ લઇને આવી રીતે શકરસ્વામીની માફક જૂઠા ગપાટા મારવા તૈયાર થઈ ગયા ત્યારે આધુનિક જૈનેતર વિદ્વાનો જૈનો ઉપર ખોટા આક્ષેપો કરે તેમા કઇ નવાઈ જેવુ નથી એ તો તેઓનો કુલધર્મ જ છે કે 'જૈનો નાસ્તિક છે' એ પ્રકારે બકવાદ કરી જૂઠો કોલાહલ મચાવવો જો તેઓ નાસ્તિકશબ્દની વ્યુત્પત્તિ ઉપર લગાર પણ ખ્યાલ આપતા રહ્યા હોત, તો કદાપિ આવુ કલક આપવાનો સમય મળત જ નહિ જો વસ્તુગત્યા મૂળકારણ તપાસવામાં

આવે તો જૈનેતર ભૂતકાલીન વિદ્વાનો જૈનદર્શનના પરિચયથી ઘણાજ દૂર હતા, એક બીજાના મુખથી જેવા ગપાટા સાભળવામા આવ્યા, તેવા જ પુસ્તકોમા લખી માર્યા છે જો એમ ન હોય તો જેના દેવો પરમ વીતરાગ, જેઓની મૂર્તિયો ધ્યાનસ્થ અને જોવાથી ભવ્યાત્માઓને વૈરાગ્યભાવ ઉત્પન્ન કરે તેવી, તથા જેઓનો અહિંસામય ધર્મ, તેમજ બાહ્ય આભ્યન્તર સંગરહિત અને શુદ્ધ ઉપદેશક ગુરૂઓ તથા જેઓને સ્યાદ્વાદસિદ્ધાન્ત પણ પ્રમાણસિદ્ધ અને પરમરહસ્યભૂત છે, તેવા સર્વોત્તમ દર્શનને માનનાર જૈનો ઉપર કદાપિ ભવ્યાત્માઓ તો આક્ષેપ કરી શકે જ નહિ એ તો ભવાભિનન્દી દુર્ભવ્યોનુ જ કામ છે તથા આકાશનુ નિરૂપણ કરવા જતા લોકના અન્તવર્તી ઉપરના આકાશનુ નામ લોકાકાશ અને જ્યા સિદ્ધો બિરાજમાન છે, તેના મોક્ષસ્થાનનુ નામ અલોકાકાશ-આ પ્રમાણે જે લખવામા આવ્યુ છે, તે પણ ખાસ તેઓની અજ્ઞાનતાને જ જણાવે છે જૈનદર્શનમા લોકાકાશ કોને કહે છે, તથા અલોકાકાશ કોને કહે છે, એટલી નાની વાતની જેને બિલકુલ ખબર નથી, ખાલી મનમા આવે તેમ બકવાદ કરી પૂર્વપક્ષ ઉઠાવીને જ્યા યદ્રા તદ્રા લખી નાખવુ હોય ત્યા ન્યાય-અન્યાયની વાતો સાભળે જ કોણ ?

કિંચ, 'જે અલોકાકાશ છે તે મોક્ષનુ સ્થાન છે' આવી જૈનોની માન્યતા કયા ગ્રન્થમા છે ? તે બતાવવા કોઇ પણ વ્યક્તિ પ્રયત્ન કરી શકે તેમ છે ખરી ? જૈનોમા તો તે વાત વન્ધ્યાપુત્ર જેવી જ છે. જે અલોકાકાશમા કોઇ પણ પદાર્થ કેવલ આકાશ

સિવાય છે જ નહિ, તેને જૈનોનુ મોક્ષસ્થાન બતાવી બીજાની આંખે પાટા બાધવાનુ કામ તો તેઓશ્રીને જ શોભે, બીજાને બિલકુલ નહિ આ પ્રકારે પ્રમાણ અને યુક્તિથી રહિત જ્યા પ્રતિપાદન કરવુ હોય ત્યા ગ્રન્થની સાક્ષિનુ કામ હોય જ કયાથી ? જ્યા કેવળ માયારૂપી ગોળા છોડવા અને સમય આવે ત્યારે જગત્ મિથ્યા છે એમ કહી ખસી જવુ તથા જનસમાજને પણ જગત્ મિથ્યાનો પાઠ ભણાવી પોતાને ખાસી મોજ ઉડાવની હોય, ત્યા કેઇ પણ યુક્તિ-પ્રમાણનુ કામ હોય જ નહિ જીવોનુ તથા પુદ્‌ગલોનુ અને સાથે આકાશ વિગેરેનુ નિરૂપણ આગળ કરવાનુ હોવાથી અત્ર તેનુ વિવેચન કરવામા આવ્યુ નથી આ તમામ કથનથી જનસમુદાય સારી રીતે સમજી ગયો હશે કે જેણે જૈનોના ખ ડનમાટે પૂર્વપક્ષ સ્થાપન કરવામા જણાવેલ પદાર્થો–'જીવના અનન્ત અવયવો છે, પુદ્‌ગલના ચાર ભૂત સ્થાવર અને જ ગમ એ છ ભેદો છે, ઉર્ધ્વ લોકમા જે રહેલો છે તે લોકાકાશ અને જ્યા મોક્ષસ્થાન છે તે અલોકાકાશ' જ્યારે સત્યસ્વરૂપે છે જ નહિ–અર્થાત્ કોઇ પણ જૈન તેવી રીતે માનતો જ નથી ત્યારે પૂર્વપક્ષ તરીકે તેનુ સ્થાપન કેવી રીતે થઇ શકે ? અને તે ઉપર ખ ડનનો જે પ્રયત્ન કરવો તે તો શશશૃ ગ જેવો છે, તેમ કેમ ન કહી શકાય ? જ્યા પ્રથમ કવલમા જ મક્ષિકાપાત છે ત્યા આગળનો રસ્તો વિદ્વાનોએ સ્વયમેવ જાણી લેવો આવા પ્રકારની ભ્રાન્તિથી ભ્રાન્ત થયેલાઓ પાસે અનેકાન્ત વાદને મનાવવાનો પ્રયત્ન કેવી રીતે થઇ શકે ? જેમના મતમાં બ્રહ્મ સિવાય સ પૂર્ણ જગત્ મિથ્યા છે, ભ્રમરૂપ છે, તેમના

મતમા અનેકાન્ત વિગેરે સત્ય-સુવર્ણ તો હોય જ કયાથી ? માટે વેદાન્તિકો પણ શૂન્યવાદિના સગા ભાઇ હોવાથી તેઓ પણ પ્રામાણિક કથાથી ઘણા જ દૂર છે એ વાત ખૂબ દ્રઢતાપૂર્વક સમજાવી ઉપસંહાર તરીકે છેવટ પ્રાર્થના કરવામા આવે છે કે પક્ષપાત છોડી, મધ્યસ્થપણુ ધારણ કરી, એકાન્તમા બેસી જો તત્ત્વાતત્ત્વનો વિચાર કરવામા આવે તો જરૂર જૈનેતર વિદ્વાનો પણ ન્યાય આપવા ભાગ્યશાળી થઇ શકે અને તેમા પણ જો એટલી વાત માનવામાં આવે કે 'સાચુ તે મારૂ, પણ મારૂ તે સાચુ જ છે એવો નિયમ નહિ'—આ વાતને જો બરાબર મનો-મન્દિરમા કોતરી રાખેલી હોય તો તેઓના વિચારો પણ જરૂર સૌને માનનીય થઇ પડે છેવટે સ્યાદ્વાદના નિરૂપણમાથી સત્ય તત્ત્વ ગ્રહણ કરી ભવ્યાત્માઓ સત્યપથના અનુયાયી થાઓ. એવી અભ્યર્થના કરી વિરમવામા આવે છે.

ઇતિ સ્યાદ્વાદ-નિરૂપણ સમાપ્ત

---

## જીવનું નિરૂપણ.

જૈનદર્શનના પ્રારંભમા આચાર, પ્રમાણ, ઇશ્વર અને સ્યાદ્વાદ આ ચારનુ સારી રીતે વિવેચન કરવામા આવ્યુ હવે મન્તવ્ય પદાર્થોનુ આગળ વિવેચન કરવામા આવે છે સૂક્ષ્મ-દ્રષ્ટિથી વિચાર કરતાં જૈનદર્શનમા જો કે અનન્તા પદાર્થો મા-નેલા છે,તો પણ તે તમામ જડ-ચેતનથી જૂદા ન હોવાને લીધે મુખ્ય રીતે બે જ પદાર્થો માનવામા આવ્યા છે જો કે નવતત્ત્વ-

પ્રકરણ વિગેરે ગ્રથોમા નવ તત્ત્વનુ વિવેચન છે અને તત્ત્વાર્થ સૂત્ર વિગેરે ગ્રથોમા સપ્ત તત્ત્વોનુ વિવેચન છે, તો પણ તેથી એકદમ ભડકી ઉઠવાની જરૂર નથી, કેમકે તેવુ વિવેચન પણ શિષ્યોને સ્પષ્ટપણે વિશેષ પ્રકારે જ્ઞાન થાય તેટલા જ માટે છે, કિન્તુ તેમા તત્ત્વવિરૂદ્ધપણુ લગાર માત્ર નથી એ ખાસ ખ્યાલમા રાખવુ જોઇએ

નવ પદાર્થોને પ્રતિપાદન કરવાનો અભિપ્રાય આ પ્રમાણે છે જીવ, અજીવ આ બે મૂળ પદાર્થો છે તેમા જીવોની અવસ્થા બે પ્રકારની છે એક સસારાવસ્થાના જીવો અને બીજા મોક્ષાવસ્થાના જીવો જ્યારે આ પ્રમાણે જીવોની અવસ્થા જૂદી જૂદી જોવામા આવે છે, ત્યારે તેનુ કારણ કોઇ અવશ્ય હોવુ જોઇએ,ને જણાવવાની ખાતર, આશ્રવ, બન્ધ, સવર અને નિર્જરા આ ચાર તત્ત્વોનુ પ્રતિપાદન કરવામા આવ્યુ છે તેમા પણ આસવ અને બધ એ બે પદાર્થો સસારિ જીવોની સસારાવસ્થાના કારણરૂપ છે અને મોક્ષાવસ્થાના પ્રતિબધકરૂપ છે કર્મોને આવવાના દ્વારને આશ્રવ કહેવામા આવે છે અને કર્મ પુદ્ગલોનુ જીવની સાથે દુધ અને પાણી ની માફક એક બીજાએ આપસમા મળી જવુ તેનુ નામ બન્ધ પદાર્થ જાણવો, અને તે બદ્ધાવસ્થાનુ નામ જ સસારાવસ્થા જાણવુ માટે જ્યા સુધી આ બે તત્ત્વોનુ સામ્રાજ્ય હોય ત્યા સુધી મોક્ષાવસ્થા વન્ધ્યાપુત્ર સમાન સમજવી અત એવ સસારાવસ્થા સપાદન કરવા સારૂ આ બે તત્ત્વો ખાસ ઉપયોગી છે

સવરતત્ત્વ, આસવ દ્વારા નવીન આવતા કર્મોને અટ,

કાવવાનુ કામ કરે છે, અને આત્માની સાથે અનાદિ કાળથી લાગેલા પુરાણા કર્મોને ધ્યાનાદિદ્વારા નાશ કરવાનુ કામ નિર્જરા તત્ત્વનુ છે આ બે પદાર્થો પણ મોક્ષાવસ્થાના કારણરૂપ હોવાથી અને ■ સાગવસ્થાના પ્રતિબન્ધક હોવાથી તે પણ ખાસ ઉપયોગી છે, અને તમામ કર્મોનો આત્મા સાથે જે અનાદિ કાલથી સબન્ધ છે તેનો સર્વથા નાશ કરવાથી શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ જે આત્મા રહ્યો તેનુ નામ મોક્ષાવસ્થા જાણવી આ કથનથી એ ભાવ નીકળ્યો કે જીવ, અજીવ, આસ્રવ, સવર, બધ, નિર્જરા અને મોક્ષ આ સાત પદાર્થો છે, તથા આસ્રવદ્વારા શુભ કર્મના આગમનું પુણ્ય નામ છે અને અશુભ કર્મના આગમનુ પાપ નામ છે, આ બેને સાથે ગણવાથી નવ પદાર્થો થાય છે અને આસ્રવમા તેનો અન્તર્ભાવ કરવાથી સાત પદાર્થો છે, તેમા આસ્રવ, બન્ધ, સવર, નિર્જરા અને મોક્ષ આ પાચ પદાર્થોનો જડ-ચેતનમા કથચિત્ યથાસંભવ સમાવેશ થતો હોવાથી જડ-ચેતન રૂપ બે પદાર્થો માનવામા પણ કાઈ અડચણ નથી, એ બાતનો વિશેષ ખુલાસો "સમ્યગ ગીપ્રદીપ" મા કરેલો હોવાથી અત્ર ફરીથી તેનુ વિવેચન કરી ગ્રથમા વધારો કરવામાં આવતો નથી, પરતુ આ ઠેકાણે તો તત્ત્વાર્થસૂત્ર વિગેરેની શૈલિ પ્રમાણે સાત પદાર્થોનુ વિવેચન કરવામા આવે છે

જીવ, અજીવ, આસ્રવ, બધ, સવર, નિર્જરા અને મોક્ષ આ સાત પદાર્થો જૈન-દર્શનમા માનવામા આવેલ છે. હવે તે પદાર્થોનુ વિસ્તારથી વિવેચન આગળ કરવામા આવશે.

તેમા પણ પ્રથમ જીવને સિદ્ધ કર્યો વિના જીવાજીવાદિ તત્ત્વોનુ વિવેચન કરવુ, તે પાયા વિનાની ભીત સમાન હોવાથી પ્રથમ જીવની સિદ્ધિ કરવામા આવે છે—

## નાસ્તિકનો પક્ષ

જીવને નહિ માનનારા લોકોનો એવો અભિપ્રાય છે કે; જેનો પ્રત્યક્ષ અનુભવ થાય, તે વસ્તુને જ વસ્તુરૂપે માનવી, બીજીને નહિ, અને જીવ તો જ્યારે કોઇપણ રીતે પ્રત્યક્ષ થતો જ નહિ, ત્યારે તેને કેવી રીતે પદાર્થ તરીકે માની શકાય ? માટે પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાચ ભૂત સિવાય આત્મા નામનો કોઇપણ છઠો પદાર્થ જગતમા છે જ નહિ, તેમ અનુમાન પ્રમાણ પણ આત્માની સિદ્ધિમા સફળતાને પ્રાપ્ત ન કરતુ હોવાથી અમે પ્રત્યક્ષ સિવાય બીજા કોઇને પ્રમાણરૂપે માનતા જ નથી

કિંચ ' તુષ્યતુ દુર્જન ' આ ન્યાયનુ અવલંબન કરી બીજા લોકોએ માનેલ પ્રમાણદ્વારા પણ આત્માની સિદ્ધિ થઇ શકતી નથી તે પણ સાથ સાથ સમજાવવામા આવે છે જેમ પહાડ વિગેરેમા ધૂમરૂપ ચિન્હ જોઇ અગ્નિનુ અનુમાન કરવામા આવે છે, તેમ અત્ર પણ આત્માના અનુમાનમા ધૂમની માફક કોઇપણ અસાધારણ ચિન્હ ન હોવાથી તેનુ અનુમાન કેવી રીતે થઇ શકે ? તેનો વિચાર કરશો તથા તેના જેવી જગતમા બીજી કોઇપણ વસ્તુ નથી કે તેની ઉપમા આપી આત્મા ની સિદ્ધિ કરવામા આવે, અને આગમ તો પરસ્પર વિરૂદ્ધ હોવાથી તેનુ જ જ્યારે ઠેકાણુ નથી તો પછી તે દ્વારા તેની સિદ્ધિ

કેવી રીતે થઇ શકે ? તે પણ ખાસ વિચારણીય છે આથી એ સિદ્ધ થયુ કે આત્મા નામનો કોઇ પદાર્થ જગતમા છે જ નહિ આ વાત સ્થિર થઇ સમજવી. આવા પ્રકારના નાસ્તિકના અભિપ્રાય ઉપર આત્મા પદાર્થને માનનારા આસ્તિકનો વિચાર પ્રદર્શિત કરવામા આવે છે —

## આત્માની સિદ્ધિ

આત્મા નામના પદાર્થને જરૂર માનવો જોઇએ,તે સિવાય કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકવાનુ જ નથી પૃથ્વી વિગેરે પાચ ભૂતો અચેતન છે તેનો ધર્મ ચૈતન્ય હોઇ શકે જ નહિ, કેમકે જેનો ધર્મ જડસ્વરૂપ હોય તેનો ધર્મ ચેતન કેવી રીતે સભવી શકે ? એ વાત સહજ સમજી શકાય તેમ છે, તથા જેવી રીતે ઘડાનુ ઉપાદાનકારણ માટી છે તેવી રીતે ચૈતન્યનુ ઉપાદાનકારણ પૃથ્વી વિગેરે જડ પદાર્થો છે, એમ પણ કહી શકાય તેમ નથી, માટે તેનો જે ધર્મ છે તેનુ નામ જ આત્મા સમજવુ. આવો સાધારણ અભિપ્રાય આસ્તિકનો છે આવા બને પ્રકારના આપસમા વિરુદ્ધ વિચારો સાભળી મધ્યસ્થ બુદ્ધિવાળાના મનમાં જરૂર સશય થાય કે આ બેમાથી સત્ય કયો પક્ષ છે અને અસત્ય કયો પક્ષ છે ? આવા પ્રકારની ગુચવણ ઉભી થવાથી બુદ્ધિશાલીએ નિર્ણય માટે જરૂર પ્રયત્ન કરવો જ જોઇએ, તેથી હવે નિર્ણયનો પ્રકાર આગળ બતાવવામા આવે છે

પૂ૦ મદ્ય બનાવવાના પદાર્થો એકઠા કરી તેની મદિરા

બનાવવાથી જેમ માદકશકિત આવે છે, તેમ પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાચ ભૂતોને એકઠા કરવાથી ચૈતન્ય-શકિત આવે છે, માટે પાચ ભૂતોનો ધર્મ ચૈતન્યશકિત છે એ વાત જરૂર માનવી જોઇએ

ઉ૦ ' ચૈતન્યશકિત પાચ ભૂતોના ધર્મરૂપ છે ' એવુ જો માનવામા આવે તો જ્યારે તે પાચે જૂદા જૂદા છે, ત્યારે ઇન્દ્રિયોનો તેની સાથે સમ્બન્ધ થવા છતા પણ કેમ જોવામા આવતી નથી, જેમ રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ વિગેરે જેટલા તેના ગુણો છે, તે તમામ ઇન્દ્રિયગોચર છે તેમ ચૈતન્ય પણ તેનો ગુણ હોય તો ઇન્દ્રિયો દ્વારા તેનો અનુભવ જરૂર થવો જોઇએ, અને તે દ્વારા તેનો અનુભવ તો સ્વપ્નમા પણ થતો નથી, માટે ચૈતન્યશકિત એ પાચ ભૂતોનો ધર્મ નથી એમ માનવામા કઇ અડચણ રહેલી છે?

પૂ૦ પાચ ભૂતોની અદર ચૈતન્યશકિત શકિતરૂપથી રહેલી હોવાથી સ્થૂલદષ્ટિવાળાઓને જોવામા ન આવે એ-ટલાથી નથી એમ તો કદાપિ કહી શકાય જ નહિ

ઉ૦ ચૈતન્યશકિત શુ વન્ધ્યાપુત્રની માફક નથી, એથી જોવામા આવતી નથી? અથવા પિશાચ વિગેરેની માફક તેમા સામર્થ્ય જ એવુ છે કે બીજો તેને જોઇ શકે જ નહિ માટે જોવામા આવતી નથી? આવા પ્રકારની શંકા તો બુદ્ધિમાનોને જરૂર થવાની કિચ શક્તિરૂપે તેમા ચેતના છે એ વાત સોગન ખાઇ સમજાવવા લાયક છે, માટે શકિતરૂપે

તેમા ચેતના છે એ વાત બિલકુલ માનવા યોગ્ય છે જ નહિ; અપરંચ શકિત અને ચેતના આ બને ચીજો જૂદી જૂદી છે અથવા એકરૂપ છે ? આ બે પ્રશ્નો જરૂર થવાના તેમાં એકરૂપ માનવામા તો ખાલી ચેતના જ રહેવાની, શકિત તો હવામા ઉઠી જવાની અને ચેતના તેના ધર્મરૂપ નથી એ વાત તો કહેવામા આવી ગઇ છે તેના બચાવની ખાતર ચેતના અને શકિતને જૂદી જૂદી માનવામા આવે તો ચેતના પાચ ભૂતોના ધર્મરૂપે સિદ્ધ થવાની નહિ, કારણ કે તેનાજેટલા ધર્મો છે, તે તમામ જડરૂપ હોવાથી ચેતનાને તેના ધર્મ તરીકે કેવી રીતે માની શકાય ? ભિન્ન જૂદી માનવામા આત્મા જ સિદ્ધ થવાનો કેમકે આપના મતમા તો પાંચ ભૂત સિવાય બીજો પદાર્થ છે જ નહિ અને જ્યારે શક્તિને જૂદા પદાર્થ તરીકે માનવામા આવી, ત્યારે તો ખાલી નામનો જ ફેરફાર રહ્યો. આપ લોકો તેને શકિત કહો છો અને અમે આત્મા નામ આપીએ છીએ માત્ર એટલી જ ભિન્નતા છે

પૂ૦ જેમ પ્રત્યેક મદ્યના અંગમા મદ્યશકિત જોવામા આવતી નથી, તો પણ સમુદાયના મળવાથી તેમા માદનશકિત આવે છે, તેમ અત્ર પણ પૃથ્વી વિગેરે પ્રત્યેકમા ચૈતન્યશકિત નથી તો પણ સમુદાયના મળવાથી પેદા થાય છે એમ માનવામાં શી અડચણ છે ?

ઉ૦ પૃથ્વીમા કઠણ સ્પર્શ છે, જળમા શીતળપણું છે, તેજમા દાહકપણુ છે, વાયુમા ચલન-કંપનશકિત છે અને

આકાશમા અવકાશ દેવાપણુ છે વિગેરે પચ ભૂતોના ગુણો ઇંદ્રિયોદ્વારા જોઇ શકાય છે અને ચેતના જો તેના ધર્મરૂપ હોત તો જરૂર કાઠિન્યપણાની માફક ઇન્દ્રિયોથી તેનો અનુભવ થઇ શકત, માટે ચેતના ભૂતોનો ધર્મ નથી

કિચ, મદ્યાગની પ્રત્યેક ચીજોમા થોડી થોડી માદક શકિત છે અને સમુદાયના મળવાથી સ પૂર્ણ શકિતનો આવિર્ભાવ થાય છે, તેવી રીતે અત્ર પ્રત્યેકમા લગાર પણ જ્યારે જોવામા આવતી નથી તો પછી સમુદાયથી પેદા થાય છે તે કેવી રીતે માની શકાય ? જેમ પૂળના એક એક કણુમા લગાર માત્ર તેલ નહિ હોવાથી લાખો મણ પૂળીનો ઢગલો કરવા છતા પણ તેમા તેલનુ બિન્દુ જોવામા આવતુ નથી, તેમ અત્ર પણ જ્યારે પ્રત્યેકમા લગાર માત્ર ચૈતન્યશક્તિ જોવામા આવતી નથી, ત્યારે સમુદાય મળવાથી પેદા થાય છે, એમ કેવી રીતે માની શકાય ?

પૂ૦ જેમ સ્થૂલપણુ કોઇપણ પદાર્થોમા બીલકુલ નથી, તો પણ દ્વયણુક, ત્ર્યણુક વિગેરે અવયવી બનવાથી તેમા પેદા થાય છે, તેમ પ્રત્યેકમા ચૈતન્યશકિત ન હોય તો પણ સમુદાયના મળવાથી તે ઉત્પન્ન થાય છે એમ માનવામા શો બાધ છે ? માટે પાચ ભૂતોનો જ ચૈતન્ય ધર્મ છે અને બીજાનો નથી એમ જરૂર માનવુ જોઇએ

ઉ૦ પરમાણુ, દ્વયણુક, ત્ર્યણુક વિગેરેમા સ્થૂલપણુ તિરોભાવથી પણ નથી એમ અમે બિલકુલ માનતા નથી

ચણુક વિગેરે અવયવિયોના પરમાણુઓમાં કારણુ મળવાથી સ્થૂલપણાનો આવિર્ભાવ થાય છે અને જ્યારે તેવા કારણુનો સંયોગ થતો નથી ત્યારે પરમાણુમાં સ્થૂલપણુ તિરોહિતપણે માનવામાં આવે છે. જેવી રીતે રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને અણુપણુ વિગેરે તેના ધર્મો છે, તેવી રીતે સ્થૂલપણુ તેના સહભાવિ ધર્મરૂપ નથી, કિંતુ ક્રમભાવિ ધર્મરૂપ છે એટલી વિશેષતા સમજવી

કિંચ એકત્વ સંખ્યા, સંયોગ, મહત્ત્વ અને અપરત્વ વિગેરે પર્યાયોદ્વારા પરમાણુઓની પણુ ઉત્પત્તિ પર્યાયાર્થિકનયના મત પ્રમાણે માનવામાં આવે છે, તેમ બહુત્વ સંખ્યા, વિભાગ, અણુ પરિમાણુ, પરત્વ વિગેરે પર્યાયોદ્વારા દ્રવ્યાર્થિકના મત પ્રમાણે તેની ઉત્પત્તિ માનવામાં આવતી નથી આથી એ ભાવ નિકળ્યો કે પરમાણુમાં સ્થૂલપણુ નથી, તો પણુ જેમ કારણુદ્વારા અવયવીમાં માનવામાં આવે છે, તેમ અત્રપણુ પ્રત્યેકમાં ચૈતન્ય નથી, તો પણુ સમુદાયમાં માનવામાં આવે છે એ વાત અસંભવિતપ્રાય સમજવી કારણકે પરમાણુમાં પણુ સ્થૂલપણાની ઉત્પત્તિ કથંચિત્ માનવામાં આવી છે, તો પછી તે દૃષ્ટાન્તદ્વારા આપીને ઇષ્ટસિદ્ધિ કેવી રીતે થઇ શકવાની ? તેનો વિચાર કરશો અપરંચ સ્થૂલપણુ પણુ પરમાણુઓથી કથંચિત્ ભેદાભેદરૂપ છે, પરંતુ સર્વથા ભેદ યા અભેદરૂપ નથી, એ પણુ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે

પૂ૦ જેમ કારણુદ્વારા પરમાણુસમુદાયમાં સ્થૂલપણુ માનવામાં આપને બાધ નથી, તેમ જ પાંચ ભૂતોનો સમુદાય મળ-

वाथी तेमा चैतन्यशक्ति उत्पन्न थाय छे, एम मानवामा शो बाध छे ? माटे आत्मा माननी शी जरूर छे ? ते जणावशो

उ० पाच भूतोना समुदायथी बनेल घडामा पण आपना नियम प्रमाणे तो चतन्यशकित पेदा थवी जोइए अने ज्यारे सर्वत्र पाच भूतोना समुदायथी मळेल घट, पट, स्तभ विगेरे तमाम जड पदार्थोमा चैतन्यशकित मानवामा आवी, तो पछी पुरुषमा अने घट–पट विगेरेमा कइ पण भिन्नता रहेवानी नहि कि घटनो खप होय तेणे पुरुषथी काम चलाववु जोइए अने जेने पुरुषनो विवाह–विगेरेमा खप होय तेणे घट–पटनी साथे ते व्यवहार करवो जोइए अने आ वात तो अनुभवविरुद्ध, व्यवहारविरुद्ध अने प्रमाणविरुद्ध होवाथी कोइने पण आदरणीय शके तेम नथी

पू० जे भूतो द्वारा शरीर बनाववामा आवे छे, ते भूतोनो स्वभाव जूदो छे, अने जे द्वारा घट, पट विगेरे बने छे, तेनो पण स्वभाव जूदो छे सारांश ए छे, के जे भूतोथी शरीर बने छे तेनो चैतन्यशक्ति पेदा करवानो स्वभाव छे अने बीजानो नथी, माटे आप ज बतावो के स्वभाव भिन्न मानीने ज्यारे सर्व वातनी उत्पत्ति करवामा आवी, त्यारे पुरुषनी साथे घट–पटनी सरखामणीनी वात कया रही ?

उ० पूर्वोक्त भूतोनो स्वभाव शु भूतोथी जूदो छे अथवा जूदो नथी ? आ बे प्रश्नो पुछवामा आवे छे तेमा प्रथम पक्ष स्वीकारवामा तो ज्यारे आपना मत प्रमाणे भूत सिवाय बीजी काइ पण चीज छे ज नहि, त्यारे स्वभाव नामनो पदार्थ कयाथी

આવ્યો ? તે જણાવશો તથા સાથે સાથે આપના મતનો પણ લોપ થવાનો તેના બચાવની ખાતર બીજો પક્ષ માનવામા આવે તો ખાલી ભૂતો જ રહેવાના સ્વભાવ તો હવામા ઉડી જવાનો અને જ્યારે તમામ ભૂત સરખા જ છે, ત્યારે શરીરમાં મળેલા ભૂતોમા ચૈતન્યશક્તિ છે અને ઘટમા મળેલા ભૂતસમુદાયમા નથી એમ બોલાય જ કેવી રીતે ? તેનો વિચાર કરશો.

કિંચ, જો ચતન્યને પાચ ભૂતનુ કાર્ય માનવામાં આવે તો મૃતાવસ્થામા પણ પાચ ભૂતોની વિદ્યમાનતા હોવાથી ચૈતન્યની ઉપલબ્ધિ જરૂર થવી જોઇએ, છતા કોઇને થતી તો નથી, માટે તેને તેના ધર્મ તરીકે મનાય જ કયાથી ? અપરચ, જેમ જલધારણપણુ વિગેરે ઘટના ગુણો ઘટની વિદ્યમાનદશામા જોવામા આવે છે અને તેની અભાવદશામા જોવામાં આવતા નથી, માટે જલધારણપણુ વિગેરેને તેના ધર્મ તરીકે માનવામા આવે છે, અને લાવણ્ય, સુકોમળતા, દુર્બળતા, જાડાપણુ ગોરપણુ, શ્યામપણું વિગેરે જે જે શરીરના ધર્મો છે, તે તે શરીરની વિદ્યમાનતામા જોવામાં આવે છે, કિંતુ બાળીને ભસ્મ કરવાથી તેમા જોવામા આવતા નથી, માટે તે ધર્મો શરીરના છે, એમ જેવી રીતે માનવામા આવે છે, તેવી રીતે જો ચૈતન્યશક્તિ પણ તેના ધર્મરૂપ હોય તો મૃતાવસ્થામા પણ શરીરની વિદ્યમાનતા હોવાથી તે ત્યારે પણ જરૂર પ્રત્યક્ષ થવી જોઇએ, છતા તે પ્રત્યક્ષ તો થતી નથી માટે ચૈતનાશક્તિ શરીરનો ગુણ નથી, કિંતુ બીજાનો ગુણ છે એમ ખાસ માનવુ જોઇએ અને જેનો તે ગુણ છે, તેને જ આત્મા સમજવો

કિચ ચેતનાનો અન્વય-વ્યતિરેક પણ શરીરની સાથે બિલકુલ ઘટી શકતો નથી, તે પણ સમજાવવામા આવે છે-જેના સદ્ભાવમા જેનો સદ્ભાવ જોવામા આવે, તે તેનો અન્વયિ, અને જેના અભાવમા જેનો અભાવ જોવામા આવે તે તેનો વ્યતિરેકી કહેવાય છે જેમ પુદ્ગલની સદ્ભાવદશામા રૂપ, રસ વિગેરેનો સદ્ભાવ અને તેના અભાવરૂપ આકાશ વિગેરેમા રૂપ વિગેરેનો અભાવ જોવામા આવે છે, માટે રૂપાદિ ગુણો પુદ્ગલની સાથે જ અન્વય-વ્યતિરેકપણાને ધારણ કરે છે, બીજાની સાથે નહિ અત એવ તેની ઉત્કર્ષદશામા તેની પણ ઉત્કર્ષતા અને તેની અપકર્ષદશામા તેની અપકર્ષતા જોવામા આવે છે તેવી રીતે જો ચૈતન્ય પણ શરીરની સાથે અન્વય-વ્યતિરેકપણાને ધારણ કરતુ હોય તો જે સ્થૂલશરીરવાળો હોય-અર્થાત્ ખબ જાડો હોય, તેમા ઘણુ જ્ઞાન અને દુબળામા બહુ થોડુ જ્ઞાન હોવુ જોઇએ પણ એમ તો બિલકુલ જોવામા આવતુ નથી, પરતુ એથી ઉલટુ તો જરૂર જોવામા આવે છે કે કેટલીક દુર્બલ વ્યક્તિમા ઘણુ જ્ઞાન હોય છે અને કેટલાક જાડા મોટા મુશલ જેવી સ્થૂલબુદ્ધિવાળા હોય છે-અર્થાત્ મહામૂર્ખ હોય છે માટે આપ જ બતાવો કે કોઇપણ રીતે ચેતનાને શરીરના ગુણ તરીકે માની શકાય તેમ છે ખરૂ

પૂ૦ પાચ ભૂતનો સમુદાય જ્યા બરાબર હોય, ત્યા જ અમો ચૈતન્યની ઉત્પત્તિ માનીએ છીએ, કિતુ જ્યા એક પણ ઓછુ હોય, ત્યા બિલકુલ અમે માનતા નથી માટે જ્યા કારણ-સામગ્રી જ સપૂર્ણ ન હોય, ત્યા કાર્ય કેવી રીતે થાય ? અ

મૃતાવસ્થામા તો જ્યારે વાયુ જ નથી, ત્યારે સામગ્રી ન હોવાથી ચૈતન્યશક્તિ પેદા ન થાય તેમા આશ્ચર્ય શાનુ ?

ઉ૦ મૃતાવસ્થામા જો કદાચ વાયુનો અભાવ હોવાથી ચૈતન્યશક્તિ નથી, એમ કહો તો નળી દ્વારા અથવા ધમણ-દ્વારા વાયુનો સચાર કરવાથી પાચ ભૂતરૂપ કારણસામગ્રી જ્યારે મળી ગઈ, ત્યારે ચૈતન્યને પેદા થવામા બીજી કઇ અડચણ રહી ? અને ચૈતન્ય તો એમ કરવા છતા પણ બીલકુલ જોવામાં આવતુ નથી, માટે કહો કે ચૈતન્ય પાચ ભૂતોનો ધર્મ નથી.

પૂ૦ વાયુનો સચાર કરવા છતા પણ પ્રાણ નામનો વાયુ તેમા ન હોવાથી તેમા જ્ઞાન પેદા થતુ નથી, માટે અમારે ત્યાં મૃતાવસ્થામા ચૈતન્યની આપત્તિ કેવી રીતે આવી શકે ?

ઉ૦ જ્યારે દેહની અદર સચરનાર વાયુને આપ પ્રાણવાયુ કહો છો, ત્યારે નળિકા વિગેરે દ્વારા દેહની અદર વાયુનો સચાર કરવાથી દેહમા સચરણ કરનારો પ્રાણવાયુ પણ આપના મત પ્રમાણે આવી ગયો, તો પછી સામગ્રી પૂર્ણ મળવા છતા પણ મૃતાવસ્થામા ચૈતન્યશક્તિ કેમ જોવામાં આવતી નથી ? માટે તેને શરીરના ધર્મ તરીકે ન માનતાં આત્માના ધર્મ તરીકે માનવી એ જ સર્વોત્તમ છે

પૂ૦ મૃતાવસ્થામા તેજરૂપ ત્રીજુ ભૂત ન હોવાથી તેમા ચૈતન્યશક્તિ માનવામા આવતી નથી, માટે અમારે ત્યાં કોઇ પણ જાતના દોષને અવકાશ છે જ નહિ

ઉ૦ મૃત શરીરમા અર્થાત્ મડદાની અદર કેટલોક સમય

ગયા બાદ પણ તેજના અભાવમા કૃમિ વિગેરે જ તુઓ પેદા થાય છે, તેનુ શુ કારણ? કારણ કે આપના મતમા તો જ્યા પાચભૂતોનો સ પૂર્ણ સમુદાય હોય, ત્યા જ ચેતના ઉત્પન્ન થાય છે અને મૃત-શરીરમા તો વાયુ અને તેજ બ ને ભૂતો છે જ નહિ બાકી ત્રણ ભૂતો જ બાકી છે, તો પછી કીડા વિગેરે જ તુઓની ઉત્પત્તિ શાથી થાય છે? તે પણ ખાસ સમજાવવુ જ પડશે કિ ચ આપનો નિયમ પણ આમ થવાથી ખ ડિત થઇ ગયો, માટે આપ જ બતાવો કે ચેતનાને કોઇ પણ રીતે શરીરના ધર્મ તરીકે માની શકાય તેમ છે ખરૂ ?—અર્થાત્ બિલકુલ માની શકાય તેમ છે જ નહિ અપરચ ચૈતન્ય ભૂતમાત્રનુ કાર્ય છે,એમ પણ કદાપિ માની શકાય તેમ નથી એમ માનવાથી તો તમામ ભૂતોના કાર્યો ચૈતન્યરૂપ હોવાથી જડ અને ચેતનનો ભેદ બિલકુલ રહેવાનો જ નહિ કિ ચ કોઇ પુત્ર વિનાનો, કોઇ સ્ત્રી વિનાનો, કોઇ પિતા વિનાનો અને કોઇ પતિ વિનાનુ પણ રહે વાનુ જ નહિ, કેમકે ચૈતન્યરૂપ હોવાથી ઘટ, પટ વિગેરેમા થી કોઇને કોઇ ચીજ પિતા, પુત્ર, સ્ત્રી વિગેરે સ બન્ધિ તરીકે ગ્રહણ કરી લેવાય ત્યારે કહો, તમારા મતમાં કેવી મજા છે! વાહ ધન્ય છે! તમોને, કે જેની ઘટ-પટાદિ ચીજો પિતા-પુત્ર હોય ત્યા ખામી જ શાની હોય? માટે અમે આપના આવા વિચારોને તો કોઇ પણ રીતે સ મત થઇએ તેમ નથી

પૂ૰ જો પૃથ્વી વિગેરે પાચ ભૂતો શરીરના આકારે ગોઠવાઇ શ્વ સોચ્છ્વાસ લેવાની શક્તિવાળા બની જાય છે, તે ભૂતોમા જ ચેતનાશક્તિ પેદા થાય છે, બીજામા નહિ જ્યારે આવી અમારી

માન્યતા છે,ત્યારે સમજ્યા સિવાય દોષ આપવા તૈયાર થવુ, તે કેટલી બધી અજ્ઞાનતા ગણાય ?

ઉ૦ તમારા મતમા પૃથ્વી વિગેરે પાચ ભૂતો ગોઠવાઇ શ્વાસોચ્છ્વાસ લેવાની શકિતવાળાં બને છે, એ વાતની ઉપપત્તિ જ વન્ધ્યાપુત્ર જેવી છે તેનુ જરા સ્પષ્ટીકરણ કરવામા આવે છે–

શરીરનો આકાર શુ પૃથ્વી વિગેરે પાચ ભૂતોથી બને છે ? અથવા બીજી વસ્તુના નિમિત્તથી બને છે ? અથવા કારણ વિના પણ બને છે ? આ ત્રણ પ્રશ્નો પુછવામા આવે છે, તેમા જો પ્રથમ પક્ષ માનવામા આવે તો પૃથ્વી વિગેરે પાચભૂતોની સત્તા સર્વત્ર હોવાથી તમામ ઠેકાણે શરીરો સિવાય બીજુ કાઈ પણ જોવામા ન આવવુ જોઇએ, અને એમ તો બિલકુલ છે જ નહિ માટે પ્રથમ પક્ષ અનાદરણીય સમજવો તેના બચાવની ખાતર બીજો પક્ષ માનવામા આવે તો 'ભૂત સિવાય પણ બીજી વસ્તુના નિમિત્તથી શરીરનો આકાર બને છે' આવો અર્થ થવાનો, ત્યારે તો આત્મા જ સિદ્ધ થવાનો કારણ કે આપના મત પ્રમાણે તો પાચ ભૂતો સિવાય બીજી કોઇ પણ ચીજ છે જ નહિ, ત્યારે બાકી કઇ ચીજ રહી ? કે જેના નિમિત્તથી શરીર બને છે એમ કહી શકશો ? માટે કહે આત્મા મા યા સિવાય બીજુ નિમિત્ત સિદ્ધ થાય એવુ છે ખરૂ ? અર્થાત્ બિલકુલ નહિ, માટે બીજો પક્ષ પણ માની શકાશે નહિ હવે રહ્યા ત્રીજો પક્ષ, તેને માનવામા તો શ્વાસોચ્છ્વાસવાળા શરીરની સત્તા જ નિરંતર હોવી જોઇએ, કદાપિ શરીરનો નાશ થવો જ ન જોઇએ, કેમકે ' नित्य सत्त्वमसत्त्व वा हेतोरन्यानपेक्षणात !

એવો ન્યાય હોવાથી જે કાર્યમા હેતુની અપેક્ષા ન હોય તે કાર્યની સત્તા કા તો નિરતર રહેવી જોઇએ અને કા તો વધ્યાપુત્રની માફક બિલકુલ ન હોવી જોઇએ. માટે આપના વિચાર પ્રમાણે જ્યાં શરીરના આકારની જ સિદ્ધિ થઇ શકતી નથી, ત્યાં શ્વાસોચ્છ્વાસની અને ચૈતન્યશક્તિની તો વાત જ શી કરવી ? માટે ચૈતન્ય ભુતોનો ધર્મ નથી, કિતુ આત્માનો ધર્મ છે, એ વાત સ્થિર થઇ સમજવી

કિચ, પ્રથમ મદ્યાગનુ દૃષ્ટાત આપવામા આવ્યુ, તે પણ યુક્તિવિરુદ્ધ છે, કેમકે મદ્યાગ જ્યા સુધી જૂદા જૂદા હોય છે, અને તેને મેળવનારી વ્યક્તિ જ્યા સુધી મળતી નથી, ત્યા સુધી તે સ્વય મળીને કદાપિ માદનશક્તિવાળી મદિરા બનતી નથી, કિતુ જયારે તેને મેળવનાર વ્યક્તિ હોય છે, ત્યારે જ તે મદ્યાગની માદન શક્તિવાળી મદિરા બને છે તેવી જ રીતે અન પણ જડ એવા પાચ ભતોને મેળવનારી બીજી વ્યક્તિ જ્યા સુધી ન હોય, ત્યા સુધી તે કદાપિ મળીને શરીરના આકારરૂપ થવાના જ નહિ માટે જે તેને મેળવનાર છે, તેનુ નામ જ આત્મા સમજવુ

અપરચ, જેના ગુણો પ્રત્યક્ષ હોય છે, તે ગુણી પણ પ્રત્યક્ષ હોય છે એમ જરૂર માનવુ જોઇએ જેમ ઘટ, પટ વિગેરેના ગુણો રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ વિગેરે પ્રત્યક્ષ હોવાથી ઘટ, પટ વિગેરે પણ પ્રત્યક્ષ છે, એમ માનવામા આવે છે, તેમ સ્મરણ, જીજ્ઞાસા, ચિકીર્ષા, જિગમિષા, સશય વિગેરે ગુણો પણ સ્વસવેદનરૂપ પ્રત્યક્ષ હોવાથી ગુણીરૂપ આત્મા પણ પ્રત્યક્ષ છે એમ જરૂર માનવુ જોઇએ

પૂ૦ જેના ગુણો પ્રત્યક્ષ હોય, તેનો ગુણી પ્રત્યક્ષ હોય એવો એકાંત નિયમ નથી જેમ આકાશનો ગુણ-શબ્દ પ્રત્યક્ષ હોવા છતાં પણ આકાશને પ્રત્યક્ષ કોઈપણ બુદ્ધિશાળી માનતો નથી, માટે આત્મા પ્રત્યક્ષ છે, એ વાત તદ્દન જૂઠી સમજવી

ઉ૦ રૂપ વિગેરેની માફક ઇંદ્રિયોદ્વારા શબ્દમાં પ્રત્યક્ષપણું હોવાથી શબ્દ આકાશનો ગુણ નથી, કિંતુ પુદ્ગલનો પર્યાય છે, અને તેને તો અમે સારી રીતે પ્રત્યક્ષ માનીએ છીએ. એનું નિરૂપણ "મીમાંસક-દર્શન"માં કરવામાં આવેલું હોવાથી અત્ર ફરીથી વિવેચન કરી સમય રોકવામાં આવતો નથી

પૂ૦ જ્ઞાન વિગેરે ગુણોમાં પ્રત્યક્ષપણું હોવાથી ગુણીમાં પણ પ્રત્યક્ષપણું રહો, પરંતુ જ્ઞાન વિગેરેનો ગુણી આત્મા જ છે, એ વાત બિલકુલ માનવા લાયક નથી, કિંતુ જ્ઞાન વિગેરેના ગુણી તરીકે શરીરને સમજવું કારણકે તેમાં જેવી રીતે ગૌરપણું, શ્યામપણું, સ્થૂલપણું, કૃશપણું વિગેરે ગુણો જોવામાં આવે છે; તેવી રીતે તેમાં જ જ્ઞાન વિગેરે ગુણો પણ જોવામાં આવે છે, માટે આત્માને બિલકુલ માનવાની જરૂર નથી

ઉ૦ જેમ ઘડામાં મૂર્તપણું તથા આંખથી દેખાવાપણું હોવાથી જ્ઞાન વિગેરેને ઘડાના ગુણ તરીકે માનવામાં આવતા નથી, તેમ શરીરમાં પણ મૂર્તપણું અને આંખથી દેખાવાપણું હોવાથી જ્ઞાન વિગેરેને શરીરના ગુણો માનવામાં આવતા નથી એની શી નજાસા છે? કે મૂર્તપણું અને આંખથી દેખાવા-પણું ઘડામાં અને શરીરમાં સરખું છે, તો પણ શરીરના ગુણ

તરીકે જ્ઞાન વિગેરેને માનવા અને ઘડાના ગુણ તરીકે ન માનવા ? માટે આ વાત તદ્દન યુક્તિવિરુદ્ધ સમજવી અનુમાન પણ એજ વાતને ટેકો આપે છે કપડા વગેરેની માફક આંખથી દેખાવા પણુ તથા મૂર્તપણુ હોવાથી જ્ઞાન, સુખ, દુ ખ વિગેરે શરીરના ગુણો નથી એ વાત ખૂબ દૃઢતા સાથે સમજવી આવી રીતે યુક્તિયોદ્વારા આત્માની સિદ્ધિ કરવામા આવી હવે અનુમાન દ્વારા આત્માની સિદ્ધિ કરવામા આવે છે—

જેમ રથને કોઇ ચલાવનાર હોવાથી તેમા ઇચ્છાનુકૂલ ક્રિયા થાય છે, તેમ જ ઇચ્છાનુકૂલ ક્રિયા થતી હોવાથી જીવતા જીવનુ શરીર પણ કોઈ પ્રયત્નવાળાથી આશ્રિત હોવુ જોઇએ જે તેનો આશ્રય, તે જ આત્મા તથા જેમ લાકડુ કાપવામા સુતાર કર્તા છે, લાકડુ કર્મ છે અને વાસલો ક્રિયામા મદદગાર હોવાથી કરણરૂપ છે, તેમ ઇન્દ્રિયોમા પણ કરણપણ હોવાથી જ્ઞાનના સાધનરૂપ ઇન્દ્રિયો કર્તાને આધીન છે, અને જે તેનો કર્તા છે, તેને જ આત્મા સમજવો

તથા જેમ ઘડો સાદી છે અને તેનો આ કાર પણ નિયમિત છે,તેમ શરીરમાં પણ સાદીપણુ અને નિયમિત આકારપણુ હોવાથી ઘડાની માફક તેનો પણ બનાવનાર હોવો જોઇએ અને જે તેનો બનાવનાર છે, તેને જ આત્મા સમજવો

તથા જેમ દાળ, ભાત, શાક, રોટલી વિગેરે ભોજન-સામગ્રીમા ભોગ્યપણુ હોવાથી-અર્થાત્ તેનો ભોગ કરનાર હોવાથી તેને બનાવવામા આવે છે, તેમ જ શરીરમા પણ ભોગ્યપણુ

હોવાથી વિદ્યમાન શરીર પણ ભોકતા સિવાય બની શકે જ નહિ. અને જે તેનો ભોકતા છે, તેને જ આત્મા સમજવો.

તથા જેમ રૂપ વિગેરેમા ગુણપણું હોવાથી તેના આધાર તરીકે ઘટ, પટ વિગેરેને માનવામા આવે છે, તેમ રૂપ વિગેરેના જ્ઞાનમા પણ ગુણપણું હોવાથી તેનો આધાર જરૂર માનવો જોઇએ અને જે તેનો આધાર છે, તેને જ આત્મા સમજવો

તથા જેમ અઘટશબ્દ પોતે વ્યુત્પત્તિવાળા શુદ્ધ પદનો નિષેધ કરતો હોવાથી તેના પ્રતિપક્ષ તરીકે ઘટને માનવામાં આવે છે, તેમ અજીવશબ્દ પણ વ્યુત્પત્તિવાળા શુદ્ધપદનો નિષેધ કરતો હોવાથી તેનો પણ પ્રતિપક્ષી જરૂર માનવો જોઇએ અને જે તેનો પ્રતિપક્ષી, તેને જ આત્મા સમજવો.

તે આત્મા પોતાના શરીરમા તો સ્વસવેદન પ્રત્યક્ષદ્વારા અનુભવાય છે અને બીજાના શરીરમા અનુમાનથી સિદ્ધ કરાય છે, તે પણ સાથ સાથ સમજાવવામા આવે છે— ઇષ્ટમા પ્રવૃત્તિ અને અનિષ્ટમા નિવૃત્તિ થતી જોવામા આવતી હોવાથી પરશરીરમા પણ આત્મા છે, એ વાત જરૂર માનવી જોઇએ

પૂ૦ અસદ્ વસ્તુનો પણ નિષેધ થતો હોવાથી આત્માના નિષેધ કરવામા એ કયાથી આવ્યુ કે આત્મા છે ? માટે ઉપર્યુક્ત કથન યુક્તિવિકલ સમજવાનુ છે

ઉ૦ જે કઇ વસ્તુનો નિષેધ કરવામા આવે છે, તે બીજે ઠેકાણે વિદ્યમાન હોય, તો પણ વિવક્ષિત સ્થાનમા તેના સયોગ

ગનો યા સમવાયનો અથવા સામાન્યનો કે વિશેષનો નિષેધ કરવામા આવે છે, પરતુ તેનો સર્વથા અભાવ જ છે, એમ કદાપિ સમજવુ નહિ જેમ 'ધર્મપાળ ઘરમા નથી' એ વાકયથી વિદ્યમાન ધર્મપાળ ઘરમા ન હોવાથી ઘરની સાથે અત્યારે તેનો સયોગ નથી, એમ સમજવાનુ છે, પરતુ બીજે ઠેકાણે પણ નથી એમ કદાપિ જાણવુ નહિ કારણ કે કારણવશથી તે બહાર ગયેલો હોવાથી ઘરવાળાને પુછવામા આવ્યુ કે 'ધર્મપાળ ઘરમા છે?' ત્યારે તે લોકોએ ઉત્તરમા જણાવ્યુ કે 'તે ઘરમા નથી' એટલાવતા કોઇપણ ઠેકાણે નથી, એ વાત કયાથી આવી? સયોગના નિષેધનુ આ ઉદાહરણ સમજવુ

તથા 'ખર-વિષાણુ નથી' એ વાકયથી ખર પણ વિદ્યમાન છે અને ગાય વિગેરેમા શિગડુ પણ વિદ્યમાન છે, પરતુ ગધેડાની સાથે શિગડાનો સમવાય ન હોવાથી જણાવવામા આવ્યુ કે ખરવિષાણુ નથી એટલાવતા ખર તથા શિગડાનો સર્વથા અભાવ કદાપિ સમજવો નહિ આ ઠેકાણે શિગડાના સમવાયનો ગધેડામાં નિષેધ સમજવો

તથા 'બીજો ચદ્રમા નથી' આવા લૌકિક વાકયથી એ સમજવાનુ છે, કે વિદ્યમાન ચદ્રની અદર બીજા ચદ્રની સત્તાનો નિષેધ કરાતો હોવાથી ચદ્રની અદર સામાન્યનો નિષેધ સમજવો, પરતુ ચદ્રનો અભાવ બિલકુલ સમજવો નહિ

તથા 'ઘડા જેવડા મોટા મોતી નથી' એ વાકયથી મોતીની અદર ઘડાના જેવડુ મોટુ પરિમાણ નથી એ નિષેધ

કરવામા આવ્યુ, પરંતુ કોઇ પણ પરિમાણવાળા મોતી જ નથી એ વાત ક્યાંથી આવી ? માટે આ ઠેકાણે પરિમાણ–વિશેષનો જ નિષેધ સમજવો, કિંતુ મોતીનો નહિ, એ વાત ખૂબ ખ્યાલમા રાખવી

તેમ અત્ર પણ ' આત્મા નથી ' એ વાક્યથી વિદ્યમાન આત્માનો જ કોઇ ઠેકાણે કોઇની સાથે સંયોગ વિગેરેનો નિષેધ કરે છે જેમ મૃતાવસ્થામા રહેલને ઉદ્દેશી કોઇ કહે કે આ શરીરમા આત્મા નથી એતાવતા કોઇ પણ શરીરમા આત્મા છે જ નહિ, એ વાત ક્યાથી આવી ? માટે ઉપર્યુક્ત નિષેધ જરૂર આત્મ–સત્તાને સિદ્ધ કરે છે

પૂ૦ જેનો નિષેધ કરવામા આવે છે, તે વસ્તુ પણ વિદ્યમાન છે, જો એમ માનવામા આવે, તો ' મારી અંદર પણ ત્રૈલોક્યસ્વામિપણું છે' એમ કેમ ન માની શકાય ? કેમકે આપ તેનો નિષેધ કરો છો, માટે તે જરૂર હોવુ જોઇએ

ઉ૦ આપની અંદર ત્રણ લોકના ઇશ્વરતાવિશેષનો નિષેધ કરવામાં આવેલો હોવાથી ત્રણ લોકની ઇશ્વરતા આપનામા નથી, પરંતુ સર્વથા ઇશ્વરતા જ આપનામા નથી એમ અમો બિલકુલ માનતા નથી જેમ મોતીની અંદર ઘડા જેટલા પ્રમાણનો નિષેધ કરવાથી પરિમાણવિશેષનો નિષેધ સમજવાનો છે, પણ સર્વથા પરિમાણ છે જ નહિ, એમ કદાપિ માનવામા આવતુ નથી, તેમ અત્ર પણ ત્રિલોકની ઇશ્વરતાનો નિષેધ કરવાથી ઇશ્વરતાવિશેષનો નિષેધ થયો એમ સમજવાનું છે કારણ કે પોતાના

શિષ્ય વિ૦ની ઇશ્વરતા જ્યારે પોતાનામા વિદ્યમાન છે, ત્યારે સર્વથા ઇશ્વરતાનો નિષેધ કેવી રીતે થઇ શકે ? કેવળ વિશેષ ઐશ્વર્યનો જ આપનામા નિષેધ કરવામા આવ્યો છે અને તે પણ તીર્થંકરોમા વિદ્યમાન છે, કિંતુ આપનામા નથી, એતાવતા નિષેધ કરવામા આવ્યો છે એ ખાસ ખ્યાલમા રાખવુ

૫૦ હુ ગૌર છુ, સ્થૂલ છુ, દુબળો છુ, જાડો છુ, વિગેરે પ્રતીતિ થતી હોવાથી તેના વિષય તરીકે જો આત્માને માનવામા આવે તો આત્મામા ગૌરપણુ વિગેરે ન હોવાથી ઉપર્યુક્ત અનુભવ ન થવો જોઇએ અને જો શરીરને લઇને માનવામા આવે તો શરીરમા તે ગુણોનો સભવ હોવાથી શરીરને અહંપદનો વિષય માનવામા પણ લગારમાત્ર અડચણ નથી.

૬૦ કર્મના સબધને લઇને સસારી આત્માનુ શરીરની સાથે કથચિત્ તાદાત્મ્ય હોવાથી હુ સ્થૂલ છુ, વિગેરે પ્રતીતિનો વિષય પણ આત્માવિષે માનવામા અડચણ નથી એટલી માત્ર વિશેષતા સમજવાની છે કે શરીરમા સ્થૂલપણાની પ્રતીતિ મુખ્યતાથી છે અને આત્મામા શરીરના સબધને લઇને ઉપચારથી છે, વાસ્તવિક નથી

કિંચ, ઇન્દ્રિયો દ્વારા અનુભવેલ પદાર્થનુ ઇન્દ્રિયો નષ્ટ થયા બાદ પણ સ્મરણ થતુ હોવાથી આત્મા દેહ તથા ઇન્દ્રિયોથી ન્યારો છે એક ઘરમા બેસીને અનુભવેલ પદાર્થનુ સ્મરણ તે ઘરના નષ્ટ થયા પછી પણ જેમ દેવદત્તને થાય છે, તેમ અત્ર પણ સમજવુ એવી રીતે અનુમાનપ્રમાણ પણ આત્માને ખૂબ સારી રીતે સિદ્ધ કરી શકે છે

હવે આગમપ્રમાણથી પણ તેને સિદ્ધ કરવામા આવે છે–આગમ તે જ વિશેષી કહેવાય, કે જેનો પ્રણેતા અનાપ્ત હોય તે વાતનુ વિવેચન પ્રથમ પાચ દર્શનની સમાલોચનામા સારી રીતે કરવામા આવ્યુ છે જેણે રાગ, દ્વેષ, મોહ, વિગેરે દૂષણોનો ક્ષય કર્યો છે, એવા ઇશ્વરપ્રણીત આગમમા વિરોધ હોય જ ક્યાથી?

हिंसाद्यसत्कर्मपथोपदेशादसर्वविन्मूलतया प्रवृत्ते. ।
नृशसदुर्बुद्धिपरिग्रहाच्च ब्रूमस्त्वदन्यागममप्रमाणम् ॥ १ ॥

—અયોગવ્યવચ્છેદ–દ્વાત્રિંશિકા

ઉપર્યુંક્ત કારણથી પણ બીજાના આગમની પ્રમાણતા સિદ્ધ થઇ શકતી નથી

स्वागम रागमात्रेण द्वेषमात्रात् परागमम् ।
न श्रयामस्त्यजामो वा किन्तु म‍ध्यस्थया दृशा ॥

—જ્ઞાનસાર અષ્ટક

ભાવાર્થ –રાગમાત્રથી પોતાનુ જાણી સ્વીકાર કરવો નહિ અને પરના આગમનો દ્વેષમાત્રથી જ ત્યાગ કરવો નહિ, પરંતુ મધ્યસ્થ બુદ્ધિથી સર્વજ્ઞની પરીક્ષા કરી જેમા આપ્તપણુ સિદ્ધ થાય તેને સ્વીકારવો અને જેમા આપ્તપણુ ન હોય તેના આગમનો ઉદાસીનભાવથી ત્યાગ કરવો એ બુદ્ધિમાનનુ લક્ષણ સમજવુ

પ્રકૃતમા તેવા આપ્તપ્રણીત આગમનુ જીવની સિદ્ધિમા પ્રમાણ આપવામા આવે છે—

नत्थि जीवा अजीवा वा णेवं सन्नं निवेसए ।
अत्थि जीवा अजीवा वा एवं सन्नं निवेसए ॥ १३ ॥
नत्थि धम्मे अधम्मे वा णेवं सन्नं निवेसए ।
अत्थि धम्मे अधम्मे वा एवं सन्नं निवेसए ॥ १४ ॥

—સૂત્રકૃતાગ પૃ ૨ ૮૭૮

ભાવાર્થ —જીવ છે, અજીવ છે, ધર્મ છે, અધર્મ છે એવી સંજ્ઞાઓ સ્થાપન કરવી, કિન્તુ નથી એવી રીતે કદાપિ બોલવુ નહિ જીવાભિગમ, પન્નવણા, ઠાણાગ, સમવાયાગ, ભગવતીસૂત્ર વિગેરે અંગોપાંગમા ઘણા જ વિસ્તારથી જીવ સંબંધી વિવેચન કરવામા આવેલ છે

આવી રીતે જ્યારે તમામ પ્રમાણોદ્વારા આત્માને સિદ્ધ કરવામા આવ્યો, ત્યારે હવે તેના લક્ષણ વિષે જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે, માટે હવે તેનુ લક્ષણ બતાવવામા આવે છે—

चैतन्यस्वरूपः परिणामी कर्ता साक्षाद् भोक्ता स्वदेहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम् ।

—રત્નાકરાવતારિકા ૭ પરિચ્છેદ, સૂત્ર ૫૬, પૃષ્ઠ ૧૪૫

ભાવાર્થ —સાકાર-નિરાકારરૂપ ઉપયોગને ચૈતન્ય કહેવામા આવે છે અને આત્માનુ સ્વરૂપ પણ તે જ સમજવુ નિરંતર પૂર્વાપર પરિણામમા જે ગમન કરવું, તે પરિણામ કહેવાય અને તે જેને નિરન્તર હોય તે પરિણામી કહેવાય

શુભાશુભ કર્મનો કરનાર હોવાથી તે કર્તા કહેવાય છે સુખ-દુઃખ વિગેરેનો અનુભવ કરનાર હોવાથી તે ભોકતા કહેવાય છે આયુષ્યકર્મ તથા ગતિ, જાતિ અને સૂક્ષ્મ-બાદર નામકર્મના ઉદયથી જેવુ શરીર પ્રાપ્ત થાય, તેટલા માત્રમા વ્યાપ્ત હોવાથી સ્વદેહપરિમાણ કહેવાય છે અને તે પણ દરેક શરીરમા જૂદો જૂદો હોવાથી પ્રતિક્ષેત્રભિન્ન કહેવાય છે, તથા પૌદ્ગલિક કર્મને આધીન હોવાથી પાદ્ગલિક અદષ્ટવાળો પણ છે આ સક્ષેપથી આત્માનુ લક્ષણ સમજાવવામા આવ્યુ હવે વિસ્તારથી દરેક વિશેષણોનુ વિવેચન કરવામા આવે છે—

### ચૈતન્યસ્વરૂપ અને પરિણામી આ બે વિશેષણોની સાર્થકતા

આત્માના લક્ષણમા ચૈતન્યસ્વરૂપ અને પરિણામિ એવા બે વિશેષણો આપેલા હોવાથી 'આત્મા જડસ્વરૂપ છે, અને કૂટસ્થ નિત્ય છે અર્થાત્ સર્વદા નિત્ય છે' આવી રીતે માનનારા નૈયાયિક લોકોનો મત યુક્તિવિરુદ્ધ છે, એ સૂચવવામા આવ્યુ જેના મતમા આત્મા ઉપયોગસ્વરૂપ નથી, તેના મત પ્રમાણે આત્માને માનવા છતા પણ પદાર્થજ્ઞાન તો કદાપિ થવાનુ નહિ, કારણકે આકાશની માફક તે પણ અચેતન છે.

પૂ૦ ચૈતન્યસ્વરૂપવાળો આત્મા છે, એમ અમો બિલકુલ માનતા નથી, કિન્તુ ચૈતન્યનો સમવાય જેમા હોય તેને આત્મા કહેવામા આવે છે જ્યારે આ પ્રકારની અમારી માન્યતા છે ત્યારે અમારા મતમા આત્મા જડસ્વરૂપ છે, એવો જે ખોટો આક્ષેપ કરવો, તે કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ?

ઉ૦ ચેતન્યસ્વરૂપ આત્માને ન માનતા સમવાય સબંધને લઇને આત્મામા ચૈતન્ય માનવામા આવે, તો સમવાય પદાર્થ એકસ્વરૂપ, વ્યાપક અને નિત્ય હોવાથી ઘટ, પટ વિગેરેમા પણ સમવાય જ્યારે બરાબર છે, ત્યારે ચૈતન્યનો સમવાય આત્મામા જ છે, ઘટ, પટ વિગેરેમા નથી, એમ કેવી રીતે માની શકાય? કિંચ આવા પ્રકારની વસ્તુસ્થિતિને માનીએ તો તમામ પદાર્થો ચેતન્યના સમવાયને લઇને ચૈતન્યવાળા છે, એમ પણ કેમ ન કહી શકાય?

પૂ૦ 'જેમ આ ઠેકાણે કુડામા દહિ છે' એવી પ્રતીતિ થવી હોવાથી તેની બહાર દહિ નથી એ અથાત્ આવી ગયુ, તેમ આ ઠેકાણે પણ આત્મામા જ્ઞાન છે, એવી પ્રતીતિને લઇને ઘટ, પટ વિગેરેમાં નથી એ પણ સહજ સમજી શકાય તેમ છે, તો પછી જડમા જ્ઞાનની આપત્તિ ક્યા રહી? તેનો વિચાર કરશો.

ઉ૦ જે સ્વયં અચેતન હોય તેને આવી પ્રતીતિયોને લઇને હજાર વાર જ્ઞાનનો સમવાય માનવા છતા પણ તેમા ચેતનતા કદાપિ આવી શકવાની નહિ જેમ જે વ્યક્તિ સ્વય નપુંસક હોય, તેને હજારવાર પુરૂષનો સબંધ થવા છતા પણ તેમા પુરુષતા આવી શકતી નથી, તેમ અત્ર પણ ખાલી સમવાય માત્રથી અચેતનમા જો ચેતનતા આવતી હોય, તો ઘટ, પટ વિગેરે જડ પદાર્થોએ શો અપરાધ કર્યો છે? કે તેમા ચેતનતા ન આવી શકે? અને એવી શી રાજાજ્ઞા છે? કે અચેતનતા સરખી હોવા છતા પણ એકમા સમવાયને લઇને ચેતનતા માનવી અને બીજામા નહિ જ્યા વસ્તુસ્થિતિનો વિચાર ચાલતો હોય, ત્યા તેવી પ્રતીતિયો બીચારી નપુંસકની માફક શા કામમા આવવાની?

માટે 'ચૈતન્યના સમવાયથી આત્મામા ચેતનતા આવે છે' તે વાત તદ્દન યુક્તિવિરુદ્ધ સમજવી કિન્તુ આત્મા સ્વયમેવ ચૈતન્યસ્વરૂપ છે એ ખાસ ધ્યાનમા રાખવુ.

કિંચ ઉપયોગસ્વરૂપપણુ પણ આત્માથી સર્વથા ભિન્ન પણુ નથી, તેમ અભિન્ન પણ નથી, તે પણ પ્રમ ગોપાત્ત સમજાવવામા આવે છે—

આત્માને જ્ઞાનાદિ ધર્મોથી સર્વથા ભિન્ન માનવામા આવે; તો હુ જ્ઞાનસ્વરૂપ છુ, દર્શનસ્વરૂપ છુ, ચારિત્રસ્વરૂપ છુ, સુખસ્વરૂપ છુ એવા પ્રકારનુ અભેદજ્ઞાન કદાપિ થઇ શકે જ નહિ, અને થાય છે તો ખરૂ, માટે જ્ઞાનાદિ ધર્મોથી આત્મા સર્વથા જુદો નથી એ ખાસ માનવુ જોઇએ તેમ સર્વથા જ્ઞાનાદિ ગુણોથી આત્મા અભિન્ન છે એ પણ સમજવુ નહિ કેમકે આત્મા ધર્મી છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વિગેરે તેના ધર્મો છે, એવો જે ભેદ માલૂમ પડે છે તે અભિન્ન હોય તો કદાપિ ન દેખાવો જોઇએ માટે સર્વથા અભેદ પણ માનવામા આવતો નથી કિંચ સર્વથા અભિન્ન માનવામા જ્ઞાનાદિ તમામ ધર્મોમા ઐક્ય આવવાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વિગેરેમાથી પણ ભિન્નતા ચાલી જવાની અને ભિન્નતા તો જરૂર માલૂમ પડે છે જ્ઞાન વિશેષ અવબોધરૂપ છે, દર્શન સામાન્યબોધરૂપ છે, ચારિત્ર સ્થિરતારૂપ છે અને સુખ પરમાનન્દરૂપ છે માટે આપ જ જણાવો કે સર્વથા અભેદ કેવી રીતે માની શકાય? આથી એ ભાવ નીકળ્યો કે સર્વથા અભિન્ન નથી તેમ ભિન્ન પણ નથી, કિન્તુ કથચિત્ ભેદાભેદરૂપ જાત્યન્તર છે.

ઉ૦ ચૈતન્યસ્વરૂપ આત્માને ન માનતા સમવાય સ‌ણ ધને લઇને આત્મામા ચૈતન્ય માનવામા આવે, તો સમવા પદાર્થ એકસ્વરૂપ, વ્યાપક અને નિત્ય હોવાથી ઘટ, પટ વિગે રેમા પણ સમવાય જ્યારે બરાબર છે, ત્યારે ચૈતન્યનો સમવા આત્મામા જ છે, ઘટ, પટ વિગેરેમા નથી, એમ કેવી રીતે માન શકાય ? કિચ આવા પ્રકારની વસ્તુસ્થિતિને માનીએ તે તમામ પદાર્થો ચૈતન્યના સમવાયને લઇને ચૈતન્યવાળા છે એમ પણ કેમ ન કહી શકાય !

પૃ૦ 'જેમ આ ઠેકાણે કુ ડામા દહિ છે' એવી પ્રતીતિ થત હોવાથી તેના બહાર દહિ નથી એ અર્થાત્ આવી ગયુ, તેમ અ ઠેકાણે પણ આત્મામા જ્ઞાન છે, એવી પ્રતીતિને લઇને ઘટ, પ વિગેરેમા નથી એ પણ સહજ સમજી શકાય તેમ છે, તો પછ જડમા જ્ઞાનની આપત્તિ ક્યા રહી ? તેનો વિચાર કરશો

ઉ૦ જે સ્વય અચેતન હોય તેને આવી પ્રતીતિયોને લઇ હજાર વાર જ્ઞાનનો સમવાય માનવા છતા પણ તેમા ચેતનત કદાપિ આવી શકવાની નહિ જેમ જે વ્યકિત સ્વય નપુસ હોય, તેને હજારવાર પુરુષનો સબધ થવા છતા પ તેમા પુરુષતા આવી શકતી નથી, તેમ અત્ર પણ આ સમવાય માત્રથી અચેતનમા જો ચેતનતા આવતી હોય, તો ઘટ પટ વિગેરે જડ પદાર્થોએ શો અપરાધ કર્યો છે ? કે તેમા ચેતનત ન આવી શકે ? અને એવી શી રાજાજ્ઞા છે ? કે અચેતનતા સરખ હોવા છતા પણ એકમા સમવાયને લઇને ચેતનતા માનવી અન બીજામા નહિ જ્યા વસ્તુસ્થિતિનો વિચાર ચાલતો હોય, ત્ય તેવી પ્રતીતિયો બીચારી નપુસકની માફક શા કામમા આવવાની

માટે 'ચૈતન્યના સમવાયથી આત્મામાં ચેતનતા આવે છે' તે વાત તદ્દન યુક્તિવિરુદ્ધ સમજવી કિન્તુ આત્મા સ્વયમેવ ચૈતન્યસ્વરૂપ છે એ ખાસ ધ્યાનમાં રાખવુ.

કિંચ ઉપયોગસ્વરૂપપણુ પણ આત્માથી સર્વથા ભિન્ન પણુ નથી, તેમ અભિન્ન પણ નથી, તે પણ પ્રસ ગોપાત્ત સમજાવવામા આવે છે—

આત્માને જ્ઞાનાદિ ધર્મોથી સર્વથા ભિન્ન માનવામા આવે, તો હુ જ્ઞાનસ્વરૂપ છુ, દર્શનસ્વરૂપ છુ, ચારિત્રસ્વરૂપ છુ, સુખસ્વરૂપ છુ એવા પ્રકારનુ અભેદજ્ઞાન કદાપિ થઈ શકે જ નહિ, અને થાય છે તો ખરૂ, માટે જ્ઞાનાદિ ધર્મોથી આત્મા સર્વથા જુદો નથી એ ખાસ માનવુ જોઇએ તેમ સર્વથા જ્ઞાનાદિ ગુણોથી આત્મા અભિન્ન છે એ પણ સમજવુ નહિ. કેમકે આત્મા ધર્મી છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વિગેરે તેના ધર્મો છે, એવો જે ભેદ માલૂમ પડે છે તે અભિન્ન હોય તો કદાપિ ન દેખાયો જોઇએ માટે સર્વથા અભેદ પણ માનવામા આવતો નથી. કિંચ સર્વથા અભિન્ન માનવામા જ્ઞાનાદિ તમામ ધર્મોમા ઐક્ય આવવાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વિગેરેમાથી પણ ભિન્નતા ચાલી જવાની અને ભિન્નતા તો જરૂર માલૂમ પડે છે જ્ઞાન વિશેષ અવબોધરૂપ છે, દર્શન સામાન્યબોધરૂપ છે, ચારિત્ર સ્થિરતારૂપ છે અને સુખ પરમાનન્દરૂપ છે માટે આપ જ બતાવો કે સર્વથા અભેદ કેવી રીતે માની શકાય ? આથી એ સાર નીકળ્યો કે સર્વથા અભિન્ન નથી તેમ ભિન્ન પણ નથી, કિન્તુ કથંચિત્ ભેદાભેદરૂપ જાત્યન્તર છે.

## આત્મામા કૂટસ્થ નિત્યતાનુ નિરાકરણ

नैकान्तवादे सुखदु'खभोगौ न पुण्यपापे न च बन्धमोक्षौ
दुनातिवादन्यमनासिनैव परैर्विलुप्तं जगदप्यशेषम् ॥२७॥

—અ યયોગ-વ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા

ભાવાર્થ —સર્વથા નિત્ય પક્ષમા તથા સર્વથા અનિત્ય પક્ષમા સુખ-દુ ખ, પુણ્ય-પાપ, બન્ધ-મોક્ષ વિગેરેમાથી એક પણ ઘટી શકવાનુ નહિ તે વાત યુક્તિદ્વારા સમજાવવામા આવે છે अप्रच्युतानुत्पन्नस्थिरैकरूप नित्यम्। નિત્યનુ આવા પ્રકારનુ લક્ષણ કૂટસ્થ નિત્યવાદિ લોકો માને છે જેનો કદાપિ વિનાશ ન થાય તેમ ઉત્પાદ પણ ન થાય અને નિરંતર એક સ્વરૂપથી સ્થિર રહે, તે નિત્ય કહેવાય આવા પ્રકારના નિત્યના લક્ષણમાં સુખ, દુ ખ વિગેરે કેવી રીતે ઘટી શકે ? તે વિચારવા લાયક છે અને જ્યારે આત્મા દુ ખનો અનુભવ કરી પોતાની સુખ-સાધનસામગ્રી દ્વારા સુખનો અનુભવ કરવા જશે, ત્યારે તો સ્વભાવની ભિ નતા થવાથી અનિત્યતા જરૂર આવવાની, તો પછી કૂટસ્થ નિત્યતા કેવી રીતે રહેવાની ?

પૂ૦ સુખાવસ્થા, દુ ખાવસ્થા વિગેરે અવસ્થાનો ભેદ છે તો પણ અમો એવી અવસ્થાવાળા આત્મામા સ્વભાવભિન્નતા જ્યારે માનતા જ નથી, ત્યારે આ દોષનો અવકાશ જ અમારે ત્યા કયા રહ્યો ? જેમ સર્પમા બહાર વાકુ ચાલવાપણુ અને બીલમા સીધુ ચાલવાપણુ વિગેરે અવસ્થાઓ જૂદી છે, તો પણ તેમા ભેદ માનવામા આવતોનથી તેમ અત્ર પણ સમજવુ કે અવસ્થાઓ ભિન્ન હોવા છતા પણ અવસ્થાવાળી વ્યક્તિ જૂદી નથી

ઉ૦ અવસ્થાઓ અવસ્થાવાળી વ્યક્તિથી ભિન્ન છે કે અભિન્ન ? આ બે પ્રશ્નો પુછવામા આવે છે તેમા પ્રથમ પક્ષમા તો જ્યારે ગર્દભ અને ઉટની માફક આપસમાં સર્વથા ભેદ માનવામા આવ્યો, ત્યારે તેમા સબધ જ કેવી રીતે થવાનો ?

કિચ, ભિન્નતા જ્યારે સર્વથા સરખી જ છે, ત્યારે તે અવસ્થાઓ આત્માની જ છે, ઘડાની નથી, એમ પણ કેવી રીતે કહી શકશો ? માટે ભેદપક્ષ તો આપનાથી માની શકાય તેમ છે જ નહિ હવે લ્યો અભેદપક્ષ, તેમા પણ જ્યારે બને એક જ છે, ત્યારે તો કા તો અવસ્થાઓ રહેવાની યા તો અવસ્થાવાળી વ્યક્તિ રહેવાની બને ચીજ તો કદાપિ રહી શકશે જ નહિ; માટે ઉપર્યુક્ત કથનથી પણ કૂટસ્થ નિત્યતા રહેવાની નહિ

અપરચ સુખ-દુખનો અનુભવ પણ પુણ્ય-પાપદ્વારા સપાદનીય છે અને પુણ્ય-પાપનુ સપાદન તો અથ ક્રિયાને આધીન છે તે અર્થક્રિયા પણ કૂટસ્થ નિત્યમા અનુક્રમે થાય છે અથવા યુગપત્ થાય છે ? એવા પ્રકારના વિકલ્પોને લઇને કદાપિ ઘટી શકવાની નહિ, માટે આપ જ બતાવો કે કૂટસ્થ નિત્ય આત્મા વન્ધ્યાપુત્રની માફક કોઇ રીતે સિદ્ધ થાય તેમ છે ખરો ? અર્થાત્ બીલકુલ નહિ કિચ જ્યારે કૂટસ્થ નિત્યમા કોઇ પણ પ્રકારની ક્રિયા જ નથી, ત્યારે આત્મા પોતે નિષ્ક્રિય બનવાનો. અને જ્યારે પોતે નિષ્ક્રિય છે, ત્યારે તે કોઇને મારનાર નહિ, તેમ કોઈ તેને પણ મારનાર નહિ, તો પછી તેમા હિસાની

ઉપપત્તિ કેવી રીતે થવાની ? અને જ્યારે હિંસા તેમા ઘટી શકતી નથી, ત્યારે તો તેના અભાવરૂપ અહિંસા પણ ઘટવાની નહિ અને તે સિવાય સત્ય વિગેરે અન્ય યોગાગની તો વાત જ શી કરવી ? કેમકે અહિંસા સત્યમા સાધનરૂપ છે જ્યારે તે જ નથી, તો પછી સત્ય વિગેરે ન હોય તેમા કઈ આશ્ચર્ય નથી આમ જ્યારે અહિંસા વિગેરે જ તેમના મતમા ઘટતા ન હોવાથી આકાશપુષ્પ સમાન છે, ત્યારે યમ, નિયમ, આસન, પ્રાણાયામ વિગેરે યોગના અગો તો હોય જ કયાથી ? અપરચ એકાન્ત નિત્યવાદિના મતમા આત્માની સાથે શરીરનો સબધ પણ ઘટવાનો નહિ, તે પણ સાથ સાથ જણાવવામા આવે છે—

કૂટસ્થ નિત્ય આત્માની અદર શરીરની સાથે સબધ માનવામા બે પ્રશ્નો પુછવામા આવે છે શું કૂટસ્થ નિત્ય આત્મા પૂર્વ સ્વભાવનો ત્યાગ કરીને પહેલવ્હેલો શરીરની સાથે સબધ કરે છે અથવા ત્યાગ કર્યા સિવાય ? તેમા પ્રથમ પક્ષ માનવામા તો અનિત્યપણુ જરૂર આવવાનુ, કારણ કે સ્વભાવના ત્યાગનુ નામ જ અનિત્યતા છે, અને એ તો આપે સ્વયમેવ સ્વીકારી લીધી, માટે પ્રથમ પક્ષ તો આપ માની શકશો નહિ હવે રહ્યો બીજો પક્ષ, તે માનવામા તો શરીરની સાથે આત્માનો સબધ જ સિદ્ધ થવાનો નહિ, કારણકે આત્માને શરીરની સાથે સબધ કરાવનાર પૂર્વનો સ્વભાવ તો જેમનો તેમ જ છે કઈ પણ ફેરફાર છે જ નહિ માટે જ્યા સુધી પૂર્વના સ્વભાવનો ત્યાગ ન થાય, ત્યા સુધી ઉત્તરની સાથે સબધ પણ કેવી રીતે થઈ શકે ? તે પણ ખાસ વિચારવા લાયક છે માટે

આપ જ જણાવો કે શરીરની સાથે આત્માનો સબંધ કેવી રીતે ઘટી શકે? અને તે વિના બન્ધ-મોક્ષ પણ કોને મળી શકે? તથા આત્મા વ્યાપક હોવાથી સંસાર પણ તેને ઘટવનો નહિ, કેમકે સંસરણ-પરિભ્રમણરૂપ સંસાર તો અવ્યાપક માન્યા સિવાય સંભવી શકે તેમ છે જ નહિ જ્યારે વ્યાપક હોવાથી સર્વ ઠેકાણે રહેલો છે અને સર્વથા નિત્ય છે, ત્યારે તે તો સર્વદા અને સર્વત્ર વિદ્યમાન જ છે, તો પછી સંસાર કેવી રીતે ઘટી શકે? અને જ્યારે સંસાર ઘટતો નથી, ત્યારે ધર્મથી ઊર્ધ્વગતિ, અધર્મથી અધોગતિ અને જ્ઞાનથી મોક્ષ મળે છે, તે પણ કેને મળે? કેમકે જ્યારે સર્વત્ર સર્વદા તેનુ તે જ રૂપ છે, ત્યારે પુણ્ય કરવાથી ઊર્ધ્વગતિ થાય એવા અસત્ય પ્રલાપ ઉપર કોણ ધ્યાન આપવાનો? કારણકે ઊર્ધ્વલોકમા પણ તે વિદ્યમાન છે, તો પછી પુણ્ય કરવાનું કયું પ્રયોજન રહ્યું? અને અધોલોકમાં પણ વ્યાપક હોવાથી જ્યારે વિદ્યમાન છે, ત્યારે પાપસાધન-સામગ્રી પણ નિષ્ફળ થવાની અને મોક્ષમા પણ વિદ્યમાન હોવાથી મોક્ષસાધન અનુષ્ઠાન પણ વન્ધ્યાપુત્ર સમાન થવાનુ. માટે કૂટસ્થ નિત્યપણુ પણ અનાદરણીય સમજવું

### સર્વથા અનિત્યનુ નિરાકરણ

એકાંત અનિત્યપક્ષમા પણ હિંસા વગેરે ઘટી શકવાના નહિ, કારણકે વિનાશના હેતુની ઉપપત્તિ નહિ હોવાથી વિનાશ પણ સિદ્ધ થઈ શકતુ નથી, તે વાત યુક્તિદ્વારા સમજાવવામા આવે છે–

ઘટ-વિનાશક મુદ્ગર વિગેરે સામગ્રીદ્વારા કરાતો જે ઘડાનો વિનાશ, તે શું ઘડાથી ભિન્ન છે? કે અભિન્ન? આ બે

ઉપપત્તિ કેવી રીતે થવાની ? અને જ્યારે હિંસા તેમા ઘટી શક્તી નથી, ત્યારે તો તેના અભાવરૂપ અહિંસા પણ ઘટવાની નહિ અને તે સિવાય સત્ય વિગેરે અન્ય યોગાગની તો વાત જ શી કરવી ? કેમકે અહિંસા સત્યમા સાધનરૂપ છે જ્યારે તે જ નથી, તો પછી સત્ય વિગેરે ન હોય તેમા કઇ આશ્ચર્ય નથી આમ જ્યારે અહિંસા વિગેરે જ તેમના મતમા ઘટતા ન હોવાથી આકાશપુષ્પ સમાન છે, ત્યારે યમ, નિયમ, આસન, પ્રાણાયામ વિગેરે યોગના અગો તો હોય જ કયાથી ? અપરચ એકાન્ત નિત્યવાદિના મતમા આત્માની સાથે શરીરનો સબધ પણ ઘટવાનો નહિ, તે પણ સાથ સાથ જણાવવામા આવે છે—

કૂટસ્થ નિત્ય આત્માની અદર શરીરની સાથે સબધ માનવામાં બે પ્રશ્નો પુછવામા આવે છે શુ કૂટસ્થ નિત્ય આત્મા પૂર્વ સ્વભાવનો ત્યાગ કરીને પહેલવ્હેલો શરીરની સાથે સબધ કરે છે અથવા ત્યાગ કર્યા સિવાય ? તેમા પ્રથમ પક્ષ માનવામા તો અનિત્યપણુ જરૂર આવવાનુ, કારણ કે સ્વભાવના ત્યાગનુ નામ જ અનિત્યતા છે, અને એ તો આપે સ્વયમેવ સ્વીકારી લીધી, માટે પ્રથમ પક્ષ તો આપ માની શકશો નહિ હવે રહ્યો બીજો પક્ષ, તે માનવામા તો શરીરની સાથે આત્માનો સબધ જ સિદ્ધ થવાનો નહિ, કારણકે આત્માને શરીરની સાથે સબધ કરાવનાર પૂર્વનો સ્વભાવ તો જેમનો તેમ જ છે કઇ પણ ફેરફાર છે જ નહિ માટે જ્યા સુધી પૂર્વના સ્વભાવનો ત્યાગ ન થાય, ત્યા સુધી ઉત્તરની સાથે સબધ પણ કેવી રીતે થઇ શકે ? તે પણ ખાસ વિચારવા લાયક છે માટે

આપ જ બતાવો કે શરીરની સાથે આત્માનો સંબંધ કેવી રીતે ઘટી શકે ? અને તે વિના બન્ધ-મોક્ષ પણ કોને મળી શકે ? તથા આત્મા વ્યાપક હોવાથી સંસાર પણ તેને ઘટવનો નહિ, કેમકે સંસરણ-પરિભ્રમણરૂપ સંસાર તો અવ્યાપક માન્યા સિવાય મળવી શકે તેમ છે જ નહિ જ્યારે વ્યાપક હોવાથી સર્વ ઠેકાણે રહેલો છે અને સર્વથા નિત્ય છે, ત્યારે તે તો સર્વદા અને સર્વત્ર વિદ્યમાન જ છે, તો પછી સંસાર કેવી રીતે ઘટી શકે ? અને જ્યારે સંસાર ઘટતો નથી, ત્યારે ધર્મથી ઊર્ધ્વગતિ, અધર્મથી અધોગતિ અને જ્ઞાનથી મોક્ષ મળે છે, તે પણ કોને મળે ? કેમકે જ્યારે સર્વત્ર સર્વદા તેનું તે જ રૂપ છે, ત્યારે પુણ્ય કરવાથી ઊર્ધ્વગતિ થાય એવા અસત્ય પ્રલાપ ઉપર કોણ ધ્યાન આપવાનો ? કારણકે ઊર્ધ્વલોકમાં પણ તે વિદ્યમાન છે, તો પછી પુણ્ય કરવાનું કયું પ્રયોજન રહ્યું ? અને અધોલોકમાં પણ વ્યાપક હોવાથી જ્યારે વિદ્યમાન છે, ત્યારે પાપસાધન-સામગ્રી પણ નિષ્ફળ થવાની અને મોક્ષમાં પણ વિદ્યમાન હોવાથી મોક્ષસાધન અનુષ્ઠાન પણ વન્ધ્યાપુત્ર સમાન થવાનું માટે કૂટસ્થ નિત્યપણું પણ અનાદરણીય સમજવું

## સર્વથા અનિત્યનું નિરાકરણ

એકાંત અનિત્યપક્ષમાં પણ હિંસા વગેરે ઘટી શકવાના નહિ, કારણકે વિનાશના હેતુની ઉપપત્તિ નહિ હોવાથી વિનાશ પણ સિદ્ધ થઇ શકતું નથી, તે વાત યુક્તિદ્વારા સમજાવવામાં આવે છે-

ઘટ-વિનાશક મુદ્‌ગર વિગેરે સામગ્રીદ્વારા કરાતો જે ઘડાનો વિનાશ, તે શું ઘડાથી ભિન્ન છે ? કે અભિન્ન ? આ બે

ઉપપત્તિ કેવી રીતે થવાની ? અને જ્યારે હિંસા તેમા ઘટી શક
તી નથી,ત્યારે તો તેના અભાવરૂપ અહિંસા પણ ઘટવાની નહિ
અને તે સિવાય સત્ય વિગેરે અન્ય યોગાગની તો વાત જ શી
કરવી ? કેમકે અહિંસા સત્યમા સાધનરૂપ છે જ્યારે તે જ નથી,
તો પછી સત્ય વિગેરે ન હોય તેમા કંઈ આશ્ચર્ય નથી આમ
જ્યારે અહિંસા વિગેરે જ તેમના મતમા ઘટતા ન હોવાથી
આકાશપુષ્પ સમાન છે, ત્યારે યમ, નિયમ, આસન, પ્રાણાયામ
વિગેરે યોગના અંગો તો હોય જ કયાથી ? અપરંચ એકાન્ત
નિત્યવાદિના મતમા આત્માની સાથે શરીરનો સબધ પણ
ઘટવાનો નહિ, તે પણ આથ સાથ જણાવવામાં આવે છે—

કૂટસ્થ નિત્ય આત્માની અદર શરીરની સાથે સબધ
માનવામા બે પ્રશ્નો પુછવામા આવે છે શું કૂટસ્થ નિત્ય
આત્મા પૂર્વ સ્વભાવનો ત્યાગ કરીને પહેલવ્હેલો શરીરની
સાથે સબધ કરે [redacted] અથવા ત્યાગ કર્યો સિવાય ? તેમા પ્રથમ
પક્ષ માનવામા તો અનિત્યપણુ જરૂર આવવાનુ, કારણ કે
સ્વભાવના ત્યાગનુ નામ જ અનિત્યતા છે, અને એ તો આપે
સ્વયમેવ સ્વીકારી લીધી, માટે પ્રથમ પક્ષ તો આપ માની શકશો
નહિ હવે રહ્યો બીજો પક્ષ, તે માનવામા તો શરીરની સાથે
આત્માનો સબધ જ સિદ્ધ થવાનો નહિ, કારણકે આત્માને
શરીરની સાથે સબધ કરાવનાર પૂર્વનો સ્વભાવ તો જેમનો તેમ
જ છે કંઈ પણ ફેરફાર [redacted] જ નહિ માટે જ્યા સુધી પૂર્વના
સ્વભાવનો ત્યાગ ન થાય, ત્યા સુધી ઉત્તરની સાથે સબધ પણ
કેવી રીતે થઈ શકે ? તે પણ ખાસ વિચારવા લાયક છે માટે

આવા કોઇપણ જાતના વ્યવહારની ઉત્પત્તિ પણ થવાની નહિ. તથા સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન વિગેરેમાથી પણ કોઇ જાતની ઉપપત્તિ થઇ શકવાની નહિ આ તમામ વાતોનુ વિવેચન બૌદ્ધની સમાલોચનાના પ્રસ્તાવમા કરવામા આવેલુ હોવાથી અત્ર પિષ્ટ-પેષણ કરી સમય રોકવામાં આવતો નથી જેમ આત્માને સર્વથા અનિત્ય માની શકાય તેમ નથી, તેમ સર્વથા નિત્ય પણ માની શકાય તેમ નથી, કારણકે બન્નેમા દોષો ઉપસ્થિત થાય છે તેથી માયાવી લોકોએ પાથરેલ મોહજાળમા ન ફસાતાં કથંચિત્ ભેદાભેદરૂપ જાત્યન્તરનુ અવલબન કરવુ, તે જ બુદ્ધિમાનો માટે સરલ અને સર્વોત્તમ માર્ગ છે સારાંશ—જેનો કોઇ પણ કાળે કોઇપણ પર્યાયથી વિનાશ થતો નથી, તથા કોઇપણ રૂપથી ઉત્પાદ થતો નથી, તેવા કૂટસ્થ નિત્ય આત્માને શરીર, ઇન્દ્રિયો વિગેરે પર્યાયોનો વિનાશ કરવાથી પણ બિલકુલ હિંસા લાગવાનીજ નહિ, કારણ કે તેઓના મત પ્રમાણે તો તે સર્વદા સર્વ પ્રકારથી નિત્ય જ છે, તો પછી શરીર, ઇન્દ્રિયો વિગેરે પર્યાયોનો તલવાર વિગેરે શસ્ત્રદ્વારા દ્વેષબુદ્ધિથી નાશ કરવા છતાં તથા મનની લાગણી અત્યત દુખાવવા છતા પણ માર-નારને હિંસા તો બિલકુલ લાગવાની જ નહિ અને જેને માર્યો હોય તે પણ મર્યો ન હોવાથી હિંસા હોય જ શાની ? અને જ્યારે હિંસા જ નથી ત્યારે તેના અભાવરૂપ અહિંસા પણ ક્યાથી હોઇ શકે ? અને તે વિના યોગના અગની તો વાતજ શી કરની ? માટે યોગાગની નિષ્ફળતાની સાથે વૈરાગ્ય ધારણ કરી તપ-સ્યાઓ કરવી, પંચાગ્નિ કષ્ટને ઉઠાવવા વિગેરે તમામ મોક્ષાનુષ્ઠાનની સામગ્રી પણ અજાગલસ્તનની માફક નિષ્ફળ થઇ

પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેમા પ્રથમ પક્ષ માનવામા તો જ્યારે ઘડાને વિનાશની સાથે કઈપણ સબધ છે જ નહિ, ત્યારે વિનાશ થાય, તો પણ ઘડામાથી તો જવાનુ જ નહિ, એ તો જેવો ને તેવોજ રહેવાનો, ત્યારે વિનાશ થવાથી પણ શુ થવાનુ ? માટે પ્રથમ પક્ષથી તો ઇષ્ટસિદ્ધિ થવાની જ નહિ હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ જ્યારે ઘડો અને વિનાશ આપસમા એક જ છે ત્યારે તો વિનાશકારણ-સામગ્રીથી પણ વિનાશ ન થતા ઘડો જ થયો એમ કેમ ન કહી શકાય ? જ્યારે વિનાશની સાથે ઘડામા ભેદભાવ તો કઇ પણ છે જ નહિ, ત્યારે ઘડાનો વિનાશ પણ આથી કલશની માફક પર્યાયરૂપ થયો કિચ જ્યારે વિનાશના હેતુની સાથે વિનાશને કઇ પણ લેવા દેવા છે જ નહિ, ત્યારે આપના મતમા પદાર્થો ક્ષણિક છે, એવી વ્યવસ્થા કેવી રીતે થવાની ? જો કદાચ વિનાશના હેતુ સિવાય સ્વય વિનાશ થયા જ કરે છે, એમ માનવામા આવે તો હિસામા પણ નિમિત્ત તરીકે કોઇ રહેવાનુ નહિ અને જે કાયનુ કોઇ નિમિત્ત ન હોય, તે કાર્ય કા તો નિરતર રહેવાનુ અથવા કદાપિ ન જ થવાનુ સારાશ—આવી રીતે વિચાર કરતા હિસામા પણ જ્યાર કોઇ નિમિત્ત નથી, ત્યારે તે કા તો નિરતર રહેવાની અથવા તો બીલકુલ ઉત્પન્ન થવાની જ નહિ કેમકે કદાચિત્ થવાપણુ તો કારણને આધીન છે અને આપ કારણને તો બીલકુલ માનતા જ નથી, ત્યારે હિસાની જ ઉપપત્તિ કેવી રીતે થવાની ? અને તે સિવાય અહિસા વિગેરે યોગના અગો પણ વન્ધ્યાપુત્ર જેવા જ થવાના કિચ આત્માને ક્ષણિક માનવામા આ વધ્ય છે, આ ઘાતક છે, આ દેવાદાર છે, આ લેણદાર છે,

આવા કોઇપણ જાતના વ્યવહારની ઉત્પત્તિ પણ થવાની નહિ. તથા સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન વિગેરેમાથી પણ કોઇ જાતની ઉપપત્તિ થઇ શકવાની નહિ આ તમામ વાતોનું વિવેચન બૌદ્ધની સમાલોચનાના પ્રસ્તાવમા કરવામા આવેલુ હોવાથી અત્ર પિષ્ટ-પેષણ કરી સમય રોકવામા આવતો નથી જેમ આત્માને સર્વથા અનિત્ય માની શકાય તેમ નથી, તેમ સર્વથા નિત્ય પણ માની શકાય તેમ નથી, કારણકે બન્નેમા દોષો ઉપસ્થિત થાય છે તેથી માયાવી લોકોએ પાથરેલ મોહજાળમાં ન ફસાતાં કથંચિત્ ભેદાભેદરૂપ જાત્યન્તરનુ અવલંબન કરવુ, તે જ બુદ્ધિમાનોમાટે સરલ અને સર્વોત્તમ માર્ગ છે સારાંશ–જેનો કોઇ પણ કાળે કોઇપણ પર્યાયથી વિનાશ થતો નથી, તથા કોઇપણ રૂપથી ઉત્પાદ થતો નથી, તેવા કૂટસ્થ નિત્ય આત્માને શરીર, ઇન્દ્રિયો વિગેરે પર્યાયોનો વિનાશ કરવાથી પણ બિલકુલ હિંસા લાગવાનીજ નહિ, કારણ કે તેઓના મત પ્રમાણે તો તે સર્વદા સર્વ પ્રકારથી નિત્ય જ છે, તો પછી શરીર, ઇન્દ્રિયો વિગેરે પર્યાયોનો તલવાર વિગેરે નાશદ્વારા દ્વેષબુદ્ધિથી નાશ કરવા છતાં તથા મનની લાગણી અત્યંત દુખાવવા છતા પણ મારનારને હિંસા તો બિલકુલ લાગવાની જ નહિ અને જેને માર્યો હોય તે પણ મર્યો ન હોવાથી હિંસા હોય જ શાની ? અને જ્યારે હિંસા જ નથી ત્યારે તેના અભાવરૂપ અહિંસા પણ ક્યાથી હોઇ શકે ? અને તે વિના યોગના અંગની તો વાતજ શી કરવી ? માટે યોગાગની નિષ્ફળતાની સાથે વૈરાગ્ય ધારણ કરી તપસ્યાઓ કરવી, પંચાગ્નિ કષ્ટને ઉઠાવવા વિગેરે તમામ મોક્ષાનુષ્ઠાનની સામગ્રી પણ અજાગલસ્તનની માફક નિષ્ફળ થઇ

જવાની એમ હોવાથી આત્માને સર્વથા નિત્ય માનનારાનાં વિચારો અનાદરણીય છે

સર્વથા અનિત્યપક્ષમા પણ જ્યારે કોઇ મનુષ્યે કોઇને મારી નાખ્યો તેને પણ ખૂનની હિંસાનુ પાપ લાગવાનુ નહિ. કારણકે તેમના મત પ્રમાણે આત્મા તો સમયે સમયે પોતાની મેળે મર્યા જ કરે છે અને જન્મ પણ લેતો જ જાય છે તેમા જ્યારે કોઇપણ કારણનુ કામ જ નથી, ત્યારે મારનારને હિંસા કેવી રીતે લાગી શકે ? કેમકે કોઇ કોઇને મારનાર પણ નથી, તેમ કોઇ કોઇથી મરતો પણ નથી, ત્યારે હિંસા ક્યાંથી લાગે જ કોને ? અને તે સિવાય અહિંસા પણ હોય જ ક્યાંથી ? તથા વધ્ય-ઘાતકનો, કાર્ય-કારણનો વ્યવહાર, સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન વિગેરે કાંઇ પણ ઘટવાનુ નહિ અને તે સિવાય યોગાંગની તો વાત જ શી કરવી અને જ્યારે યોગાગ જ નથી ત્યારે સુગત જેવાએ દીક્ષા ગ્રહણ કરી, વૈરાગ્યવાસના ધારણ કરી, સંસારાવસ્થાના મોજશોખનો ત્યાગ કરી કષ્ટાનુષ્ઠાનનુ સેવવુ તે પણ તદ્દન નકામુ જ સમજવુ માટે સર્વથા અનિત્ય આત્મા પણ માનવો નહિ કિંતુ પૂર્વે બતાવેલ પ્રકારથી કથંચિત્ નિત્યાનિત્યરૂપ જાત્યન્તર માનો અને તેમા જ હિંસા વિગેરેની ઉપપત્તિ થઇ શકે છે, તે પણ ખાસ સમજાવવામા આવે છે—

> नित्यानित्ये तथा देहाद् भिन्नाभिन्ने च तत्त्वत । 
> घटन्त आत्मानि न्यायाद्धिसादीन्यविरोधत ॥
>
> —હારિભદ્રીય અષ્ટક ૧૬, પૃ૦ ૫,

ઉપર્યુક્ત ચૈતન્યસ્વરૂપ આત્મા દ્રવ્યથી નિત્ય છે-શાશ્વત છે, કેમકે મનુષ્ય, તિર્યંચ, નારકી, દેવ, બાલ્યાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે નવા નવા પર્યાયોને ગ્રહણ કરવા છતા પણ ચૈતન્ય-શક્તિ તો દરેકમા અનુગત હોવાથી તે રૂપે આત્મા નિત્ય છે, અને પૂર્વ પર્યાયનો વિનાશ તથા ઉત્તર પર્યાયનો ઉત્પાદ વિગેરે નિરંતર થતો હોવાથી પર્યાયાર્થિક નયની અપેક્ષાએ તે અનિત્ય છે

તેમ જ આત્મા શરીરથી પણ સર્વથા ભિન્ન નથી, તથા અભિન્ન પણ નથી, કિંતુ કથંચિત્ ભિન્નાભિન્નરૂપ જાત્યન્તર છે જો સર્વથા ભિન્ન માનવામા આવે તો શરીરદ્વારા કરેલા કર્મોનો ભવાન્તરમા અનુભવ થઈ શકવાનો જ નહિ જેમ શિવદત્તે કરેલા કર્મોનો અનુભવ વિષ્ણુદત્ત કરી શકતો નથી, તેમ શરીરદ્વારા કરેલા કર્મોનો અનુભવ પણ આત્માને શાનો થવો જોઇએ માટે ભેદપક્ષ અનાદરણીય છે અને અભેદ માનવામા પરલોકની ઉપપત્તિ જ આકાશ-પુષ્પ સમાન બનાની, કેમકે શરીરને જ્યારે બાળી ભસ્મીભૂત કરવામા આવ્યુ, ત્યારે આત્મા પણ તેથી અભિન્ન હોવાથી અર્થાત્ તે રૂપ હોવાથી તે પણ સાથે બળીને ભસ્મીભૂત થયો; ત્યારે પરલોક કોણ જવાનુ ? તે પણ સાથે વિચાર કરશો સારાશ સર્વથા ભિન્ન માનવામાં શરીરની ઉપર લાકડી વિગેરેનો પ્રહાર પડવા છતા પણ વેદના ન થવી જોઇએ જેમ ઘટ ઉપર લાકડી પડવાથી આપણને કઇ પણ વેદના થતી નથી; તેમ શરીર ઉપર પણ લાકડીનો પ્રહાર પડવાથી આત્માને કઇ પણ વેદનાનો અનુભવ ન થવો જોઇએ, તથા શરીર ઉપર ચદનનો લેપ કર-

વાથી શીતળતાનો તથા સુગંધિપણાનો પણ અનુભવ ન થવો જોઇએ આવા પ્રકારની અનેક વિપત્તિયો આવતી હોવાથી સર્વથાભેદપક્ષ ત્યાજ્ય કરવામા આવ્યો છે, તેમજ સર્વથા અભિન્ન પક્ષ પણ માનવો નહિ કારણ કે જો શરીરનો આત્માની સાથે સર્વથા અભેદભાવ માનવામા આવે, તો મરણની ઉપપત્તિ થઇ શકવાની નહિ જ્યારે આત્માનો વિયોગ થવાનો જ નહિ ત્યારે તેને અભિન્ન એવા શરીરનો વિયોગ પણ ક્યાથી થાય? અને તે સિવાય મરણ પણ કેનુ થવાનુ? તથા મરવા છતા પણ પરલોકની ઉપપત્તિ થઇ શકવાની નહિ, કેમકે શરીર અને આત્મા જ્યારે એક જ છે, ત્યારે શરીરનો વિનાશ ન થવાથી આત્માનો પણ વિનાશ ન થવાનો તો પછી પરલોક જનાર બીજુ કોણ બાકી રહ્યુ? તેનો વિચાર કરશો તથા શરીર દ્વારા કરેલા શુભાશુભ કર્મોનુ ફળ પણ આત્માને મળવાનુ નહિ, કારણ કે તેના વિનાશ સાથે આત્માનો પણ જ્યારે વિનાશ થયો, ત્યારે ફળ પણ કોને મળે? અને ભેદપક્ષમા તો જ્યારે તે બન્ને આપસમા ભિન્ન જ છે, ત્યારે શરીરે કરેલા કર્મોનુ ફળ આત્માને કેવી રીતે મળી શકે? આમ બન્ને પક્ષમા કૃતનો નાશ અને અકૃતનુ આગમન થવાનુ, માટે ઉપર્યુક્ત તમામ વિપત્તિયોથી બચવાની ખાતર કથંચિત્ ભેદાભેદપક્ષ સર્વોત્તમ છે તે માનવાથી જ હિંસા વિગેરેની ઉપપત્તિ થવાની હિંસા થવાના જગત્મા મુખ્ય ત્રણ પ્રકાર છે (૧) બીજાને પીડા પેદા કરાવવાથી, (૨) શરીર, ઇન્દ્રિયો વિગેરે પ્રાણોનો વિનાશ કરવાથી (૩) તથા હુ તેને મારૂ એવા માનસિક ઘાતક સંકલ્પથી હિંસા ઉત્પન્ન થાય છે

પૂ૦ અમુક ઘાતક દ્વારા અમુક જીવને મરવાનુ છે, એવા પ્રકારનો કર્મબન્ધ કરેલ હોવાથી મારનારને હિંસાજન્ય કર્મબન્ધ થવાનો જ નહિ, તો પછી હિંસાનુ ફળ તેને કેવી રીતે મળવાનુ ? માટે હિંસાથી કર્મબન્ધ થતો નથી

ઉ૦ દરેક કાર્યની ઉત્પત્તિમા ત્રણ કારણની આવશ્યકતા જરૂર રહે છે (૧) ઉપાદાનકારણ (૨) નિમિત્તકારણ અને (૩) કર્તા કારણ આ ત્રણમાથી એક પણ ન્યૂન હોય તો કાર્ય થઇ શકે જ નહિ જેમ ઘટમા માટી ઉપાદાનકારણ છે, દડ, ચક્ર વિગેરે નિમિત્તકારણ છે અને કુભાર કર્તા કારણ છે, તેમ અત્ર પણ હિંસ્યકર્મનો વિપાક ઉપાદાનકારણ છે, મારનાર પોતે કર્તા કારણ છે અને શસ્ત્ર વિગેરે સામગ્રી નિમિત્તકારણ છે આ ત્રણનો સમુદાય જ્યારે મળે, ત્યારે જ હિંસારૂપ કાર્યની ઉત્પત્તિ થાય જ્યા સુધી એક પણ ઓછું હોય, ત્યા સુધી તે થઇ શકે જ નહિ પ્રકૃતમા હિંસ્યકર્મના વિપાકરૂપ ઉપાદાનકારણ હોય, છતા કર્તા તથા નિમિત્ત કારણનો વ્યાપાર જ્યા સુધી ન થાય, ત્યાં સુધી હિંસારૂપ કાર્ય થઇ શકે જ નહિ અને જ્યારે તે કારણોનો ઉપયોગ કરવામા આવે ત્યારે તે દ્વારા પર્યાયનો વિનાશ થવાથી મારનારને જરૂર હિંસા લાગે અને જ્યારે હિંસાની ઉપપત્તિ થઇ, ત્યારે તેના અભાવરૂપ અહિંસા પણ ઘટી શકે તેનો પણ ઉપાય સાથે સાથે બતાવવામા આવે છે— અહિંસામા હિંસ્યકર્મનો વિયોગ ઉપાદાનકારણ છે અને સદુપદેશ વિગેરે નિમિત્તકારણ છે, તથા નહિ મારવા વિષયક શુદ્ધ અધ્યવસાયો કર્તા

કારણ છે આ ત્રણ કારણ મળવાથી અહિંસાનો પ્રાદુર્ભાવ થાય છે અને જ્યારે અહિંસાની ઉપપત્તિ થઇ, ત્યારે તે દ્વારા સત્ય વિગેરે તમામ યોગના અંગોની ઉપપત્તિ પણ થવાની તથા સ્મરણ, પ્રત્યભિજ્ઞાન દેહના સ્પર્શથી વેદનાનો અનુભવ વિગેરે કાર્યોની ઉપપત્તિ પણ થવાની તથા સૂક્ષ્મનામકર્મના ઉદયથી સૂક્ષ્મ શરીર અને બાદર નામકર્મના ઉદયથી બાદર ( સ્થૂલ ) શરીર-અર્થાત્ દૃશ્ય શરીરને પ્રાપ્ત કરવુ, ધર્મથી ઊર્ધ્વગમન, અધર્મથી અધોગમન અને રત્નત્રયથી મોક્ષપ્રાપ્તિ વિગેરે તમામની ઉપપત્તિ કથંચિત નિત્યાનિત્ય અને કથંચિત ભિન્નાભિન્ન પક્ષ માનવાથી જ થવાની માટે કોઇ પણ જાતની અનુપપત્તિ અમારે ત્યાં છે જ નહિ

## પરિણામિનુ વિવેચન

દ્રવ્યરૂપથી અવસ્થિત પદાર્થે એક પર્યાયથી બીજા પર્યાયની પ્રાપ્તિ કરવી તેનુ નામ પરિણામ સમજવો અને તેવો પરિણામ જેમા હોય તે પરિણામી કહેવાય પ્રકૃતમા ચૈતન્યશક્તિરૂપ ઉપયોગથી અવસ્થિત આત્માએ તે તે કર્મના સબધને લઇને નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, દેવગતિ, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે જે જે પર્યાયોને પ્રાપ્ત કરવા તેનુ નામ પરિણામ સમજવો આવા પ્રકારનો પરિણામ આત્માનો હોવાથી આત્મા પરિણામી કહેવાય છે, તે વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

> परिणामो ह्यर्थान्तरगमन न च सर्वथा व्यवस्थानम् ।
> न च सर्वथा विनाश परिणामस्तद्विदामिष्ट ॥
>
> —ધર્મબિંદુ પૃષ્ઠ ૧૦૭

ભાવાર્થ—સર્વથા સ્થિર પણ નહિ, તેમ જેનો સર્વથા વિનાશ પણ ન હોય, કિન્તુ એક પર્યાયને મૂકીને બીજાને પ્રાપ્ત કરવો, તેનુ નામ પરિણામ સમજવો આવા પ્રકારનો પરિણામ જ વિદ્વાન લોકોને સમત છે, અને તેની સાથે જેનો નિત્ય સબધ હોય તે પરિણામી કહેવાય તેવા પ્રકારનો આત્મા માનવામા જ શરીર, ઇન્દ્રિયો વિગેરે પરિણામોનો વિનાશ કરવાથી હિસા વિગેરેની ઉપપત્તિ થઇ શકે છે, બીજામા નહિ, આથી એ સૂચવવામા આવ્યુ કે આત્મા ભવાન્તરગામી છે ને આત્મામાં પરિણામિપણુ ન માનવામાં આવે તો પરલોકની સિદ્ધિ કદાપિ થઈ શકવાની નહિ માટે પરિણામી જરૂર માનવો અને તેમ માનવાથી જ સસાર અનાદિ સિદ્ધ થવાનો, નહિ તો સર્વ આકાશપુષ્પ સમાન થઇ જવાનુ.

## કર્તા અને સાક્ષાત્ ભોક્તા એ બે વિશેષણોની સાર્થકતા

સાખ્ય લોકોનુ કહેવુ એવુ છે કે 'પુરુષ પોતે નિર્ગુણ છે, કર્તા નથી અને ભોક્તા છે' આ વાતનુ નિરાકરણ કર્તા અને સાક્ષાદ્ ભોક્તા એ બે વિશેષણોથી થઇ શકે છે જેમ ખેતીકાર લોકો કર્ષણક્રિયાના કર્તા હોવાથી તે દ્વારા પેદા થયેલ અન્ન વિગેરેના ભોક્તા તરીકે ગણાય છે એ વાત જનપ્રસિદ્ધ છે તેમ પોતે કરેલા કર્મના ભોક્તાપણુ હોવાથી આત્મા શુભાશુભ કર્મનો કર્તા છે, એ વાત જરૂર માનવી જોઇએ અને જેમા કર્તાપણુ હોતુ નથી, તેમા આકાશ—

કુસુમની માફક વસ્તુપણુ છે જ નહિ, કિંચ આત્માને આપ ભોક્તા માનો છો, તે શું ભોગક્રિયાને કરે છે કે નહિ ? જો કદાચ ભોગક્રિયા કરે છે, એવું માનવામા આવે, તો જ્યારે ભોગક્રિયાને કરવા સમર્થ છે, ત્યારે બીજી ક્રિય ને કરતો નથી તેનુ શું કારણ ? તેના ઉત્તરમા એમ જણાવવામા આવે કે, ભોગક્રિયા પણ કરતો નથી, ત્યારે ભોક્તા કેવી રીતે કહી શકાય ? એ વાત તો ન્હાનુ બાળક પણ સમજી શકે તેમ છે આ તો માતાને વ ધ્યા કહેવા જેવો ન્યાય થયો ભોગની ક્રિયાને કરતો નથી અને ભોક્તા તો છે, એમ મનાય જ કેવી રીતે ? આથી એમ પણ કેમ ન કહી શકાય કે મુક્ત આત્માની માફક કર્તાપણુ ન હોવાથી સસારી આત્મામા ભોક્તાપણુ નથી જે કર્તા ન હોય તે ભોક્તા પણ ન હોય, જેમ આકાશ વિગેરે અને આવી રીતે માનવામા તો કૃતનો નાશ, અકૃતનો આગમ વિગેરે દોષ પણ જરૂર આવવાના કેમકે આપના મતમા દરેક કાર્યને કરનારી જડ પ્રકૃતિ હોવાથી તેણે જે કર્મ કર્યું, તેના ફલનો તેની સાથે બિલકુલ સબધ ન રહેવાથી કૃતનો નાશ થવાનો-અર્થાત્ કાર્ય કરનારને તેનુ ફળ તો બિલકુલ મળવાનુ નહિ અને આપના મત પ્રમાણે આત્માએ તો કંઇપણ કાર્ય કર્યું નથી,તો પણ તેના ફળનો ભોક્તા હોવાથી અકૃતનુ આગમન થયુ આપના દર્શનમા તો કરનારી પ્રકૃતિ અને ભોગવનાર આત્મા છે, એમ જ્યારે મા ાવામા આવે છે, ત્યારે પ્રકૃતિએ કરેલા કર્મોને જેમ ચિત્રદત્ત ભોગવે છે, તેમ વિષ્ણુશર્મા કેમ ભોગવતો નથી ? અથવા એકે કરેલા

કર્મનો ભોગ આખા જગતને કેમ ન મળે ? તેનો પણ વિચાર કરશો કારણ કે જ્યારે અકર્તાપણુ દરેકમા સમાન છે, ત્યારે એક તેનો ભોગ કરે અને બીજો ન કરે તેનુ શુ કારણ ? માટે આવા પ્રકારની અનેક વિપત્તિયોથી બચવાની ખાતર જેમ ભોકતાપણુ માનવામા આવે છે, તેમ કર્તાપણુ પણ જરૂર માનવુ જોઇએ .

## આત્મામા વ્યાપકતાનુ નિરાકરણ.

સૂક્ષ્મ, બાદર વિગેરે જે જે નામકર્મના ઉદયથી જેવા જેવા પ્રકારનુ શરીર પ્રાપ્ત થયેલ હોય, તેવા તેવા પ્રકારના શરીરમા રહેતો હોવાથી આત્માને શરીરપરિમાણુવાળો કહેવામા આવે છે

પૂ૦ આત્માને વ્યાપક માનવામા ન આવે તો અનેક દિશાઓમા અને અનેક દેશમા રહેલા પરમાણુઓની સાથે [redacted] યોગ કદાપિ થવાનો નહિ અને તે સિવાય આદ્ય કર્મનો અભાવ થવાનો અને તેના અભાવથી અન્તિમ સયોગનો પણ અભાવ, અને તે ન હોવાથી શરીરનો પણ અભાવ થવાથી હમેશા દરેકને મોક્ષ મળવાનો

કિંચ કદાચ કોઇપણ પ્રકારથી શરીરની ઉત્પત્તિ માનવા છતા પણ દરેક અવયવિમા પ્રવેશ કરતો હોવાથી આત્મા પણ સાવયવ થવાનો અને તેમ થવાથી ઘટ-પટ વિગેરેની માફક કાર્યપણુ આવવાથી તેમા અનિત્યતા જરૂર આવવાની અને જે અનિત્ય હોય તેનો વિનાશ થવાથી આત્માનો જ અભાવ થવાનો

અપરચ આત્માને શરીરપરિમાણ માનવામા આત્મામા મૂર્તપણુ આવવાથી મૂર્તમા મૂર્તનો પ્રવેશ જ થઇ શકવાનો નહિ, તો પછી શરીરપરિમાણનાં તો વાતજ શી કરવી ? અને તેમ થવાથી તો તમામ શરીરો આત્મા સિવાય ખાલી શૂન્ય રૂપ થઈ જવાના

કિંચ શરીરપરિમાણ માનવામા જે બાલ્યશરીરપરિમાણવાળો હોય, તે યુવાશરીરપરિમાણવાળો પણ કેવી રીતે થવાનો ? જો પોતાના પરિમાણનો ત્યાગ કરીને બાલ્યશરીરવાળો આત્મા યુવાન શરીરમા પ્રવેશ કરે છે, એમ માનવામા આવે તો શરીરની માફક તેમા પણ અનિત્યપણુ જરૂર આવવાનુ અને તેમ થવાથી પરલોકનો પણ અભાવ થવાનો અને પોતાના પરિમાણનો ત્યાગ કર્યો સિવાય પ્રવેશ કરે છે એમ માનવામા તો એ વાત આકાશપુષ્પ સમાન સિદ્ધ થવાની, માટે શરીર પરિમાણવાળો આત્મા કોઇપણ રીતે સિદ્ધ થઇ શકતો ન હોવાથી વ્યાપક માનવો તે જ સર્વોત્તમ છે

ઉ૦ ઉપર્યુક્ત તમામ કથન યુક્તિવિરુદ્ધ હોવાથી કોઇ પણ બુદ્ધિશાળીના મનોમન્દિરમા પ્રવેશ કરી શકે તેમ છે જ નહિ, તે ખાસ સમજાવવામા આવે છે–

આત્માને વ્યાપક માનવામા તે તે ગતિના યોગ્ય તે તે પરમાણુ પુદ્‌ગલોનો સંબંધ થયેલો હોવાથી તમામ જાતની ઔદારિક, વૈક્રિય, આહારક, શ્વાસોચ્છ્વાસ, ભાષા, તૈજસ અને કાર્મણ વર્ગણાઓની સાથે સબંધ થવાથી એક જ ભવની અ[illegible]

દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ, નરકગતિ વિગેરે તમામ સંસારભરના સુખ–દુ ખનો અનુભવ એક કાળમા એક ભવમા થવો જોઇએ

પૂ૦ અદષ્ટના વશથી અમુક ભવને યોગ્ય શરીરને અનુકૂલ પુદ્‌ગલોનો જ સ યોગ થાય છે, બીજાનો નહિ માટે એક, ભવમા તમામ ગતિના સુખ–દુ ખના અનુભવની પ્રાપ્તિનો પ્રસગ છે જ નહિ

ઉ૦ અદષ્ટ પણ પુદ્‌ગલસમુદાયરૂપ હોવાથી આપના મતમા આત્મા વ્યાપક છે અને અદષ્ટના પુદ્‌ગલ પરમાણુઓ પણ જ્યારે સર્વત્ર સર્વદા વિદ્યમાન છે ત્યારે તે તમામ અદષ્ટનો પણ સ બન્ધ થવાથી એક ભવમા તમામ ભવના સુખ-દુ ખનો અનુભવ કેમ ન થઇ શકે ? માટે આપની વ્યાપકતા કોઇપણ રીતે ઇચ્છવા યોગ્ય નથી

કિચ ' વ્યાપક નહિ માનવામા અનેક દિશાઓમા અને અનેક દેશમા રહેલા પરમાણુઓની સાથે સ યોગ કદાપિ થવાનો નહિ ' વિગેરે કથન પણ પોતાના ઘરમા બેસી બાલકોને સમજાવવા લાયક છે કેમકે અમો તો અનેક દિશાઓમા અને અનેક દેશમા રહેલા પરમાણુઓની સાથે જ્યારે સ યોગ જ માનતા નથી, ત્યારે આપત્તિ કેવી રીતે આવી શકે? કારણ કે જે ક્ષેત્રને અવગાહિને જે વ્યકિત રહેલી હોય, ત્યા સ્થિત રહેલી કર્મની વર્ગણાઓ જ મિથ્યાત્વાદિ કારણસમુદાયને લઇને આત્માની સાથે સ બદ્ધ થઇ શકે છે એવી અમારી માન્યતા છે. તો પછી આપના વન્ધ્યાપુત્ર સમાન ઉપર્યુક્ત કથન

ઉપર કયો બુદ્ધિશાળી ધ્યાન આપી શકે ? તથા 'તેવા પરમા ણુઓના સયોગના અભાવમા આદ્યકર્મનો અભાવ' તે વાત પણ આકાશપુષ્પ-સમાન સમજવી, કેમકે જ્યારે જીવ અને કર્મનો સબંધ જ સુવર્ણને પાષાણની માફક અનાદિ છે ત્યારે આદ્ય-કર્મનો અભાવ તો અમોને ઇષ્ટ જ છે કેમ કે સર્વથા સાદિ સબન્ધ તો અમો બિલકુલ માનતા નથી અને કથચિત્ સાદિ સબન્ધ તો બાધા કરનાર છે જ નહિ અમારા મતમા તો આત્માની સાથે કર્મનો સબન્ધ તથા તે દ્વારા શરીરની ઉત્પત્તિ વિગેરે પણ સારી રીતે સિદ્ધ કરવામા આવી છે તથા સસારની પ્રતિબન્ધક સામગ્રીદ્વારા મોક્ષની ઉપપત્તિ પણ બહુ જ યુક્તિપૂર્વક જ્યારે સિદ્ધ કરવામા આવી છે, ત્યારે કઇ વાતની ઉપપત્તિ બાકી રહી તે સમજાવશો માટે ઉપર્યુક્ત ઉપાલભો તો આપને ત્યા જ સુખશાન્તિ પૂર્વક રહેવાના તથા શરીરના પ્રત્યેક અવયવોમા પ્રવેશ કરવાથી આત્માને સાવય વપણાની સાથે કાર્યપણાની જે આપત્તિઓ આપવામા આવી, તે પણ અનભિજ્ઞતાને જ આભારી છે કારણ કે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ તે તે કર્મના સબન્ધને લઇને જેવડુ શરીર મળ્યુ હોય, તેટલા માનમા વ્યાપિને રહેવાથી શરીરમા સા વયવપણુ આવવાથી આત્મામા પણ કથચિત્ સાવયવપણુ તો અમો જરૂર માનીએ છીએ અને તે માન્યા સિવાય શરીરની સાથે સબન્ધ કદિપણ ઘટવાનો જ નહિ તથા પૂર્વપર્યાયનો વિનાશ અને ઉત્તરપર્યાયનો ઉત્પાદ થતો હોવાથી પર્યાયાર્થિક નયથી કથચિત્ અનિત્યપણુ પણ દ્રવ્યાર્થિક નયથી નિત્યત્વની

માફક ઇષ્ટ જ છે પરન્તુ પરલોકનો અભાવ થવાનો, એમ તો સ્વપ્નામા પણ સમજવુ નહિ કારણકે દ્રવ્યથી શાશ્વત છે, એમ પણ અમો જરૂર માનીએ છીએ કિંચ કવચિત્ અનિત્ય માન્યા સિવાય ભવાન્તરની પ્રાપ્તિ, ઉત્તરોત્તર શરીરનો સબન્ધ, જન્મ જરા, મૃત્યુ, બાલ્યાવસ્થા, યુવાવસ્થા વિગેરે કોઈપણ વાતની ઉત્પત્તિ થઈ શકવાની નહિ

અપરંચ શરીરપરિમાણ માનવામા જે મૂર્ત્તપણાની આપત્તિ આપવામા આવી, તેમા પણ પ્રશ્નને અવકાશ જરૂર રહે છે શુ અસર્વગત દ્રવ્યપરિમાણને આપ મૂર્ત્ત કહો છો? અથવા રૂપાદિગુણવાળાને મૂર્ત કહો છો? આ બે પ્રશ્નો પુછવામા આવે છે તેમા પ્રથમ પક્ષ તો અમને ઇષ્ટ જ છે કારણ કે અસર્વગત દ્રવ્યપરિમાણરૂપ મૂર્ત્તપણુ તો આત્માની અદર અમો સારી રીતે માનીએ છીએ તો પછી આપત્તિ શાની રહી? અને બીજો પક્ષ તો યુક્તિવિરુદ્ધ હોવાથી આદરવા લાયક છે જ નહિ, કેમકે જે અસર્વગત હોય તે રૂપાદિવાળુ હોય એવો કાઇ નિયમ છે જ નહિ, કેમકે શબ્દ, મન વિગેરે ઘણી ચીજો અસર્વગત છે, તો પણ આપ પોતે જ તેમા રૂપ વિગેરે ગુણો માનતા નથી તો પછી નિયમ ક્યા રહ્યો? કિંચ મૂર્ત્ત ઘટ, પટ વિગેરેમા મૂર્ત્ત જલ વિગેરેનો [illegible] લોઢામા અગ્નિના કણીઆનો, દુધમા સાકર વિગેરે[illegible] પ્રવેશ થતો આપણે તમામ સારી રીતે [illegible] એના તો સેકડો ઉદાહરણો મળી આવે છે, [illegible] મૂર્ત્તનો પ્રવેશ થઈ શકે જ નહિ, એ [illegible]

આપને કયા ગુરૂએ કરાવ્યો ? માટે આપ લોકો અનુભવથી પણ બિલકુલ રહિત થઇને ખોટી દલીલો કરી શા માટે પોતાના વખતને ગુમાવી નાખો છો ? આથી એ ભાવ નીકળ્યો કે આત્માને શરીરરૂપી ઘરમા પ્રવેશ કરવામા કઇપણ અડચણ નથી અને કથચિત્ મૂર્તપણુ તો જ્યાસુધી કર્મનો સબધ છે, ત્યા સુધી સસારિ આત્મામા અમને અભીષ્ટ છે કિચ આત્માને શરીરપરિમાણ માનવામા જે બાલ્યાવસ્થા શરીરવાળો હોય તે યુવાવસ્થાવાળો કેવી રીતે થઇ શકે ? તેના ઉત્તરમા યુવાવસ્થા શરીરપરિમાણવાળા આત્માને બાલ્યશરીર-પરિમાણનો કથચિત્ ત્યાગ થાય છે, તો પણ સર્વથા વિનાશ થતો ન હોવાથી ઉત્ફણાવસ્થાના ઉત્પાદવાળા સર્પની માફક કંઇપણ જાતની અનુપપત્તિ છે જ નહિ તો પછી વ ધ્યાપુ ત્રમમાન પરલોકના અભાવની તો વાત જ શી કરવી ? પર્યાયથી કથચિત્ અનિત્ય છે, તો પણ દ્રવ્યથી શાશ્વત હોવાથી આત્માને શરીરપરિમાણ માનવામા જ તમામ પ્રકારની વ્યવસ્થા ઘટી શકવાની, બીજામા નહિ અનુમાનપ્રમાણ પણ શરીરપરિમાણ આત્માને સિદ્ધ કરવા તૈયાર છે ચેતનપણુ હોવાથી આત્મા વ્યાપક નથી, જે જે વ્યાપક હોય છે, તે તે અચેતન હોય છે જેમ આકાશ, ધર્માસ્તિકાય વિગેરે અને આત્મા તેવો ન હોવાથી વ્યાપક પણ નથી એ ખૂબ ખ્યાલમા રાખવુ તથા જ્યા જેના ગુણોની ઉપલબ્ધિ થતી હોય, ત્યા જ તે વસ્તુને માનવી જોઇએ, બીજે નહિ જેમ ઘડામા રૂપ વિગેરેની ઉપલબ્ધિ જેટલામા હોય તેટલામા ઘડાને માનવામા આવે છે, તેમ આત્માના જ્ઞાન, દર્શન, સુખ

વિગેરે ગુણોની ઉપલબ્ધિ શરીરપરિમાણ આત્મામા થતી હો વાથી આત્માને પણ શરીરપરિમાણ જ માનવો જોઇએ કિંચ આત્માને જ્યારે શરીરપરિમાણ ન માનતા વ્યાપક માનવામા આવે, ત્યારે આપ જ વિચારો, કે આખા જગત્મા એક જ આત્મા રહેવાથી બીજી વસ્તુને રહેવાનો અવકાશ મળી શકે ખરો ? અર્થાત્ બિલકુલ નહિ તથા શુભાશુભ કર્મના વશથી ઊર્ધ્વગતિ અધોગતિ પણ કોને થવાની ? કારણ કે તે તો સર્વત્ર છે અને યમ, નિયમ વિગેરે યોગાંગની આચરણા, જન્મ-જરા-મૃત્યુના ભયથી સસારમા ઉદાસીનતા, વૈરાગ્યાવસ્થા વિગેરે તમામ ક્રિયાઓ વ્યાપકમા ઘટી શકતી ન હોવાથી નિરર્થક સમાન થઇ જવાની. કેમકે જ્યારે સર્વત્ર સર્વદા વિદ્યમાન છે તો પછી મોક્ષસાધન અનુષ્ઠાન સભવે જ કેવી રીતે ? માટે વ્યાપક આત્માને કોઇપણ રીતે ભવ્યાત્માઓએ ઇચ્છવા યોગ્ય નથી એ ખૂબ ખ્યાલમા રાખવુ વ્યાપકનુ નિરાકરણ નૈયાયિક વિગેરેની સમાલોચનાના પ્રસ્તાવમા પણ કરવામા આવેલુ હોવાથી વિશેષ જીજ્ઞાસા ત્યાથી પુરી કરી લેવી હવે પ્રસગોપાત્ત શરીરનુ નિરૂપણ કરવામા આવે છે-

## શરીરનુ નિરૂપણ.

શુભાશુભ કર્મદ્વારા પુદ્ગલ દ્રવ્યથી બનાવેલ, આત્માને રહેવાનુ જે સ્થાન તે શરીર કહેવાય છે તેના પાચ ભેદ છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ

## ઔદારિક શરીરનું સ્વરૂપ

શુભાશુભ કર્મ દ્વારા ખીજી વર્ગણાઓ કરતા સ્થૂલવર્ગણાઓથી બનેલુ અર્થાત્ ઔદારિકનામની વર્ગણાથી જે બનેલુ હોય તે ઔદારિક શરીર કહેવાય જે દિવસથી તે શરીર ગ્રહણ કરવામા આવે છે, તે દિવસથી સમયે સમયે તેમા ઉત્પાદ, વ્યય વિગેરે પર્યાયો થયા જ કરે છે ઉત્પન્ન થવુ, વિનાશ થવો, જીર્ણ થવુ, વધવુ, ઘટવુ વિગેરે પરિણામો આ શરીરમા થયા જ કરે છે તથા આ શરીર ભેદ્ય છે, છેદ્ય છે, દાહ્ય છે, હાર્ય છે અને બીજા તેવા નથી આ શરીર સ્થૂલ વર્ગણાઓથી બનેલુ હોઇ કરીને પણ કેટલાએકની અપેક્ષાએ સર્વોત્તમ પુદ્ગલોથી અને કેટલાકની અપેક્ષાએ બહુ ખરાબ પુદ્ગલોથી પણ બને છે આવા પ્રકારનુ ઔદારિક શરીર મનુષ્યો અને તિર્યંચોને જ હોય છે

## વૈક્રિય શરીરનુ સ્વરૂપ

વિચિત્ર પ્રકારની શક્તિવાળી વૈક્રિયનામની વર્ગણાથી બનેલ શરીર વૈક્રિય કહેવાય એકના અનેક બનાવી શકે, તથા અનેકના એક બનાવી શકે, ન્હાનાનુ મોટુ, મોટાનુ ન્હાનુ, એકમા અનેક આકૃતિ બનાવવી, અનેકમા એક આકૃતિ બનાવવી, દૃશ્ય, અદૃશ્ય, ભૂમિચર, આકાશમા ચાલનાર તથા તથા પ્રતિઘાતપણુ અને અપ્રતિઘાતપણુ વિગેરે અનેક પ્રકારની શક્તિવાળુ આ શરીર હોય છે તેના મુખ્ય બે ભેદો છે-એક

મૂળવૈક્રિય શરીર અને બીજું ઉત્તરવૈક્રિય તેમા મૂળવૈક્રિય તો દેવતા અને નારકીને જ હોય છે, બીજાને બિલકુલ નહિ પરંતુ ઉત્તરવૈક્રિય તો ચારે ગતિમા સભવી શકે તેમા પણ દેવતા અને નારકીમા તો અવશ્ય હોય છે મનુષ્ય અને તિર્યંચોમા તો તેવા પ્રકારની લબ્ધિ પેદા થવાથી મળી શકે છે

## આહારક શરીરનુ સ્વરૂપ

જેમા લગાર માત્ર સાવદ્યપણુ નથી, તથા જેનો વ્યાઘાત પણ બિલકુલ થતો નથી અને જે શુભ અને સ્વચ્છ એવી આહારક વર્ગણાથી બને છે, તે આહારક શરીર કહેવાય આ શરીર ઉત્તમ ચારિત્રપાત્ર ચૌદપૂર્વધારિ મુનિ સિવાય બીજાને મળી શકતુ નથી અને તે પણ જ્યારે તેઓને કોઇપણ જાતના પદાર્થમા સશય થાય, ત્યારે તેનો નિર્ણય કરવા માટે પોતે ત્યા રહ્યા છતા પણ આવા પ્રકારનુ એક નવીન જ શરીર બનાવી જ્યા તીર્થંકરો વિચરતા હોય, ત્યા મોકલાવે છે ત્યા તેમની ઋદ્ધિ દેખતા જ સશય દૂર કરી જલદી અન્તર્મુહૂર્તમા પાછુ સ્વસ્થાને આવી જાય છે આવા પ્રકારની શક્તિવાળુ બીજા સાધારણ મુનિને પણ પ્રાપ્ત થઇ શકતુ નથી એ તો જેને ખાસ આહારકલબ્ધિ હોય, તેને જ મળી શકે છે

## તેજસ શરીરનુ સ્વરૂપ

ખાધેલા આહારને પચાવવા માટે, બીજાને શાપદ્વારા ભસ્મીભૂત કરવા માટે તથા શાપને પાછો વાળવા સારૂ શીતલેશ્યા

મૂકવાની ખાતર તૈજસ નામની વગણાથી આ શરીર બનાવવામા આવે છે સારાતપસ્યાવિશેષદ્વારા તૈજસ શરીરમા બીજાને ભસ્મીભૂત કરવાની તથા બીજાએ બીજાને બાળવા માટે શાપદ્વારા અજમાવેલ શક્તિને શાન્ત કરવાની વિગેરે પ્રકારની શક્તિયોને મેળવી ઋષિઓ પોતાના શાપ, અનુગ્રહ વિગેરે કાર્યને સફલ કરે છે તે શરીર તૈજસવર્ગણાના પુદ્ગલોથી બને છે બીજાઓ કરતા સૂક્ષ્મ છે તેનો પણ પ્રતિઘાત કોઇ ઠેકાણે થતા નથી અને અનાદિ છે તથા તમામ સસારી જીવોને આ સૂક્ષ્મ શરીર તો હોય છે એનો અભાવ સસારી જીવોમા તો બિલકુલ નથી

## કાર્મણ શરીરનુ સ્વરૂપ

કાર્મણ વર્ગણાથી જે બનેલ હોય, તે શરીર કાર્મણ કહેવાય આ શરીર પણ તમામ સસારી જીવોને હોય છે આનુ બીજુ નામ સૂક્ષ્મ શરીર સમજવુ આ શરીર પરલોકમા સાથે જાય છે તે દ્વારા સુખ, દુ ખ વિગેરેનો સાક્ષાત ઉપભોગ કઇ પણ થઇ શકતો ન હોવાથી તે નિરૂપભોગ કહેવાય છે કર્મના સમૂહનુ નામ કાર્મણ છે અથવા કર્મના વિકારનુ નામ કાર્મણ સમજવુ

હવે આ પાચ શરીરમા રહેલી આપસના ભિન્નતા બતાવવામા આવે છે કારણથી, વિષયથી, સ્વામિથી, પ્રયોજનથી, પ્રમાણથી, પ્રદેશથી, અવગાહનાથી અને સ્થિતિથી આટલા કારણોથી આ શરીરોમા આપસમા ભિન્નતા સમજવી.

ઔદારિક શરીર સ્થૂલ પુદ્ગલોથી સાત ધાતુવાળુ બને છે તે સિવાય બીજા શરીરો ઉત્તરોત્તર સૂક્ષ્મવર્ગણાથી બને છે, અને તે તમામ સાત ધાતુથી રહિત છે તથા મૂલોત્તર કારણોમા અશુચિપણુ, પરિણામમા અશુચિપણુ, અશુચિ વહેવાપણુ વિગેરે કાર્યો પણ ઔદારિક શરીરમા સ ભવે છે, બીજામા તો બિલકુલ નહિ

ઔદારિક શરીરમા વિદ્યાચારણ વિગેરેની અપેક્ષાએ નન્દીશ્વર દ્વીપ સુધી જવાની શક્તિ છે વૈક્રિયમા અસ ખ્યાતા દ્વીપ અને સમુદ્ર સુધી જવાની શકિત છે, આહારક શરીરમા મહાવિદેહ સુધી જવાની શકિત છે, અને તેજસ-કાર્મણમા આખા લોક સુધી જવાની શકિત છે માટે કારણ અને વિષયની ભિન્નતાઓથી તેમાં ભિન્નતા સમજવી

ઔદારિકના સ્વામિ તિર્યંચ અને મનુષ્યો સિવાય બીજા કોઇ નથી. વૈક્રિયનુ સ્વામિપણુ ઉત્તરની અપેક્ષાએ ચારે ગતિમા સ ભવી શકે છે અને મૂળની અપેક્ષાએ દેવતા અને નારકીના જીવોમા જ છે આહારકના સ્વામી ચૌદ પૂર્વધારી મહાયોગીશ્વર જ છે અને તેજસ-કાર્મણના સ્વામી તો આખા જગતના તમામ જીવો છે સ્વામિને લઇને આ ભિન્નતા સમજવી

ઔદારિકનુ પ્રયોજન-ધર્મ-અધર્મ, સુખ-દુ ખ, મોક્ષાનુષ્ઠાન યોગનુ આલ બન વિગેરે અનેક છે વૈક્રિયનુ પ્રયોજન-સ્થૂલપણુ, સૂક્ષ્મપણુ, વ્યોમચરપણુ, ભૂમિચરપણુ, દૃશ્યપણુ, અદૃશ્યપણુ, ધર્મ, અધર્મ, સુખ-દુઃખ વિગેરે સમજવુ,

પરંતુ યેગાગનું સેવન, મોક્ષની પ્રાપ્તિ વિગેરે સમજવું નહિ આહારક શરીરનું પ્રયોજન-સૂક્ષ્મ, વ્યવહિત એવા ગહન પદાર્થ વિષયક સંશય દૂર કરવો તૈજસનું પ્રયોજન-આહારને પચાવવો, શાપ અને અનુગ્રહ વિગેરે છે કાર્મણનું પ્રયોજન-ભવાન્તરને પ્રાપ્ત કરાવવું, સાથે ગમન કરવું, નિરન્તર સાથે જ રહેવું, ઉપભોગ રહિતપણું વિગેરે છે

પ્રમાણુના સંબંધમાં સર્વથી મોટું ઔદારિક હોય છે, તેથી ન્હાનું વૈક્રિય શરીર, તેથી ન્હાનું આહારક અને તૈજસ-કાર્મણ તો સર્વથી સૂક્ષ્મ હોય છે

ઔદારિકશરીર કરતાં વૈક્રિયશરીર અસંખ્યેય ગુણી વધારે વર્ગણાથી બને છે, તે કરતાં અસંખ્ય ગુણી વધારે વર્ગણાથી આહારક શરીર બને છે તથા તૈજસ અને કાર્મણ તે કરતાં અનંત ગુણી વધારે વર્ગણાથી બને છે

ઔદારિક શરીરનો થોડામાં થોડો કાળ અન્તર્મુહૂર્તનો છે, અને વધારેમાં વધારે ત્રણ પલ્યોપમનો છે, બાકી તમામ મધ્યમ સમજવો અને ત્રણ પલ્યોપમનો કાળ પણ દેવકુરૂ તથા ઉત્તરકુરૂના યુગલિકના આશ્રયથી જાણવો, તમામને લઇને નહિ વૈક્રિયનો ઉત્કૃષ્ટ કાળ તેત્રીસ સાગરોપમનો જાણવો અને જઘન્ય દશ હજાર વરસનો જાણવો તૈજસ-કાર્મણનો કાળ અભવ્યની અપેક્ષાએ અનાદિ-અનંત છે અને ભવ્યની અપેક્ષાએ અનાદિસાન્ત છે

આટલુ પ્રસંગોપાત્ત શરીર સંબંધી વિવેચન કર

વામા આવ્યુ, એથી સહજ સમજી શકાય તેમ છે, કે 'મનુષ્ય શરીર પાર્થિવ, વરૂણ લોકમા જલના શરીર, આદિત્ય લોકમા તેજના શરીર અને વાયુલોકમા વાયુના શરીર' એ કથન કેટલા અંશે સત્ય છે? તેમા બીજાને કઇ પણ પૂછવાની જરૂર રહેતી જ નથી એ તો સ્વયમેવ વિચારવાથી સમજી શકાય છે તથા પંચીકરણ અને અપંચીકરણની બાબતમા પણ સત્યનુ સંશોધન કરવાની જો ગવેષણા હોય, તો એકાન્તમા બેસી ખાસ સત્ય માર્ગ શોધી લેવો એ જ બુદ્ધિમત્તાનુ કામ છે અને તેમા પણ મધ્યસ્થતાની ખાસ જરૂર રહે છે આટલુ કહ્યા બાદ હવે પ્રતિક્ષેત્રભિન્ન એ વિશેષણની વ્યાખ્યા કરવામા આવે છે-

## દરેક શરીરમા આત્મા જૂદો છે, એ સબન્ધી વિવેચન

'દરેક શરીરમા આત્મા જૂદો જૂદો છે' આથી એ જણાવ્યુ કે આત્મા ઘણા છે, અને સાથ એકાત્મવાદનુ નિરાકરણ પણ કરવામા આવ્યુ તેનુ પણ કંઇક વિવેચન કરવામા આવેછે વેદાન્તીનો આશય નીચેના શ્લોકદ્વારા પ્રકટ કરવામા આવે છે

एकः सर्वगतो ह्यात्मा कूटस्थो दोषवर्जितः ।
एकः स भिद्यते शक्त्या मायया न स्वभावतः ॥ १ ॥

—સાંખ્યદર્શન પૃ ૭૮

ભાવાર્થ —દોષવર્જિત,કૂટસ્થ નિત્ય આત્મા વ્યાપક છે અને તે એક જ છે, તો પણ માયાથી લોકમા ભિન્ન ભિન્ન

રૂપે માલૂમ પડે છે, પરન્તુ સ્વભાવથી તેમ નથી અને એક માનવામા લાઘવતા પણ ઘણી આવે છે, માટે આત્મા એક જ માનવો જોઇએ

ઉપર્યુક્ત વેદાન્તિકનુ કથન મિથ્યા હોવાથી આદરવ લાયક નથી જો કહાય તેના વિચાર પ્રમાણે આત્મા એક જ માનવામા આવે, તો એકના જન્મમા સર્વનો જન્મ, એકના મરણમા સર્વના મરણ, એકની બાલ્યાવસ્થામા સર્વ બાલકો, એકના યુવાન થવામા સર્વ યુવકો બનવાના, એ વાત તો ન્હાનુ બાલક પણ માની શકે તેમ નથી, તો પછી બીજાની તો વાત જ શી કરવી ? માટે એકાત્મવાદ કાઇપણ બુદ્ધિશાળીને માનવા લાયક નથી કિંચ લક્ષણ વિગેરેના ભેદથી પણ ઘટ વિગેરેની માફક પરસ્પર ભેદ સ્વભાવવાળા જગતમા જીવાત્માઓ ઘણા છે જેનો પરસ્પર ભેદ હોતો નથી, તેના લક્ષણમા પણ ભેદ ન બનતો નથી, જેમ આકાશ વિગેરે અને અત્ર તો દેવતા, નારકી, મનુષ્ય, તિર્યંચ વિગેરેના લક્ષણો શાસ્ત્રમા ભિન્ન ભિન્નરૂપે ઘણે ઠેકાણે પ્રતિપાદન કરવામા આવ્યા છે બહુ આરંભ વિગેરે કરનાર નરકનુ આયુષ્ય બાધે છે, બહુ માયા વિગેરે કરનાર તિર્યંચનુ આયુષ્ય બાધે છે સરળ સ્વભાવ તથા અલ્પ મૂર્છા વિગેરે કરનાર મનુષ્યનુ આયુષ્ય બાધે છે, અને સરાગ સયમની પાલના વિગેરે કાર્ય કરનાર દેવતાના આયુષ્યનો બન્ધ કરે છે આવો લક્ષણભેદ જ્યારે સ્પષ્ટપણે માલૂમ પડે છે, ત્યારે એકાત્મવાદ મનાય જ કેવી રીતે ? કિંચ જે જ્ઞાન દર્શનના

ઉપયોગરૂપ જીવનુ લક્ષણ બાધવામા આવેલ છે, તે દરેક શરીરમા ઉત્કર્ષ–અપકર્ષની તરતમતાના ભેદથી અનન્તા ભેદો થતા હોવાથી, જ્યારે અનન્તા ભેદે જોવામા આવે છે, ત્યારે એકાત્મવાદ મનાય જ કેવી રીતે ? એમ હોવા છતા પણ જો કહાય આત્માને એક જ માનવામા આવે તો આકાશની માફક સુખ, દુખ બન્ધ, મોક્ષ વિગેરેની ઉપપત્તિ બિલકુલ થઇ શકવાની જ નહિ, કેમકે જ્યા સુખ–દુખ વિગેરે હોય છે, ત્યા વ્યાપકતા જોવામા આવતી નથી, જેમ દેવ દત્તમા તેમ સર્વત્ર સમજવુ અપર ચ એકપણુ હોવાથી કર્તા પણુ, ભોક્તાપણું, મનનપણુ, સસારિપણુ, વિગેરે કોઇની પણ ઉપપત્તિ થઇ શકવાની જ નહિ જેમ આકાશ એક હોવાથી તેમા કર્તાપણુ વિગેરે સભવી શકતુ નથી, તેમ એકાત્મવાદમા પણ ઘટી શકવાનુ નહિ આરાશ–નારકી, તિર્યંચ વિગેરે અનન્તા જીવો અનેક પ્રકારના શારીરિક અને માનસિક દુખોથી દુખી જોવામા આવે છે એનો અનન્તમો ભાગ સુખી જોવામા આવે છે એવી રીતે અનન્તા બદ્ધ જીવો છે, એનો અનન્તમો ભાગ મુક્ત જીવોનો છે, તે તમામને એક માન વામા કોઇ પણ જીવ સુખી મળવાનો જ નહિ જેમ આખુ શરીર રોગગ્રસ્ત હોય, અને ■ ગુલીનો એક ભાગ રોગરહિત હોય, તેથી શિવદત્ત જેમ સુખી કહેવાતો નથી, તેમ ઘણા દુખી હોવાથી થોડા સુખી હોય તો પણ આપના મત પ્રમાણે જીવ જ્યારે એક જ છે, ત્યારે સુખીમા સુખીપણાનો વ્યવહાર પણ કેવી રીતે થઈ શકે ? તેમ ઘણા બદ્ધ હોવાથી એકજીવવાદમા અમુક બદ્ધ

છે, અમુક મુક્ત છે એ વ્યવહાર પણ કેવી રીતે થઇ શકવાનો ? માટે એકજીવવાદ તો આકાશપુષ્પ-સમાન સમજવો તેને વિશેષ વિચાર વેદાન્તદર્શનની સમાલોચનાના પ્રસ્તાવમા કરવામા આવેલ હોવાથી અત્ર દિગ્દર્શન માત્ર કરવામા આવેલ છે માટે દરેક શરીરમા આત્મા જૂદા જૂદા છે એ ખાસ ખ્યાલમા રાખવુ

આ વાતને માનનાર સાખ્ય, નૈયાયિક, વૈશેષિક વિગેરે દર્શનકારો પણ આત્મા અનન્ત માને છે અને તેમ માન્યા સિવાય કોઇ પણ પ્રકારની વ્યવહારિક યા પારમાર્થિક સિદ્ધિ થઇ શકવાની નહિ

## પૌદ્ગલિક અદૃષ્ટવાન્ વિશેષણનુ વિવેચન

તીર્થંકરપણુ, સ્વર્ગની પ્રાપ્તિ વિગેરે કાર્યસપાદનમા જીવની સાથે સબદ્ધ એવા પ્રશસ્ત કર્મ પુદ્ગલોનુ ધર્મનામ સમજવુ, નરક, તિર્યંચ, દુખી, દરિદ્ર, રોગી, શોકી, વિગેરે કાર્યસપાદનમા જીવની સાથે સબદ્ધ એવા અપ્રશસ્ત કર્મોના પુદ્ગલોનુ અધર્મ નામ છે અને આ ધર્માધર્મનુ શાસ્ત્રમા અદૃષ્ટ એવુ નામ આપવામા આવેલ છે

પૂ૦ જગતમા અદૃષ્ટ વસ્તુ કોઇ છે જ નહિ, તો પછી આત્મા પૌદ્ગલિક અદૃષ્ટવાળો છે, એમ કેવી રીતે કહી શકાય ?

ઉ૦ શુ પરલોકી ન હોવાથી અદૃષ્ટ નથી એમ કહો છો ? યા પ્રત્યક્ષ દેખાવાપણુ નહિ રહેવાથી નથી એમ કહો છો ? અથવા વિચાર કરતા સિદ્ધ થતુ નથી માટે અદૃષ્ટ નથી એમ

કહેવા માગો છો ? અગર કોઇ સાધક ન રહેવ થી નથી એમ કહો છો ? આ ચાર પ્રશ્નો પુછવામાં આવે છે તેમા પ્રથમ પક્ષ તો બિલકુલ રદ્દી સમજવો કારણુ કે જ્યારે પરલોકની સિદ્ધિ જીવની સિદ્ધિ વખતે કરવામા આવી, ત્યારે પરલોકી ન હોવાથી અદૃષ્ટ નથી એમ કેવી રીતે કહી શકાય ? હવે રહ્યો બીજો પક્ષ, તે પણુ અનાદરણીય છે, કેમકે તમારા પરદાદા વિગેરે પ્રત્યક્ષ ન હોવાથી અને ઘણો કાળ વ્યતીત થવાથી તેનો પણુ અભાવ માનવો જોઇએ અને જ્યારે તે નથી તો પછી આપ પણુ કયાથી હોઇ શકો તેનો પણુ સાથ વિચાર કરશો કદાચ તેના ઉત્તરમા એમ કહેવામા આવે કે સર્વને અપ્રત્યક્ષ હોવાથી અદૃષ્ટ નથી તે વાત પણુ અસત્ય સમજવી કારણુ કે સર્વને અપ્રત્યક્ષ છે, એ વાત તમોને કયાથી માલૂમ પડી ? જ્યારે તમામના હૃદયનુ તમોને પ્રત્યક્ષ જ નથી, ત્યારે કેવી રીતે આપ કહી શકો કે સર્વને પ્રત્યક્ષ નથી માટે અદૃષ્ટ નથી એ આપની વાત માનવા લાયક નથી, કારણકે સર્વજ્ઞ ને-મોટા યોગીશ્વરોને જ્યારે તે પ્રત્યક્ષ છે, ત્યારે સર્વને અપ્રત્યક્ષ છે એ વાત બોલાય જ કેવી રીતે ? તેનો વિચાર કરશો માટે બીજો પક્ષ પણુ ત્યાજ્ય સમજવો હવે રહ્યો ત્રીજો પક્ષ, તેનો પણુ વિચાર કરી દૂર કરવામા આવે છે

પૂ૦ પુણ્યના કારણુ ઇશ્વરપૂજા, સર્વ પ્રાણીમા દયા, સત્યનુ સેવન વિગેરે કરવા છતા પણુ લોકો દરિદ્ર જોવામા આવે છે અને પાપનુ કારણુ હિંસા, અસત્ય, પિતા, માતા, મિત્ર પુત્ર વિગેરે વિશ્વાસુ ઉપર દ્રોહ કરવો, આવુ કાર્ય કરનાર પણુ

છત્ર, ચામરાદિ લક્ષણથી યુક્ત રાજ્યશ્રીને ભોગવતા દષ્ટિ ગોચર થાય છે ત્યારે આપ જ બતાવો કે, દયા, દાન, સત્ય વિગેરે પુણ્યનુ કારણ છે, અને હિંસા, અસત્ય વિગેરે પાપનુ કારણ છે એવો નિયમ ક્યા રહ્યો ? માટે અદૃષ્ટ માનવાની શી જરૂર ?

ઉ૦ દયા પૂજા, અહિંસા, સત્ય વિગેરે પાળવા છતા પણ જે દરિદ્ર જોવામા આવે છે, તેનુ કારણ ભવાન્તરમા કરેલ પુણ્યાનુબન્ધિ પાપનુ ફલ સમજવું અને હિંસા, અસત્ય વિગેરેને સેવનાર રાજ્યશ્રીનો અનુભવ કરે છે, તેનુ કારણ પાપાનુબન્ધિ પુણ્ય સમજવુ તથા આ ભવમા જે દાન, પૂજા વિગેરે કાર્યો કર્યો, તેનુ ફળ કાલાન્તરે જરૂર મળવાનુ, માટે કોઈ જાતની અનુપપત્તિ જ નહિ

આટલુ કહ્યા બાદ પ્રસગોપાત્ત પુણ્ય–પાપના વિષયમા ચઉભંગી દર્શાવવામા આવે છે ૧ પુણ્યાનુબન્ધિ પુણ્ય, ૨ પુણ્યાનુબન્ધિ પાપ, ૩ પાપાનુબન્ધિ પુણ્ય, ૪ પાપાનુબન્ધિ પાપ તેનો અર્થ પણ સક્ષેપથી સમજાવવામા આવે છે

ભવાન્તરના જે પુણ્યથી સુખ ભોગવતા ધર્મ તરફ ઇચ્છા સ્વાભાવિક રીતે રહ્યા કરે, પુણ્યના કાર્યો પણ થયા કરે અને જીવનમા પવિત્રપણુ પણ બરાબર રહ્યા કરે, એવા પુણ્યને પુણ્યાનુબન્ધિ પુણ્ય કહેવામા આવે છે આ પુણ્ય આખી જીંદગીમા સુખ આપવાની સાથ જીવનને પવિત્ર બનાવવામા પણ સહાયક છે અને ભવાન્તરને માટે પણ પુણ્યને ઉત્પન્ન કરવામા સાધારણ કારણરૂપ માટે પુણ્યના સાધનરૂપ પુણ્યને

પુણ્યાનુબન્ધિ પુણ્ય કહેવામા આવે છે અથવા જન્માતરમાં પુણ્યના સાધનોને મેળવી આપનાર પુણ્યને પુણ્યાનુબન્ધિ પુણ્ય કહેવામાં આવે છે

ભવાન્તરના જે પાપથી દુ ખ ભોગવતા છતા પણ જીવ જીવનને મલિન ન કરતા ધર્મસાધન કાર્યોમા ઉદ્યમી બરાબર રહ્યા જ કરે, તેવા પાપને પુણ્યાનુબન્ધિ પાપ કહેવામા આવે છે આવુ પાપ જીન્ગીમા ગરીબાઇ વગેરે દુ ખો આપવા છતાં પણ જીવનને પાપી બનાવવામા નિમિત્તભૂત ન હોવાથી ભવાન્તરમા પુણ્ય-સ પાદનનુ કારણ બની જાય છે આશય ભવાન્તરમા પુણ્યના કાર્યો કરવામા હરકત ન કરનાર જે પાપ, તે પુણ્યાનુબન્ધિ પાપ કહેવાય

ભવાન્તરમા જે પુણ્યથી સુખ ભોગવતા પાપ ની વાસનાઓ વધતી જ જાય અને જીવ અધર્મના કાર્યો કર્યા જ કરે, તેવા પુણ્યને પાપાનુબન્ધિ પુણ્ય કહેવામા આવે છે અર્થાત્ જન્માતરમા પાપ-સ પાદન કરી આપનાર પુણ્યને પાપાનુબન્ધિ પુણ્ય કહેવામા આવે છે

જન્માતરમા એકઠા કરેલ જે પાપથી ગરીબાઇ વિગેરે દુ ખો ભોગવવાની સાથ પાપ કરવાની બુદ્ધિ તો વધતી જ જાય, જીવ અધર્મના કાર્યોમા ખૂબ ઉદ્યમ કરે, એવા પાપને પાપાનુબન્ધિ પાપ કહેવામા આવે છે સારાશ-જન્માન્તરને માટે પાપના પોટલાને બન્ધાવનાર જે પાપ તે પાપાનુબન્ધિ પાપ જાણવુ

હવે ચાલતી વાત ઉપર આવીએ છીએ. ઉપર્યુંકત અર્થને લઇને દયા, સત્ય વિગેરે પાળનારને દારિદ્ર્યપણાની પ્રાપ્તિ

અને હિંસક, અસત્યવાદી વિગેરેને રાજ્યશ્રીની પ્રાપ્તિ થતી હોવાથી કોઈપણ પ્રકારનો વિરોધ છે જ નહિ માટે આવી રીતે વિચારથી પણ અદૃષ્ટ સિદ્ધ થાય છે તો પછી વિચાર કરતા સિદ્ધ થતુ નથી એવો ત્રીજો પક્ષ કેવી રીતે માની શકાય ?

હવે રહ્યો ચોથો પક્ષ, તે પણ સમજાવવામા આવે છે જ્યારે આગમ તથા અનુમાન પ્રમાણ અદૃષ્ટના સાધક તરીકે તૈયાર છે, ત્યારે સાધક કોઈ ન રહેવાથી અદૃષ્ટ નથી એમ કેવી રીતે કહી શકાય ? આગમમા જણાવ્યુ છે કે—

जो तुल्लसाहणाण फले विसेसो न सो विणा हेउं ।
कज्जतणओ गोयम ! घडो व्व हेऊ य से कम्म ॥१॥
—વિશેષાવશ્યકસૂત્ર

ભાવાર્થ—બન્નેની પાસે સામગ્રી સરખી હોવા છતા એકને સારૂ ફળ મળે છે અને બીજાને નહિ, તે વાત કારણ વિના બની શકે જ નહિ જેમ ઘડામા કાર્યપણુ હોવાથી દંડ, ચક્ર વિગેરેને કારણ તરીકે માનવામા આવે છે તેમ બન્ને જણાએ કાર્યનો સાથે આરંભ કરવા છતા પણ એકને બરબર ફળ મળે છે અને બીજાને નહિ, તેનુ કારણ અવશ્ય માનવુ જોઇએ અને જે તેનુ કારણ છે, તેનુ નામ જ અદૃષ્ટ સમજવુ તથા—

शुभ: पुण्यस्य, अशुभ: पापस्य ।
—તત્ત્વાર્થસૂત્ર છઠ્ઠો અધ્યાય

વિગેરે આગમો પણ અદૃષ્ટને માટે પોકારીને કહે છે
હવે અનુમાન પણ આપવામાં આવે છે—

કાર્ય પણ હોવાથી સરખી સામગ્રીવાળા મનુષ્યને ફળમાં જે વિશેષતા માલૂમ પડે છે, તે સહેતુક હોવી જોઈએ અને જે તેનું કારણ છે, તેનું નામ જ અદૃષ્ટ સમજવું તથા નીચેનો શ્લોક પણ તે વાતને ટેકો આપે છે—

तथा तुल्येऽपि चारम्भे सदुपायेऽपि यो नृणाम् ।
फलभेदः स युक्तो न दुवस्या हेत्वन्तर विना ॥ ९२ ॥

ભાવાર્થ સ્પષ્ટ છે —શાસ્ત્રવાર્તાસમુચ્ચય

तस्मात्तदा मनो भिन्न सचित्रे चात्मयोगि च ।
अदृष्टमत्रगन्तव्य तस्य शक्त्यादिसाधकम् ॥ १०६ ॥

—પૃ ૫૭

ભાવાર્થ —તે કારણ માટે સુખી, દુખી, રોગી, શોકી, રંક, રાજા, ભાગ્યશાળી, નિર્ભાગી વિગેરે વિચિત્રપણાનું કારણ વિચિત્ર પ્રકારનું કર્મ જ સમજવું અને તે પણ આત્માથી કથંચિત્ ભિન્ન છે અને તેનું નામ જ અદૃષ્ટ સમજવું તથા પરાભિમત શક્તિ વિગેરેનું સાધક પણ તે જ છે

अदृष्ट कर्म सस्कार० पुण्यापुण्ये शुभाशुभे ।
धर्माधर्मौ तथा पाश० पर्यायास्तस्य कीर्तिताः ॥१०७॥

ભાવાર્થ —વૈશેષિક લોકો અદૃષ્ટ કહે છે, જૈનલોકો અદૃષ્ટ

તથા કર્મ પણ કહે છે, સાગત લોકો સસ્કાર કહે છે, વેદાન્તુ યાયિ લોકો પુણ્ય પુરુષ કહે છે, ગણક લોકો શુભાશુભ કહે છે, સાખ્ય લોકો ધર્માધર્મ કહે છે અને ઈશ્વર લોકો પાશ કહે છે આ સર્વ અદૃષ્ટના પર્યાયો જાણવા આવી રીતે અદૃષ્ટના સાધક પ્રમાણો જ્યારે મળી આવે છે ત્યારે અદૃષ્ટનુ સાધક કોઇ નહીં હોવાથી અદૃષ્ટ નથી, એમ કહીને ખસી જવું એ કેટલી બધી અજ્ઞાનતા સમજવી !!

પૂ૦ જેમ એક સ્થાનમા પેદા થએલ બોરડીના કાંટામા કૂટિલપણુ, તીક્ષ્ણપણુ અને ફળમા ગોળાકારપણુ વિગેરે વિશેષતા જોવામા આવે છે તથા જેમ એક જ તળાવમા પેદા થયેલ કમલોમા શ્યામપણુ, શ્વેતપણુ, રક્તપણુ, શતપત્રપણુ, સહસ્રપત્રપણુ વિગેરે જોવામા આવે છે, તેમા જેમ અદૃષ્ટનુ કામ નથી, તેમ જીવોમા પણ સ્વભાવથી જ વિશેષતા રહેલી હોવાથી તેમા પણ અદૃષ્ટની શી જરૂર છે ? તે સમજાવશો

ઉ૦ ઉપરની શકા બિલકુલ નિર્મૂલ સમજવી, કારણ કે બોરડીમા લાગેલા કાટામા અને કમલોમા પણ જીવપણુ હોવાથી તે દૃષ્ટાન્ત આપીને સ્વાભાવિક ભેદ કદાપિ સિદ્ધ થવાનો નહિ તેમા પણ જે વિશેષતા જોવામા આવે છે, તે પણ અદૃષ્ટને જ આભારી માટે તે દૃષ્ટાન્ત આ ઠેકાણે નકામુ જ સમજવુ

પૂ૦ જેમ આકાશની અન્દર અનેક પ્રકારના વિચિત્ર રગવાળા વાદળા જોવામા આવે છે તેમા જેવી રીતે અદૃષ્ટ કામ નથી કરતુ, કિન્તુ સ્વભાવથી વિચિત્રતા મનાય છે, તેમ

ત્ત, રંક વિગેરેમાં પણ સ્વભાવથી વિચિત્રતા માનવાથી જ્યારે કાર્ય સિદ્ધ થાય છે, ત્યારે અદૃષ્ટ માનવાની શી જરૂર છે?

ઉ૦ તેમા પણ જગતના અદૃષ્ટના વશથી વિચિત્રપણું સ્વીકારવામા આવે છે, ત્યારે સ્વભાવની વાત ક્યા રહી? તે જણાવશો કિચ જેને લઈને જગતમા વિચિત્રપણું આપ માનો છો, તે સ્વભાવ શી ચીજ છે? શુ નિર્હેતુકપણાને આપ સ્વભાવ કહો છો? અથવા સ્વાત્મકહેતુપણાને સ્વભાવ કહો છો? યા વસ્તુધર્મને સ્વભાવ કહો છે? અગર વસ્તુ-વિશેષને સ્વભાવ કહો છો? આ ચાર પ્રશ્નો પુછવામા આવે છે

તેમાથી પ્રથમ પક્ષ માનવામા તો નિરન્તર જેમા જેવા પ્રકારની સત્તા જોવ મા આવે છે તેમા તેવી સત્તા હમેશા હોવી જોઈએ અર્થાત્ જે રાજસત્તાને ભોગવતો હે ર ને સદ ને માટે ર જ જ હોવો જોઈએ અને જે ર ક હોય તે હ મે ાને માટે રંક જ હોવો જોઈએ કારણ કે આપ તો સ્વભાવ સિવાય બીજુ કઈ પણ કારણ માનતા જ નથી અને સ્વભાવ તો ફરી શકતો નથી અથવા કોઈ તેમા કારણ ન હોવાથી બિલકુલ વિચિત્રતા જ ન હોવી જોઈએ જે ચીજનુ કંઈપણ કારણ ન હોય, તેની સત્તા નિરન્તર રહેવી જોઈએ, કા તો તે બિલકુલ ન હોવી જોઈએ માટે પ્રથમ પક્ષ આપનાથી માની શકાય તેમ છે જ નહિ

હવે લ્યો બીજો પક્ષ, તેમા પણ પોતે જ પોતાની ઉત્પત્તિમા હેતુ છે એવો અર્થ થવાનો અને તેમા તો બાકરૂ કાઢતા ઉંટ પેસવાનુ, કેમકે જ્યારે પુત્ર પોતે જ પોતાના ઉત્પત્તિમા કારણ છે, ત્યારે માતા-પિતાના સંયોગને શા માટે

પુત્રોત્પત્તિમા કારણ તરીકે માનવો જોઇએ ? માટે આ પક્ષ તો બિલકુલ અનાદરણીય છે

ત્રીજો પક્ષ માનવામા વસ્તુધર્મરૂપ જે સ્વભાવ તે શુ દશ્ય છે કે અદશ્ય ? તેમા દશ્ય પક્ષ તો પ્રત્યક્ષથી બાધિત છે કારણ કે જ્યારે આત્મા વિગેરે પદાર્થો જ અદશ્ય છે, ત્યારે તેનો ધર્મ દશ્ય છે એમ બોલાય જ કેવી રીતે ? માટે દશ્ય તો માની શકાય તેમ છે જ નહિ અને અદશ્ય માનવામા તો નિર્ણય થવો જ અશક્ય છે કદાચ અનુમાનદ્વારા નિર્ણય કરવામા આવે તો તે જ અનુમાનદ્વારા અદૃષ્ટ કેમ સિદ્ધ ન થાય ? માટે તે પણ અનાદરણીય છે

હવે રહ્યો ચોથો પક્ષ, વસ્તુવિશેષનુ નામ જ સ્વભાવ છે તે પણ શુ ભૂતથી ન્યારો છે અથવા ભૂતસ્વરૂપ જ છે ? તેમા પ્રથમ પક્ષમા તો ભૂતથી ન્યારો સ્વભાવ શુ મૂર્ત છે કે અમૂર્ત છે ? આ બે પ્રશ્નોને અવકાશ જરૂર રહે છે તેમા પણ ભૂતથી ન્યારો સ્વભાવ મૂર્તરૂપ છે, એ તો અમને સર્વથા ઇષ્ટ છે, કેમકે અમો પણ અદૃષ્ટને ભૂતથી ન્યારુ અને મૂર્તસ્વરૂપ માનીએ છીએ માટે તે તો બાધક છે જ નહિ અને ભૂતથી ન્યારો સ્વભાવ અમૂર્ત છે એ વાત તો વન્ધ્યાપુત્રસમાન હોવાથી અનાદરણીય છે, કારણ કે જેમ અમૂર્ત આકાશમા અનુગ્રહ અને ઉપઘાતનો અભાવ છે, તેમ અમૂર્ત ભૂતવ્યતિરિક્ત સ્વભાવમા પણ અનુગ્રહ તથા ઉપઘાતપણાનો સભાવ ન હોવાથી તે આવરણ લાયક છે જ નહિ અને ભૂતસ્વરૂપ સ્વભાવ માનવામા તો નરે દ્રપણુ દરિદ્રપણુ, રોગી-શોકીપણુ વિગેરે વિરુદ્ધપણાને ભજનાર સાથે ઉત્પન્ન થયેલ યુગલ સહોદર

ભાઇના ઉત્પાદ સમાન જાણવુ કેવળ નામમા જ ભિન્નતા રહેવાની તેને જોવાથી આપ ભૂતસ્વભાવને કારણ કહેવા માગો છો અને અમો તેની વિચિત્રતામા અદષ્ટને કારણ તરીકે માનીએ છીએ બીજી તો કાઇ પણ ભિન્નતા છે જ નહિ ખાલી નામમા જ ફેર રહ્યો માટે આ પક્ષ પણ અમને બાધકર છે જ નહિ

## પ્રકારાન્તરથી કર્મની સિદ્ધિ

કર્મને નહિ માનનાર ચાર્વાક લોકો તથા વેદાન્તિકો તરફથી જે કહેવામા આવે છે, તે સમજાવીને પછી તેનુ નિરાકરણ પણ કરવામા આવશે

પૂ૦ ધર્માધર્મ વિગેરે જ્યારે આકાશ-પુષ્પસમાન છે, ત્યારે તેના ફળભૂત સ્વર્ગ-નરકની તો વાત જ શી કરવી ?

ઉ જ્યારે સુખ-દુ ખના કારણરૂપ ધર્માધર્મ નથી, ત્યારે તેનો ઉત્પાદ જ કેવી રીતે થઇ શકે ? અને એ વાત તો પ્રત્યક્ષ વિરૂદ્ધ છે કારણકે મનુષ્યપણુ દરેકમા સરખુ છે, તે પણ કેટલાક સ્વામિપણુ ધારણ કરે છે અને કેટલાક સેવકો છે કેટલાક લક્ષાવધિ મનુષ્યોને પાલન કરવામા સમર્થ છે અને કેટલાક પોતાના ઉદરપોષણ કરવામા પણ અશક્ત હોય છે કેટલાક દેવતાની માફક નિરન્તર અનેક પ્રકારના ભોગો ભોગવે છે અને કેટલાક નરકીની માફક અત્યન્ત ભયકર દુ ખોને ભોગવે છે આથી જાણવુ જોઇએ કે આવા પ્રકારનો સુખ-દુ ખનો અનુભવ પુણ્ય પાપ સિવાય હોઇ શકે જ નહિ તે બાબતને અનુમાન પણ ટેકો આપે છે

વૃક્ષના અંકુરોની માફક કાર્યપણુ હોવાથી સુખ-દુઃખનુ પણ કારણ અવશ્ય હોવુ જોઇએ અને જે તેનુ કારણ છે તેનુ નામ જ અદષ્ટ અર્થાત્ પુણ્ય-પાપ સમજવુ

પૂ૦ અનેક પ્રકારના ઉત્તમ સ્વાદિષ્ટ અન્ન, માળાઓ, ચન્દન, સુન્દરરૂપવાળી સ્ત્રીઓ વિગેરે સુખનુ કારણ છે અને સર્પ, વિષ, કટક વિગેરે ચીજો દુઃખનુ કારણ છે એવી દેખીતી વસ્તુઓ જ જ્યારે સુખ-દુઃખને સપાદન કરી આપે છે, ત્યારે પુણ્ય-પાપરૂપ અદષ્ટને માનવાની બીજી શી જરૂર રહી ?

ઉ૦ અન્ન, માળા, ચન્દન વિગેરે ભોગની સામગ્રીઓ બન્નેને સરખી હોવા છતા પણ એકને તે દ્વારા અત્યન્ત દુઃખ થાય છે, અને બીજાને તેથી ઘણુ સુખ થાય છે તેનુ શુ કારણ? તે જણાવશો તથા બન્ને જણાએ સાથે દુધપાક વિગેરે ચીજોના ભોજન કરવા છતા એકને અજીર્ણ, ઉલટી, ઝાડા વિગેરે થવાથી બહુ જ દુઃખ ઉત્પન્ન થયુ, અને બીજાને તેનો પરિપાક થવાથી મનમા ઘણો પ્રમોદ થયો જ્યારે આવી રીતે કાર્યમા વિશેષતા જોવામા આવે છે, ત્યારે તેનુ કારણ અવશ્ય માનવુ જોઇએ અને જે તેનુ કારણ છે, તેનુ નામ જ પુણ્ય-પાપ સમજવુ અથવા કારણના અનુમાનથી કાર્યનુ અનુમાન કરવામા આવે છે ખેતી વિગેરે ક્રિયાની માફક કારણપણુ હોવાથી દાન, શીલ, તપસ્યા, સત્ય વિગેરે શુભ ક્રિયાનુ અને હિંસા, અસત્ય વિગેરે અશુભ ક્રિયાનુ ફળ હોવું જોઇએ, અને જે તેનુ ફળ છે, તેનુ નામ જ અદષ્ટ સમજવુ

પૂ૦ જેમ ખેતી-વાડી વિગેરે ક્રિયાનુ ફળ ઘઉ, ચોખા,

જુવાર, મગ વિગેરે અન્ન ની પ્રાપ્તિ જોવામા આવતી હોવાથી તેનુ ફળ અદૃષ્ટ માનવામા આવતુ નથી તેમ દાન વિગેરે ક્રિયાનુ ફળ લોકમા કીર્તિ ફેલાવી ઇજ્જત-આબરૂ મારી થવી વિ અને હિંસાનુ ફળ નિન્દા-અપકીર્તિ વિગેરે માનવાથી જ્યારે કામ ચાલી શકે છે, તો શા માટે અદૃષ્ટની કલ્પના કરવી જોઇએ? કિંચ લોક પણ પ્રાય પ્રત્યક્ષ ફળવાળી કૃષિ-વાણિજ્ય વિગેરે ક્રિયામા જ જ્યારે પ્રવૃત્તિ કરે છે, ત્યારે અદૃષ્ટ ફલવાળી દાન વિગેરે ક્રિયામા પ્રવૃત્તિ કયો બુદ્ધિશાળી કરી શકે? માટે અદૃષ્ટ ન માનવુ જોઇએ

ઉ૦ દૃષ્ટ ફળવાળી કૃષિ, વાણિજ્ય વિગેરે ક્રિયામા ઘણા લોકો પ્રવૃત્તિ કરે છે અને અદૃષ્ટ ફળવાળી દાન વિગેરે ક્રિયામા તો ઘણા જ થોડા જ્યારે પ્રવૃત્તિ કરતા દૃષ્ટિગોચર થાય છે, ત્યારે સમજવુ જોઇએ કે કૃષિ, હિંસા વિગેરે ક્રિયાઓ દૃષ્ટ ફલવાળી છે તોપણ તેનુ અદૃષ્ટ પાપરૂપ ફળ પણ છે અને એમ જો ન હોય તો અનન્તકાળ સુધી તેવા જીવો બિચારા શા માટે રખડે છે? માટે તેવાં કૃષિ, હિંસા વિગેરે ક્રિયાવી અદૃષ્ટ ફળરૂપ ક્રિયાના પોટલા બાધીને અનન્તકાળ સંસારચક્રમા અનન્ત જીવો પરિભ્રમણ કર્યા જ કરે છે

જો કદાચ કૃષિ-હિંસા વિગેરે અશુભ ક્રિયાનુ અદૃષ્ટ પાપરૂપ ફળ ન માનવામા આવે, તો તેવી ક્રિયાને કરનાર મર્યા પછી તત્કાલ વિના પ્રયત્ને મુક્તિમા જ જવા જોઇએ, કારણકે સંસાર-પરિભ્રમણનુ કારણ પાપરૂપ ફલ તો તેઓને છે જ નહિ.

તો શા માટે મુક્તિમા ન જાય ? અને એમ થવાથી તો સંસાર પણ પાપશૂન્ય થઇ જવાનો તથા કોઇપણ દુ ખી જીવ જગતમા મળવાનો જ નહિ તથા દાન વિગેરે શુભ ક્રિયાને કરનાર અને તેના શુભ ફળને ભોગવનાર જ સંસારમા દૃષ્ટિગોચર થવા જોઇએ પરંતુ એમ તો બિલકુલ જોવામા આવતુ નથી જ, દુ ખી જીવો ઘણા જોવામા આવે છે, ત્યારે સુખી તો ઘણા જ થોડા દૃષ્ટિગોચર થાય છે, એથી જાણવુ જોઇએ કે કૃષિ, વાણિજ્ય વિગેરે ક્રિયાઓ દૃષ્ટ ફળની માફક અદૃષ્ટ પાપરૂપ ફળવાળી પણ છે અને દાન વિગેરે ક્રિયાએ સુખસાધન પુણ્યરૂપ ફળને પેદા કરનારી છે તથા દુ ખી ઘણા જોવામા આવે છે, માટે અશુભ કર્મવાળા ઘણા હોવા જોઇએ અને સુખી થોડા જોવમા આવે છે, માટે શુભ ક્રિયા કરનાર થોડા હોવા જોઇએ, આનુ નામ જ કારણથી કાર્યાનુમાન સમજવુ

## કર્મમા મુર્તપણાની સિદ્ધિ

જેમ આહાર વિગેરેના સબન્ધ થયા બાદ સુખનો અનુભવ થાય છે, માટે આહાર જેમ મૂર્ત છે તેમ આ ઠેકાણે પણ જેના સબંધ થયા બાદ આત્માને સુખનો અનુભવ થાય છે તે વસ્તુ પણ મૂર્ત હોવી જોઇએ અને તેનુ નામ જ કર્મ સમજવુ તથા જે અમૂર્ત હોય, તેનો સબન્ધ થયા બાદ પણ સુખ થતુ નથી જેમ આકાશનો સબન્ધ થવા છતા પણ સુખ ઉપજતુ નથી, માટે અમૂર્ત ચીજ સુખનુ કારણ નથી, તેમ અહીં પણ કર્મને જો અમૂર્ત માનવામા આવે

તો તેનાથી સુખ-દુ ખનો અનુભવ બિલકુલ થવો ન જોઇએ. માટે કર્મ અમૂર્ત નથી

તથા જેનો સબન્ધ થવાથી દુ ખનો અનુભવ થાય છે, જેમ સર્પનુ ડસવુ, અગ્નિથી બળવુ, વિષપાન વિગેરે ચીજો દુ ખના કારણરૂપે હોઇ કરીને મૂર્ત્ત જોવામાં આવે છે, તેમ અત્ર પણ તેવા ખરાબ કર્મના અનુભવથી દુ ખનો અનુભવ થાય છે માટે જરૂર તેને મૂર્ત્ત માનવુ જોઇએ

તથા જેવી રીતે જે માટી ચીકાશવાળી હોય અને તેનાથી બનેલ ઘડો જેમ ઘણો જ મજબૂત અને મૂર્ત્ત હોય છે, તેમ મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ વિગેરે મજબૂત કર્મના હેતુભૂત વસ્તુઓદ્વારા કર્મમા પણ મજબૂતી આવતી હોવાથી તે પણ મૂર્ત્ત હોવુ જોઇએ

તથા દુધમા જેમ પરિણામીપણુ હોવાથી મૂર્ત્તપણુ જોવામા આવે છે, તેમ કર્મમા પણ પરિણામીપણુ અને આત્માથી કથચિત્ ન્યારાપણુ હોવાથી તે પણ મૂર્ત્ત છે એમ માનવુ જોઇએ

પૂ૦ જ્યારે કર્મ મૂર્ત્ત છે, ત્યારે આત્માની સાથે શુ કથચિત્ તેનો સયોગસબન્ધ છે અથવા કથચિત્ તાદાત્મ્ય-સબન્ધ છે ? આ બે પ્રશ્નો પુછવામા આવે છે

ઉ૦ જેમ મૂર્ત્ત ઘટનો અમૂર્ત્ત આકાશની સાથે સયોગ સબન્ધ માનવામા આવે છે, તેમ અત્ર પણ જીવ અને કર્મનો સયોગસબધ સમજવો તથા અગુલિરૂપ દ્રવ્યનો આ કુચન વિગેરે ક્રિયાની સાથે જેમ કથચિત્ તાદાત્મ્ય સબન્ધ

છે, તેમ અહ પણ કથચિત્ તાદાત્મ્ય-સબન્ધ માનવામા અમને લગાર પણ અડચણ નથી

તથા જે બાહ્ય સ્થૂલ શરીર જીવની સાથે સબન્ધવાળુ ઉભુ રહે છે, સર્વત્ર હાલવુ, ચાલવુ, સુવુ, બેસવુ વિગેરે ક્રિયા કરતુ સહુને પ્રત્યક્ષ મૂર્તરૂપે જોવામા આવે છે તેમ ભવાન્તર જતા જીવની સાથે સબન્ધવાળુ, અને કર્મના સમૂહરૂપ જે કાર્મણ શરીર તે પણ મૂર્ત જરૂર માનવુ જોઇએ કિચ જેમા ધર્માધર્મ નિમિત્ત છે અને જેનો જીવની સાથે સબન્ધ છે, એવા આપે માનેલ બાહ્ય શરીર સબધમા પ્રશ્નો પુછવામા આવે છે, કે આપે માનેલ જે ધર્માધર્મ તે મૂર્ત છે કે અમૂર્ત ? આ બે પ્રશ્નો કરવામા આવે છે તેમા જો મૂર્ત છે, એમ માનવામા આવે, તો તે બે મૂર્તનો આત્માની સાથે આપ કેવી રીતે સબન્ધ માનો છો ? તે આપ જણાવશો અને જેવી રીતે આપલેક તે બે મૂર્તનો સબન્ધ અમૂર્ત આત્માની સાથે માનીને નિર્વાહ કરવા ચાહો છો, તે સબધ અમને પણ ઇષ્ટ હોવાથી અમારે તે વિશેષ પરિશ્રમ કરવાની કઇ જરૂર નથી તેના બચાવની ખાતર કદાચ એમ કહેવામા આવે કે ધર્માધર્મ અમૂર્ત છે તો પછી તેનો બાહ્ય મૂર્ત સ્થૂલ શરીરની સાથે સબન્ધ કેવી રીતે થઇ શકે ? અને સ્થૂલ શરીર તેનુ કાર્ય હોવાથી જ્યારે કાર્ય મૂર્ત છે, ત્યારે તેનુ કારણ અમૂર્ત છે એમ મનાય જ કેવી રીતે ? કિચ સ્થૂલ શરીરની સાથે તેનો સબન્ધ પણ જરૂર માનવો જ પડશે, કારણ કે સબન્ધ સિવાય તેમા સારી નરસી કોઇપણ ચેષ્ટા થઇ શકવાની જ નહિ માટે

જેવી રીતે આપ અમૂર્ત ધર્માધર્મનો મૂર્ત સ્થૂલ શરીરની સાથે સબન્ધ માનો છો, તેવી રીતે અમારે પણ સબન્ધનો કેવલ નિર્વાહ કરવામા અડચણ જેવુ નથી

પૂ૦ મૂર્ત કર્મથી અમૂર્ત જીવમા હર્ષ, શોક, વિષાદ વિગેરે કાર્યો કેવી રીતે થઇ શકવાના? જેમ અમૂર્ત આકાશમા ચન્દનના લેપથી હર્ષ અને શસ્ત્ર વિગેરેના સબન્ધથી શોક થતો નથી તેમ અત્ર પણ મૂર્ત કર્મથી આત્મામા હર્ષ, શોક વિગેરે કદાપણ થવાનુ નહિ, માટે કર્મને અમૂર્ત માનવા જોઇએ

ઉ૦ મૂર્ત મદિરાપાન, ધત્તુરપાન, વિષપાન વિગેરેથી વિજ્ઞાન, ધૃતિ, સ્મૃતિ દર્શન, ચારિત્ર વિગેરે જીવના અમૂર્ત ધર્મોનો ઉપઘાત થતો દરેકને દૃષ્ટિગોચર થાય છે તથા દુધનુ પાન,શર્કરા, ઘૃતપૂર્ણ સરસ્વતીચૂર્ણ બ્રાહ્મી ઔષધિ વિગેરે દ્વારા તેનો અનુગ્રહ થતો જોવામા આવે છે અને એ વાતને આપ પણ જેવી રીતે માનોછો,તેમ મૂર્ત કર્મથી અમૂર્ત આત્માના ધર્મો નો અનુગ્રહ તથા ઉપઘાત થવામા કદાપણ અડચણ નથી કિંચ આત્મા પણ સર્વથા અમૂર્ત છે,એમ અમો બિલકુલ માનતા નથી કારણકે અગ્નિ અને લોઢાના ગોળાની માફક, દુધ અને પાણીની માફક અનાદિકાલીન કર્મના સબન્ધથી સબદ્ધ થયેલ આત્મા પણ તેનાથી કથચિત્ અનન્ય હોવાથી મૂર્ત છે માટે મૂર્તનો મૂર્તની સાથે સબન્ધ થવામા હવે કહો, કોઇ જાતની અડચણ છે ખરી? અર્થાત્ બિલકુલ નહિ માટે અદૃષ્ટરૂપ કર્મ પણ પૌદ્ગલિક છે તે પણ પ્રવાહ-પરપરાની અપેક્ષાએ અનાદિ છે અને વ્યક્તિની અપેક્ષાએ કથચિત્ સાદિ છે એનુ વિશેષ વિવેચન

દ્રવ્યપ્રદીપમા કરેલુ હોવાથી અત્ર તે વાતનુ ફરીથી પિષ્ટ પેષણ કરવામા આવતુ નથી આ તમામ કથનથી એ સિદ્ધ થયુ કે ચૈતન્યસ્વરૂપ, પરિણામી, શુભાશુભ કર્મનો કર્તા અને તેના ફળનો સાક્ષાત્ ભોક્તા દેહપરિમાણ, દરેક શરીરમા જૂદો જૂદો અને પૌદ્ગલિક અદૃષ્ટવાળો આત્મા જૈનદર્શનમા માનવામા આવ્યો છે જે આવા લક્ષણવાળો હોય તે જ વાસ્તવિક રીતે આત્મા સમજવો તે સિવાયના તમામ લક્ષણવાળો આત્મા અસત્યપ્રાય સમજવો

તે આત્માના બે ભેદ છે કર્મના સબધથી સબદ્ધ થયેલા સસારી આત્માઓ અને તેના સબન્ધથી રહિત થઇ શુદ્ધ-નિર્મલ થએલા મોક્ષાવસ્થાના આત્માઓ તેમાં પણ સસારી આત્માઓના બે ભે૰ છે એક સ્થાવર નામકર્મના ઉદયમા વર્તનાર સ્થાવર આત્માઓ, અને બીજા ત્રસનામકર્મના ઉદયમા વર્તનાર ત્રસ આત્માઓ તેમા સ્થાવરના પાચ ભેદ ▮ પૃથ્વીકાયિક, અપ્કાયિક તેજસ્કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિક આ પાચે એકેન્દ્રિય વાળા હોય છે તેમા વાયુકાયિક અને તેજસ્કાયિકને ગતિ ત્રસ તરીકે ગણવામા આવ્યા છે ત્રસના બે ભેદ છે એક ગતિ ત્રસ અને બીજા લબ્ધિત્રસ તેમા ગતિત્રસના ભેદો તો જણાવવામા આવ્યા હવે લબ્ધિત્રસના ભેદો ગણાવવામા આવે છે દ્વીન્દ્રિયવાળા કૃમિ, જળો વિગેરે, ત્રીન્દ્રિયવાળા કીડા, માકણ, મકોડા, કાનખજુરા વિગેરે, ચતુરિન્દ્રિયવાળા માખી, મચ્છર, ડાસ, ભમરા, ભમરીઓ વિગેરે પાચ ઇંદ્રિયવાળાના બે ભેદ ▮ એક સજ્ઞી અને બીજા અસજ્ઞી જે મનનશક્તિવાળા હોય તે સજ્ઞી

કહેવાય અને જેને મન ન હોય, તે અસંજ્ઞી કહેવાય તેમા સંજ્ઞિના ચાર ભેદ છે દેવતા, તિર્યંચ, નારકી અને મનુષ્ય તેમા દરેકના અવાન્તર ભેદો ઘણા છે અત્ર તો નામ માત્ર તરીકે ગણાવવામા આવેલ છે એકેન્દ્રિયોમા જીવની સિદ્ધિ દ્રવ્યપ્રદીપમા કરેલી હોવાથી અત્ર ફરીથી કરવામાં આવતી નથી દ્વીન્દ્રિય વિગેરેમા તો જીવ સ્પષ્ટ માલૂમ પડતો હોવાથી તેમા કંઈપણ પ્રયાસની જરૂર છે જ નહિ પૂર્વોક્ત જીવના સંબન્ધમા વિશેષ જાણવાની ઈચ્છાવાળાઓ આચારાંગ-સૂત્ર, પન્નવણાસૂત્ર, જીવાભિગમસૂત્ર, વિશેષાવશ્યકસૂત્ર, તત્ત્વાર્થવૃત્તિ વિગેરે ગ્રન્થો અવલોકવા તેમા ઘણા વિસ્તારથી વિવેચન હોવાથી અત્ર તો માત્ર દિગ્દર્શન કરાવવામા આવેલ છે તથા કર્મનુ વિવેચન પણ કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, તત્ત્વાર્થવૃત્તિ, લોકપ્રકાશ, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, વિશેષાવશ્યકસૂત્ર વિગેરેમા ઘણા જ વિસ્તારથી કરેલુ હોવાથી અત્ર માત્ર દિગ્દર્શન સમજવુ વિશેષ જીજ્ઞાસાવાળાએ તે ગ્રન્થો જોઈ સત્યનું સંશોધન કરી લેવુ. કિંચ જૈનદર્શન સિવાય બીજા કોઈપણ દર્શનમા કર્મ સંબન્ધિ વિશેષ વિસ્તારથી વિવેચન જોવામાં આવતુ નથી, તે પણ ખાસ સૂચવવામા આવે છે

## સ્વર્ગ-નરકનું વિવેચન

પોતે કરેલ ઉત્કૃષ્ટ પાપના ફલ ભોગવવાનુ સ્થાન, તે નરક જાણવુ અને ઉત્કૃષ્ટ પુણ્યના ફલને ભોગવવાનુ સ્થાન, તે સ્વર્ગ સમજવુ

પૂ૦ આ લોકમા જે અત્યન્ત દુઃખી મનુષ્યો તથા તિર્યંચો હોય, તેને જ નારકી સમજવા અને જે મનુષ્યો અત્યન્ત સુખી હોય, તેને દેવ તરીકે જાણવા જ્યારે આવી રીતે પુણ્ય-પાપના ફલરૂપ સ્વર્ગ-નરકની ઉપપત્તિ થઇ શકે છે, તો પછી અતીન્દ્રિય સ્વર્ગ તથા નરક માનવાની શી જરૂર છે ? તે સમજાવશો

ઉ૦ ઉપરયુક્ત કથન સહૃદયગમ્ય નથી, તે જણાવવામા આવે છે આ લોકમા ઉત્કૃષ્ટ પાપના ફળને ભોગવનાર જીવો પણ સર્વ પ્રકારે દુ ખી છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ કારણકે સુખને આપનાર સુદર પવન, સુદર સૂર્યનો પ્રકાશ, તથા કોઇને દયાળુ મહાત્માઓનો સમાગમ થવાથી દુ ખનુ દૂર થવુ વિગેરે કેટલાક સ્વત ત્ર સુખના કારણો જ્યારે મળી આવે છે, ત્યારે આ લોકમા વસતા અત્યન્ત દુ ખી જીવોને નારકીતરીકે કેવી રીતે કહી શકાય ? તથા ઉત્કૃષ્ટ પુણ્યના ફળરૂપ શાન્યથીને ભોગવનાર જીવો સર્વથા સુખી છે, એમ તો કદાપિ કહી શકાય જ નહિ કેમકે જ્યારે અત્યન્ત મલિન એવા મદિરાના ઘડા જેવુ દુર્ગન્ધિ, જે સાતધાતુવાળુ શરીર, તે દ્વારા નિરન્તર વહેતી જે અશુચિ, તથા કોઈ વખતે રોગોનો પ્રાદુર્ભાવ થવાથી પેદા થતુ જે દુ ખ, તથા જરાવસ્થામા ઈંદ્રિયો શિથિલ થવાથી વિષય-વાંછામા સ્ખલના થવાથી પેદા થતુ જે દુ ખ, તેમ જ શોક-સમાચાર સાભળવાથી પેદા થતુ દુ ખ, તથા રાજ્યનો, સ્ત્રીનો, પુત્ર વિગેરેનો પરાભવ થવાથી પેદા થતુ જે દુ ખ વિગેરે અનેક પ્રકારના દુ ખો જ્યારે મોજૂદ છે, ત્યારે સર્વ પ્રકારે સુખી કહી મનુષ્યોને દેવતા તરીકે

માનવા એ કેટલી બધી અજ્ઞાનતા સમજવી ? માટે ઉપર્યુંક્ત દુઃખથી પણ અત્યન્ત વધારે પાપના ફળરૂપ દુઃખ ભોગવવાનું જે સ્થાન હોય, જ્યા કોઈપણ પ્રકારની સ્વતંત્રતા ન હોય, તથા ક્ષેત્રવેદના, પરસ્પરની વેદના, પરમાધામીજન્ય વેદના હોય, જ્યા સૂર્યનો પ્રકાશ, સુખદ વાયુ વિગેરે પણ બિલકુલ ન હોય, રાત–દિવસ સંપૂર્ણ જીન્દગી દુઃખમય જ હોય, એવા સ્થાન–વિશેષને નરક કહેવામા આવે છે બાકી બીજે ઠેકાણે તો દુઃખી જીવોને નારકીની ઉપમા સમજવી, વાસ્તવિક નારકી નહિ

અને જ્યા કેવલ અત્યન્ત પુણ્યના ફળ ભોગવવાના હોય, સાતધાતુમય શરીર ન હોય, રોગોનો પ્રાદુર્ભાવ પણ ન હોય, આખી જીન્દગી યુવાવસ્થામા જ ગાળવાની હોય, વૃદ્ધાવસ્થા જ્યા હોય જ નહિ ઇચ્છિત કાર્ય કરવાનુ હોય, અનેક પ્રકારના મનોઽભીષ્ટ ભોગો ભોગવવાનુ હોય, એવા પ્રકારના સુંદર સ્થાનવિશેષને સ્વર્ગ કહેવામા આવે છે તેમા રહેલા અને તેવા ભોગવિશેષના અધિકારી જીવવિશેષને દેવ કહેવામાં આવે છે, અને સુખી મનુષ્યમા તો માત્ર તેની ઉપમા જ સમજવી, વાસ્તવિક દેવ તે નથી.

પૂ૦ જ્યારે દેવતાઓ વિદ્યમાન છે અને સ્વેચ્છાચારી પણ છે, તો શા માટે અત્ર આવતા નથી ?

ઉ૦ અત્યન્ત રૂપવાળી અને સૌન્દર્યશાળી એવી કામિનીમા આસક્ત થએલા તથા રમ્ય પ્રદેશમાં રહેલા પુરૂષની માફક વિષયમાં આસક્તપણુ હોવાથી તથા દિવ્યપ્રેમનુ સંક્ર-

મણ હોવાથી, તથા મનુષ્યલોકમા અત્યન્ત દુર્ગન્ધિપણુ હોવાથી જેમ અનભિમત સ્થાનમા નિ સગ યતિઓ જતા નથી, તેમ દેવતાઓ પણ અત્ર આવતા નથી તથા જેમ પોતે ત્યાગ કરેલ મડદા પાસે અત્યન્ત દુર્ગન્ધિપણુ હોવાથી મનુષ્યો જતા નથી, તેમ મનુષ્યોની દુર્ગન્ધને સહન ન કરી શકનાર દેવતાઓ પણ મનુષ્યલોકમા આવતા નથી કેવળ પરમાત્માના કલ્યાણકમા પોતાનુ કર્તવ્ય હોવાથી અત્ર આવે છે તે સિવાય પણ પ્રાયે બીજા કેટલાક કારણોથી અત્ર આવે છે, તે પણ જણાવવામા આવે છે તેમા ઇન્દ્ર વિગેરે દેવતાઓ પોતાની ભક્તિથી આવે છે, કેટલાક તેમના અનુરોધથી આવે છે, કેટલાક પોતાના સ શયને દૂર કરવા આવે છે, બીજા કેટલાક દેવતાઓ પૂર્વભવના પુત્ર તથા મિત્ર વિગેરેને અનુગ્રહ કરવા યા અનુ રાગથી પ્રતિબોધ કરવા આવે છે, કેટલાક દેવો મહાન સત્ત્વવાળા સાધુ-મહાત્માઓના તપોગુણથી આકર્ષાઇને આવે છે, કેટલાક પૂર્વભવના વૈરી મનુષ્યોને પીડા આપવા આવે છે, કેટલાક કુતૂહળથી ક્રીડા કરવા આવે છે અને કેટલાક દેવો સાધુઓની તપશ્ચર્યા વિગેરેની પરીક્ષા માટે આવે છે આ સિવાય આવવાનુ કારણ પ્રાય જોવામા આવતુ નથી આવા કારણો સિવાય મનુષ્યલોકમા દેવતા આવી શકતા નથી અનુમાનથી પણ દેવતાઓને સિદ્ધ કરવામા આવે છે ગ્રહો જેને લાગ્યા હોય, એવા પુરૂષનુ શરીર મનુષ્ય જીવ સિવાય કોઇ અદૃશ્ય વ્યક્તિના સ ચોગવાળુ હોવુ જોઇએ, અને જે અદૃશ્ય વ્યક્તિનો તેમા સ ચોગ છે, તેનુ નામ જ ગ્રહ, પિશાચ વિગેરે દેવો સમજવા

અથવા ઘડાની માફક વ્યુત્પત્તિવાળુ તથા શુદ્ધપણુ હોવાથી દેવપદ પણ સાર્થક સમજવું જે દીવ્યતિ પ્રકાશયતિ તે દેવ કહેવાય અર્થાત્ પ્રકાશમય જેનુ શરીર હોય, તે દેવ સમજવો આ તો વ્યુત્પત્તિનો અર્થ સમજવો અને સમાસ-તદ્ધિતથી રહિતપણુ તે તેમા શુદ્ધતા સમજવી.

પૂ૦ દૃશ્યમાન મનુષ્યવિશેષને દેવ કહેવાથી સર્વ પ્રકારની ઉપપત્તિ જ્યારે થઇ શકે છે, ત્યારે અતીન્દ્રિય દેવ-વિશેષની કલ્પના શા માટે કરવી જોઇએ ? કિંચ શુ તમામ મનુષ્યને દેવ તરીકે માનો છો ? તેના ઉત્તરમા ગુણસંપન્ન મહર્ષિઓને અને ઋદ્ધિસંપન્ન ચક્રવર્તિ વિગેરેને દેવ તરીકે માનવા આથી દેવપદની સાર્થકતા જ્યારે બરાબર થઇ શકે છે, ત્યારે અદષ્ટ દેવવિશેષને માનવાની શી જરૂર છે ?

ઉ૦ મુખ્ય વસ્તુ વાસ્તવિક રીતે જ્યારે પ્રસિદ્ધ હોય, તો જ તેનો બીજામા ઉપચાર થઇ શકે જેમ મુખ્ય સિંહ પ્રસિદ્ધ હોવાથી તેજસ્વિ અને શૂરવીર કુમારમા સિંહની ઉપમા આપી શકાય છે તેવી રીતે અત્ર મુખ્ય દેવવિશેષ જ્યા સુધી પ્રસિદ્ધ ન હોય, ત્યા સુધી યોગી તથા ચક્રવર્તી રાજા વિગેરેમા દેવની ઉપમા કેવી રીતે આપી શકાય ? માટે મુખ્ય-રૂપે દેવતા છે, તેમ માનવાની ખાસ જરૂર છે તથા બીજી યુક્તિથી પણ દેવને સિદ્ધ કરવામા આવે છે જેટલાં ઘર છે, તે તમામમા કોઇને કોઇ રહેનાર હોવો જોઈએ, તે સિવાય તે બનાવવામા આવી શકે જ નહિ, જેમ ધર્મપાળે બનાવેલ સ્થાન

વિશેષ, તેમ જ્યોતિષવિમાન પણ તેમા રહેનારી વ્યક્તિથી આશ્રિત હોવુ જોઇએ, આલયપણુ હોવાથી ધર્મપાળના આલયની માફક, અને જે તે વિમાન ભોગવનાર છે, તેનુ નામ જ દેવ સમજવુ આ અનુમાનથી પણ દેવતાઓ છે, તેમ જરૂર માનવુ જોઇએ તથા પૂર્વોક્ત યુક્તિથી નારકી પણ છે, તેમ જરૂર માનવુ જોઇએ તે સિવાય ઉત્કૃષ્ટ પુણ્ય-પાપનુ ફળ કદાપિ સિદ્ધ થવાનુ જ નહિ

સારાશ-ઉત્કૃષ્ટ પાપના ફળને ભોગવનાર નારકીના જીવો હોય છે અને જઘન્ય તથા મધ્યમ પાપના ફળને ભોગવનાર મનુષ્યો તથા તિર્યંચો હોય [illegible] તેવી રીતે ઉત્કૃષ્ટ પુણ્યના ફળને ભોગવનાર પ્રાયે વૈમાનિક વિગેરેના દેવતાઓ હોય [illegible] અને જઘન્ય મધ્યમ પુણ્યના ફળને ભોગવનાર પ્રાયે મનુષ્યો તથા તિર્યંચો હોય [illegible] આ ખાસ ધ્યાનમા રાખવુ

## ઇન્દ્રિયોનુ નિરૂપણુ

ઇન્દ્રિયોને અવલબન કરનાર જે નિર્માણ નામકર્મ તથા અગોપાગ નામકર્મ, ગતિ-જાતિ નામકર્મ વિગેરે કર્મના ઉદયથી પેદા થયેલ જે આત્માની વિશેષ લબ્ધિ, તેને ઇન્દ્રિય કહેવમા આવે છે અથવા આત્માને ઓળખવામા જે ચિહ્નવિશેષ હોય, તે ઇન્દ્રિય કહેવાય ભાવાર્થ-જ્યારે આત્મા પોતે કરેલ કર્મના વશથી દેવેન્દ્ર વિગેરેમા તથા મનુષ્ય-તિર્યંચ વિગેરેમા ઇષ્ટાનિષ્ટનો અનુભવ કરે છે, ત્યારે ઇન્દ્ર શબ્દથી કર્મ સમજવુ અને તેના ઉદયદ્વારા ઉત્પન્ન થયેલ,

આત્માને વસ્તુનો પરિચય કરવામા કારણરૂપ જે શક્તિવિશેષ, તેને ઇન્દ્રિય કહેવામા આવે છે

## મનમા ઇન્દ્રિયપણાનું નિરાકરણ

પૂ૦ કર્મથી મલિન થએલ તથા સહાય વગરનો આત્મા પોતાની મેળે પદાર્થના વિચારમા અસમર્થ હોવાથી, મન તેને સહાય આપનાર છે અને તે પણ કર્મથી બને છે માટે જેમ ચક્ષુ વિગેરેને ઇન્દ્રિય તરીકે માનો છો, તેમ મનને પણ ઇન્દ્રિય તરીકે જરૂર માનવુ જોઇએ

ઉ૦ ઉપર્યુક્ત કથન યુક્તિવિરુદ્ધ હોવાથી આદરણીય નથી કેમકે જેવી રીતે ચક્ષુ વિગેરે નિયમિત દેશમા રહેલ છે તેવી રીતે મન રહેલુ ન હોવાથી તેને ઇન્દ્રિય તરીકે માનવામાં આવતુ નથી કારણ કે મનનું સ્થાન તો અનિયમિત છે, માટે મન ઇન્દ્રિય નથી

કિ ચ ચક્ષુ વિગેરેનો રૂપાદિ વિષયક જે ઉપયોગ પરિણામ છે, તેની પહેલા જ મનનો વ્યાપાર છે અર્થાત્ ઇન્દ્રિયોના રૂપાદિવિષયક ઉપયોગ પરિણામની પહેલા જ મનનો મનન કરવાનો વ્યાપાર શરૂ થાય છે કેમકે શુકલરૂપ વિગેરે રૂપને જોવાની ઇચ્છાવાળો મનુષ્ય પ્રથમ મનનરૂપ વિચાર કરે છે, કે આવા પ્રકારના રૂપને જોવુ છે આવો વિચાર ઇન્દ્રિયોના વ્યાપારની પહેલા જ થાય છે અને જ્યારે તે તે વિષયક મનનો વ્યાપાર થઇ જાય છે ત્યાર બાદ તેની સહાયતા દ્વારા

ઇન્દ્રિયો પોતાના વિષયમા વ્યાપાર કરવા માડે છે આથી એ સિદ્ધ થયુ કે ઇન્દ્રિયોના વ્યાપારમા મનનો વ્યાપાર કારણભૂત છે જ્યારે એક બીજાના વ્યાપારમા કાર્ય-કારણભાવનો વ્યવહાર છે ત્યારે તેને ઇન્દ્રિયો તરીકે ગણાય જ કેવી રીતે ? તેનો ખાસ વિચાર કરશો, માટે મન ઇન્દ્રિયરૂપ નથી

પૂ૦ વાણ્ બોલવાની ક્રિયામા નિમિત્ત છે, હાથ લેવા-મૂકવાની ક્રિયામા નિમિત્ત છે, ઉપસ્થ મ ભોગાદિ ક્રિયામા નિમિત્ત છે, ગુદા મલના ત્યાગમા નિમિત્ત છે અને પગ ચાલવાની ક્રિયામા નિમિત્ત છે તો પછી આવી રીતે ક્રિયામા નિમિત્તભૂત વાગ્ વિગેરેને ઇન્દ્રિય તરીકે કેમ કહી ન શકાય ? અને એમ થવાથી તો ઇન્દ્રિયો પાચ છે, એ વાત હવામા ઉડી જવાની

ઉ૦ અમે તો ઉપયોગમા અથવા વસ્તુનો પરિચય કરવામા જે નિમિત્ત હોય, તેને ઇન્દ્રિયો કહીએ છીએ, પરન્તુ ક્રિયામા નિમિત્તને ઇન્દ્રિય તરીકે ગણુતા નથી એમ જો ગણવામા આવે તો તમામ અ ગોપાગ, મસ્તક વિગેરે પણ કોઇને કોઇ ક્રિયામા નિમિત્ત હોવાથી તેઓની પણ ઇન્દ્રિયોમા ગણના કેમ ન થઇ શકે ? અને આમ થવાથી તો ઇન્દ્રિયોની સખ્યાનો નિયમ આપ લોકોને પણ બિલકુલ રહેવાનો નહિ, માટે ઉપયોગમા જે સાધન હોય, તેને ઇન્દ્રિયો તરીકે ગણવી, બીજાને બિલકુલ નહિ ઉપર્યુક્ત લક્ષણવાળી ઇન્દ્રિયોના પાચ ભેદ માનવામા આવ્યા છે સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર આ પાચે પણ દ્રવ્ય તથા ભાવરૂપથી બે પ્રકારની છે તેમા દ્રવ્યેન્દ્રિ

ન ॥ બે ભેદ છે નિર્વૃત્તીન્દ્રિય અને ઉપકરણેન્દ્રિય. તે બન્નેને લક્ષણ દ્વારા સમજાવવામા આવે છે નિર્માણ અને અ ગોપાગ નામકર્મ જેમા નિમિત્ત છે, તથા કર્મવિશેષથી સ સ્કારને પામેલ જે કાન વિગેરેના આકારરૂપ શરીરના પ્રદેશો, તેને નિર્વૃત્તીન્દ્રિય કહેવામા આવે છે તેના પણ બે ભેદ છે એક બાહ્ય અને બીજી આભ્યન્તર આ ઠેકાણે નિર્વૃત્તિપદથી વિશેષ રચના સમજવી ત્રણ પ્રકારના અ ગુલમાથી ઉત્સેધ અ ગુલના અસ ખ્યાતમા ભાગ જેટલા પ્રમાણવાળા જે વિશુદ્ધ આત્માના પ્રદેશો, તેઓનુ જે નિયમિત ચક્ષુ વિગેરે ઇન્દ્રિયોના સ્થાનમા અવસ્થિત વર્તન, તેને આભ્યન્તર નિર્વૃત્તિ કહેવામાં આવે છે સારાશ ઇન્દ્રિયોની અન્દરની રચનાને આભ્યન્તર રચના કહેવામા આવે છે તથા તે જ આત્મપ્રદેશોની અન્દર ઇન્દ્રિયોના વ્યવહારને ભજનાર તથા વર્ધકીની માફક કામ કરનાર જે પુદ્ગલવિપાકી નિર્માણનામકર્મ, તેણે બનાવેલ જે નિયમિત સ સ્થાનવાળા કાન વિગેરેના આકારવિશેષો, તેને બાહ્ય નિર્વૃત્તિ કહેવામા આવે છે અર્થાત્ બહારની રચનાને બાહ્ય નિર્વૃત્તિ કહેવામા આવે છે અને તે બન્ને પ્રકારની રચનાનો જે દ્વારા ઉપકાર થાય, પરતુ ઉપઘાત ન પહોચે, તેને ઉપકરણ ઇન્દ્રિય કહેવામા આવે છે સારાશ શુક્લ કૃષ્ણ મ ડલને આભ્યન્તર ઉપકરણ સમજવુ, અને આખની પાંપણ વિગેરેને બાહ્ય ઉપકરણ સમજવુ આ બન્ને ભેદો દ્રવ્યેન્દ્રિયોના સમજાવવામા આવ્યા, હવે ભાવેન્દ્રિયોના ભેદો સમજાવવામા આવે છે—

ભાવેન્દ્રિયના બે ભેદ છે લબ્ધીન્દ્રિય અને ઉપયોગેન્દ્રિય જે નિમિત્તને લઇને આત્મા દ્રવ્યેન્દ્રિય બનાવવાનો વ્યાપાર કરે છે, તેવા જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમવિશેષને લબ્ધિ-ઇન્દ્રિય કહેવામા આવે છે તથા ઇન્દ્રિય વિષયક જ્ઞાનને રોકનારા જે કર્મો, તેનો જેવા પ્રકારનો ક્ષયોપશમ થયો હોય તેના અનુસારે તે તે વિષયક જ્ઞાનને કરવા માટે આત્માને જે વ્યાપારવિશેષ, તેને ઉપયોગેન્દ્રિય કહેવામા આવે છે

પ્ર૦ ઉપયોગ જ્યારે ઇન્દ્રિયોનુ ફલ છે, ત્યારે તેને ઇન્દ્રિય તરીકે કેવી રીતે કહી શકાય ?

ઉ૦ જેમ ઘટાકારથી પરિણત વિજ્ઞાનને ઘટ કહેવામા આવે છે, તેમ ઇન્દ્રિયો જેમા નિમિત્ત છે, એવા ઉપયોગને પણ ઇન્દ્રિય કહેવામા આવે છે અર્થાત્ કાર્યમા કારણનો ઉપચાર માનીને તેને પણ ઇન્દ્રિય કહેવામા કઇ બાધ નથી કિંચ ઇન્દ્રિયશબ્દનો અર્થ પણ મુખ્યતાથી ઉપયોગમા વર્તતો હોવાથી તેને ઇન્દ્રિય કહેવામા પણ અડચણ નથી સારાશ ઇન્દ્રનુ જે લિંગ તે ઇન્દ્રિય કહેવાય ઇન્દ્રશબ્દ પોતે આત્માનો બોધક છે, કારણકે પરમૈશ્વર્યપણુ તેમા રહેલુ હોવાથી તેનુ લિંગ ઉપયોગ સિવાય બીજુ કયુ હોઇ શકે ? માટે ઉપયોગને ઇન્દ્રિય કહેવામા કોઇપણ જાતની દોષાપત્તિ છે જ નહિ

ઉપર્યુક્ત સ્પર્શન વિગેરે શબ્દોમા અનટ્ પ્રત્યય કરણ સાધનમા આવેલો હોવાથી તેમા પરાધીનતા સૂચવી આપે છે

તથા સ્વાતન્ત્ર્યની પણ વિવક્ષા થઇ શકતી હોવાથી કર્ત્તામા પણ બહુલના અધિકારને લઇને પ્રત્યય આવી શકે છે, તે પણ સમજાવવામા આવે છે

જે વડે આત્મા સ્પર્શવિષયક જ્ઞાન સપાદન કરે, તે સ્પર્શન જે વડે રસવિષયક જ્ઞાન મેળવે તે રસન એવી રીતે સર્વત્ર જાણવું અને જ્યારે સ્વતત્રપણાની વિવક્ષા કરવામા આવે, ત્યારે કર્ત્તામા પ્રત્યય સમજવો જેમ મારી આખ પોતે સારી રીતે જોઇ શકે છે ઘ્રાણ સુઘી શકે છે, કાન સાભળે છે, આવી રીતે વિવક્ષાના વશથી ગમે તેમા પ્રત્યય કરો, તેમા કઇ પણ અડચણ નથી પરતુ ઉદ્દેશ સચવાય તેવી રીતે કાર્ય કરવામા બરાબર ખ્યાલ રાખવો

આખા શરીરમા વ્યાપિને રહેલી હોવાથી તમામ ઇન્દ્રિયોની અન્દર સ્પર્શન ઇન્દ્રિયને પ્રથમ સ્થાન આપવામા આવેલ છે તમામ સસારિ જીવોને તે તો જરૂર હોય છે ત્યારબાદ અનુક્રમ જણાવવાની ખાતર રસના ઇન્દ્રિય વિગેરેને બતાવવામા આવી છે કારણકે એકેન્દ્રિય જીવોને કેવળ સ્પર્શનેન્દ્રિય જ હોય છે દ્વીન્દ્રિય જીવોને સ્પર્શન અને રસના (જીભ) એ બે ઇન્દ્રિયો હોય છે તથા ત્રીન્દ્રિય જીવોને સ્પર્શન-રસન-ઘ્રાણ આ ત્રણ ઇન્દ્રિયો હોય છે તથા ચતુરિન્દ્રિય જીવોને સ્પર્શન, રસન, ઘ્રાણ અને ચક્ષુ આ ચાર ઇન્દ્રિયો હોય છે અને બહુ ઉપકારીપણુ હોવાથી શ્રોત્રને અન્તિમ સ્થાન આપવામા આવેલ છે કેમકે શ્રોત્રના બલને

લઈને ઉપદેશ સાભળી જીવો પોતાના હિતાહિતમાં પ્રવૃત્તિ-નિવૃત્તિ કરતા હોવાથી શ્રોત્ર ઘણુ જ ઉપકારી છે

પૂ૦ રસના પણ બોલવામા ઘણો ઉપકાર કરનારી છે, માટે તેને પણ અન્તિમ સ્થાન કેમ આપવામા ન આવ્યુ ?

ઉ૦ પ્રથમ શ્રોત્ર દ્વારા ઉપદેશ વિગેરેને ગુરુ પાસે શ્રવણ કર્યા પછી તથા તે દ્વારા ઉત્તમ જ્ઞાન સપાદન કર્યા પછી વક્તા ઉપદેશ દેવા તત્પર થાય છે, માટે રસના કરતા શ્રોત્રેન્દ્રિય ઘણી ઉપકારી છે ખાલી બોલવામા ઉપકારક તરીકે રસનાને માનવામા આવે, તો ઉત્સૂત્ર ભાષણદ્વારા અર્થનો અનર્થ કરવાથી અનન્ત સસારચક્રમા પરિભ્રમણના હુ બોનુ કારણુ થઈ પડવાથી તેમાં ઘણા અપકારનુ કારણ પણ રહેલ છે, માટે ઉપકાર તો શ્રોત્રમા જ વિશેષ રહેલ છે કિચ ઉપદેશ પણ જે આત્માને હિતકર હોય તે જ ગ્રહણ કરવો તેવા પ્રકારનો ઉપદેશ દેવામા પણ પ્રથમ ગુરુ પાસે હિતોપદેશ સાભળી ઉત્તમજ્ઞાન સપાદન કરવાની આવશ્યક્તા છે માટે શ્રોત્ર ઉપકારી છે, એ ખાસ ખ્યાલમા રાખવુ

પૂ૦ સર્વજ્ઞ શ્રવણેન્દ્રિયદ્વારા ઉપદેશ સાભળીને બીજાને ઉપદેશ આપવા તૈયાર થાય છે, એમ તો બિલકુલ છે જ નહિ, કિન્તુ સકલ ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન સપાદન કરી તમામ લોકાલોકનો સાક્ષાત્કાર કર્યા બાદ પ્રથમ રસનાદ્વારા ઉપદેશ દેવો જ શરૂ કરે છે તો પછી શ્રોત્રની ઉપકારિતા ક્યા રહી ? માટે કહો કે રસના જ ઘણી ઉપકારી છે, શ્રોત્ર નથી

ઉ૦ અત્ર ઇન્દ્રિયોનો અધિકાર હોવાથી જેને ઇન્દ્રિયોદ્વારા હિતાહિતની પ્રાપ્તિ સંપૂર્ણ થાય છે, તેવા અતીન્દ્રિય જ્ઞાનથી રહિત છદ્મસ્થ જીવોની અપેક્ષાએ તમામ ઇન્દ્રિયો કરતા શ્રોત્ર ઘણુ ઉપકારક છે તે જણાવવાની ખાતર શ્રોત્રને અન્તિમ સ્થાન આપવામા આવેલ છે

## મનો-નિરૂપણ.

મનના બે ભેદ છે. એક દ્રવ્યમન અને બીજુ ભાવમન તે બન્નેનુ લક્ષણ દ્વારા સ્વરૂપ સમજાવવામા આવે છે મન - પર્યાપ્તિ નામકર્મની ઉદયાવસ્થામા જીવે ગ્રહણ કરેલ જે મનન કરવા લાયક પુદ્ગલવર્ગણા દ્રવ્યો, તેઓને મનોરૂપે પરિણમાવવાની જે શક્તિવિશેષ, તેને દ્રવ્યમન કહેવામા આવે છે અને મનોરૂપે પરિણત થએલ જે મનોવર્ગણાદ્રવ્યો, તેના અનુસારે પદાર્થવિષયક વિચાર કરવાનો જે આત્માનો વ્યાપાર, તેને ભાવમન કહેવામાં આવે છે સારાશ-જ્ઞાનાવરણ, વીર્યાન્તરાય વિગેરેના ક્ષયોપશમથી પેદા થએલો આત્માનો પદાર્થવિષયક મનન કરવાનો જે વ્યાપાર, તેનુ નામ ભાવમન સમજવુ તથા જ્ઞાનાવરણ અને વીર્યાન્તરાયના ક્ષયોપશમની પ્રાપ્તિમા જે નિમિત્ત છે અને ગુણ-દોષની વિચારણા, સ્મરણ, પ્રણિધાન વિગેરે કાર્યો કરવા માટે આત્માનો જે વ્યાપાર થાય છે, તેમા અનુગ્રાહક એવા મનોરૂપથી પરિણત થએલા જે પુદ્ગલ, તેનુ નામ દ્રવ્યમન સમજવુ તે બેમા દ્રવ્યમન તો

પુદ્ગલરૂપ હોવાથી જડ છે અને ભાવમન ઉપયોગરૂપ [redacted] અને તે મન આત્માથી કથંચિત્ ભિન્ન પણ [redacted] અને અભિન્ન પણ છે, ઇન્દ્રિયોની માફક જેવી રીતે જ્ઞાનાવરણીય કર્મ, વીર્યાન્તરાય કર્મ વિગેરેના ક્ષયોપશમની અપેક્ષા રાખનાર આત્માનો ઇન્દ્રિયોરૂપે પરિણામ થવાથી ઇન્દ્રિયોથી આત્મા જેમ કથંચિત્ અભિન્ન છે, તથા ઇન્દ્રિયોની નિવૃત્તિ થયા બાદ પણ આત્માનું અવસ્થાન રહેતું હોવાથી તે અપેક્ષાએ આત્માથી ઇન્દ્રિયો કથંચિત્ ભિન્ન છે, તેવી રીતે જ્ઞાનાવરણીય કર્મ વિગેરેના ક્ષયોપશમની અપેક્ષા રાખનાર આત્માનો મનનરૂપ પરિણામ થતો હોવાથી મન પણ આત્માથી કથંચિત્ અભિન્ન છે તથા મનોવર્ગણા દ્રવ્યરૂપ દ્રવ્યમનની નિવૃત્તિ થયા બાદ પણ આત્માની સ્થિતિ તો બરાબર કાયમ રહેતી હોવાથી તે અપેક્ષાએ તે તેનાથી કથંચિત્ ભિન્ન પણ છે એ ખાસ ખ્યાલમાં રાખવું

પૂ૦ મનને અણુરૂપ, સર્વથા નિત્ય તથા શીઘ્રગામી માનવાથી સંપૂર્ણ વાતની ઉપપત્તિ જ્યારે થાય છે, ત્યારે ઉપર્યુક્ત સ્વરૂપ માનવાની શી જરૂર છે ?

ઉ૦ એ વાત યુક્તિવિકલ હોવાથી અનાદરણીય [redacted] તે ખાસ સમજાવવામાં આવે છે—

આપના મત પ્રમાણે પરમાણુરૂપ જે મન તે આત્મા અને ઇન્દ્રિયોની સાથે જોડાઇને જ પોતાનું કાર્ય કરવા ઉદ્યમશીલ

થાય છે. આવી માન્યતામા વિચારને અવકાશ રહેલો હોવાથી જણાવવામા આવે છે કે, આપ આત્મા અને ઇન્દ્રિયોની સાથે મનનો સપૂર્ણરૂપથી સબન્ધ માનો છો ? અથવા તેના એક દેશથી ? આ બે પ્રશ્ન પુછવામા આવે છે તેમા પ્રથમ પક્ષ માનવામા તો પરમાણુસ્વરૂપ અત્યન્ત સૂક્ષ્મ મનનો એક કાલમા બેની સાથે સબન્ધ કદાપિ થવાનો નહિ તેના ઉત્તરમા એમ જણાવવામા આવે કે એક દેશથી આત્માની સાથે મનનો સબન્ધ છે, અને તેથી બીજા દેશથી ઇન્દ્રિયોની સાથે મનનો સબન્ધ છે તો પછી એક કાલમા બેની સાથે સબન્ધ થવામા અત્યારે શી અડચણ છે ? આ કથન પણ ઘણુ અસબદ્ધ પ્રલાપરૂપ હોવાથી ઉપેક્ષણીય છે

જ્યારે મન પોતે જ પરમાણુરૂપ છે, ત્યારે તેના વિભાગ કેવી રીતે થઇ શકે ? કે અમુક ભાગ આત્માની સાથે જોડાય છે, અને અમુક ભાગ ઇન્દ્રિયોની સાથે જોડાય છે માટે આ વાત મનાય જ કેવી રીતે ? તેનો વિચાર કરશો.

પૂ૦ જેવી રીતે આત્મા પોતે જ મનની સાથે પોતાના સપૂર્ણરૂપથી જોડાય છે, તેવી રીતે ઇન્દ્રિયો પણ મનની સાથે સબદ્ધ થાય છે તો પછી એક કાલમા બેની સાથે સબન્ધ થવામા શી અડચણ છે ?

ઉ૦ એમ થવાથી તો મનમા અણુપરિમાણપણું હોવાથી આત્મામા પરમાણુ જેટલુ પરિમાણ આવવાનુ –અર્થાત્ આત્મા પરમાણુ જેટલો અત્યન્ત સૂક્ષ્મ થઇ જવાનો કેમકે તમો સપૂર્ણ

રૂપથી તેની સાથે જોડાયેલો કહો છો તથા આપ તો તેને વ્યાપક માનો છો એતાવતા આત્મામા વિભુપણુ હોવાથી મનમા પણ વ્યાપકપણુ આવવાનુ, કારણ કે જ્યારે આત્માની સાથે સ પૂર્ણ રૂપથી તે સ બદ્ધ છે, ત્યારે તેમા જ્યા સુધી વ્યાપકપણુ ન હોય ત્યા સુધી તેની સાથે સંપૂર્ણ રૂપથી સ બન્ધ થાય છે એમ મનાય જ કેવી રીતે ? અને આપ તો મનને પરમાણુરૂપ માનો છો, માટે તેમ કેવી રીતે માની શકાય ? તેનો વિચાર કરશો હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ એક દેશથી આત્મા મનની સાથે જોડાય છે એવી રીતે માનવામા પણ આત્મામા સપ્રદેશપણુ આવતુ હોવાથી આપને તેમા ઘણી વિપત્તિઓ ભોગવવી પડે તેમ છે, કારણ કે જે પ્રદેશમા મન સહિત ઇન્દ્રિયોનો સ બન્ધ થયો, તેમા જ જ્ઞાન, સુખ, દુ ખ વિગેરે પેદા થવાથી બીજા પ્રદેશો તો જ્ઞાન, સુખ આદિથી રહિત થવાના અને તેમ થવાથી તે પ્રદેશો જ્યારે જ્ઞાનાદિથી રહિત થાય, ત્યારે તેમા આત્માનુ લક્ષણ ન ઘટવાથી તેટલા ભાગમા તો આત્માનો જ અભાવ થવાનો અને જ્યારે આત્મા નથી, ત્યારે વ્યાપકપણુ હોય જ કયાથી ?

કિચ ઇન્દ્રિયોની સાથે પણ મનનો જો સ પૂર્ણ રૂપથી સબન્ધ માનવામા આવે, તો મનમા અણુપણુ હોવાથી ઇન્દ્રિયોમા પણ અણુપરિમાણપણુ આવવાનુ, માટે તે પણ આપનાથી મનાય તેમ નથી

પૂ૦ એક દેશથી ઇન્દ્રિયો મનની સાથે જોડાતી હોવાથી ઉપર્યુક્ત દોષને બિલકુલ અવકાશ નથી

ઉ૦ આ કથન પણ ઠીક નથી કારણ કે તેમ માનવાથી તો મનમા પણ વિભાગ સિદ્ધ થતો હોવાથી અણુપણુ તો આકાશમા ઉડી જવાનુ, માટે મનની સાથે આત્મા તથા ઇન્દ્રિયોનો કોઇપણ રીતે સબન્ધ સિદ્ધ થવાનો જ નહિ કિંચ ગુણ-ગુણીમા સર્વથા ભિન્નતા તથા નિત્યપણુ હોવાથી મનની અન્દર સયોગ-વિભાગરૂપ પરિણામ જ જ્યારે નથી, ત્યારે આત્મા તથા ઇન્દ્રિયોની સાથે મનનો સબન્ધ તો થાય જ ક્યાથી ? તેનો પણ સાથ વિચાર કરશો એમ હોવા છતા પણ મનમા જે સયોગ-વિભાગરૂપ પરિણામ માનવામા આવે તો આપનુ મનમા માનેલુ નિત્યપણુ હવામા ઉડી જવાનુ તથા મનમા પણ અચેતનપણુ હોવાથી મનને અમુક ઇન્દ્રિયોની સાથે જોડાવુ, બીજાની સાથે નહિ એવુ જ્ઞાનવિશેષ પણ ન હોવાથી આત્મા અને ઇન્દ્રિયોની સાથે નિયમિત સબન્ધ જ થવાનો નહિ માટે મન અણુરૂપ છે, તથા સર્વથા નિત્ય છે, એ વાત બીલકુલ માનવા લાયક નથી, કિન્તુ મનને પૂર્વોક્ત સ્વરૂપવાળુ માનવુ તે જ સર્વોત્તમ છે

પૂ૦ જલદી ચાલતુ હોવાથી મન અણુસ્વરૂપ છે, તો પણ સપૂર્ણના ગ્રહણમા નિમિત્ત થાય છે, માટે કઇ પણ દોષ છે જ નહિ

ઉ૦ અચેતન એવા મનનો બુદ્ધિપૂર્વક વ્યાપાર થવાનો જ નહિ તથા અમુકની સાથે જોડાવુ, અમુકની સાથે નહિ, એમ પણ કદાપિ બનવાનુ નહિ

કિંચ અદૃષ્ટના વશથી જલદી ગ્રહણ કરી શકે છે, તે કથન પણ ઠીક નથી કેમકે જ્યારે અદૃષ્ટ પોતે જ અપૌદ્ગલિક હોવાથી આપના મત પ્રમાણે અક્રિય છે ત્યારે તે બીજાની ક્રિયામા કારણરૂપ કેવી રીતે થઇ શકે? જે સ્વય નપુસક હોય, તે પુત્રની ઉત્પત્તિમા જેમ કારણરૂપ થતો નથી, તેમ અદૃષ્ટ પણ નિષ્ક્રિય હોવાથી બીજાની ક્રિયામા કારણરૂપ કદાપિ થઇ શકવાનુ નહિ માટે નૈયાયિક લોકોએ માનેલ પરમાણુરૂપ મન કોઇપણ રીતે માનવા લાયક જ નહિ

## મન ન માનનારનો અભિપ્રાય

પૂ૦ મન નામનો કોઇપણ પદાર્થ છે જ નહિં કિન્તુ વિજ્ઞાનવિશેષને જ મન કહેવામા આવે છે આવો વિજ્ઞાનવાદીનો અભિપ્રાય છે

ઉ૦ આ કથન પણ ઠીક નથી જ્યારે આપના મત પ્રમાણે વર્તમાનકાલિક વિજ્ઞાન પણ બાહ્ય અર્થનો બોધ કરાવવામા સમર્થ થતુ નથી ત્યારે અતીતકાળના પદાર્થના બોધની તો વાત જ શી કરવી? કારણકે વર્તમાનકાલિક વિજ્ઞાન પણ ક્ષણિક હોવાથી પૂર્વોત્તર વિજ્ઞાનના સબન્ધમા ઉત્સાહ વિનાનુ છે, તો પછી ગુણ-દોષની વિચારણામા તથા સ્મરણ વગેરેના વ્યાપારમા તે કેવી રીતે સમર્થ થાય? અને સ્મરણ પણ પૂર્વમા અનુભૂત પદાર્થનુ થઇ શકે, પરતુ અનનુભૂતનુ નહિ અને આ વાત આપના એકાત ક્ષણિકવાદમા બીલકુલ બધ બેસે તેવી છે જ નહિ

પૂ૦ આલય-વિજ્ઞાનમા એવુ સામર્થ્ય છે, કે પોતે અવસ્થિત રહી કરીને બીજાના કાર્યમા મદદગાર થાય છે એવુ તેનુ સ્વરૂપ છે, માટે હવે કહો શી અડચણ આવવાની ?

ઉ૦ એ સમાધાન પણ ઠીક નથી કારણકે એક આલય-વિજ્ઞાનને જો કાલાન્તરસ્થાયિ માનવામા આવે, તો આપનો આખો ક્ષણિકવાદ જ વીખરી જવાનો અને તેમ થવાથી બૌદ્ધનો અભિપ્રાય જ લુપ્ત થવાનો, માટે વિજ્ઞાનરૂપ ન માનતા પૂર્વોક્ત સ્વરૂપવાળુ માનવુ ઠીક છે કિંચ અમને તો કથંચિત્ વિજ્ઞાન-રૂપ માનવામા પણ અડચણ નથી, કેમકે ભાવમન તો અમારે ત્યા વિચારશક્તિરૂપ હોવાથી ઉપયોગરૂપ જ છે, તો પછી અમારે શી અડચણ [redacted] ? પરંતુ આપ તેવી રીતે માની શકો તેમ નથી

## મન વિષે સાખ્યનો અભિપ્રાય

પૂ૦ સાખ્ય લોકો કહે છે, કે મન પૌદ્ગલિક નથી, કિન્તુ પ્રકૃતિના વિકારરૂપ [redacted] મન પણ મહદ્ અહકાર રૂપથી પરિણામવાળી પ્રકૃતિના વિશેષ વિકારરૂપ છે

ઉ૦ ઉપર્યુક્ત કથન પણ ઠીક નથી કારણ કે જ્યારે પ્રકૃતિ અચેતન છે, ત્યારે તેનો વિકાર પણ અચેતન હોવો જોઇએ અને એમ થવાથી તો ઘડામા જેમ ગુણ-દોષના વિચારનુ સામર્થ્ય નથી, તેમ મન પણ જડ હોવાથી તેમા પણ તે કેવી રીતે આવી શકે ? કિંચ વિચાર કરવામા મન નિમિત્ત હોવાથી તે

વિચારશક્તિના કર્તા તરીકે આપ પુરુષને માનો છો ? અથવા પ્રકૃતિને માનો છો ? આ બે પ્રશ્નો પુછવામા આવે છે

તેમા પ્રથમ પક્ષ માનવામા તો આપના મત પ્રમાણે જ્યારે પુરુષમા જ નિર્ગુણપણુ છે અને ગુણ-દોષ વિચારણા તો સાત્વિક રૂપ છે અને તેવી સાત્વિકતા તો આપના મત પ્રમાણે પુરુષમા આકાશપુષ્પ સમાન છે ત્યારે તેવી વિચારશક્તિના કર્તા તરીકે પુરુષને મનાય જ કેવી રીતે ? અને આપ માનતા પણ નથી, માટે પ્રથમપક્ષ અનાદરણીય હોવાથી પુરુષમા કર્તાપણુ અસભવિત છે

હવે રહ્યો બીજો પક્ષ પ્રકૃતિ સબન્ધિ તેમા અચેતનપણુ હોવાથી 'અચેતન પદાર્થ ગુણદોષની વિચારણારૂપ વિજ્ઞાનનો કર્તા છે' એવુ તો કોઇ પણ રીતે કહી શકાય તેમ છે જ નહિ એમ હોવા છતા પણ જો માનવામા આવે તો બિચારા ઘડાએ શો અપરાધ કર્યો ? અને એવી શી રાજાજ્ઞા છે ? કે અચેતન-પણુ સરખુ હોવા છતા પણ મનને વિચારણા, સ્મૃતિ વિગેરેમા કર્તા તરીકે માનવુ અને ઘડાને નહિ

કિચ સત્વ રજો અને તમોગુણની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિથી મહત્-અહકાર વિગેરે જે પરિણામોનો આવિર્ભાવ થાય છે, તે પરિણામો પ્રકૃતિથી જૂદા છે કે તે રૂપ છે ? આ બે પ્રશ્નોને પણ તેમા જરૂર અવકાશ રહે છે તેમા પ્રથમ પક્ષ માનવામા આપના મત પ્રમાણે કાર્ય-કારણમા સર્વથા એકપણુ હોવાથી જ્યારે કાર્ય જૂદુ સિદ્ધ થયુ, ત્યારે

એકયતા કયા રહેવાની ? તે પણ વિચારણીય છે અને તેના બચાવની ખાતર સર્વથા જૂદો નથી એવો બીજો પક્ષ માનવામા આવે તો કેવળ પ્રકૃતિ જ બાકી રહેવાની મહત્, અહકાર, તન્માત્રા, એકાદશ ઇન્દ્રિયો વિગેરે તમામ પરિણામો વ ધ્યાપુત્ર સમાન થવાના અને તેમ થવાથી તો જ્યારે મન પોતે જ કઇ ચીજ નથી, ત્યારે તે સ બન્ધી વિચાર પણ કેવી રીતે થઇ શકે ? આ કથનથી એ સિદ્ધ થયુ કે બીજા દર્શનોમા મનની ઉપપત્તિ જ્યારે કોઇ રીતે થઇ શકતી નથી ત્યારે તેમા વિચારશક્તિના સામર્થ્યની તો વાત જ શી કરવી ? માટે પ્રથમ બતાવેલ દ્રવ્ય ભાવરૂપ મનના બે પ્રકાર માનવાથી કોઇ પણ જાતની અનુપપત્તિ છે જ નહિ અને તે જ સર્વોત્તમ માર્ગ છે, માટે એ વાત બરાબર યાદ રાખવી પાચ ઇન્દ્રિયો અને છઠ્ઠુ મન એ છમાથી ચક્ષુઇન્દ્રિય અને મન એ બે તો વસ્તુના દેશમા ગયા સિવાય પણ તે વસ્તુનુ જ્ઞાન પોતાના સ્થાનમા રહીને કરાવવામા સમર્થ છે એટલા માટે તે બેને અપ્રાપ્યકારિ માનવામા આવે છે અને બાકીની ચાર ઇન્દ્રિયો વસ્તુને પ્રાપ્ત કરીને જ્ઞાન સ પાદનમા શક્તિમાન હોવાથી પ્રાપ્યકારી મનાય છે

## ચક્ષુ અને મનમા અપ્રાપ્યકારિ સંબન્ધિ વિચાર.

ચક્ષુ અને મન જો વસ્તુની સાથે સ બદ્ધ થઇને જ્ઞાન કરાવે છે એવુ માનવામા આવે તો અગ્નિના દર્શનમા તથા ચિન્તનમા પણ સ્પર્શનની માફક આખમા તથા મનમા દાહ થવાનો પ્રસ ગ આવવાનો અર્થાત્ તે બીલકુલ બળી જવા જોઇએ, તથા

કોમળ ચીજનો સબન્ધ થવામા અનુગ્રહ થવો જોઈએ ' અને એમ તો બીલકુલ થતુ નથી માટે તે બને વસ્તુને પ્રાપ્ત કર્યા સિવાય ગ્રહણ કરે છે એ વાત જરૂર માનવી જોઈએ

પૂ૦ જલ, લીલી વનસ્પતિ વિગેરેને જોવામા આખમા પ્રસન્નતારૂપ અનુગ્રહ તથા મધ્યાહ્ન સમયમા સૂર્યને દેખવાથી જ્યારે ઉપઘાત થતો માલૂમ પડે છે, ત્યારે તેને અપ્રાપ્યકારી કેવી રીતે માની શકાય ? સારાશ સમુદ્ર, તળાવ, લીલી વનસ્પતિ, ચન્દ્રમ હળ વિગેરેને જોવાથી પ્રસન્નતારૂપ અનુગ્રહ અને સૂર્ય, અગ્નિની જ્વાલા વિગેરેને જોવાથી જ્યારે ઉપઘાત વિગેરે દૃષ્ટિ ગોચર થાય છે, ત્યારે તેને અપ્રાપ્યકારિ કેવી રીતે માની શકાય ?

ઉ૦ અમો પણ એમ કહેવા નથી માગતા કે કોઈપણ વસ્તુના સબન્ધથી કદાપિ બીલકુલ અનુગ્રહ તથા ઉપઘાત થતો જ નથી, કિન્તુ દાહક તથા ઉપઘાતક રૂપ સૂર્યકિરણ,અગ્નિ વિગેરેનો સબન્ધ થયા બાદ ચિરકાલ પર્યન્ત અવલોકન કર નારના નેત્રમા સ્પર્શેન્દ્રિયને અગ્નિ વિગેરેની સાથે સબન્ધ થયા બાદ જેમ દાહ વિગેરે જોવામા આવે છે, તેવી રીતે જોવામા આવતુ નથી એતાવતા અમો તેને અપ્રાપ્યકારી માનીએ છીએ

પૂ૦ નિયમેન ચક્ષુ અપ્રાપ્યકારી જ છે એ વાતમા કોઈપણ પ્રમાણ ન હોવાથી માનવા લાયક નથી

કિચ અનુગ્રહ અને ઉપઘાત સર્વથા નહિ થતા હોવાથી ચક્ષુ અપ્રાપ્યકારી છે એમ કહેવુ પણ ઠીક નથી કારણ કે

અનુગ્રહ અને ઉપઘાત પણ થાય છે એ વાત તો આપ લોકોને પ્રથમ સમજાવી છે, તો પછી થતા નથી; એમ કહીને ખમી જવુ એ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ?

ઉ૦ તાત્પર્ય સમજ્યા સિવાયની ઉપર્યુક્ત શકા છે, કેમકે પહેલવહેલાજ વિષયના નિર્ણયકાળમા અનુગ્રહ ઉપઘાત થતા નથી એમ અમારૂ માનવુ છે વિષયનો નિર્ણય કર્યો બાદ તો ચિરકાલ અવલોકન કરનારને સૂર્યકિરણોના તથા અગ્નિના સબન્ધદ્વારા તથા ચન્દ્રકિરણો, ઘી, લીલી વનસ્પતિ વિગેરેના સબન્ધદ્વારા અનુગ્રહ અને ઉપઘાત થવામા કઇ પણ અડચણ જેવુ છે જ નહિ

કિચ વિષયના નિર્ણયકાળમા પણ વસ્તુને પ્રાપ્ત કરીને ચક્ષુ પોતે વિષયનુ જ્ઞાન કરાવે છે એવુ જો માનવામાં આવે તો અગ્નિ, વિષ, સમુદ્ર, કાટા, તલવાર, બન્દુક વિગેરે વસ્તુના નિર્ણયકાલમા દાહ, ફોડા, ડુબવુ, આખમા કાટા વાગવા વિગેરે અનેક જાતના ઉપઘાતો થવાના પ્રસગ આવવાના, માટે ચક્ષુ તથા મન એ બન્ને વસ્તુને પ્રાપ્ત કર્યો વિના પોતાના સ્થાનમા રહીને જ ગ્રહણ કરે છે એવી માન્યતા ઠીક છે અનુમાન પણ એ વાતને ટેકો આપે છે

મનની માફક અનુગ્રહ તથા ઉપઘાત કરવાપણુ દેખવામા નહિ આવતુ હોવાથી આખ વિષયને પ્રાપ્ત કર્યો વિના પોતાના દેશમા રહીને વસ્તુનો પરિચય કરાવે છે

પૂ૦ સૂર્યના કિરણોની માફક આંખના કિરણો પણ

આખથી બહાર નીકળી વસ્તુના દેશમા જઇને તેનો પ્રકાશ કરે છે કેમકે તેમા સૂક્ષ્મપણુ તથા તૈજસપણુ હોવાથી અગ્નિની સાથે સબન્ધ થવા છતા પણ દાહ વિગેરે કંઇપણ તેમા થતુ નથી, માટે આપજ વિચારો કે ચક્ષુને પ્રાપ્યકારિ માનવામા બીજી શી અડચણ છે ?

ઉ૦ 'આખમા કિરણો છે' એ વાત પ્રમાણશૂન્ય હોવાથી બીલકુલ માનવા લાયક નથી તેમ છતા જો માનવામા આવે તો અનેક પ્રકારની વિપત્તિઓ આવવાની જેમ મનમા કિરણો નથી, તો પણ તે વસ્તુને પ્રાપ્ત કર્યા સિવાય ગ્રહણ કરે છે, તેમ આખ, તેમા કિરણો માન્યા સિવાય પણ વસ્તુને પ્રાપ્ત કર્યા વિના જ્યારે ગ્રહણ કરે છે ત્યારે આખમા કિરણો માનવાની શી જરૂર છે ? અને જો પ્રમાણ વિના પણ માનવાની ઇચ્છા થતી હોય તો નખ, દાત, કપાળ વિગેરે સર્વમા કેમ ન મનાય ?

કિંચ 'ચક્ષુ વિષયને પ્રાપ્ત કરીને જ ગ્રહણ કરે છે' એવુ માનવામા આવે તો આખમા રહેલ અજન, કાળી કીકી, મલ વિગેરેનુ પણ પોતાને પ્રત્યક્ષ થવુ જોઇએ કેમકે તે તો હમેશા પાસે જ રહે છે, છતા પ્રત્યક્ષ તો થતુ નથી, માટે પ્રાપ્યકારી પક્ષ અનાદરણીય છે

પૂ૦ ચક્ષુ વિષયને પ્રાપ્ત કર્યા વિના પણ ગ્રહણ કરે છે, એમ જો માનવામા આવે તો અમુકને જ ગ્રહણ શા માટે કરે છે? અપ્રાપ્તપણુ દરેકમા સરખુ હોવાથી એક કાલમા તમામનુ જ્ઞાન કેમ ન થાય ? માટે કહો કે ચક્ષુ અપ્રાપ્યકારી નથી

ઉ૦ જ્ઞાનાવરણીયકર્મ, દર્શનાવરણીયકર્મ, વીર્યાન્ત
કર્મ વિગેરે પ્રતિબધક હોવાથી જે વસ્તુ વિષયક તે ક
ક્ષયોપશમ થયો હોય તે વસ્તુનુ જ જ્ઞાન થાય, બી
નહિ માટે કહો અમારે ત્યા આવી સાફ વ્યવસ્થા
છે, ત્યારે તમામ વસ્તુના જ્ઞાનની એક જ કાળમા અ
કેવી રીતે આવી શકે ? વસ્તુના ગ્રહણની યોગ્યતા વિ
વસ્તુનુ જ્ઞાન થતુ જ નથી, એ ખાસ હૃદયમા
રાખવુ કિચ દ્રવ્યનો દ્રવ્યની સાથે સયોગ માનનાર
લોકોના મતમા જ જ્યારે તમામ વસ્તુનો સયોગ બરાબ
ત્યારે તમામ જ્ઞાન કેમ થતુ નથી ? માટે ઉપર્યુક્ત અ
પણ આપને ત્યા જ રહેવાની સરલ અને સર્વોત્તમ માર
છે કે તમામ વિપત્તિથી બચવાની ખાતર ચક્ષુ અપ્રાપ્યકા
એમ માનવુ અપરચ મન પણ અપ્રાપ્યકારિ છે,
તમામ પદાર્થના વિચારમા પ્રવૃત્તિ કરતુ નથી, કેમકે
નહિ દેખેલા તથા નહિ સાભળેલા અને ઇન્દ્રિયોથી અપ્ર
એવા પદાર્થમા તેની પ્રવૃત્તિ દેખાતી નથી માટે જેવી
મન અપ્રાપ્યકારી છે, તેવી રીતે ચક્ષુ પણ અપ્રાપ્યકારિ

પૂ૦ ઘણા લોકો કહે છે કે અમારૂ મન અમુક ઠેકાણે
જ્યારે આવો અનુભવ થાય છે, ત્યારે મનને અપ્રાપ્યકાર
રીતે માની શકાય ?

ઉ૦ આખની માફક અનુગ્રહ તથા ઉપઘાત વિ
યતા હોવાથી મન અપ્રાપ્યકારિ છે એમ જરૂર માનવું
એમ હોવા છતા પણ જો પ્રાપ્યકારિ માનવામા આવે તે

ચંદન વિગેરેના ચિંતનમાં શૈત્ય વિગેરેનો અનુભવરૂપ અનુગ્રહ તથા અગ્નિ, વિષ, શસ્ત્ર વિગેરેના ચિંતનમાં ઉપઘાત વિગેરે જરૂર થવું જોઇએ અને થતું તો નથી, માટે મન પણ જરૂર અપ્રાપ્યકારિ છે

કિંચ મન વિષય-દેશમાં જઇને વસ્તુને ગ્રહણ કરે છે, તે વિષે પ્રશ્નોને અવકાશ મળતો હોવાથી પુછવામાં આવે છે કે મનના બે ભેદ છે એક દ્રવ્યમન અને બીજું ભાવમન, તે બેમાંથી કયું મન બહાર જાય છે? તેમાં ભાવમન બહાર જાય છે, એવું જો માનવામાં આવે તો વિચારશક્તિ-વિજ્ઞાનરૂપ ભાવમન તો ઉપયોગરૂપ હોવાથી જીવથી ન્યારૂ છે જ નહિ તથા ભાવમન રૂપી જીવ તો શરીર માત્રમાં વ્યાપી હોવાથી શરીરથી બહાર જઇ શકતો જ નથી એમ છતાં પણ શરીરથી બહાર જાય છે એમ માનવામાં આવે તો આત્માને સર્વગત માનવામાં અને તેનાથી અભિન્ન એવા મનને પણ સર્વગત માનવામાં તમારા મતમાં પ્રાપ્યકારિપણાને લીધે તમામ પદાર્થનું જ્ઞાન એક કાલમાં થવાથી જગતના તમામ જીવો સર્વજ્ઞ થવા જોઇએ કિંચ આત્માને સર્વગત માનવામાં અંગુઠો દાઝવાથી તેની વેદના જેમ મસ્તક વિગેરેમાં થાય છે તેમ સર્વત્ર સર્વને થવી જોઇએ તથા જૂદા જૂદા દેશમાં રહેલ ચન્દન, માલાઓ, અંગના વિગેરેનો સંબન્ધ થવાથી નિરન્તર વિષયના ઉપભોગની પ્રાપ્તિ થવાથી સુખ પેદા થવાનું અને અગ્નિ, શસ્ત્ર, જળ વિગેરેનો સંબન્ધ પણ થતો હોવાથી દાઝવાનું, ચીરાવાનું, ડુબવાનું વિગેરે અનેક જાતિના દુઃખો પણ નિરન્તર ભોગવવા પડશે માટે શરીર હોય તેટલા

માત્રમા જ આત્મા માનવો જોઈએ, બીજે ઠેકાણે નહિ માટે ભાવમન શરીરવ્યાપિ આત્માથી કથચિત્ અભિન્ન હોવાથી આત્માની માફક તે પણ બહાર જતુ નથી એમ જરૂર માનવુ જોઇએ અને પત્થરની માફક અચેતન હોવાથી દ્રવ્યમન તો વસ્તુનો નિર્ણય કરી શકે તેમ છે જ નહિ. તો પછી તે બિચારૂ બહાર જઇને પણ શુ કરવાનુ ? માટે જ્યારે એમાથી કોઇપણ મન બહાર જવા શક્તિમાન છે જ નહિ ત્યારે તેમા પ્રાપ્યકારીની ઉદ્‌ઘોષણા કરવી જ નકામી છે એ વાત ખાસ ખ્યાલમા રાખવી

કિંચ જે શરીર માત્રમા રહેનારી ચીજો હોય છે, તેઓનુ બહાર ગમન કદાપિ જોવામા આવતુ નથી જેમ શરીરમા રહેલ ગૌરરૂપ વિગેરે, તેમ ભાવમન પણ શરીરમા રહેલુ હોવાથી તેથી બહાર નીકળે છે એ વાત કોઇપણ બુદ્ધિશાળીને માનવા લાયક નથી

પૂ૦ આત્મા સર્વગત છે, શરીરવ્યાપિ નથી, અમૂર્ત્ત હોવાથી આકાશની માફક, માટે તેને બહાર નીકળવામા કોઇપણ જાતની અડચણ નથી

ઉ૦ જો આત્મા આકાશની માફક વ્યાપક હોય તો જેવી રીતે આકાશ બહાર કોઇ ચીજ છે જ નહિ, તેમ આત્માથી બહાર પણ કોઇ ચીજ ન હોવાથી મનને બહાર જવાની શી જરૂર છે ? અને જ્યારે કઇપણ જરૂર છે જ નહિ તો પછી પ્રાપ્યકારિ માનવાનુ પણ શુ પ્રયોજન છે ?

કિંચ આત્મા સર્વગત નથી એ વાત પ્રથમ જણાવી છે, તો પણ અત્ર પ્રસગથી કંઇક જણાવવામા આવે છે—

આકાશ જેમ વ્યાપક હોવાથી તેમા કર્તાપણુ માનવામ
આવતુ નથી, તેમ આત્મામા પણ ન માનવુ જોઇએ તેમ
આકાશની માફક તેમા અમૂર્તપણું હોવાથી ભોક્તાપણુ પણ
માનવુ જોઇએ તથા સ સારી પણ નથી, દુ ખી પણ નર્થ
સુખી પણ નથી તેમ માનવુ પડે, માટે આત્માને સર્વગત
માનતા શરીરવ્યાપી માનવો તે જ ઉચિત છે

પૂ૦ મનમા કરણપણુ હોવાથી પ્રદીપ, મણિ, સૂર્યપ્રભ
વિગેરેની માફક બહાર નીકળી વિષયદેશમા જઇને વસ્તુને ગ્રહ
કરે છે, ત્યારે વસ્તુનુ જ્ઞાન થાય છે, માટે દ્રવ્યમન પ્રાપ્યકારિ છે

ઉ૦ પદાર્થનો નિર્ણય કરવામા દ્રવ્યમન કરણ છે
વાત અમો સારી રીતે માનીએ છીએ, પરન્તુ કરણન
બે ભેદ છે, એક અ ત કરણ અને બીજુ બાહ્યકરણ તેમ
આત્માને વસ્તુનુ જ્ઞાન કરવામા દ્રવ્યમન અન્ત કરણ છે
અને પ્રદીપ વિગેરે બાહ્ય કરણો સમજવા, તેમા સ્પર્શનેન્દ્રિયન
માફક અન્ત કરણપણુ હોવાથી શરીરમા રહેલુ જે દ્રવ્ય
મન તેના આલબનથી ભાવમન પણ શરીરમા રહીને જ વસ્તુને
નિર્ણય કરાવે છે અનુમાન પણ તે જ વાતને પુષ્ટિ આપે છે

દ્રવ્યમનરૂપી અન્ત કરણ સ્પર્શની માફક શરીરથ
બહાર જતું નથી તો પછી વિષય–દેશમા જઇ વસ્તુને ગ્રહ
કરે તેની તો વાત જ શી કરવી ? માટે મન અપ્રાપ્યકારિ છે
એમ જરૂર માનવુ એ વાતનુ વિશેષ વિવેચન વિશેષાવશ્યક
રત્નાકરાવતારિકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય વિગેરે ઘણા ગ્રન્થોમ

કરેલુ છે માટે તેને જોઈ પોતાની જીજ્ઞાસા પૂર્ણ કરવી અત્ર તો ખાલી દિગ્દર્શન કરાવવામા આવ્યુ છે

## જન્મનુ નિરૂપણ

જન્મના ત્રણ ભેદ છે સમૂર્ચ્છિમ, ગર્ભ અને ઉપપાત હવે આ ત્રણનુ સ્વરૂપ સમજાવવામા આવે છે—

ત્રણ લોકમાથી કોઈપણ ઠેકાણે પોતપોતાની યોગ્યતા પ્રમાણે ઔદારિક વર્ગણાદ્વારા જે શરીરના અવયવોને બનાવવા, તે સમૂર્ચ્છિમ જન્મ કહેવાય

સારાશ—ઉર્ધ્વ, અધો અને તિર્છો એમ ત્રણે લોકમાથી કોઇ પણ ઠેકાણે એકેન્દ્રિય વિગેરે જીવોમાથી જેને જે ગતિનો ઉદય હોય તેના અનુસારે પોતપોતાની યોગ્યતા પ્રમાણે કાર્મણ શરીરદ્વારા ઔદારિક વર્ગણાઓને ગ્રહણ કરી શરીરના અવયવો જે બનાવવા તેનુ નામ સમૂર્ચ્છિમ જન્મ જાણવો અથવા ગર્ભ કે ઉપપાતની સામગ્રી વિના જે જન્મને ધારણ કરવો તેને સમૂર્ચ્છિમ સમજવો

જે ઠેકાણે શુક્રતથા શોણિતને આપસમા એકમેક થવાનુ હોય તે ગર્ભ કહેવાય અથવા માતાએ ખાધેલા આહારને સ્વાધીન કરવો તેને પણ ગર્ભ કહેવામા આવે છે

દેવતા તથા નારકીના જીવોનુ ઉત્પત્તિનુ જે સ્થાનવિશેષ તેને ઉપપાત કહેવામા આવે છે

આ ત્રણમા કઇક વિશેષતા પણ સમજાવવામા આવે છે ગર્ભજ જીવો તથા ઉપપાત જીવોની અપેક્ષાએ સમૃ

ર્ચ્છિમ જીવો થોડા આયુષ્યવાળા હોય છે અને તે બેના કારણો તથા કાર્યો અપ્રત્યક્ષ છે અર્થાત્ ચર્મચક્ષુવાળાને જોવામા આવી શકતા નથી અને સમૂર્ચ્છિમનુ કારણ માસ, મદિરા, માટી, જળ, મલિન ચીજો વિગેરે અનેક છે અને કાર્ય પણ કીડી, મકોડાના શરીર વિગેરે સર્વજન પ્રત્યક્ષ છે તથા સમૂર્ચ્છિમ જન્મની અપેક્ષાએ ગર્ભજન્મમા વિશેષકાલની પણ અપેક્ષા રહે છે અને બન્નેની અપેક્ષાએ પણ ઉપપાતજન્મવાળા દેવતા, નારકિઓ ઘણા લાબા આયુષ્યવાળા હોય છે અધ્યવસાયના ભેદથી કર્મોમા ભિન્નતા અને તેના ભેદથી જન્મોમા ભેદ જાણવો કેમકે જેવુ લોકમા કારણ શુભકર્મ વિગેરે સામગ્રી હોય અથવા અશુભકર્મ વિગેરે સામગ્રી હોય, કાર્ય પણ તેને અનુસારે જ થાય છે એમા તો કોઇને પણ વિવાદનુ કામ છે જ નહિ માટે જન્મમા ભેદો પણ કારણના ભેદથી સમજવા

## ગર્ભજન્મના ત્રણ ભેદોનુ નિરૂપણ

ગર્ભજન્મના ત્રણ ભેદ છે જરાયુજ, અડજ અને પોતજ હવે ત્રણેના સ્વરૂપ સમજાવવામા આવે છે

જાળની માફક ગર્ભની ચારે બાજુએ વિંટાએલ અને માસ તથા રૂધિર વિગેરે જેમા વિસ્તૃત રૂપથી રહેલ હોય, તેને જરાયુ કહેવામા આવે છે અને તેમા જે પેદા થાય તે જરાયુજ કહેવાય મનુષ્ય, ગાય, ભેસ, કુતરા, બિલાડા વિગેરે જરાયુજ જાણવા

જે ઠેકાણે નખ તથા ચામડીના જેવું કઠીનપણું અહેણ કરવામા આવ્યુ હોય અને શુક્ર-શોણિતની ચારે બાજુ વિંટાએલ જે મંડલવિશેષ હોય તેનુ નામ અંડ સમજવુ તેમા જે ઉત્પન્ન થાય તે જીવો અંડજ કહેવાય પક્ષિઓ વિગેરે

ચારે બાજુએ વિંટાએલ એવા કોઇપણ આવરણ સિવાય સંપૂર્ણ અવયવવાળો તથા યોનિથી નીકળી તરત જ પોતાની ક્રિયા કરવામા સામર્થ્યયુક્ત જે હોય તે પોતજ કહેવાય હાથી -વાગોળ વિગેરે આવા પોતજ જન્મમા નાળચ્છેદ કરવાનુ હોતુ નથી એ તો જરાયુજમા હોય છે

હવે ત્રણમા કેટલીક વિશેષ વાતો જણાવવામા આવે છે વિશેષ પ્રકારની ભાષાઓ, અનેક પ્રકારના અધ્યયનો વિગેરે જેવી રીતે જરાયુજમા છે, તેવી રીતે બીજા બે જન્મમા નથી તથા તીર્થંકરો, ચક્રવર્તિઓ, વાસુદેવો, ચરમશરીરી, કેવળજ્ઞાની, વિગેરે મહાપ્રભાવક વ્યક્તિઓ જેવી રીતે ગર્ભજ જરાયુજમા સંભવે છે, તેવી રીતે બીજા કોઇપણ જન્મમા સંભવતા નથી માટે બીજા જન્મો કરતા ગર્ભજ-જરાયુજ જન્મ ઉત્તમોત્તમ છે અંડજ અને પોતજમા કોઇ અપેક્ષાએ અંડજ શ્રેષ્ઠ છે કેમકે કેટલાક પોપટ, મેના વિગેરે મનુષ્યની માફક શુદ્ધ વાતચીત કરવામા કુશળ હોય છે

## ઉપપાત જન્મનું વર્ણન

ઢાંકેલા ગોખની માફક નારક જીવોની ઉત્પત્તિના સ્થાનમા રહેલા ગોખલાના જેવા નિષ્કુટોમાં જે ઉત્પન્ન થાય,

તે નારક ઉપપાત કહેવાય તેવા નિષ્કુટો પણ અનેક છે તથા દિવ્યવસ્ત્રનુ નામ દેવદૂષ્ય સમજવુ, તેથી ઢાંકેલી અને ફૂલોથી બીછાએલી એવી દેવશય્યામા જે પેદા થવુ તે દેવોપપાત કહેવાય અને બાકીના તમામ જીવોનો સમૂર્છિમ જન્મ જાણવો, બીજો નહિ આટલુ પ્રસગોપાત્ત જન્મ સબધિ વિવેચન કર્યું વિશેષ ઇચ્છાવાળાઓ પન્નવણાસૂત્ર, લોકપ્રકાશ, તત્ત્વાર્થવૃત્તિ વિગેરે ગ્રથો જોઇ લેવા

હવે જન્મના પ્રસગથી યોનિનુ પણ કઇક સ્વરૂપ સમજાવવામા આવે છે—

## યોનિનુ નિરૂપણ

તૈજસ-કાર્મણ શરીરવાળા જીવો ઔદારિક વિગેરે શરીરને યોગ્ય પુદ્ગલ વર્ગણાઓ ગ્રહણ કરવાને માટે જે સ્થાનનુ અવલબન કરે, તે સ્થાનવિશેષનુ યોનિ નામ સમજવુ તેના ત્રણ ભેદ છે સચિત્ત, અચિત્ત અને મિશ્ર

આત્માનો ચૈતન્યરૂપ જે પરિણામવિશેષ, તે ચિત્ત કહેવાય, તે સહિત જે હોય તે સચિત્ત યોનિ સમજવી કીડાઓ વિગેરેના ઉત્પત્તિના જે સ્થાનો સૂકા લાકડા વિગેરે, તે અચિત્ત યોનિ કહેવાય અને ઉભય સ્વભાવવાળીને મિશ્ર યોનિ કહેવામા આવે છે અથવા શુક્ર-શોણિતરૂપ પુદ્ગલો જે યોનિરૂપે પરિણમેલા હોય તે સચિત્ત યોનિ કહેવાય, તે સિવાયના પુદ્ગલો અચિત્તયોનિ કહેવાય અને તે બન્નેના સમુદાયનુ નામ મિશ્રયોનિ કહેવાય

યોનિના બીજા પણ ત્રણ ભેદ સમજાવવામા આવે છે
.વૃત, વિવૃત્ત અને મિશ્રયોનિ જે જીવોનુ ઉત્પત્તિનુ સ્થાન
ાપણાથી બીલકુલ જોવામા આવી શકે જ નહિ તેવા સ્થાન
ંશેષને સ વૃતયોનિ કહેવામા આવે છે તેવી યોનિ દેવતા અને
ારકિના જીવોની તથા નિગોદ વિગેરેની જાણવી જે જન્તુનુ
ત્પત્તિસ્થાન આપણાથી સ્પષ્ટપણે જોવામા આવી શકે, તેવા
થાનવિશેષને વિવૃતયોનિ કહેવામા આવે છે જેમ કીડી, મકોડા,
ાકણ, માખી વિગેરેની જેનુ ઉત્પત્તિસ્થાન બહારથી જોવામા
ાવી શકે અને અન્દરનો ભાગ અદૃશ્ય હોય અર્થાત્ જોવામા
: આવે, તેવા સ્થાનવિશેષનુ મિશ્રયે નિ નામ સમજવુ આવી
ાનિ મનુષ્ય, ગાય, ભે સ, ઘોડા વિગેરેની સમજવી

યોનિના બીજા પણ ત્રણ ભેદો સમજાવવામા આવે છે
ીતયોનિ, ઉષ્ણયોનિ અને મિશ્રયોનિ જે જીવોનુ ઉત્પત્તિ
થાન શીતસ્પર્શવાળુ હોય, તે શીતયોનિ કહેવાય, જેનુ
ંત્પત્તિસ્થાન ઉષ્ણસ્પર્શવાળુ હાય તે ઉષ્ણયોનિ અને જેનુ
ંત્પત્તિસ્થાન ઉભયસ્પર્શવાળુ હોય, તે મિશ્રયોનિ જાણવી

હવે બીજા પણ ત્રણ ભેદો પ્રસ ગવશથી જણાવવામા
ાવે છે કૂર્મોન્નતા યોનિ, વ શીપત્રા યોનિ અને શ ખાવર્તા
ાનિ કાચબાની પીઠની માફક જે જીવોનુ ઉત્પત્તિસ્થાન ક ઇક
ન્નત હોય, તેવા સ્થાનવિશેષને કૂર્મોન્નતા યોનિ કહેવાય છે
ત્તમ જીવોની ઉત્પત્તિનુ સ્થાન આવા પ્રકારનુ હોય છે બે
ાથે જોડાયેલ વ શના પત્રોની માફક જે જીવોનુ ઉત્પત્તિસ્થાન

તેવી આકૃતિવાળુ હોય તેનુ નામ વશિપત્રા યોનિ સમજવુ દરેક સાધારણ મનુષ્યની માતાની યોનિ તેવા પ્રકારની હોય છે જે જીવોનુ ઉત્પત્તિસ્થાન શખની આકૃતિ આવર્તવાળુ હોય તેનુ નામ શખાવર્તા યોનિ જાણવુ આવી યોનિ ચક્રવર્તીની મુખ્ય પટરાણીને હોય છે

પ્ર૦ જન્મ તથા યોનિના અથમા કઇપણ ભિન્નતા ન હોવાથી બન્નેને જુદા માનવાની શી જરૂર છે ?

ઉ૦ આધારરૂપ સ્થાનનુ નામ યોનિ અને આધેય રૂપ સ્થાનનુ નામ જન્મ સમજવુ ભાવાર્થ–સચિત્ત વિગેરે યોનિ જેનો આશ્રય છે, એવા પ્રકારનો આત્મા સમૂર્છિમ વિગેરે જન્મ દ્વારા શરીર, આહાર ઇન્દ્રિય વિગેરે યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે માટે યોનિ આધાર છે અને જન્મ આધેય રૂપ છે

પ્ર૦ તમામ જીવોની એક જ યોનિ માનવાથી જ્યારે કામ ચાલી શકે તેમ છે, ત્યારે ભિન્ન ભિન્ન યોનિ માનવાની શી જરૂર છે ?

ઉ૦ ઉપર્યુક્ત કથન ઠીક નથી કેમકે શુભાશુભ વિગેરે પરિણામો દરેક આત્માને જુદા જુદા હોય છે અને તેથી પેદા થએલ કર્મબન્ધો પણ વિચિત્ર પ્રકારના હોય છે અને તે દ્વારા અનેક પ્રકારના સુખ, દુખ વિગેરેના અનુભવના કારણરૂપ જે યોનિસ્થાનો તે પણ અવશ્ય જુદા જુદાં માનવા જોઇએ

હવે કયા જીવને કયી યોનિ હોય તે પણ બતાવવામાં આવે છે–

ઉપપાતસ્થાનમા રહેલ વૈક્રિય પુદ્ગલ વર્ગણાનો સમુદાય અચિત્ત હોવાથી દેવ અને નારકીની અચિત્તયોનિ જાણવી તેમ બીજા કીડા–મંકોડા વિગેરેની પણ અચિત્ત કાષ્ટ વિગેરે યોનિ જાણવી અને જીવતા જીવના શરીરમા ઉત્પન્ન થતા કૃમિ વિગેરેનુ ઉત્પત્તિસ્થાન તે સચિત્ત યોનિ સમજવી ગર્ભજ જીવો મિશ્રયોનિવાળા જાણવા, કેટલાક તેને સચિત્ત યોનિવાળા પણ કહે છે

દેવતાને શીતોષ્ણ યોનિ હોય છે નારકીમા કેટલાકને શીતયોનિ હોય છે અને કેટલાકને ઉષ્ણયોનિ હોય છે અને કેટલાકોનુ એવુ પણ કહેવુ છે કે દેવતા અને નારકી શીતોષ્ણ યોનિવાળા હોય છે અપ્કાયિક વિગેરે જીવોને શીતયોનિ હોય છે અગ્નિકાય વિગેરે જીવોને ઉષ્ણયોનિ હોય છે અને ગર્ભજોને મિશ્રયોનિ હોય છે દેવતા, નારકી અને નિગોદ વિગેરેને સંવૃત યોનિ જાણવી, વિકલેન્દ્રિય વિગેરેને વિવૃત યોનિ સમજવી અને બીજાઓને મિશ્રયોનિ જાણવી તથા શાસ્ત્રમા ચોરાશી લાખ યોનિના ભેદો પણ બતાવવામા આવ્યા છે તે પણ જેના રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ સરખા હોય તેની એક યોનિ એવી વિવક્ષાથી સમજવા

આટલી યોનિ સંબન્ધી વાત પ્રસંગથી સમજાવ્યા બાદ હવે આહારનુ સ્વરૂપ સમજાવવામા આવે છે—

### આહારનુ નિરૂપણ

જે નિમિત્ત દ્વારા આહાર વિગેરેને યોગ્ય વર્ગણાદ્રવ્યોને ગ્રહણ કરવાની અને તેને તે રૂપથી પરિણમાવવાની શક્તિ ઉત્પન્ન થાય, તેને પર્યાપ્તિ કહેવામાં આવે છે, તેના છ ભેદ છે—

આહારપર્યાપ્તિ, શરીરપર્યાપ્તિ, ઇન્દ્રિયપર્યાપ્તિ
ભાષા-પર્યાપ્તિ, શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ અને મન પર્યાપ્તિ

ઉપર્યુક્ત છ પર્યાપ્તિમાંથી જે જીવોને જેટલી ઘટી શકે
તે અનુસારે ઔદારિક શરીર વિગેરેને યોગ્ય જે પુદ્ગલો
ગ્રહણ કરવા, તેનું નામ આહાર સમજવો તેના ત્રણ ભેદ
ઓજ આહાર, લોમ આહાર અને કવલ આહાર તૈજસ કાર્મ
યોગદ્વારા ઔદારિક શરીર વિગેરેને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કર
તેનું નામ ઓજ આહાર જાણવો સ્પર્શેન્દ્રિયદ્વારા જે પુદ્ગલો
ગ્રહણ કરવા તે લોમ આહાર અને મુખમા કવલના પ્રક્ષેપદ્વા
પુદ્ગલોનો જે સંબન્ધ કરવો, તે કાવલિક આહાર જાણવો

## આયુષ્યનું નિરૂપણ

એક ભવથી બીજે ભવમા જતા જે કર્મ નિયમથી ઉદયમ
આવે તેનુ નામ આયુષ્યકર્મ સમજવુ અથવા જેના ઉદયમ
તે ભવને યોગ્ય બાકીના તમામ કર્મ ઉપભોગમા આવે તે
નામ પણ આયુષ્યકર્મ સમજવુ તેના બે ભેદ છે એક સોપ
ક્રમ આયુષ્ય અને બીજુ નિરુપક્રમ આયુષ્ય આગમ
બતાવેલ અધ્યવસાયો, નિમિત્ત, આહાર, વેદના, ઘાતોપા
શ્વાસોચ્છ્વાસ અને સ્પર્શ આ સાત જે આયુષ્યના ક્ષય
કારણો છે, તે દ્વારા બહુકાલમા ભોગવવા લાયક આયુષ્યને
થોડા વખતમા ભોગવવુ તેનુ નામ સોપક્રમ આયુષ્ય જાણવુ
અથવા આયુષ્યબન્ધ-કાલમા જેનો હ્રાસ થઇ શકે એવી રી

શિથિલ બન્ધથી જે આયુષ્ય બાંધવામાં આવેલ હોય, તેનું નામ પણ સોપક્રમ આયુષ્ય સમજવું

જેમ ભીના કપડાને પહોળો કરી તાપમાં સુકવાથી જલદી સુકાઈ જાય છે અથવા જેમ દોરીનું ફોકડું કરી અગ્નિમાં નાખવાથી જલદી બળી જાય છે, તેવી રીતે ઘણા કાળમાં ભોગવવા લાયક આયુષ્યના તમામ પુદ્ગલોને થોડા કાલમાં જલદી ભોગવી લેવા તેનું નામ સોપક્રમ આયુષ્ય સમજવું તેવા આયુષ્યને તુટવાના સાત પ્રકારો છે અધ્યવસાય, નિમિત્ત, આહાર, વેદના, ગતોપાત, શ્વાસોચ્છ્વાસ અને સ્પર્શ

તેમાં અધ્યવસાયના ત્રણ ભેદ છે કોઈ સ્ત્રી અથવા પુરૂષ ઉપર અત્યન્ત દૃષ્ટિરાગ કરવાથી પણ જે આયુષ્ય તુટે છે, તે રાગજન્ય અધ્યવસાયો જાણવા તથા અત્યન્ત સ્નેહ કરવાથી જે આયુષ્ય તુટે છે, તે સ્નેહજન્ય અધ્યવસાયો સમજવા તથા અત્યન્ત ભયથી જે આયુષ્ય તુટે છે તે ભયજન્ય અધ્યવસાયો જાણવા

તથા શસ્ત્રપ્રયોગ, વિષપ્રયોગ, અગ્નિમાં પતન, ભૃગુપાત, ગળે ફાંસો વિગેરે નિમિત્તોથી પણ આયુષ્ય તુટતું હોવાથી નિમિત્તો પણ આયુષ્યને ક્ષય કરવામાં સમર્થ છે

તથા અત્યન્ત થોડો આહાર, અત્યન્ત ઘણો આહાર, અત્યન્ત લુખ્ખો આહાર, અત્યન્ત સ્નિગ્ધ આહાર વિગેરે

આહારો જેને જે પ્રતિકૂલ હોય તેને તેવો નિરન્તર મળવાથી પણ આયુષ્ય તુટી જાય છે

શૂળ, ક્ષય વિગેરે રોગોથી વેદનાથી પણ આયુષ્ય તુટે છે

કુવો, તળાવ, મોટી ખાઇ, સમુદ્ર વિગેરેમા ડુબી મરવાથી પણ આયુષ્ય તુટે છે

૪૦ પ્રમાણથી અધિક શ્વાસોચ્છ્વાસ લેવાથી પણ આયુષ્ય તુટે છે

ચક્રવર્તિની પટરાણી વિગેરેનો ચિરકાલીન સ્પર્શ થવાથી પણ ચક્રવર્તિ સિવાયના મનુષ્યોના આયુષ્યો તુટે છે

આ સાતે આયુષ્યના ક્ષયના કારણો સોપક્રમ આયુષ્યને તોડવા માટે સફલ સમજવા, નિરુપક્રમમા તો તે નિરુપયોગી સમજવા

આયુષ્યના બન્ધકાલમા જેનો હ્રાસ થઇ શકેજ નહિ, એવા ગાઢ નિકાચિતપણે બાધવામા આવેલા જે આયુષ્યના પુદ્ગલો તેનો અનુક્રમે ઉપભોગ કરવો તેનુ નામ નિરુપક્રમ આયુષ્ય સમજવુ

જેમ દોરીને લાબી કરી છેડેથી સળગાવવાથી ધીરધીરે અનુક્રમે તમામ બળી જાય છે અથવા પાણીના કપડાની ઘડી વાળી છાયામા સુકવવાથી તે ધીરે ધીરે અનુક્રમે સુકાય છે, તેમ અત્રપણ જે આયુષ્ય અનુક્રમે જ ભોગવાય, તેમાથી બીજા કોઇપણ દ્વારા બીલકુલ હ્રાસ થઇ શકે જ નહિ, તેને નિરુપક્રમ આયુષ્ય કહેવામા આવે છે

તીર્થંકરો, દેવતાઓ, નારકીઓ વિગેરેને નિરુપક્રમ

આયુષ્ય હોય છે, પરંતુ બીજા જીવોને તેવો નિયમ નથી અર્થાત્ બન્ને પ્રકારના હોઇ શકે છે સારાંશ–જેનું આયુષ્ય શિથિલ બન્ધવાળું હોય, તેનું તુટી શકે અને બીજાનું નહિ પરન્તુ તીર્થંકરો, દેવતા, નારકી સિવાયના જીવોમાં આયુષ્ય બાંધવામાં નિયમ નથી કે અમુક જ બાંધે અને અમુક નહિ જેવા અધ્યવસાયો હોય, તેવું બાંધી શકે

તે બન્ને પ્રકારના આયુષ્યના ચાર ભેદ છે દેવાયુષ્ય, નરકાયુષ્ય, તિર્યંચનું આયુષ્ય અને મનુષ્યનું આયુષ્ય, સરાગ સંયમની પાલના, દેશવિરતિ, અકામનિર્જરા, બાલતપસ્યા, શીલવ્રત વિગેરેને પાળનારા જીવો દેવતાના આયુષ્યનો બન્ધ કરે છે

કૃષ્ણલેશ્યા, અનન્તાનુબન્ધિકષાય, રૌદ્રધ્યાન, ઘણો આરંભ, અત્યંત મમત્વભાવ, મારવું, કુટવું, તાડન, તર્જન વિગેરે દ્વારા બીજાને દુઃખ પેદા કરવું, ચોરી, બદમાસી, અભક્ષ્યભક્ષણ, અપેયપાન, અગમ્યગમન વિગેરે કાર્યો કરનારા જીવો નરકના આયુષ્યનો બન્ધ કરે છે

ચારિત્રમોહના ઉદયમાં હૃદયની ઘણી કુટિલતા, બીજાઓને ઠગવામાં તત્પરતા, હૃદયનું મલીનપણું, નીલ-કાપોતલેશ્યા, અશુભ અધ્યવસાય વિગેરે દ્વારા જીવો તિર્યંચના આયુષ્યને બાંધે છે. ભાવાર્થ–અધર્મદેશના, કુડાં તોલ, કુડાં માપ, નીલ કાપોત લેશ્યાના પરિણામ, આર્ત્ત ધ્યાન, ઉન્મા-

ગંનુ પ્રરૂપણ, માર્ગનો નાશ, વસુધારાજિ તુલ્ય ક્રોધ વિગેરેને આચરવાથી જીવો તિર્યંચના આયુષ્યને બાંધે છે

ધૂળના ઢગલામા રેખા કરવાથી જેમ તે થોડા સમયમા સાફ થઇ જાય છે તેવો ક્ષણિક કષાય, સ્વભાવમા મૃદુતા, લોકયાત્રામા ઉદાસીનતા, દેવ-ગુરુની પૂજા કરવાનો સ્વભાવ, અતિથિમ વિભાગપણુ, કાપોત લેશ્યાનો પરિણામ, ધર્મધ્યાન, થોડો આરભ, થોડુ મમત્વ વિગેરેને કરનાર જીવ મનુષ્યના આયુષ્યનો બધ કરે છે આ ચારે ગતિના આયુષ્યના બન્ધના કારણો સમજાવવામા આવ્યા હવે તે આયુષ્ય ઉપર કઇક વિચાર કરવામા આવે છે–

પ્ર૦ જો આયુષ્યનો હ્રાસ માનવામાં આવે તો અર્થાત્ અકાલમૃત્યુ માનવામા આવે, તો બાંધેલા કર્મોને પૂરેપૂરી રીતે નહિ ભોગવવાથી કૃતનો નાશ થયો અને આયુષ્યની વિદ્યમાન દશામા મરવાથી તથા અગાડીના માટે બીજુ બાંધેલુ ન હોવાથી અકૃતનો આગમ થયો માટે આયુષ્યકર્મ નકામુ થઇ જવાનુ

ઉ૦ કૃતનો નાશ, તથા અકૃતનો આગમ એ વિગેરે દોષો અમારામા છે જ નહિ, તે પણ સમજાવવામા આવે છે

પૂર્વે બતાવેલ આયુષ્યના ક્ષયના કારણો દ્વારા જેટલુ જલદી ભોગવવાનુ હોય તેટલુ તમામ આયુષ્યના પુદ્ગલોને ઉદયાવલિકામા લાવીને તેનો સંપૂર્ણ રીતે ભોગ કરીને આત્મા

ના પ્રદેશથી જે પરિશાટન કરવુ અર્થાત્ જુદા કરી નાખવા તેનુ નામ સોપક્રમ સમજવુ જ્યારે આવા પ્રકારની સ્થિતિ છે ત્યારે કહો આની અન્દર બાંધેલા આયુષ્યને ભોગવ્યા વિના જ્યારે નાશ થતો જ નથી ત્યારે કૃતનો નાશ કેવી રીતે કહી શકાય ? તેમ જ સંપૂર્ણ આયુષ્ય ભોગવીને તથા ભવાન્તરનુ બીજુ આયુષ્ય બાંધીને જ જ્યારે ભવાન્તર જાય છે તો પછી અકૃતનો આગમ પણ કેવી રીતે થવાનો ? હા, એટલી વિશેષતા છે કે સોપક્રમ આયુષ્યમા દોરીનુ ગુંચળુ વાળી અગ્નિમા નાખવાથી જેમ જલદી બળી જાય છે, તેમ અત્ર પણ ક્ષયકારણો દ્વારા બાકીનુ આયુષ્ય શિથિલ બન્ધવાળુ હોવાથી જલદી ભોગવાય છે તથા જેમ દોરીને લાબી કરી છેડેથી સળગાવવાથી અનુક્રમે બળે છે તેમ ગાઢ નિકાચિતપણે બન્ધથી આયુષ્ય પુદ્ગલો બાંધેલા હોવાથી તે અનુક્રમે ભોગવાય છે, માટે તેને નિરુપક્રમ કહેવામા આવે છે માટે કૃતનો નાશ, અકૃતનો આગમ તથા આયુષ્યકર્મની નિષ્ફળતા વિગેરે કોઈ પણ દોષને અવકાશ છે જ નહિ

આ પ્રમાણે જીવને લગતી કેટલીક બાબતો પ્રમગોપાત્ત સમજાવી જીવનિરૂપણ સમાપ્ત કરવામા આવે છે જીવ સબન્ધિ બીજી પણ ઘણી બીનાઓ જાણવા લાયક છે તે વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ વિશેષાવશ્યક, પન્નવણા, જીવાભિગમસૂત્ર, તત્ત્વાર્થસૂત્ર, લોકપ્રકાશ વિગેરે ગ્રન્થો જોઈ પોતાની જીજ્ઞાસા પૂરી કરી લેવી

इति शम्

## અજીવતત્ત્વ-નિરૂપણ.

જેમા ચતન્યનો બીલ્કુલ સબન્ધ નથી, તે અજીવ અથવા અચેતન કહેવાય છે અજીવના બે ભેદો છે એક અરૂપી અચેતન અને બીજો રૂપી અચેતન તેમાં અરૂપી અચેતનના ચાર ભેદ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને કાલ રૂપીઅચેતનનો પુદ્ગલ શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે

ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયમા રહેલ ધર્માધર્મ શબ્દથી પુણ્યપાપ ન સમજતા આ ઠેકાણે તે બન્ને શબ્દો પદાર્થવિશેષમા રૂઢ છે અર્થાત્ તે બન્ને શબ્દો આ ઠેકાણે પારિભાષિક સમજવા હવે તેનો વાચ્યાર્થ સમજાવવામા આવે છે-ધર્માસ્તિકાયમા ત્રણ શબ્દો છે ધર્મ, અસ્તિ અને કાય તેમા અસ્તિ જે છે, તે સત્તાવાચી નથી, કિન્તુ પ્રદેશવાચી છે અને કાયશબ્દ સમૂહવાચી છે, અને ધર્મ જે છે, તે લોક વ્યાપિ, નિરન્તર અવસ્થિત, અરૂપી, તથા તમામ પ્રકારની ગતિ ક્રિયામાં સાધારણ કારણરૂપ વિશેષદ્રવ્યનો વાચક છે અને અસ્તિકાયથી પ્રદેશસમુદાય અર્થાત્ અસખ્યાત પ્રદેશવાળુ તે દ્રવ્ય છે એમ સમજવુ

સારાશ-જેનો કોઇ પણ કાલે સર્વથા વિનાશ થતો જ નથી, તથા કોઇપણ કાલમા ગમનમા સાધારણ કારણરૂપ જે સ્વભાવ, તેનો પણ અભાવ કોઇ રીતે નથી અને તે અમૂર્ત્ત હોઇ કરીને પણ ગતિ પરિણામથી પરિણત થયેલ જીવ પુદ્ગલોની ગતિમા કારણરૂપ છે જેમ ગતિરૂપથી પરિણત થયેલ મચ્છ વિગેરે જળજન્તુઓને ચાલવાની શક્તિ છે, તોપણ ચાલ-

વામા જેવી રીતે જલની અપેક્ષા હોવાથી, જલ સાધારણ કારણ છે, તેમ અવિભાગ અસંખ્ય પ્રદેશવાળુ ધર્માસ્તિકાય દ્રવ્ય પણ અપેક્ષિત સાધારણ કારણરૂપ છે

જેમ ઘટમા માટી પારણામી ( ઉપાદાન ) કારણરૂપ છે, દંડ વિગેરે નિમિત્ત કારણો છે અને કુભાર નિવર્તકરૂપે કર્તા કારણ છે, આપેક્ષિતકારણમા અને નિમિત્તકારણમા માત્ર એટલી જ વિશેષતા છે, કે, જેમા સ્વાભાવિકી અને પ્રયોગ જન્ય આ બન્ને ક્રિયાઓ હોય, તે નિમિત્તકારણ કહેવાય અને જેમા કેવલ સ્વાભાવિકી જ ક્રિયા હોય તે આપેક્ષિત કારણ સામજવુ

પ્રકૃતમા જીવ પુદ્ગલોની ગતિમા તેઓનો ગતિપરિણામ ઉપાદાન કારણ છે અર્થાત્ પરિણામી કારણ છે, જીવ પુદ્ગલો પોતે તે પરિણામના કર્તા હોવાથી નિર્વર્તક કારણ છે અને ધર્માસ્તિકાય આપેક્ષિત કારણ છે અને રસ્તો વિગેરે નિમિત્ત કારણ છે એવી રીતે લોકવ્યાપિ, અમૂર્ત, નિત્ય અવસ્થિત અધર્માસ્તિકાય પણ પાન્થ લોકોને સ્થિર તાના છાયાની માફક સ્થિતિરૂપથી પરિણત થયેલ જીવ પુદ્ગલોની સ્થિરતામા આપેક્ષિત કારણરૂપ છે સ્થિતિ પરિણામ તેમા ઉપાદાનકારણ છે, જીવ-પુદ્ગલો તેમા નિર્વર્તક કારણરૂપ છે અને રસ્તો વિગેરે નિમિત્ત કારણ છે, કિંચ ધર્માધર્મ દ્રવ્યો આકાશની માફક વ્યાપક નથી, છતાં પણ જો તેવા માનવામા આવે તો તેના સામર્થ્યથી જીવ પુદ્ગલોની અસ્ખલિત રીતે સર્વત્ર ગતિ સ્થિતિમાં પ્રવૃત્તિ થવી જોઇએ.

એમ થવાથી તો લોકાલોકની વ્યવસ્થા બીલકુલ રહેવાની નહિ, અને વ્યવસ્થા તો શાસ્ત્રમા ઠામ ઠામ છે માટે તેને વ્યાપક ન માનતા લોકવ્યાપિ માનવા, અને જ્યા સુધી તે બે પદાર્થોની સત્તા છે, ત્યા સુધી લોક માનવો અને બાકીનો અલોક માનવો આ બન્ને પદાર્થનુ વિશેષ વિવેચન શકા સમાધાન પૂર્વક દ્રવ્યપ્રદીપમા સારી રીતે કરેલુ હોવાથી અત્ર તેનુ વિવેચન કરવામા આવતુ નથી

## આકાશ-નિરૂપણ

અવગાહ્યમાન પદાર્થને અવકાશ આપવામા આકાશાસ્તિકાય અપેક્ષા-કારણરૂપ છે તે લોકાલોકમા વ્યાપ્ત છે, તેના અનન્ત પ્રદેશો છે અને તે અમૂર્ત તથા નિત્ય અવસ્થિત છે જે ઠેકાણે કેવલ આકાશ દ્રવ્ય જ છે, બીજો કોઈ પણ પદાર્થ છે જ નહિ તે અલોકાકાશ કહેવાય છે, અને જે ઠેકાણે જીવ, પુદ્ગલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આ ચારે રહેલા છે, તે લોકાકાશ કહેવ ય છે જે લોકો કાલને મુખ્ય દ્રવ્ય તરીકે માને છે, તેના અભિપ્રાયથી દ્રવ્યો જાણવા અને જે લોકો કાલને સ્વતત્ર દ્રવ્ય તરીકે ન માનતા દ્રવ્યના પર્યાયરૂપે માને છે અથવા ઔપચારિકપણે માને છે, તેના વિચાર પ્રમાણે પચાસ્તિકાયવાળો અર્થાત પચ દ્રવ્યરૂપ લોક સમજવો

પ્ર૦ અવગાહ્યમાન પદાર્થને અવકાશ આપે તેને આકાશ કહેવામા આવે, તો જ્યા કેવલ આકાશ સિવાય બીજુ કોઈ પણ દ્રવ્ય નથી, એવા અલોકાકાશમા આકાશનુ લક્ષણ નહિ ઘટવાથી તેને આકાશ કેવી રીતે મનાય ? તેનો વિચાર કરશો

ઉ૦ જીવ પુદ્ગલોની ગતિ સ્થિતિમા અપેક્ષાકારણરૂપ ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય નામના બે પદાર્થો ત્યા નહિ હોવ થી જીવ પુદ્ગલોની ગતિ સ્થિતિ ત્યા થતી નથી અને જ્યા જેની ગતિસ્થિતિ ન હોય ત્યા તે પદાર્થ કેવી રીતે હોઈ શકે ? તે તો સહજ સમજી શકાય તેમ છે અને જ્યારે તેમનો સર્વથા અભાવ છે, ત્યારે અવકાશ પણ કોને આપી શકે ? લક્ષણ પણ તેવુ જ બાધવામા આવ્યુ છે કે અવગાહ્યમાન પદાર્થોને અવકાશ આપવામા આકાશ આપેક્ષિત કારણ છે જ્યારે અવ ગાહ્યમાન પદાર્થ જ કોઈ નથી, તો પછી અવગાહ આપવામા કારણરૂપ તે કેવી રીતે હોઈ શકે ? માટે કોઈપણ દોષનો અવકાશ આપનાર આકાશને માનવામા છે જ નહિ આકાશ પોતે સર્વ દ્રવ્યોનુ આધાર છે, કોઈનુ પણ આધેય નથી એ વાત બીજા દ્રવ્યોમા નથી, એટલી વિશેષતા સમજવી

### કાલનુ સ્વરૂપ

અઢી દ્વીપની અન્દર વર્તનાર પરમસૂક્ષ્મ " જેમા બે ભાગની કલ્પના થઇ શકે નહિ " એવા સમયવિશેષનુ કાલ નામ છે

તે કાલ એક સમયરૂપ હોવાથી પ્રદેશોના અભાવને લઈને અસ્તિકાય તરીકે સબોધવામા આવતો નથી આ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

तस्मान्मानुषलोकव्यापी कालोऽस्ति समय एक इह ।
एकत्वाच्च स कायो न भवति कायो हि समुदायः । १ ।

—षड्दर्शनसमुच्चय पृ ६८

કેટલાકો તેને સ્વતંત્ર દ્રવ્ય તરીકે માને છે અને સહૃદય લોકો તેને જીવાજીવ દ્રવ્યના પર્યાયરૂપ માને છે અને ' દ્રવ્ય પણ તેમા ઉપચારથી માનવામા કઈ હરકત જેવુ નથી ' એમ પણ સાથે કહે છે

આ કાલ કોઈપણ પદાર્થમા પરિણામી કારણ નથી, તેમ નિર્વર્તક કારણરૂપ પણ નથી, કિન્તુ પોત પોતાની સામગ્રીદ્વારા પેદા થતા પદાર્થોનુ અમુક કાલમા અમુકનુ થવુ, બીજાનુ નહિ આવો માત્ર અપેક્ષારૂપ હોવાથી તેમા અપેક્ષાકારણતા છે વસ્તુના બીજા પર્યાયોની માફક વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ—અપરત્વ વિગેરે જે પર્યાયો છે, તેમા અપેક્ષા કારણને લઈને કાલનો ઉપકાર હોવાથી કાલે કરેલા છે, એવો વ્યવહાર લોકમા થાય છે

જે સમયે જે કામ આરંભેલુ હોય, તે સમયને અવલંબન કરનાર સ્થિતિવિશેષનુ વર્તના નામ છે

પોતાની જાતિનો ત્યાગ કર્યા સિવાય પ્રયોગ વિગેરે ક્રિયા જન્ય પર્યાયવિશેષનુ પરિણામ નામ સમજવુ જેમ બીજના અંકુર, મૂળ, શાખા વિગેરે પરિણામો જોવામા આવે છે અંકુરો બીજના થઈ ગયા, સ્કન્ધો થાય છે, અને આગળ ફલ, ફૂલ પણ આવશે, તેમ બાલ, કુમાર, યુવાન અવસ્થા વિગેરે પુરુષ દ્રવ્યના પરિણામો જાણવા તે પરિણામના બે ભેદ છે એક અનાદિ અને બીજો સાદિ મેરુ, વિમાન, ઈષત્પ્રાગ્ભાર પૃથ્વી

વિગેરેનુ અનાદિ પરિણામપણુ સમજવુ વાદળા, ઇન્દ્રધનુષ્ય, ઘડો, કપડુ, થાળલી વિગેરેમા સાદી પરિણામપણુ સમજવું તે પરિણામે અનેક પ્રકારના હોય છે

પ્રયોગ અને વિસ્રસાદ્વારા પેદા થયેલ પદાર્થનો જે પરિણમન વ્યાપાર તે ક્રિયા કહેવાય, તેનો પણ અનુગ્રાહક કાલ છે ઘડો નષ્ટ થયો, સૂર્યને દેખુ છુ, વૃષ્ટિ થશે વિગેરે પ્રતીતિજન્ય અતીત, અનાગત, વર્તમાન, આ જે વ્યવહારો છે, તે કાલને લઇને સમજવા

આ મોટો છે, આ નાનો છે ઇત્યાદિ વ્યવહાર પણ કાલ કૃત પરત્વ અપરત્વને લઇને થાય છે આથી એ ભાવ નીકળ્યો કે વર્તના, કાલ પદાર્થ પરિણામ, ક્રિયા વિગેરે પર્યાયોથી મનુષ્યક્ષેત્રમા વર્તે છે, મનુષ્યક્ષેત્રની બહાર નથી એ વાત સ્થિર થઇ સમજવી કારણ કે અસ્તિત્વને ધારણ કરતા જે પદાર્થો છે, તે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે અર્થાત્ પોત-પોતાની સામગ્રીદ્વારા બીજા પર્યાયપણાને ધારણ કરે છે, તથા તેવી રીતે વિનાશ પણ પામે છે અર્થાત્ પૂર્વાવસ્થાનો ત્યાગ કરે છે અને સ્થિર પણ રહે છે અર્થાત્ પોતાના અનુગત મૂળદ્રવ્યને તે બીલકુલ છોડતા નથી અને પદાર્થોમા ઉત્પાદ, વિનાશ અને સ્થિતિરૂપ જે અસ્તિત્વ, તે સ્વત સિદ્ધ છે તેમા કાલની કંઇપણ અપેક્ષા છે જ નહિ

મનુષ્યક્ષેત્રની બહાર જીવોની અન્દર રહેલી પ્રાણ, અપાન, નિમેષ, ઉન્મેષ, આયુષ્ય પ્રમાણ વિગેરે વૃત્તિયો

દરેકને એક કાલમાં સરખી રીતે હોતી નથી અને કાલની અપેક્ષાએ જો તે થતી હોય તો દરેકને એક કાલમા સરખી જ હોવી જોઇએ, એકને અપાન વાયુ થાય તો તમામને તે વખતે અપાન વાયુ થવો જોઇએ, એકના શ્વાસોચ્છ્વાસ લેવામાં તમામને તેમ થવુ જોઇએ, એકને આયુષ્ય કર્મ ની વૃત્તિયો બન્ધ થવાથી અર્થાત્ મરવાથી દરેકનુ મરણુ થવુ જોઇએ, એમ તો આપ પણુ માની શકશો નહિ અને તેમ થતુ પણુ નથી માટે તે કાલની અપેક્ષાએ જ થ ય છે એમ કેવી રીતે માની શકાય ?

આથી એ સિદ્ધ થયુ કે વર્તના, પરિણામ, ક્રિયા, પરત્વ, અપરત્વ વિગેરે પર્યાયો કાલજન્ય છે, એમ બી-કુલ માનવુ નહિ, કિન્તુ જીવાજીવ દ્રવ્યોના તે પર્યાયવિશેષો છે તેમા વિશેષના એટલી જ છે કે મનુષ્યક્ષેત્રમા સૂર્ય, નક્ષત્રો વિગેરેની ક્રિયાદ્વારા તે પર્યાયો પ્રકાશિત થઇને વ્યવહારપથમા આવતા હોવાથી વ્યવહારિક લોકો તેને ઉપચારથી કાલે કરેલા છે, તેમ માને છે અને મનુષ્યલોકની બહાર વ્યવહારજ્ઞ લોકો નહિ હોવાથી, તથા ઉપર્યુક્ત વૃત્તિયોમા કાલની જરૂર પણુ નહિ હોવાથી ત્યા તો ઔપચારિકપણે પણુ ક લ માનવામા આવતો નથી, આટલી વિશેષતા પ્રસંગથી સમજાવવામા આવી

હવે ચાલતા વિષય પર આવીએ–પરત્વ, અપરત્વ વિગેરે પર્યાયો ચિરકાલીન અને અચિરકાલીન સ્થિતિની અપેક્ષા રાખનાર છે અને સ્થિતિમા અસ્તિત્વની અપેક્ષા છે, અને અસ્તિત્વ તો વસ્તુમા સ્વભાવ સિદ્ધ છે તો પછી તેને માટે પણુ કાલ દ્રવ્યને માનવાની બીલકુલ જરૂર નથી

સારાંશ–જેના વિચાર પ્રમાણે કાલ દ્રવ્ય છે જ નહિ, તેના વિચારના અનુસારે વર્તના, પરિણામ, ક્રિયા વિગેરેને જીવાજીવ દ્રવ્યોના પરિણામો સમજવા. તેના મતમાં આપેક્ષિત કારણ તરીકે પણ કાલને માનવામાં આવતો નથી આ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

काळो वि दव्वधम्मो, तस्य निग्गमो पलवो ।
तत्तो च्चिय दव्वाओ पलवइ कालेव ज जम्मि ॥

—विशेषावश्यक गाथा १८३९ पृ ६३१

एते च स्थित्यादयः सर्वेऽपि जीवाजीवपर्यायत्वाद्भावरूपा एव

—विशेषावश्यक पृ. ८६०

ભાવાર્થ–સ્થિતિ, વર્તના, પરિણામ વિગેરે તમામ જીવાજીવ દ્રવ્યના પર્યાયરૂપ હોવાથી ભાવરૂપ જાણવા પ્રસંગવશથી વ્યવહાર કાલના બીજા પણ જે ભેદો બતાવવામાં આવ્યા છે, તે તમામનું તાત્પર્ય તેટલામાં જ પરિસમાપ્ત છે વર્તના વિગેરે રૂપ કાલ પણ દ્રવ્યનો ધર્મ છે, તે સ્વરૂપથી ક્રિયારહિત છે, તો પણ દ્રવ્યદ્વારા તેમાં ક્રિયા થતી જોવામાં આવે છે અને તે કારણથી તેની ઉત્પત્તિ પણ વર્ષાકાલમાં હરિતની ઉત્પત્તિની માફક પોતાના આશ્રય દ્રવ્યથી થાય છે, માટે કાલને સ્વતંત્ર દ્રવ્ય તરીકે મુખ્યપણે કોઇ રીતે માની શકાય તેમ છે જ નહિ, એ ખાસ ખ્યાલમાં રાખવું

પરસ્પર વ્યાઘાત. આ સૂત્રમાં વર્તના વિગેરેને કાલના પર્યાય તરીકે બતાવીને કાલને મુખ્ય દ્રવ્ય તરીકે માનવામાં આવેલ છે, ત્યારે આપ તો કાલને ઔપચારિકપણે અથવા દ્રવ્ય-પર્યાય તરીકે કેવી રીતે માની શકો ?

ઉ૦ પન્નવણાસૂત્ર, જીવાજીવાભિગમસૂત્ર, વિશેષાવશ્યક સૂત્ર વિગેરેમાં કાલના લિંગરૂપ વર્તના વિગેરેને જીવાજીવ દ્રવ્યના પર્યાય તરીકે માનીને તેમ જ વાતની ઉપપત્તિ જ્યારે કરવામાં આવી છે, ત્યારે તેને સ્વતન્ત્ર દ્રવ્ય તરીકે કેવી રીતે માની શકાય ? માટે તત્ત્વાર્થસૂત્રમાં બતાવેલ કાલને પણ વ્યવહારિક કાલરૂપ માનવાથી વર્તના વિગેરેને તેના પર્યાયરૂપ માનવામાં અમને લગાર પણ અડચણ નથી; કિન્તુ કાલને મુખ્ય દ્રવ્યરૂપ માની, તેના વર્તના વિગેરે પર્યાય માનવામાં દોષાપત્તિનો સંભવ હોવાથી અડચણ છે.

આ સંક્ષેપથી કાલવિષયક નિરૂપણમાં જે સરલ માર્ગ દેખાય, તે તત્ત્વશોધક જનોએ ગ્રહણ કરી લેવો, બીજા ઉપર ઉદાસીનતા ધારણ કરવી, એ જ બુદ્ધિમત્તાનું મુખ્ય લક્ષણ છે.

## પુદ્ગલદ્રવ્યનું નિરૂપણ.

સ્પર્શ, રસ, ગન્ધ અને વર્ણવાળું જે હોય તે પુદ્ગલ કહેવાય. સ્પર્શને પ્રથમ ગ્રહણ કરવાનું કારણ એ છે કે જ્યાં સ્પર્શ હોય, ત્યાં રસ, ગન્ધ અને વર્ણ જરૂર હોવા જોઇએ. આથી એ ભાવ નીકળ્યો કે નૈયાયિક વિગેરે દર્શનકારો પૃથ્વીમાં સ્પર્શ, રસ, ગન્ધ અને વર્ણ, જલમાં સ્પર્શ, રસ અને વર્ણ તથા

તેજમા સ્પર્શ અને વર્ણ અને વાયુમા કેવલ સ્પર્શ જ છે. એમ માને છે તેઓની એ માન્યતા યુક્તિવિકલ છે તેમ જણાવવાની ખાતર સ્પર્શને પ્રથમપદ આપવામા આવેલ છે તેથી એ સમજવુ કે જલ, તેજ, વાયુ વિગેરેના પુદ્‌ગલોમા પણ પૃથ્વીની માફક સ્પર્શ હોવાથી રસ, ગન્ધ અને વર્ણ પણ જરૂર માનવા જોઇએ વ્યાપ્તિ પણ તે જ વાતને સિદ્ધ કરી આપે છે જ્યા સ્પર્શ હોય, ત્યા રસ, ગન્ધ અને વર્ણ પણ હોય છે. જેમ ઘટ વિગેરે પૃથ્વીમા, તેમ સર્વત્ર પુદ્‌ગલોમા માની લેવુ મનમા પુદ્‌ગલપણાની સિદ્ધિ–પાર્થિવ પરમાણુની માફક અરૂપગત દ્રવ્ય હોવાથી મન પણ સ્પર્શ વિગેરે ચાર ગુણવાળુ છે

હવે સ્પર્શ વિગેરે ગુણોના અવાન્તર ભેદો બતાવવામા આવે છે—

મૃદુ, કઠિન, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ આ આઠ ભેદો સ્પર્શના સમજવા તે આઠે સ્પર્શો સ્કન્ધોમા સ્પષ્ટપણે જોવામા આવે છે અને પરમાણુમા સ્નિગ્ધ, રૂક્ષ, શીત અને ઉષ્ણ આ ચારમાથી અવિરોધી ગમે તે બે સ્પર્શો એક પરમાણુમા હોય છે અને પરમાણુસમુદાયને અવલબીને ચારે સ્પર્શો સભવી શકે છે

તિક્ત, કટુ, કષાય, મધુર અને અમ્લ આ પાચ ભેદો રસના જાણવા લવણરસને સયોગજન્ય માનવામા આવતો હોવાથી મૂલભેદો પાચ જ સમજવા, જે લોકો તેને જૂદો માને છે, તેના અભિપ્રાયે છ સમજવા

સુગન્ધિ અને દુર્ગન્ધિ આ બે ભેદો ગંધના છે

લાલ, પીળો, કાળો, લીલો અને સફેદ આ પાંચ ભેદો વર્ણના છે તેમાં સંયોગજન્ય તો અનેક ભેદો થાય છે, પરન્તુ અત્ર તો માત્ર મૂળભેદ બતાવવાનો જ ઉદ્દેશ છે

હવે કેવલ પુદ્ગલ સ્કન્ધના દશ પ્રકારના પર્યાયો સમજાવવામાં આવે છે-શબ્દ, બન્ધ, સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, સંસ્થાન, ભેદ, અન્ધકાર, આતપ, છાયા અને ઉદ્યોત આ સ્કન્ધના દશ પ્રકારના પર્યાયો છે

શબ્દના વ્યક્ત અને અવ્યક્ત એવા મુખ્ય બે ભેદો છે તત, વિતત, ઘન, શુષિર વિગેરે અવ્યક્તના ભેદો સમજવા અને સંસ્કૃત, પ્રાકૃત વિગેરે ભાષાત્મક શબ્દો વ્યક્તના ભેદો સમજવા તે પણ દેશ-કાલના ભેદથી અનેક પ્રકારના છે

લાખ અને લાકડાનો આપસના સંયોગની માફક આપસમાં પ્રયોગ, વિસસા વિગેરે ક્રિયાજન્ય બન્ધ થવાથી ઔદારિક વિગેરે પુદ્ગલોના શરીર વિગેરે અનેક જાતના આકારવાળા અનેક જાતના બન્ધો થાય છે

સૂક્ષ્મપણુ-એક બીજાની અપેક્ષાએ ન્હાનાપણુ દરેકમાં હોવાથી તેવા આપેક્ષિત સૂક્ષ્મપણાના અનેક ભેદો છે અને અન્તિમ સૂક્ષ્મપણુ તો કેવલ પરમાણુમાં જ સમજવું

સ્થૂલપણુ પણ એક બીજાની અપેક્ષાએ મ્હોટાપણારૂપ દરેકમાં હોવાથી તેવા આપેક્ષિત સ્થૂલપણાના અનેક ભેદો છે અને અન્તિમ સ્થૂલપણુ તો અચિત્ત મહાસ્કંધમાં જાણી લેવુ

સંસ્થાનના વૃત્ત (ગોળાકાર), ચતુરસ્ર (ચાર ખૂણાવાળું), ત્ર્યસ્ર (ત્રણ ખૂણાવાળું), આયત, (લાંબું) અને પરિમંડલાકાર એમ મુખ્ય પાંચ ભેદો છે આ પાંચે ભેદો ઇત્થંભૂત સંસ્થાનના સમજવા, અને અનિત્થંભૂતના તો ઘણા ભેદો છે

ભેદના ખંડ, પ્રતર, ઔત્કરિક, ચૌર્ણિક અને અનુચટન આ પ્રકારે પાંચ ભેદો છે ખંડભેદ ઘડાના કટકામાં સમજવો, પ્રતરભેદ અભ્રકના પડોમાં જાણવો, ઔત્કરિકભેદ લાકડાને વ્હેરવાથી નીકળતા ભૂકામાં સમજવો, ચૌર્ણિકભેદ ઘઉં, ચણા વિગેરેના આટામાં સમજવો અને અનુચટનભેદ લોઢાના ગોળા ઉપર ઘણ મારવાથી અગ્નિના કણો નિકળે છે, તે વિગેરેમાં જાણવો

રાત્રિમાં તથા ભૂમિગૃહ વિગેરેમાં પડેલી વસ્તુને આંખથી અવલોકવામાં જે પુદ્ગલ-પરિણામ પ્રતિઘાતરૂપે અડચણ કરતો હોય, તે પુદ્ગલ-પરિણામને અન્ધકાર કહેવામાં આવે છે અને પ્રકાશના આવરણમાં નિમિત્તરૂપ જે પુદ્ગલ-પરિણામ હોય, તેને છાયા સમજવી

ગરમી તથા પરસેવા વિગેરેમાં નિમિત્તરૂપે જે ઉષ્ણસ્પર્શવાળો પુદ્ગલ-પરિણામ હોય, તેને આતપ કહેવામાં આવે છે

ચન્દ્રકાન્ત, ખદ્યોત વિગેરેને પ્રકાશમાં નિમિત્તભૂત જે

મૂર્તદ્રવ્યના વિકારરૂપ પુદ્ગલ-પરિણામ હોય, તે ઉદ્યોત કહેવાય

આવી રીતે દશ પ્રકારના પુદ્ગલોમાથી અન્ધકાર અને છાયાના વિષયમા બીજા લોકો તેને દ્રવ્યરૂપે ન માનતા હોવાથી કંઇક વિશેષ વિવેચન કરી તેમા દ્રવ્યપણાની સિદ્ધિ કરવામા આવે છે—

જેમ પુદ્ગલના પરિણામરૂપ ભીત આડી આવતી હોવાથી અન્દરની ચીજો જોવામા આવતી નથી, તેમ દૃષ્ટિદ્વારા વસ્તુને અવલોકવામા પ્રતિબન્ધકરૂપ અન્ધારામા પણ રહેલી ચીજો જોવામા આવતી ન હોવાથી પ્રતિબન્ધકરૂપ અન્ધકારને પણ પુદ્ગલ-પરિણામરૂપ જરૂર માનવો

જેમ આખ આડા પાટા બાધવાથી આચ્છાદક સ્વરૂપ પાટાને લઇને વસ્તુ જોવામા આવતી નથી ‘તે પાટા પુદ્ગલના પરિણામરૂપ નથી’ એમ તો કોઇથી પણ કહેવાય તેમ નથી, તેમ અન્ધકાર પણ વસ્તુવિલોકનમા પાટાની માફક પ્રતિબન્ધક હોવાથી તેને પણ પુદ્ગલદ્રવ્યના પરિણામરૂપ જરૂર માનવો જોઇએ

‘એ અન્ધારામા પુદ્ગલ દ્રવ્યના પરિણામપણુ નથી’ એમ તો બીલ્કુલ ન માનવુ, કેમકે પ્રદીપના પ્રકાશની માફક એમા પણ ચાક્ષુષ પ્રત્યક્ષપણુ હોવાથી તે પણ પુદ્ગલના પરિણામ રૂપ છે

પ્ર૦ જેનુ ચક્ષુષ પ્રત્યક્ષ થાય છે, તે તમામ વસ્તુને પોતાના પ્રત્યક્ષમા આવે કની અપેક્ષા જરૂર જોવામા ~

અને અન્ધકારમાં તો તેમ બિલકુલ નથી, માટે તેનું ચાક્ષુષ પ્રત્યક્ષ કેવી રીતે મનાય ? આથી એ સિદ્ધ થયું કે અન્ધકાર કોઇ વસ્તુ નથી, કિન્તુ તેજના અભાવરૂપ છે.

ઉ૦ ઘૂવડ, બીલાડી વિગેરેને પણ આલોક વિના ચક્ષુષ પ્રત્યક્ષ થતું હોવાથી 'ચાક્ષુષ પ્રત્યક્ષમાં આલોકની જરૂર અપેક્ષા રહેલી જ છે' એવો કંઇ એકાન્ત નિયમ નથી અમારા જેવાને પણ ઘટ વિગેરે બીજી વસ્તુનું પ્રત્યક્ષ આલોક વિના થતું નથી, તો પણ અન્ધકારના પ્રત્યક્ષમાં તેની જરૂર બીલકુલ રહેતી નથી, કારણ કે પુદ્‌ગલોમાં વિચિત્રપણું હોવાથી કોઇના પ્રત્યક્ષમાં આલોકની અપેક્ષા રહે અને કોઇમાં ન પણ રહે એમાં શી અડચણ છે ? પીળું સોનું, સફેદ મોતી વિગેરેના પ્રત્યક્ષમાં આલોકની અપેક્ષા રહે છે, અને દીપક, સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્રો વિગેરેના પ્રત્યક્ષમાં બીલકુલ આલોકની જરૂર પડતી નથી, તેમ અન્ધકારના પ્રત્યક્ષમાં આલોકની જરૂર ન રહે તેમાં આશ્ચર્ય શાનું ?

હવે છાયામાં પણ પુદ્‌ગલદ્રવ્યપણું સમજાવવામાં આવે છે છાયામાં જલ તથા વાયુની માફક વૃદ્ધિ થવાપણું તથા ઠંડાપણું હોવાથી છાયા પણ પુદ્‌ગલના પરિણામરૂપ છે આ દૃષ્ટાન્ત અન્ધકારને પણ લાગુ પડે છે, એ પણ ખાસ ભૂલવા જેવું નથી તથા સાકારપણું હોવાથી છાયારૂપથી પરિણત થયેલ પ્રતિબિંબ પણ પુદ્‌ગલના પરિણામરૂપ સમજવું

પ્ર૦ મુખથી નિકળેલા પુદ્ગલો કાઠન એવા કર્ણપુ
ભેદીને પ્રતિબિંબરૂપે કેવી રીતે પરિણમી શકે ?

ઉ૦ જેમ કઠિન એવા લોઢાના ગોળાને અગ્નિરૂપ ઉષ્ણસ્પ
ર્શવાળા પુદ્ગલો પરિણમાવી દે છે, તથા શરીરની અન્દર રહે
દ્રવીભૂત પદાર્થો કઠિન એવા શરીરને ભેદીને પ્રસ્વેદવાદિરૂપ પુદ્
ગલોનો પરિણામ બનાવી દે છે, તેમ અત્ર પણ સમજવુ

જ્યારે આવી રીતે તે બન્ને પદાર્થો પુદ્ગલદ્રવ્યરૂ
યુક્તિસિદ્ધ છે, ત્યારે તેમા ગૌરવદોષ બતાવી નહિ માન
વાની કોશિષ કરવી એ કઇ વિચારશીલનુ લક્ષણ નથી

કિંચ અન્ધકારને જેમ તેજનો અભાવ માની પદાર્
તરીકે માનવામા આવતો નથી, તેમ તેજને પણ અન્ધકારન
અભાવરૂપ, પૃથ્વીને જલના અભાવરૂપ, દ્રવ્યને ગુણના અભાવ
રૂપ, ગુણને દ્રવ્યના અભાવરૂપ વિગેરે માનવાથી આપન
મતમા લગાર પણ ગૌરવતા આવવાની નહિ અને એ
પણ શા માટે માનવુ જોઇએ ? કેવળ શૂન્યવાદનુ અવલમ્
કરવાથી કઇ પણ નહિ માનો તો પણ ચાલી શકશે, અને
તેમા ઘણીજ લાઘવતા પણ આવવાની યુક્તિ અને પ્રમાણ
સિદ્ધ પદાર્થોને ન્યૂનાધિક માનવામા બિચારા નપુંસ
જેવા ગૌરવ–લાઘવદોષો શા કામમા આવવાના ? માટે આવ
ખોટી શબ્દની મારામારીનો ત્યાગ કરી યુક્તિસિદ્ધ પદાર્થ

માનવા તૈયાર થવું એ જ બુદ્ધિમાનોનું કામ છે. પ્રસ ગોપાત્ત આટલું વિવેચન કર્યો પછી ચાલતા વિષય પર ધ્યાન દેવામાં આવે છે—

આતપમાં અગ્નિની માફક ઉષ્ણ સ્પર્શ પણ હોવાથી, પર સેવાનું કારણપણું હોવાથી અને તાપ કરવાપણું હોવાથી, આતપ પણ પુદ્ગલદ્રવ્યના પરિણામરૂપ છે તથા નદી, તળાવ, સમુદ્ર વિગેરેના જલની માફક આહ્લાદકપણું હોવાથી ઉદ્યોત પણ પુદ્ગલના પરિણામરૂપ છે. તથા તેમાં અગ્નિની માફક પ્રકાશપણું હોવાથી ઉદ્યોતને પણ પુદ્ગલના પરિણામરૂપ જરૂર માનવો જોઇએ

સારાશ—જૈનદર્શનમાં પરમાણુથી લઈ ઘટ, પટ, રથ વિગેરે તમામ રૂપી પદાર્થોને પુદ્ગલ સંજ્ઞા આપવામાં આવી છે. પુદ્ગલ શબ્દ, પૂર તથા ગલ ધાતુથી બનેલ છે પુર કહેતા પૂરણ થવું-મળી જવું, ગલ કહેતા ગળવું-ખરી જવું એવો અર્થ થાય છે આ વ્યુત્પત્તિજન્ય અર્થ-ઘટ, પટ વિગેરેમાં પ્રત્યક્ષથી અનુભવાય છે ન્હાના મોટા તમામ રૂપી પદાર્થોમા આ અર્થ લાગુ પડી શકે છે તથા પરમાણુઓમાં પણ બીજા પદાર્થોની સાથે જોડાવાથી મળવાપણું અને તેથી જૂદા થવાથી ગળવાપણું આ બન્ને અર્થની ઘટના સભવતી હોવાથી તેમા પણ પુદ્ગલ શબ્દનો વ્યવહાર સારી રીતે થઇ શકતો હોવાથી કોઇપણ ઠેકાણે અડચણને અવકાશ નથી

## પરમાણુનું લક્ષણ

कारणमेव तदन्त्य सूक्ष्मो नित्यश्च भवति परमाणुः ।
एकरसवर्णगन्धो द्विस्पर्शः कार्यलिङ्गश्च ॥

—षड्दर्शनसमुच्चय पृ ६९

ભાવાર્થ—તમામ ભેદની અન્તે વર્તનારૂ હોવાથી અર્થાત્ જેના એકથી બે ભાગ થઇ શકે જ નહિ, તે અન્ત્ય કહેવાય, તે અન્ત્ય પરમાણુ દરેકનુ કારણ છે અર્થાત્ એ કોઇનુ પણ દ્વયણુકની માફક કાર્યરૂપ નથી અને તે પોતે સૂક્ષ્મ (આગમગમ્ય) છે, કેમકે ઇન્દ્રિયોથી તેનુ પ્રત્યક્ષ ન થતુ હોવાથી કાર્યદ્વારા અનુમેય છે તે પણ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ નીલ વિગેરે આકારથી અનિત્ય પણ છે અને તેથી ન્હાનુ બીજુ કોઇ ન હોવાથી તેનુ પરમાણુ એવુ સાર્થક નામ છે તેમા એક રસ, એક ગન્ધ, એક વર્ણ અને બે સ્પર્શો રહેલા છે તેનુ કાર્ય દ્વયણુકથી લઇને અચિત્ત મહાસ્કન્ધ સુધી જાણવુ આવા ઉપર્યુક્ત લક્ષણવાળા તથા જેમા અવયવો બીલ્કુલ નથી તથા જે આપસમા અસ[illegible] (છૂટા રહેલા) હોય, તે પરમાણુઓ સમજવા સ્કન્ધો તો દ્વયણુકથી લઇને અનન્તાનન્ત પરમાણુઓવાળી વર્ગણા પર્યન્ત સાવયવ હોય છે અર્થાત્ તમામ સ્કન્ધો સાવયવ હોય છે તે સ્કન્ધો આપે લેવ[illegible] વાના વ્યાપારમાં સમર્થ હોય છે, અર્થાત્ તે દ્વારા લેવુ મુકવુ, આપવુ વિગેરે કાર્યો થઇ શકે છે

ઉપર્યુક્ત ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ, જીવ અને પુદ્ગલ આ છ દ્રવ્ય તરીકે જાણવાં. તેમા જીવ અને પુદ્ગલ અનેકદ્રવ્યરૂપ છે અને બાકીના એકદ્રવ્યરૂપ છે પુદ્ગલ રૂપી છે અને બાકીના પાચ અરૂપી છે

તેમાં બન્ધ તો સ્નેહગુણવાળા તથા રૂક્ષગુણવાળા પરમાણુઓના મળવાથી થાય છે, તેમા પણ સરખા સ્નેહ ગુણવાળા પરમાણુઓનો તથા સરખા રૂક્ષ ગુણવાળા પરમાણુઓનો આપસમા બન્ધ થતો નથી, તથા અત્યન્ત સૂક્ષ્મ સ્નેહ ગુણવાળા અને અત્યન્ત સૂક્ષ્મ રૂક્ષ ગુણવાળા પરમાણુઓનો પણ આપસમાં બન્ધ થતો નથી, કિન્તુ બે બે ગુણોથી અધિક સ્નિગ્ધ ગુણવાળા પરમાણુઓનો બે બે ગુણોથી અધિક સ્નિગ્ધ ગુણવાળા પરમાણુઓની સાથે બન્ધ થાય છે તેની જ રીતે બે બે ગુણોથી અધિક રૂક્ષ ગુણવાળા પરમાણુઓની સાથે બન્ધ થાય છે. આ વાત તો આપસમા સ્નિગ્ધ ગુણવાળાઓની સાથે તથા આપસમા રૂક્ષ ગુણવાળાઓની સાથે બન્ધના વિષયમા સમજાવવામા આવી, પરન્તુ સ્નિગ્ધ ગુણવાળાનો રૂક્ષ ગુણવાળાની સાથે બન્ધ થવામા તો બે બે ગુણોથી અધિક જોઇએ તેવો નિયમ નથી તેમા સરખી ચીકાશવાળા પરમાણુઓનો સરખી લુખાશવાળાની સાથે બન્ધ થવામા કોઇપણ જાતની અડચણ નથી, તેમ જ સરખી લુખાશવાળાનો સરખી ચીકાશવાળાની સાથે બન્ધ થવામા પણ કોઇપણ જાતનો બાધ નથી

પરિણામ તો પોતાનામા રહેલ સ્નેહગુણ કોઇ વખતે

રૂક્ષપણાથી પરિણત થાય છે અને પોતાનામાં રહેલ રૂક્ષગુણ પણ કોઇ વખતે સ્નેહગુણપણાથી પરિણત થાય છે જેમ લૂણના ઢગલામાં થોડી સાકર નાખીને મેળવવાથી સાકરનો મધુર ગુણ પણ ખારાશરૂપે પરિણમે છે, અથવા ઘણા સાકરના ભૂકામાં થોડું લૂણ નાખી મેળવવાથી લૂણનો ખારાશ ગુણ પણ સાકરના મધુરરૂપે પરિણમી જાય છે, તેવી રીતે ઘણા સ્નિગ્ધ ગુણવાળામાં થોડા રૂક્ષ ગુણવાળા મળવાથી તે પણ સ્નિગ્ધરૂપે પરિણમે છે ઘણા રૂક્ષોમાં થોડા સ્નેહગુણવાળા મળવાથી સ્નેહ પણ રૂક્ષરૂપે પરિણમે છે સરખા ગુણ વાળામાં પરિણામ પણ સરખુ જ થાય છે માટે જગતમાં જેટલા રૂપી પદાર્થો છે, તે તમામમાં ઉપર પ્રમાણે જ બન્ધની તથા પરિણામની વ્યવસ્થા જાણી લેવી વિશેષજિજ્ઞાસાવા ળાએ તત્ત્વાર્થવૃત્તિ લોકપ્રકાશ, પન્નવણા સૂત્ર વિગેરે ગ્રન્થો અવલોકવા, અહિં તો સક્ષેપથી દિગ્દર્શનરૂપે વર્ણન કર વામાં આવેલ છે

હવે પ્રસગોપાત્ત કારણ-સમવાયનુ પણ વિવેચન કર વામાં આવે છે—

## કારણ-સમવાયનુ નિરૂપણ

કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ—આ પાચ કારણોનો સમુદાય મળવાથી દરેક કાર્યો પેદા થાય છે, પ્રત્યેકથી કોઇ પણ કાર્ય થતુ નથી એ વાત ચોક્કસ સમજવી તેમાં પ્રથમ જે લોકો એક એકને કારણ માની કાર્યોત્પત્તિ માને

છે, તેઓના વિચાર જણાવીને પછી સિદ્ધાન્તસિદ્ધ વિચાર જણાવવામા આવશે આ વાતને નીચેના શ્લોક ટેકો આપે છે—

कालादीनां च कर्तृत्व मन्यन्तेऽन्ये प्रवादिनः ।
केवलाना तदन्ये तु मिथः सामग्र्यपेक्षया । १ ।
—शास्त्रवार्तासमुच्चय पृ ७९

ભાવાર્થ—બીજા લોકો કાલ વિગેરે એકએકને કાર્યના કર્તા તરીકે માને છે ત્યારે સ્યાદ્વાદના અનુયાયી લોકો સામગ્રીની અપેક્ષાએ અન્તર્ગતરૂપે આપસમા સહકારી ભાવથી મળેલા પાચના સમુદાયને કાર્યોત્પત્તિમા કારણ તરીકે માને છે.

તેમા પ્રથમ દરેકના અભિપ્રાયો સમજાવવામા આવે છે—

## કાલવાદિનો અભિપ્રાય

સ્ત્રી-પુરુષના સયોગથી પેદા થતો ગર્ભ પણ જ્યા સુધી ઋતુકાલ ન આવ્યો હોય, ત્યા સુધી થાય જ નહિ અર્થાત કાલ સિવાય ગર્ભ-પરિણામમા બીજુ કોઇ પણ કારણ છે જ નહિ

તથા શીતકાલ, ઉષ્ણકાલ અને વર્ષાકાલ વિગેરે વ્યવસ્થા પણ કાલ સિવાય થઇ શકવાની જ નહિ

તથા બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે અવસ્થા પણ કાલજન્ય સમજવી

સ્વર્ગ, નરક વિગેરે કાર્યો તથા ઘટ, પટ વિગેરે કાર્યો

પણ કાલને માન્યા સિવાય થઈ શકવાના જ નહિ કેમકે શુભાશુભ કર્મ તથા દંડ વિગેરે સામગ્રીની વિદ્યમાન દશામા પણ સ્વર્ગ, નરક, ઘટ, પટ વિગેરેની ઉત્પત્તિ જ્યારે કાલાન્તરે જોવામા આવે છે, તત્કાલ જોવામા આવતી નથી, ત્યારે તેનુ કારણ પણ કાલ છે એમ કેમ ન માની શકાય ?

કિં ચ ઉત્પન્ન થતા પદાર્થોને વૃદ્ધિ પામવામા પણ કાલ જ કારણ છે તથા એકપર્યાય-પરિણત વસ્તુને બીજા પરિણામરૂપે પણ કાલ પરિણમાવે છે સૂતેલા મનુષ્યને પણ આપદાથી કાલ પોતે બચાવે છે તથા કાર્યોની ઉત્પત્તિ, સ્થિતિ અને નલય વિગેરેમા પણ કાલ જ કારણ છે

તપેલીમાં મગ નાખી અગ્નિનો સયોગ કરવા છતા પણ જ્યા સુધી પરિપાકકાલ આવે નહિ, ત્યા સુધી તેનો પાક કદાપિ થાય જ નહિ

કિંચ, 'કાલ વિના પણ વસ્તુ પેદા થાય છે' એવુ જો માનવામા આવે તો માતા-પિતાનો સયોગ થાય કે તરત જ સતાન પેદા થવુ જોઇએ, તથા ઋતુકાલની પહેલા પણ કન્યાથી સતાનની ઉત્પત્તિ થવી જોઇએ, પરતુ એમ તો કોઇ પણ વખતે બનતુ જ નથી માટે કાલને જરૂર કારણ તરીકે માનવો જ જોઇએ, તે સિવાય કોઇ પણ વ્યવહાર થઈ શકવાનો જ નહિ

## સ્વભાવવાદિનો અભિપ્રાય.

આ લોકમા ગર્ભાવસ્થા, બાલ્યાવસ્થા, સ્વર્ગ, નરક, ઘટ,

પટ વિગેરે જે કઇ કાર્ય જોવામા આવે છે, તે તમામનુ કારણ
સ્વભાવ જ સમજવો

ભાવાર્થ—દરેક પદાર્થોમાં રહેલો સ્વભાવ જ દરેકની
ઉત્પત્તિમા કારણ છે ધૂળમાં પટ બનવાનો સ્વભાવ ન હોવાથી
તેનાથી પટ બનતો નથી લાકડામા કપડુ બનવાનો સ્વભાવ
ન હોવાથી તેથી કપડુ બનતુ નથી સ્ત્રીમા દાઢી-મૂછ આવવાનો
સ્વભાવ ન હોવાથી તેમા આવતી નથી, માટે દરેકમા સ્વભાવ જ
કારણ છે તે પદાર્થો સ્વભાવથી જ નષ્ટ થાય છે, સ્વભાવથી જ
ઉત્પન્ન થાય છે અને સ્વભાવથી જ સ્થિર રહે છે તથા મગ, અડ
અડદ, ચોળા વિગેરેનો પાક પણ સ્વભાવ સિવાય બનતો જ નથી
કારણ કે અનેક પ્રકારથી અગ્નિનો સયોગ કરવા છતા પ્ર
કોયડુ મગ વિગેરે બીલ્કુલ પાકવા જ નથી અને બીજા જ્યાં
સારી રીતે પાકે છે, ત્યારે માનવુ જોઇએ કે કોયડુમા પાક
વાનો સ્વભાવ જ નથી અને બીજામા છે, માટે સર્વત્ર સ્વભાવ
ની જ મુખ્યતા સમજવી, તેમા ઇશ્વરવાદીના મત પ્રમાણે ઇશ્વ
રપણ તે કાર્ય કરવાને શક્તિમાન્ નથી

કિંચ જેમા જે કાર્યને પેદા થવાનો સ્વભાવ ન હોય
છતા પણ તેમા તે કાર્યની ઉત્પત્તિ માનવામા આવે, તો વન્ધ્યા
થી પુત્રની ઉત્પત્તિ, આકાશથી ફુલની ઉત્પત્તિ, ગર્દભથી શીંગ
ડાની ઉત્પત્તિ અથવા આખા જગતની ઉત્પત્તિ પણ કેમ ન થ
શકે ? કારણ કે કાલવાદીના મત પ્રમાણે કાલ તો સર્વત્ર તૈયાર
છે માટે કહો, તેમા તેવો સ્વભાવ ન હોવાથી તે કાર્યની ઉત્પ
ત્તિ ક્યાંથી થાય ? તેમા નપુંસક બિચારો કાલ આવીને

કરવાનો ? માટે સ્વભાવને છોડીને બીજા કોઇને પણ કારણ તરીકે માનવાની જરૂર છે જ નહિ આ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

कः कण्टकानां प्रकरोति तैक्ष्ण्यं विचित्रभावं मृग–पक्षिणां च।
स्वभावतः सर्वमिदं प्रवृत्तं न कामचारोऽस्ति कुतः प्रयत्नः॥१॥
—शास्त्रवार्तासमुच्चय पृ ८१

बदर्याः कण्टकस्तीक्ष्णः ऋजुरेकश्च कुञ्चितः।
फलं च वर्तुलं तस्या वद केन विनिर्मितम् ?॥१॥
—षड्दर्शनसमुच्चय पृ ६

ભાવાર્થ—કાંટામાં તીક્ષ્ણપણું, મૃગ–પક્ષિયોમાં વિચિત્ર પ્રકારના રંગપણું, બોરડીના કાંટામાં તીક્ષ્ણ-સરળપણું વિગેરે તથા ફળ ગોળાકાર વિગેરે પરિણામો કહો કોણે બનાવ્યા છે ? કોઇએ નહિ, કિન્તુ સ્વભાવથી જ એમ થયા કરે છે, એમ જરૂર માનવું માટે સ્વભાવ જ દરેક કાર્યોમાં કારણરૂપ છે, બીજું કોઇપણ નહિ

## નિયતિવાદિનો અભિપ્રાય

સજાતીય તથા વિજાતીયપણાને દૂર કરી સ્વભાવાનુગત રૂપ દ્વારા જ તમામ પદાર્થો ઉત્પન્ન થાય છે, માટે તમામ પદાર્થો નિયતિપણાને ધારણ કરનાર પદાર્થ વિશેષથી ઉત્પન્ન થાય છે લોકમાં પણ તેવી જ રીતે જોવામાં આવે છે જે તીક્ષ્ણ

શસ્ત્રોથી મારવા છતાં પણ જેને મરવાનો નિયતિભાવ નથી, તે કદાપિ મરતો નથી અને જેને મરવાની ભવિતવ્યતા છે, તે તો સહેજ સાજ મારવાથી પણ મરી જાય છે માટે દરેકમા નિયતિ જ મુખ્ય કારણ છે ઘટ, પટ વિગેરે વસ્તુઓ જે કાલમા દડ, ચક્ર વિગેરે સામગ્રીથી પેદા થતી જોવામા આવે છે, તે વસ્તુઓ તે જ કાલમા તે જ સામગ્રીદ્વારા પેદા થાય છે, તે માટે તેને નિયતિ કહેવામા આવે છે આવી રીતે યુક્તિ સિદ્ધ નિયતિને માનવામા કોઇ પણ જાતની અડચણ છે જ નહિ તે જ ભાવાર્થ નીચેનો શ્લોક પણ કહી બતાવે છે–

प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः
सोऽवश्य भवति नृणा शुभोऽशुभो वा ।
भूताना महति कृतेऽपि हि प्रयत्ने
नाभाव्य भवति न भाविनोऽस्ति नाशः ॥१॥

—शास्त्रवार्तासमुच्चय पृ ९२

જે શુભાશુભ દરેક પદાર્થો નિયતિના બલથી પ્રાપ્ત કરવા લાયક છે, તે પદાર્થો મનુષ્યોને અવશ્ય મળે છે, અને જે પદાર્થો મળનાર નથી, તેને માટે ગમે તેટલો પ્રયત્ન કરવામા આવે તો પણ તે મળતા નથી અને જે પ્રાપ્ત થનાર છે, તેનોં નાશ પણ થતો નથી માટે અવશ્યભાવીભાવરૂપ નિયતિને જ માનવી જોઇએ, કાલ અને સ્વભાવ તો બિચારા કોઇપણ કામમા આવતા નથી કાલનો પરિપાક સારી રીતે થયો હોય, સ્વભાવ પણ તેમાં

તેવો હોય, તો પણ આપણી ભવિતવ્યતા ન હોય તો ઇષ્ટનો સમાગમ કદાપિ થઇ શકે જ નહિ, અને અનિષ્ટનો નાશ પણ થઇ શકે જ નહિ, માટે દરેક કાર્યમા ભવિતવ્યતા જ પ્રબલ કારણ છે, અને તે જ માનવા લાયક છે

## પુરુષાર્થવાદિનો અભિપ્રાય

જગત્મા કઇ પણ કાર્ય પુરુષાર્થ સિવાય કદાપિ થઇ શકવાનુ જ નહિ અમુક ઋતુમા અમુક ફલ પાકવાના છે, મગમા ચડવાનો સ્વભાવ છે, તલમા તેલનો, શેલડીમા રસનો, દહીંમા ઘીનો સ્વભાવ છે અને તે તમામ ચીજો તનને નિયતિબળથી મળનારી હોય, પરન્તુ જ્યા સુધી તેમા માટે ઉદ્યમ કરવામા ન આવે, ત્યા સુધી તે ચીજો તમોને કદાપિ મળવાની નહિ માટે કાલ, સ્વભાવ, નિયતિ વિગેરે તો નપુસકસમાન છે પરાધીન છે, પર તુ ઉદ્યમ એક જ સમર્થ પુરુષાર્થ છે સ્વત ત્ર પણ તે જ છે માટે તેને જ દરેક કાર્યમા કારણ તરીકે માનવો જોઇએ લોકો પણ તે જ કહે છે–उद्यमेन हि कार्याणि सिध्यन्ति न मनोरथैः । ભોજનની તમામ સામગ્રી સામે પડી હોય, પર તુ જ્યા સુધી ખાવાને માટે ઉદ્યમ કરવામા આવે નહિ, ત્યા સુધી ક્ષુધાની શાન્તિ કદાપિ થવાની નહિ

પૂર્વે જે જે મહાપુરુષો તીર્થ કર, ગણધર, ચરમશરીરી વિગેરે થઇ ગયા, તે તમામની શુદ્ધ સ્વરૂપવાળી આત્મસત્તા વિદ્યમાન હતી, તો પણ તેમણે લાગેલા કર્મમેલોને દૂર કરવા માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ભાવયોગની સેવનામા

પોતાનો પુરુષાર્થ ન ફેરવ્યો હોત, તો કદાપિ તેઓ મોક્ષ મેળવી શકત જ નહિ

તથા સીતા, સુભદ્રા, અ જના, કલાવતી, દમયન્તી વિગેરે મહાસતીઓએ પણ ભારે ભારે કષ્ટની પર પરામા પોતાના પુરુષાર્થને અગાડી ન કર્યો હોત, તો તેણીઓ પોતાના ભીષ્મ પતિવ્રતાધર્મને પાળવા માટે કદાપિ સમર્થ થાત જ નહિ અને તે સિવાય જગતને શિરસાવ દ્ય કદાપિ થઇ શકત જ નહિ, માટે જગતમા જે કાઇપણ કાર્ય થાય છે, તે તમામ પુરુષાર્થને જ આધીન સમજવુ

## કર્મવાદીઓનો અભિપ્રાય

આ ચરાચર જગતમા દરેક વસ્તુનો ઉપભોગ કરનારી કોઇપણ વ્યકિત ન હોય, તો કઇપણ ભો ગ્ય વસ્તુનો સ ભવ જ હોઇ શકે નહિ અને જો ' કઇ પણ શુભાશુભ કર્મ કર્યા સિવાય પણ વસ્તુને તેઓ ભોગવે છે ' એમ માનવામા આવે, તો મુકત આત્મામા પણ તેવુ ભોકતાપણુ કેમ ન માનવામા આવે ? માટે કઇ પણ શુભાશુભ કર્મ સિવાય સારી યા નરસી કોઇ પણ ચીજનો ભોગ થઇ શકતો જ નથી અને જીવોને સુખ-દુ ખ રૂપે ભોગ્ય તો જગતની તમામ ચીજો છે કારણ કે જગતમા કેટલીક વસ્તુનો અનુભવ કોઇને કોઇ વખતે સુખરૂપે થાય છે, અને કેટલીકનો દુ ખરૂપે અનુભવ થાય છે, માટે તે તમામ ભોગ્ય વસ્તુઓ ભોકતાના શુભાશુભ કર્મથી જ પેદા થાય છે એમ હોવા છતા પણ જો કર્મસત્તા માનવામા ન આવે, તો તે

ભોગ્યનો જ અભાવ થવાનો, અને તેના અભાવમાં ભોકતા પણાનો અભાવ પણ જરૂર થવાનો, માટે આવી વિપત્તિથી બચવાની ખાતર કર્મની સત્તા જરૂર માનવી જોઇએ, કારણ કે તે સિવાય જગતમા કઇ પણ કાર્ય થવાનુ જ નહિ

કિંચ, અમુક કાલમા મગ પકાવવા છે, તથા મગમા પ ૃ-વાનો સ્વભાવ છે, તે માટે અમુક સામગ્રીને મેળવવા પ્રય ન કરવો, તથા અવશ્ય પાકવાનો ભાવી ભાવ વિગેરે તમામની ઓળખાણ કરાવનાર શુભાશુભ કર્મનો ઉદય જ્યા સુધી ન હોય, ત્યા સુધી તેમાથી કઇપણ કાર્ય કરવાની ઓળખાણ થઇ શકે જ નહિ અને તે સિવાય કાર્ય પણ થઇ શકે નહિ લોકમા કહેવત છે કે ' બુદ્ધિ કર્માનુસારિણી માટે કહો કે કર્મસત્તા માન્યા સિવાય કોઇ પણ કાર્ય જગતમા થઇ શકે ખરૂ કે ?, બીલકુલ નહિ આથી એ ભાવ નીકળ્યો કે કાલ, સ્વભાવ, નિયતિ,પુરુષાર્થ વિગેરે કોઇથી કઇપણ કામ થવાનુ જ નહિ, કેવલ કર્મસત્તા દરેક કાર્યોમા સર્વોપરિ કારણભત્તાને ભોગવે છે, એમ જરૂર માનવુ જોઇએ કેટલાકોને પ્રયત્ન વિના પણ ધનનો ખજાનો પુણ્યના ઉદયથી મળી આવે છે, અને કેટલાકો બિચારા ઘણો પ્રયત્ન કરવા છતા પણ એક દમડી પણ મેળવી શકતા નથી તથા નાના પ્રકારની ભોગસામગ્રી પણ નાના પ્રકારની કર્મસત્તા માન્યા સિવાય ઘટી શકે તેમ નથી

પ્ર૦ નિયતિથી અનેક પ્રકારના વિચિત્ર કાર્યો જ્યારે જોવામા આવે છે, ત્યારે કર્મને માનવાની શી જરૂર છે ?

ઉ૦ અવશ્યભાવીભાવરૂપ નિયતિ તો જ્યારે એક સરખી જ છે, ત્યારે વિચિત્ર પ્રકારનુ કાર્ય થવામા બીજુ કયુ કારણ હોઇ શકે ? જેમ આકાશમાથી એક સરખુ જલ પડવા છતા પણ ઉપર ભૂમિ, દુર્ગન્ધિ ભૂમિ, કડવી ભૂમિ વિગેરેમા પડવાથી જમીનના ભેદને લઇને જલમા પણ ખારાપણુ, દુર્ગન્ધિપણુ, કડવાપણુ, મધુરપણુ વિગેરે ભેદો જોવામા આવે છે, એ વાત સકલજન પ્રસિદ્ધ છે તેમ એક સ્વરૂપવાળી નિયતિની સાથે પણ જ્યા સુધી કાર્યમા વિચિત્રપણુ પેદા કરનારી કોઇ જૂદી વ્યકિતને માનવામા ન આવે, ત્યા સુધી તેમા વિચિત્રપણુ કદાપિ આવી શકવાનુ જ નહિ

પ્ર૦ નિયતિ સહિત સ્વભાવને લઇને કાર્યોમા વિચિત્રપણાની ઉપપત્તિ જ્યારે થઇ શકે છે, ત્યારે કર્મ માનવાની શી જરૂર છે ?

ઉ૦ આપે તો ઘણુ સાફ કહી બતાવ્યુ, જ્યારે નિયતિ સહિત સ્વભાવથી કાર્યમા વિચિત્રપણુ આવે છે, ત્યારે નપુસક જેવી આપની નિયતિને માનવાની જ શી જરૂર છે ? સાફ સાફ કહો કે, કેવલ વિચિત્ર સ્વભાવથી કાર્યમા વિચિત્રપણુ આવે છે

પ્ર૦ નિયતિ સહિત વસ્તુસ્વભાવ કહેતા નિયતિનો પરિપાક સમજવો, અને તે પણ નિયતિથી કઇ જૂદો નથી, માટે જે કાર્ય થાય છે, તે નિયતિથી જ થાય છે, એ વાત જે અમોએ પ્રથમ જણાવી હતી, તેમા કોઇ પણ દોષને જ્યારે અવકાશ જ નથી, ત્યારે શા માટે ખોટો આક્ષેપ કરવો જોઇએ ?

૯૦ વસ્તુના પરિપાકમા જો નિયતિને કારણ તરીકે માનવામા આવે તો નિયતિમા એક સરખાપણુ હોવાથી એક ઠેકાણે વસ્તુનો પરિપાક થવાથી તમામ ઠેકાણે વસ્તુનો પરિપાક થયો જોઇએ નિયતિને અર્થ તો અવશ્યભાવીઆવરૂપ છે અર્થાત્ 'જે થનારૂ હશે, તે થશે' આવી રીતે અનાગત કાલને અવલબન કરનાર છે, અને પરિપાક શબ્દ તો સિદ્ધ વસ્તુને કહી બતાવે છે, ત્યારે આપ જ બતાવો કે, નિયતિ કહેવી અને તેનો પરિપાક પણ સાથે માનવો, આ બે વાતો માતા વધ્યાની માફક કેવી રીતે ઘટવાની ? તેનો વિચાર કરશો માટે કોઇ પણ રીતે નિયતિને કરણ માનવાથી કાર્યની વિચિત્રપણાની ઉપપત્તિ થઇ શકવાની જ નહિ એકાન્તથી નિયતિવાદ માનવામા શાસ્ત્રનો ઉપદેશ પણ નકામો થઇ જવાનો કારણકે ઉપદેશ વિના પણ જે અવશ્ય ભાવિભાવ છે ( થનાર જ છે ), તે તો થયા જ કરશે, તો પછી ગુરુએ શિષ્યને, પિતાએ પુત્રને, રાજાએ પ્રજાને, ઇશ્વરે પોતાના ભકતોને ઉપદેશ દેવાની શી જરૂર છે ? તથા યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન સમાધિ, વૈરાગ્યાનુષ્ઠાન વિગેરે તમામ નિષ્ફળ થઇ જવાના જ્યારે થવાનુ હશે, ત્યારે થશે જ, થયા જ કરે છે એવો નિયમ છે, ત્યારે ઘણા ભારે કષ્ટાનુષ્ઠાન કરવાની શી જરૂર છે ? તથા ભોજન વિગેરે માટે પણ ઉદ્યમ કરવાની શી જરૂર છે ? આ તમામ વિપત્તિયોથી બચવાની ઇચ્છાવાળાએ નિયતિવાદને બીલ્કુલ ન માનવો જોઇએ

૯૧ નિયતિવાદમા અનેક દોષો આવતા હોવાથી તેનો

ત્યાગ નો અર્થીને પણ ઇષ્ટ છે, પરન્તુ સ્વભાવવાદ માનવામા જ્યારે કોઇ પણ જાતની અડચણ નથી, ત્યારે તેને શા માટે ન માનવો જોઇએ ?

ઉ૦ જ્યા સુધી સ્વભાવનો અર્થ સમજાવવામા ન આવે, ત્યા સુધી વિચિત્ર કાર્યો તેનાથી પેદા થાય છે, એમ કેવી રીતે માની શકાય ? સ્વભાવ શબ્દ, બે શબ્દો મળીને બનેલ છે, એક સ્વ અને બીજો ભાવ, આ બેનો સમાસ થવાથી સ્વભાવ એવો શબ્દ નિષ્પન્ન થયો છે તેમા સ્વપદનો કાર્ય અથવા કારણ એ બેમાથી એક અર્થ તો જરૂર માનવો પડશે, તેમા કાર્ય અર્થ કરવાથી વિચિત્ર કાર્યની સત્તાથી કાર્યમા વિચિત્રપણું આવવાનુ એવો અર્થ થવાનો, અર્થાત્ કાર્યથી કાર્ય થાય છે આ વાતને તો કોઇપણ બુદ્ધિશાળી માની શકે તેમ નથી જ્યારે ઘડાથી ઘડાની ઉત્પત્તિ થાય છે, એમ માનવામા આવે, ત્યારે તો દડ, ચક્ર, ચીવર, માટી, કુભાર વિગેરે તમામ કારણો અજાગલસ્તનની માફક નકામાજ થઇ જવાના, અને તે વાત તો અનુભવથી પણ વિરુદ્ધ છે માટે કાર્યરૂપ સ્વભાવથી કાર્યમા વિચિત્રપણુ આવે છે ’ એ વાત બીલકુલ માનવા લાયક નથી

હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ ‘ કારણસત્તાથી કાર્યમાં વિચિત્રપણુ આવે છે ’ આવો જ્યારે અર્થ થયો, ત્યારે તે વાત તો દરેકને ઇષ્ટ જ છે, કેમકે કારણમા જ્યારે વિચિત્ર કાર્ય પેદા થવાની શક્તિ હોય છે, ત્યારે જ કાર્યમા વિચિત્રપણુ આવે છે અને તે કારણ પણ કર્મ સિવાય બીજુ કોઇ

પણ સમજવું નહિ, કેમકે આપનો સ્વભાવ શબ્દ જ એવો છે, કે કર્મની સત્તા સિદ્ધ કરી બતાવે છે માટે આપ જ બતાવો, આપનો સ્વભાવવાદ કયા રહ્યો ? સ્વ અને ભાવની સાથે કર્મધારય સમાસ કરવાથી સ્વભાવ તો દરેકની ઉપર એકસરખો જ્યારે સિદ્ધ થાય છે, ત્યારે સ્વભાવરૂપ કારણમા કોઈપણ પ્રકારનો ભેદ ન હોવાથી એક કાલમા આખા જગતની ઉત્પત્તિ આપના સ્વભાવવાદ પ્રમાણે કેમ ન થઇ શકે ? માટે સ્વભાવ પણ કેવલ અનાદરણીય જ છે, એમ જરૂર માનવુ જોઇએ

પ્ર૦ તે તે કાલની સહાયતાને લઇને સ્વભાવ જ જગતની ઉત્પત્તિમા કારણભૂત છે, તો પછી એક કાલમાં આખા જગતની ઉત્પત્તિની આપત્તિ અમારે ત્યા કેવી રીતે આવી શકે ?

ઉ૦ જ્યારે તે તે કાલની સહાયતાથી સ્વભાવ તમામ કાર્ય કરે છે, ત્યારે તો સ્વભાવવાદ માનવો જ નકામો છે કેમકે સ્વભાવથી કોઈપણ કાર્યની ઉત્પત્તિ જ્યારે ન બની શકી, ત્યારે કાલનો આશ્રય લેવો પડ્યો, તો પછી કાલને એકલાને જ કારણ તરીકે માનો સ્વભાવવાદ માનવાની શી જરૂર છે ? અને તેમા પણ વક્તવ્ય તો જરૂર રહેવાનુ કારણકે જ્યારે બીજા કારણની અપેક્ષા બીલ્કુલ નથી, ત્યારે તેવા એકલા બિચારા નપુસકપ્રાય કાલથી શુ ? કઇ પણ કાર્ય થઇ શકવાનુ ખરૂ ? બીલ્કુલ નહિ

સમયરૂપ કાલ પણ જ્યારે દરેકની ઉત્પત્તિમા એકસરખી રીતે કારણ છે ત્યારે એક ઘડાની ઉત્પત્તિદશામા જગ-

તુના તમામ ઘડાની, તથા તમામ કપડા વિગેરે વસ્તુની ઉત્પત્તિ કેમ ન થઇ શકે ?

તથા ઋતુવિભાગને લઇને જે કાર્યોત્પત્તિ જણાવવામાં આવી, તે પણ જ્યારે કાલ પોતે જ ઔપચારિક પદાર્થ છે, ત્યારે ઋતુવિભાગ પણ આરોપિત હોવાથી તે દ્વારા કાર્યોત્પત્તિ પણ બીલ્કુલ થવાની નહિ, તથા અમુક ઋતુમા અમુક ફળે છે, વિગેરે કાર્યો પણ કાલને લઇને સમજવા નહિ, કિન્તુ તે તે દ્રવ્યોમા શક્તિ જ એવા પ્રકારની છે કે સામગ્રીસમુદાય મળવાથી અમુકે અમુક ટાઇમમા ફળવું, આટલા આયુષ્ય પુદ્ગલો ભોગવ્યા બાદ જ તે તે કર્મોના સબંધથી ઋતુધર્મ આવે છે, માટે કેવલકાલવાદ પણ નિયતિ સ્વભાવની માફક નકામો સમજવો

તથા પુરુષાર્થવાદ પણ કેવલ માનવાથી કામ ચાલે તેમ નથી, અનેક પ્રકારનો પુરુષાર્થ કરવા છતા પણ જ્યા સુધી ભવ્યત્વનો પરિપાક ન થાય, ત્યા સુધી મોક્ષના સાધનભૂત સમ્યગ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ કારણસમુદાયની જોગવાઇ મળવાની જ નહિ.

પુરુષાર્થ કરવા છતા પણ કર્મ જ્યા ઉલટું હોય, ત્યાં ધાર્યું કાર્ય કદાપિ સિદ્ધ થઇ શકવાનુ જ નહિ રાવણ,દુર્યોધન, કોણિક વિગેરે લોકોએ અનેક પ્રકારના પ્રયત્નો કર્યો, તો પણ તેઓ પોતાની ઇષ્ટ સિદ્ધિમા સફળતા મેળવી શકયા જ નહિ, માટે કેવલ પુરુષાર્થ પણ કામ આવવાનો નહિ

તેવી રીતે કેવલ કર્મ પણ કોઇ કાર્ય કરી શકવાનું જ.

નહિ, ભાગ્ય સુન્દર હોવા છતા પણ જો ઉદ્યમ વિગેરે કારણ-સામગ્રી પાસે ન હોય, તો કંઈ પણ તેવુ કાર્ય કરી શકવાના જ નહિ જો કેવલ કર્મથી કાર્યની ઉત્પત્તિ માનવામા આવે, તો જગતમા જેટલા પ્રયત્નો જોવામા આવે છે, તે તમામ નિષ્ફળ થઈ જવાના, ખાલી ઘરમા જ ચૂપ ચાપ બેસી રહેવુ જોઈએ, કોઈ પણ કાર્ય માટે કંઈ પણ ઉદ્યમ કરવો જોઈએ નહિ માટે કેવલ કર્મ પણ નકામુ છે

જ્યારે કેવલ એક એકને કારણ માનવાથી આપસમા અનેક પ્રકારનો ઝઘડો પેદા થયો,ત્યારે તેનો નિર્ણય કરવા માટે સ્યાદ્વાદ મહાનરેન્દ્રની પાસે આવી પોતપોતાના અભિપ્રાયો તે દરેકે સમજાવ્યા તેને ધ્યાનમાં લઈ, ‘ કોઈએ આપસમાં ઝગડો કરવો નહિ, કેમકે દરેકના અભિપ્રાયો કોઈ કોઈ અપેક્ષાએ સત્ય છે, તે આપસમા ઝઘડો કરવાની શી જરૂર છે ? માટે આપસમા તમામ મળી જાઓ એક બીજાના કાર્યોમા એક બીજાએ સહાયતા કરવી, તેથી તમામ કાર્યોની સિદ્ધિ થવાની ’ આ પ્રમાણે શાન્તિ પૂર્વક દરેકને જેવી રીતે સમજાવ્યા, તે પ્રકાર પણ બતાવવામા આવે છે—

કાલ, સ્વભાવ, નિયતિ, પુરુષાર્થ અને કર્મ આ પાંચેનો સમુદાય મળી જે કાર્ય કરી શકે તેમ છે, તે કાર્ય પ્રત્યેકથી કદાપિ થવાનુ નહિ તે વાત દૃષ્ટાન્ત દ્વારા સિદ્ધ કરવામા આવે છે-જેમ મગ પકાવવા માટે અગ્નિનો સંયોગ કરી તપેલીમા આધણ મુકી મગ નાખવા વિગેરે કાર્ય પુરુષાર્થનુ છે આટલા કામ માટે જરૂર પુરુષાર્થની મદદ લેવી જ જોઈએ

આટલી પુરુષાર્થદ્વારા ક્રિયા કરવા છતા પણ તત્કાલ ન પાકતા જ્યારે તેનો કાલ પૂરો થયા બાદ મગ પાકે છે, ત્યારે તેટલા ટાઇમમા મગ વિગેરેને પકાવવાનુ કામ કાલનુ છે, એમ જરૂર માનવુ જોઇએ. આટલા ટાઇમમા અમુકનુ પાકવુ, આટલામા નહિ એ પ્રકારે જે કામ કાલ કરી આપે છે, તે કામ પુરુષાર્થથી કદાપિ થઇ શકવાનુ જ નહિ, માટે જ્યા ટાઇમનુ કામ હોય, ત્યા કાલની મદદ જરૂર લેવી જોઇએ

તે છતા પણ કાર્ય રોકાય છે, કેમકે આટલુ કામ કરવા છતા પણ જે મગમા પાકવાનો સ્વભાવ હોય તે જ મગ પાકે છે, બીજા તો જેવાને તેવા જ રહે છે માટે એથી એ સમજવુ જોઇએ કે જેનો પરિપાક થવાનો સ્વભાવ હોય, તેનો જ પરિપાક થાય છે, બીજાનો નહિ માટે સ્વભાવ પણ આટલુ કામ કરવામા ઘણો ઉપયોગી છે આવા કામ માટે સ્વભાવની મદદ પણ જરૂર લેવી જ જોઇએ

તથા પકાવવાના કામમા જો તેના કર્મોએ પ્રેરણા કરી ન હોત, તો તેને કદાપિ પકાવવાના ઉદ્યમ કરવાનુ મન થાત [illegible] નહિ અથવા ઉલટુ કામ કરી નાખત, માટે કહો મગને [illegible]વવાની ક્રિયામા કર્મને પણ કારણરૂપે જરૂર માનવુ [illegible] આથી એ ભાવ નિકળ્યો કે મગ પકાવવાની ક્રિયા[illegible] મદદગાર છે, અર્થાત કર્મ પણ પકાવવાના [illegible] કરતુ હોવાથી તે પણ તે રૂપે કારણ છે

તે તમામ સામગ્રી દ્વારા મગ તૈ[illegible]

તેને ભવિતવ્યતારૂપ કારણ ન હોય, તો ચૂલા ઉપરથી ઉતારતી વખતે જ તપેલી ઉંધી વળી ચૂલામા પડી જાત જ્યારે એમ થયુ નથી, ત્યારે સમજવુ જોઇએ કે સપૂર્ણ કાર્યને બરાબર પાર ઉતારવામા નિયતિ પણ જરૂર કારણરૂપ છે, માટે આટલા કામ માટે નિયતિની પણ જરૂર મદદ હોવી જોઇએ

હવે આપ જ વિચારો કે આ પાચ કારણની સત્તા માન્યા સિવાય કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થાય ખરી કે ? એકલા કાલ વિગેરેથી કોઇ પણ કાર્ય થાય ખરૂ ? અર્થાત્ નહિ અતએવ દરેક આપસમા હળી મળીને કાર્યો કરે છે, તે વાત સારી રીતે સમજવી તેમા પણ જો લગાર ઉડો વિચાર કરી તત્ત્વની મીમાસા કરવામા આવે તો કર્મમા સર્વ અન્તર્ગત હોવાથી તેવા તેવા રૂપથી કર્મની સત્તા માનવામા પણ કોઇ જાતના કાર્યમા અડચણ આવે તેમ નથી તે પણ લગાર વિચારકદ્રષ્ટિથી સમજાવવામા આવે છે —

તેમા સ્વભાવ અને નિયતિ તો કર્મના વિશેષપરિણામ રૂપ છે જેમકે જ્ઞાનાવરણનો જ્ઞાનને આચ્છાદન કરવાનો સ્વભાવ છે, દર્શનાવરણનો દર્શનને રોકવાનો સ્વભાવ છે, વેદનીયનો આત્મીય સ્વાભાવિક સુખને તિરોભાવ કરવાનો સ્વભાવ છે, મોહનીયનો સ્થિરતારૂપ ઉચ્ચ કોટિના ચારિત્રને રોકવાનો સ્વભાવ છે, આયુષ્યનો મનુષ્યનુ આયુષ્ય વિગેરે ભોગવવાનો સ્વભાવ છે, નામકર્મનો શરીર, ઇન્દ્રયો, અંગોપાગ, ગતિ, જાતિ વિગેરેને પ્રાપ્ત કરાવવાનો સ્વભાવ છે, ગોત્રનો ઉચ્ચ નીચ

ગોત્રમા જન્મ પ્રાપ્ત કરાવવાનો સ્વભાવ છે અને અન્તરાયનો દાન, લાભ વિગેરે કાર્યોમા વિઘ્નો કરવાનો સ્વભાવ છે જ્યારે આવી રીતે સ્વભાવ કર્મમાં રહેલ છે, અને તે જ્યારે સ્વભાવના કામ વખતે મદદ કરવા માટે તૈયાર છે, ત્યારે તેટલા માટે સ્વભાવને જૂદો માનવાની કંઇ પણ જરૂર નથી

નિયતિ પણ કર્મની નિકાચિત અવસ્થા વિશેષરૂપ જ છે, કેમકે નિકાચિતપણે જે કર્મો બાંધેલા હોય છે, તે અવશ્ય ભોગવ્યા સિવાય છૂટતા જ નથી અને અવશ્ય ભાવિભાવરૂપ નિયતિ પણ તે જ અર્થને જ્યારે કહી બતાવે છે, તો પછી તેને પણ જૂદી માનવાની શી જરૂર છે ? જે ભોગાવળી કર્મ હોય છે, તે તો અવશ્ય ભોગવવુ જ પડે છે, માટે તેને પણ કર્મથી જૂદી માનવાની જરૂર નથી

જ્યા સુધી વીર્યાન્તરાયનો ક્ષયોપશમ અથવા ક્ષય થયો ન હોય, ત્યા સુધી કોઇપણ કાર્ય કરવામા ઉત્સાહ થઇ શકે જ નહિ અર્થાત્ કોઇપણ કાર્ય કરવામા પોતાનુ વીર્ય ફોરવી શકાય જ નહિ અને તે વિના કાર્ય કરવામા ઉદ્યમ પણ ન થાય, માટે આપ જ બતાવો કે આવી રીતે વિચાર કરતાં પુરુષાર્થ પણ વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમરૂપ અથવા ક્ષયસ્વરૂપ પરિણામવિશેષ છે, ત્યારે તેને પણ સર્વથા કર્મથી જૂદો કેવી રીતે માની શકાય ?

કાલ પણ જીવાજીવ પદાર્થનો સ્થિતિ વિગેરે પર્યાય જ છે અને તે પર્યાયો તો તેનાથી સર્વથા જૂદા છે જ નહિ

અર્થાત્ કથચિત ઐક્યરૂપ છે તેમા કર્મોની સ્થિતિરૂપ કાલ પણ તે કર્મની અન્તર્ગત હોવાથી તેને પણ કથચિત્ કર્મથી જૂદો માનવાની જરૂર નથી

ભાવાર્થ—જ્યારે કાલ, સ્વભાવ, નિયતિ અને પુરુષાર્થ આ ચારે પણ કર્મથી સર્વથા જૂદા જ નથી, તો પછી તેને જૂદા માનવાની શી જરૂર ? અને કથચિત ભેદને લઇ જૂદા માનવામા પણ અડચણ જેવુ નથી, કિન્તુ કાર્ય તો પાચેનો સમુદાય મળીને જ કરે છે એ વાત ખાસ ખ્યાલમા રાખવી આ ખુલાસો કથચિદ્ ભેદપક્ષનો સમજવો, અને કથચિદ્ અભેદપક્ષમા તો દરેક કાર્યોમા કર્મ પોતે જ તે તે રૂપથી કારણ છે બીજા તો તેની અન્તર્ગત હોવાથી પૃથક્ રૂપે કારણ નથી, એ પણ સાથે ભૂલવા જેવુ નથી આ વાતનો વિશેષ ખુલાસો નયચક્ર, શાસ્ત્રવાર્તાસમુચ્ચય વિગેરે ગ્રન્થો જોવાથી સૂક્ષ્મદષ્ટિવાળાઓને જરૂર થઇ શકશે ઇતિ શમ્.

---

## આસ્રવ તત્ત્વ-નિરૂપણ.

બન્ધના કારણરૂપ મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા મન વચન અને કાયાના વ્યાપારરૂપ યોગો, આ પાચનુ આસ્રવ નામ છે

ભાવાર્થ–જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય આ આઠ પ્રકારના

કર્મબન્ધના કારણરૂપ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને કાયિક, વાચિક અને માનસિક વ્યાપારરૂપ યોગ, આ તમામનુ આસવ નામ છે ઉપર્યુક્ત તમામ પદાર્થો કર્મના આવવાના કારણરૂપ હોવાથી તેઓને આસવરૂપે ગણાવવામા આવેલ છે, સાશશ–શુભાશુભ કર્મ બન્ધનના હેતુ હોવાથી મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને પ્રમાદયુકત કાયિકાદિ યોગના વ્યાપારને આશ્રવો સમજવા

અતત્ત્વમા જે તત્ત્વપણાની બુદ્ધિ કરવી, તે મિથ્યાત્વ કહેવાય

## અવિરતિની વ્યાખ્યા

હિ સા, અસત્ય, ચોરી, વિષયાસક્તિ, અસ તોષ (મમતાભાવ) આ પાચે દુર્ગતિનાં કારણ હોવાથી તેમા જે પ્રવૃત્તિ કરવી–આસકત થવુ તે અવિરતિ કહેવાય જ્યા સુધી આ પાચનુ સામ્રાજ્ય હોય, ત્યા સુધી યોગના પ્રથમ અગરૂપ યમમા પ્રવૃત્તિ કદાપિ થવાની જ નહિ, અને તે સિવાય આગલની તો વાત જ શી કરવી ? માટે આ પાચે શુદ્ધ આચરણરૂપ સ વરના પ્રતિબન્ધક હોવાથી તેનો ત્યાગ જ્યા સુધી ન થાય ત્યા સુધીના તેવા પરિણામને અવિરતિ કહેવામા આવે છે તેનો સ ક્ષેપથી અર્થ પણ સમજાવવામા આવે છે વિષય કષાય, પ્રમાદ વિગેરેથી પરિણત થયેલ આત્માએ શારીરિક, વાચિક અને માનસિક વ્યાપાર દ્વારા પ્રાણીઓના પ્રાણોને જે જૂદા કરવા, તેનુ નામ હિ સા સમજવી પાચ ઇન્દ્રિયો, કાયિક

શક્તિ, વાચિક શક્તિ, માનસિક શક્તિ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય આ દશની જૈનદર્શનમા પ્રાણ સંજ્ઞા છે. અથવા ઇરાદાપૂર્વક દ્વેષબુદ્ધિથી પ્રાણીઓના પ્રાણનો જે વિનાશ કરવો, તેનુ નામ હિંસા સમજવી

પ્રમત્ત અવસ્થાને લઇને સાચી વસ્તુને જાણતા છતા પણ નિષેધ કરવો અને ખોટી વાતનુ પ્રતિપાદન કરવુ, તેનુ નામ મૃષાવાદ સમજવુ ભાવાર્થ—જીવ છે જ નહિ, પરલોક નથી, સ્વર્ગ નથી, નરક નથી વિગેરે જે બોલવુ, તે સાચી વસ્તુનો નિ-ષેધ કર્યો ગણાય એક ચોખાના દાણા જેટલો આત્મા છે, અંગુઠાના પર્વ જેટલો છે, અથવા વ્યાપક છે એ વિગેરે પ્રતિપાદન કરવુ, તે અસત્યનુ પ્રતિપાદન કહેવાય તથા જે વચન બોલવામા બીજાના પ્રાણોનો નાશ થતો હોય, તેવુ વાક્ય દ્રવ્યથી સત્ય છે, તો પણ ભાવથી અહિંસાનુ ઉચ્છેદક હોવાથી તે પણ અસત્ય જ સમજવુ અર્થાત્ જે વચનથી બીજાને આઘાત પહોચે, તેવુ જે બોલવુ તે પણ અસત્ય જ સમજવુ

બીજાના ધનને આક્રમણ કરી, અથવા ચોરી કરી તથા શાસ્ત્રમા નિષિદ્ધ આચરણા કરી જે ગ્રહણ કરવુ, તે ચોરી સમજવી આ ચોરી પણ બીજાના પ્રાણને નાશ કરવામા કારણરૂપ હોવાથી અથવા બીજાના મનને આઘાત પહોચાડવામા કારણરૂપ હોવાથી તે પણ વસ્તુગતે વિચાર કરતા હિંસારૂપ છે, માટે તેનુ આચરણ ઘણુ જ ખરાબ છે, તે પણ દુર્ગતિનુ સાધન છે માલિકની આજ્ઞા સિવાય તૃણ, ઘાસ જેવી હલકી ચીજને ગ્રહણ કરવી તે પણ

ચોરી સમજવી, અર્થાત્ કોઈ પણ ચીજ રજા સિવાય લેવી; તે તમામ ચોરી સમજવી

વેદ મોહનીય કર્મની ઉદયાવસ્થામા રાગ પરિણામ દ્વારા આપસમા સબન્ધ થવાથી વૈષયિક સુખને માટે સ્ત્રી-પુરુષનો આપસમા જે વિલક્ષણ સંયોગવિશેષ, તેનુ નામ અબ્રહ્મ (મૈથુન) સમજવુ તથા સ્વયમેવ કામોદ્રકની ચેષ્ટા કરવી, તે પણ તે જ સમજવુ અથવા વેદ મોહનીયની ઉદયાવસ્થામા સ્ત્રી-પુરુષના શરીરમા આપસમા વિલક્ષણ સયોગ થવાથી જે રાગપરિણામ, તેનુ નામ પણ અબ્રહ્મ સમજવુ

પ્રમાદદ્વારા બાહ્ય અને આભ્યન્તર તમામ ચીજોની અન્દર અસતોષકારક જે મમતાભાવ કરવો, તેનુ નામ પરિગ્રહ સમજવુ

## કષાયની વ્યાખ્યા

કષાયશબ્દમા બે શબ્દો મળેલા છે. એક કષ અને બીજો આય કષધાતુ, ગતિ અને હિંસા અર્થમા હોવાથી જેમાં આપસમા એક બીજાના દુ ખનુ નિમિત્તપણુ હોય, તે કષ અર્થાત્ કષથી સસાર સમજવો, અને આય શબ્દનો પ્રાપ્તિ અર્થ હોવાથી તે સસારની પ્રાપ્તિ જેના દ્વારા થાય, તેનું નામ કષાય સમજવુ-અર્થાત્ ક્રોધ, માન, માયા અને લોભ આ

ચારનું કષાયનું નામ છે તેના પણ ચાર ભેદો છે અનન્તાનુબન્ધિ, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલન

આત્માના સમ્યગ્દર્શનરૂપ મૂલગુણને દબાવનાર અને અનન્તો કાલ સંસાર-ચક્રમાં રખડાવનાર કોઈ હોય, તો તે માત્ર અનન્તાનુબન્ધિ કષાય સમજવો, આ કષાયનો ઉદય ઘણો જ ખરાબ છે, દુર્ગતિમાં ઘણું જ દુઃખ અપાવનાર છે

જેનો ઉદય સમ્યગ્દર્શનરૂપ આત્માના મૂલગુણનો ઘાતક નથી, તો પણ લગાર માત્ર વ્રત નિયમ કરવામાં પણ પ્રતિબન્ધક હોવાથી તેને અપ્રત્યાખ્યાન કષાય કહેવામાં આવે છે ભાવાર્થ—આ કષાયના ઉદયમાં સમ્યક્ત્વને બાધ પહોચતો નથી, કિન્તુ ગૃહસ્થોના બાર નિયમો તથા ત્યાગી મહાત્માઓના પાંચ મહાવ્રતોમાંથી કોઈપણ વ્રતને અથવા કોઈ પણ નિયમને આચરવાની બુદ્ધિ થતી જ નથી શુદ્ધ આચરણરૂપ ચારિત્રનો ઘાતક અને તિર્યંચ વિગેરે ગતિનો પોષક હોવાથી આ કષાયનું નામ અપ્રત્યાખ્યાન સમજવું

જેના ઉદયમાં સમ્યક્ત્વની પ્રાપ્તિમાં બાધા ન પહોંચે, તથા ગૃહસ્થોને પણ પોતાના ગૃહસ્થધર્મના અનુસારે બાર વ્રતો પાળવામાં વિઘ્ન પણ ન પહોંચે, તે કેવલ મહાવ્રતરૂપ ત્યાગી મહાત્માઓના યોગના અંગરૂપ યમનો પ્રતિબન્ધક હોવાથી તેનું પ્રત્યાખ્યાન કષાય નામ સમજવું

જેનો ઉદય, ઉચ્ચકોટીના પૂર્ણવિશુદ્ધ યથાખ્યાત ના-

મના ચારિત્રની પ્રાપ્તિમા વિઘ્નરૂપ છે, તો પણ સામાન્ય રીતે પાચ મહાવ્રતોને પાળવામાં લગાર માત્ર પણ પ્રતિબન્ધક ન હોવાથી, તેનુ સજ્વલન કષાય નામ સમજવુ ભાવાર્થ—ઉચ્ચકોટીવાળુ પરમયોગી અવસ્થાનુ જે ચારિત્ર, અગીયારમા, બારમા અને તેરમા ગુણસ્થાનકમા પરમશાન્તિ જે દ્વારા અનુભવાય છે, તેની પ્રાપ્તિમા જેનો ઉદય વિઘ્નરૂપ છે, તો પણ પાચ મહાવ્રત પાળનારને વચમા વચમા થોડો કષાયભાવ આવવાથી વ્રતમા સ્ખલનારૂપ અતિચારનુ જે કારણ હોય, તે સજ્વલન કષાય કહેવાય

એવી રીતે વિચાર કરતા કષાયના અવાન્તર ઘણા ભેદો છે પરન્તુ અત્ર તે તમામનુ વિવેચન કરવાથી એક મ્હોટો ગ્રન્થ થઇ જાય તેમ છે માટે અત્ર તો માત્ર દિગ્દર્શનરૂપે જ સમજાવવામાં આવ્યુ છે. તેનુ વિશેષ વિવેચન કર્મગ્રન્થ, કર્મ-પ્રકૃતિ, પચસગ્રહ, તત્ત્વાર્થવૃત્તિ, લોકપ્રકાશ, વિશેષાવશ્યક, પન્નવણા વિગેરેમા ઘણુ જ વિસ્તારથી કરવામા આવેલ છે, વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ તે ગ્રન્થોને જોઇ પોતાની ઇચ્છાની તૃપ્તિ કરવી

## યોગ.

મન, વચન અને કાયાની સારી અથવા ખોટી ચેષ્ટાને આ ઠેકાણે યોગ કહેવામાં આવે છે, તથા ઇન્દ્રિયોના વિષયાસક્તિ રૂપ વ્યવહારને પણ આસવ સમજવો, તે સિવાય પચ્ચીશ ક્રિયાઓ પણ આસવરૂપે સમજવી એવી રીતે આસવના ઘણા ભેદો

છે, ઉપર્યુક્ત આસ્રવના મૂલ બે ભેદો છે શુભ અને અશુભ તેમા શુભ કર્મને આવવાના કારણરૂપ શુભ પરિણામનુ શુભ આસ્રવ નામ છે અને અશુભ કર્મને આવવાના કારણરૂપ અશુભ પરિણામનુ અશુભ આસ્રવ નામ સમજવુ—અર્થાત્ શુભ આસ્રવનુ પુણ્ય નામ છે અને અશુભનુ પાપ નામ છે

હવે કયા કારણથી શુભ કર્મ આવે છે, અને કયા કારણથી અશુભ કર્મ આવે છે, તે પણ પ્રસગોપાત્ત સમજાવવામા આવે છે—

મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય આ ચાર ભાવનાવાળા મનોયોગ દ્વારા શુભ કર્મો જ આવવાના અને મિથ્યાત્વ, અવિરતિ, કષાય વિગેરેના અધ્યવસાયવાળા મનોયોગદ્વારા અશુભકર્મો જ આવે છે

વાસ્તવિક જ્ઞાનદ્વારા વસ્તુનો પરિચય કર્યા બાદ બીજાને ઉપદેશ દ્વારા સમજાવવામા જે વચનનો પ્રયોગ કરવો, તેવા વચનયોગ દ્વારા શુભ કર્મો આવે છે

ગાલિ પ્રદાન, કલેશ કરવો, બાહ્ય આક્ષેપો વિગેરે તમામને અશુભ વાચિક આસ્રવના કારણો સમજવા

સાવધાનના પૂર્વક શરીરદ્વારા પ્રમાર્જન, પ્રતિલેખન વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરવાથી શારીરિક શુભ આસ્રવો આવે છે અર્થાત્ શરીરથી શુભ કર્મો આવે છે

નિરન્તર છેદન, ભેદન, તાડન, તર્જન, આરભ, સમારભ

વિગેરે ક્રિયાઓ શરીરદ્વારા કરવાથી શરીરથી અશુભ કર્મો આવે છે

આ સક્ષેપથી આસ્રવનુ નિરૂપણ સમજવુ વિશેષ જિજ્ઞાસુએ તત્ત્વાર્થવૃત્તિ, વિશેષાવશ્યક, ભગવતીસૂત્ર વિગેરે શાસ્ત્રો અવલોકવા

પ્ર૦ બન્ધ થયા સિવાય આસ્રવની ઉપપત્તિ કદાપિ થઇ શકવાની જ નહિ, અને ' આસ્રવની પહેલા પણ બન્ધ વિદ્યમાન છે ' એવુ જો માનવામા આવે તો આસ્રવો બન્ધનુ કારણ છે એ કથન અયુક્ત ઠરવાનુ નિયમ પણ લોકમા એવો છે કે જે જેનુ કારણ હોય, તે તેના અભાવમા કદાપિ પેદા થઇ શકે જ નહિ જેમ પુત્રનુ કારણ પિતા હોવાથી તેના અભાવમા પુત્રની ઉત્પત્તિ થઇ શકતી નથી, તેમ બન્ધનુ કારણ આસ્રવ હોવાથી આસ્રવની પહેલાં બન્ધની સત્તા બીલકુલ સભવી શકે જ નહિ, માટે આસ્રવની ઉપપત્તિ થવી જ દુર્ઘટ છે.

ઉ૦ ઉપર્યુક્ત કથન યુક્તિવિકલ હોવાથી આદરણીય નથી જેમ બીજમા પહેલાના અકુરની અપેક્ષાએ કાર્યપણુ છે અને તેથી આગળ થનાર અકુરની અપેક્ષાએ કારણપણુ છે અને તેથી આગળ થનાર બીજની અપેક્ષાએ કારણપણુ છે તેમ આસ્રવમા પણ પૂર્વના બન્ધની અપેક્ષાએ કાર્યપણુ છે, અને તેથી આગળ થનાર બન્ધની અપેક્ષાએ કારણપણુ છે એવી રીતે બન્ધમા પણ પૂર્વના આસ્રવની અપેક્ષાએ કાર્યપણુ અને તેથી આગળ થનાર આસ્રવની અપેક્ષાએ કારણપણુ છે, માટે આપસમા એક બીજામા કાર્ય-કારણપણુ હોવાથી બીજ અકુ-

ઝની માફક અનાદિ કાલીન કાર્ય-કારણનો પ્રવાહ માનવાથી કોઇપણ જાતની અનુપપત્તિ છે જ નહિ આવી પરિસ્થિતિમા હોવા છતા પણ જે દોષો આપવા તૈયાર થવું, તે જૈનદર્શનને બરાબર રીતે ન જાણવાનુ ફલ છે, જ્યારે કોઇપણ પ્રકારની અનુપપત્તિ જ નથી, ત્યારે દોષને અવકાશ જ કયા રહ્યો ?

ઉપર્યુક્ત બે પ્રકારના આસ્રવો પણ મિથ્યાત્વ વિગેરેના ઉત્તર ભેદોના ઉત્કર્ષ-અપકર્ષની તરતમતાને લઇને અનેક પ્રકારના છે તે આસ્રવો પોતાની અન્દર સ્વસવેદ્ય છે અને બીજામા ચેષ્ટા દ્વારા અનુમેય છે, અને આગમ પણ તે વાતને સારી રીતે ટેકો આપતો હોવાથી આગમપ્રમાણથી પણ સિદ્ધ છે

ઇતિ શમ

## બન્ધ તત્ત્વ-નિરૂપણ

જેમ અગ્નિના કણીઆ લોઢાના ગોળામા પ્રવેશ કરવાથી અગ્નિના પુદ્ગલો અને લોઢાના પુદ્ગલો બન્ને આપસમા ઓતપ્રોત થઇ જાય છે અથવા દુધમા પાણી નાખવાથી દુધના અને પાણીના પુદ્ગલો આપસમા એકમેક થઇ જાય છે તેમ રાગ-દ્વેષના પરિણામથી પરિણત થયેલ આત્માના પ્રદેશો અને રાગાદિજન્ય અધ્યવસાય દ્વારા આવેલા કર્મયોગ્ય પુદ્ગલોનો આપસમા ઓતપ્રોતરૂપે મળવારૂપ જે સબન્ધ, તેનુ નામ બન્ધ સમજવુ

જેમ ચીકાશવાળા શરીર ઉપર સૂક્ષ્મ ધૂળનો સંબન્ધ સારી રીતે થાય છે, તેમ રાગ, દ્વેષ, અને મોહરૂપી ચીકાશ આત્માની ઉપર લાગવાથી ચીકાશવાળા થયેલા આત્માના પ્રદેશોની ઉપર કર્મયોગ્ય પુદ્‌ગલ વર્ગણા લાગવાથી તે બનેનો જે એકમેક મળી જવારૂપ સબન્ધ થવો તેનુ નામ બન્ધ સમજવુ અથવા મિથ્યાત્વ, અવિરતિ, કષાય વિગેરે બન્ધહેતુજન્ય અધ્યવસાયોથી આર્દ્ર થયેલ આત્માના પ્રદેશોની ઉપર યોગ વિશેષદ્વારા જે ઠેકાણે અવગાહીને રહેલ છે, તે ઠેકાણે ચારે બાજુમા રહેલ સૂક્ષ્મ અનન્તાનન્ત પ્રદેશવાળી કર્મયોગ્ય પુદ્‌ગલ વર્ગણાઓનો આપસમા એકમેક મળી જવા રૂપ જે સબન્ધ થવો, તેનુ નામ બન્ધ તત્ત્વ સમજવુ

પ્ર૦ અમૂર્ત્ત એવા આત્માની પાસે કર્મ પુદ્‌ગલોને ગ્રહણ કરવા સારૂ જ્યારે હાથ, પગ વિગેરે કોઈપણ સામગ્રી છે જ નહિ, ત્યારે તે કેવી રીતે પુદ્‌ગલોને ગ્રહણ કરે છે ?

ઉ૦ જેમ ચીકાશવાળા ચીકણા શરીર ઉપર હાથ, પગ દ્વારા ધૂળ ચોળ્યા સિવાય પણ સ્વાભાવિક રીતે ધૂળ લાગવાથી શરીર મલિન થઈ જાય છે તેવીજ રીતે કર્મ અને જીવનો સબન્ધ અનાદિ કાળનો હોવાથી દૂધ અને પાણીની માફક બનેનો એક પરિણામ થવાથી આત્મા પોતેજ કાર્મણ શરીરના સબન્ધ દ્વારા કર્મોને ગ્રહણ કરવાનો વ્યાપાર કર્યા કરે છે; તેમા હાથ-પગની કઈ જરૂર નથી, કિ ચ-'સ સાંસારસ્થામા આત્મા સર્વથા અમૂર્ત જ છે' એમ તો અમે બીલકુલ માનતા

નથી. કિન્તુ 'કથંચિત્ મૂર્ત પણ છે' એવી જ્યારે અમારી માન્યતા છે, ત્યારે ઉપર્યુક્ત શંકા અજ્ઞાનજન્ય છે, એમ કહેવામાં કંઈ પણ અડચણ નથી

આવા પ્રકારના સ્વરૂપવાળો બન્ધ એક છે, તો પણ કાર્યના ભેદને લઈને પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, અનુભાગબન્ધ અને પ્રદેશબન્ધ આવી રીતે તેના મૂળ ચાર ભેદો પાડવામાં આવ્યા છે જેમ કૂરતા, નીચતા, પંડિતપણું, ઉચ્ચપણું વિગેરે કાર્યોના ભેદને લઈને મનુષ્યોમાં ભિન્નતા જોવામાં આવે છે તથા ખાધેલા એક જાતના આહારના પેટમાં ગયા પછી વાતાશય, પિત્તાશય, કફાશય વિગેરે આશયોને લઈને રસ, મળ, તેમાં રસથી રુધિર, માસ, ચરબી, હાડકા, વીર્ય વિગેરે વિભાગો જોવામાં આવે છે, તેમ અત્ર પણ તે એક છે, તો પણ કાર્યના ભેદને લઈને તેના અનેક ભેદો થાય છે, તેમ બંધતત્ત્વના ઉપર્યુક્ત ચાર ભેદો છે હવે તે ચારેનું સ્વરૂપ સમજાવવામાં આવે છે—

અધ્યવસાયવિશેષને લઈને આહાર-પરિણામની માફક સ્થિતિ, અનુભાગ તથા પ્રદેશો ગ્રહણ કરવારૂપ જે કર્મનો પરિણામ થવો, તેનું નામ પ્રકૃતિબન્ધ જાણવું

આત્માના પ્રદેશોની સાથે લાગેલી કર્મ વર્ગણાઓને સ્થિરતા સંપાદન કરવા રૂપ જે પરિણામવિશેષ, અર્થાત્ અમુક કર્મ આટલા વખત સુધી રહે અને અમુક આટલા સુધી રહે

એવી જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ સ્થિરતાને સંપાદન કરાવનાર પરિણામવિશેષનુ નામ સ્થિતિબન્ધ સમજવુ.

પ્રાયોગિક ક્રિયાદ્વારા ગ્રહણ કરેલ શુભાશુભ કર્મના પુદ્ગલોનો તીવ્ર મન્દ રસરૂપે જે અનુભવ કરવો, અર્થાત્ સારા નરસા વિપાકરૂપે જે ભોગવવા, તેનુ નામ અનુભાગબન્ધ સમજવુ

ભાવાર્થ—આબાધા કાલને છોડી બન્ધ જ્યારથી થયો, ત્યારથી જ સમયે સમયે વિચિત્ર પ્રકારના સુખ–દુઃખરૂપે બાંધેલા કર્મપુદ્ગલોને ભોગવવા, તેનુ નામ અનુભાગબન્ધ જાણવુ

પૂર્વોક્ત બન્ધના નિમિત્તોને લઈને કર્મપુદ્ગલોને એકઠા કરવા, તેને પ્રદેશબન્ધ સમજવો સારાંશ–જે સ્થાનમા આત્મા અવગાહીને રહ્યો હોય, તેમા જે કર્મના પુદ્ગલો રહેલા હોય, તે જ બન્ધમા આવી શકે, બીજી જગ્યાએ રહેલા નહિ. તેમા પણ જે સ્નેહ ગુણવાળા હોય, તે જ આત્માની સાથે જોડાય, બીજા નહિ, તેમા પણ જે સ્થિર હોય, તે કામમા આવી શકે, અને જે ગમનશીલ હોય, તે તો વેગવાળા હોવાથી જવાના જ, અને તે પણ દરેક આત્માના પ્રદેશમા એકેકો પ્રદેશ, અનન્તાનન્ત કર્મવર્ગણાના પુદ્ગલોથી સંબદ્ધ છે તેવી રીતે દરેક પ્રદેશોમા સમજવુ

હવે તે ચારે બન્ધોનુ કંઈક વિશેષ સ્વરૂપ બતાવવામા આવે છે. પ્રકૃતિબન્ધના મૂળ આઠ ભેદ છે ૧ જ્ઞાનાવરણીય,

દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય આ આઠ ભેદો છે

### જ્ઞાનાવરણનુ સ્વરૂપ:

તેમા જ્ઞાનાવરણીયના પાચ ભેદ છે ઇન્દ્રિયો અને મનો દ્વારા થતો એવો જે બોધ, તેનુ નામ મતિજ્ઞાન સમજવુ, તેને રોકનાર કર્મ, તે મતિજ્ઞાનાવરણ કહેવાય

શાસ્ત્રદ્વારા થતા બોધનુ નામ શ્રુતજ્ઞાન છે, તેને રોકનાર કર્મ, તે શ્રુતજ્ઞાનાવરણ કહેવાય

જગતમા રહેલ રૂપી પદાર્થોને સાક્ષાત્કાર કરાવનાર જ્ઞાનને અવધિજ્ઞાન કહેવામા આવે છે તેને રોકનાર કર્મ, તે અવધિજ્ઞાનાવરણ કહેવાય

બીજાએ વિચાર માટે ગ્રહણ કરેલ મનોદ્રવ્યને સાક્ષાત કાર કરાવનાર મન પર્યવજ્ઞાનને રોકનાર, તે મન પર્યાય–જ્ઞાનાવરણ સમજવુ

તમામ લોકાલોકને સાક્ષાત્કાર કરાવનાર કેવલજ્ઞાનને દબાવનાર કર્મનુ નામ કેવલ–જ્ઞાનાવરણ સમજવુ જ્યા સુધી તેનો ઉદય હોય, ત્યા સુધી કેવલજ્ઞાન કદાપિ થઇ શકે જ નહિ આત્માનો અસલી સ્વભાવ કેવલજ્ઞાન, તે જ મૂલગુણ છે, અને તેને દબાવનાર હોવાથી કેવલ–જ્ઞાનાવરણને મૂલગુણઘાતિ કહેવામા આવે છે

## દર્શનાવરણનુ સ્વરૂપ.

સામાન્ય-વિશેષ સ્વરૂપ પદાર્થનો જે વિશેષરૂપે બોધ કરાવે, તે જ્ઞાન કહેવાય સામાન્યરૂપે જે બોધ કરાવે, તે દર્શન કહેવાય. તેને રોકનારૂ કર્મ, તે દર્શનાવરણ સમજવુ તેના નવ ભેદ છે ચક્ષુર્દર્શનાવરણ, અચક્ષુર્દર્શનાવરણ, અવધિદર્શનાવરણ, કેવલદર્શનાવરણ, નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા, સ્ત્યાનર્દ્ધિ આ નવ ભેદ છે

ચક્ષુદ્વારા થતા સામાન્ય બોધને અટકાવનારૂ કર્મ ચક્ષુર્દર્શનાવરણ કહેવાય, ચક્ષુ સિવાય ચાર ઇન્દ્રિયો અને મનોદ્વારા થતા સામાન્ય બોધને રોકનારૂ કર્મ અચક્ષુર્દર્શનાવરણ કહેવાય

મૂર્ત-પુદ્ગલ વિષયક સામાન્યરૂપે થતા સાક્ષાત્કારને રોકનારૂ કર્મ અવધિદર્શનાવરણ કહેવાય લોકાલોક વિષયક સામાન્યરૂપે થતા સાક્ષાત્કારને રોકનારૂ કર્મ, તે કેવલદર્શનાવરણ કહેવાય

જેના ઉદયમા સૂતેલા મનુષ્યને જગાડવામા કલેશ ન થાય, કિન્તુ સુખેથી ઇશારા માત્રમા જાગી જવા, એવી સ્વાપાવસ્થાનુ નિદ્રા નામ સમજવુ

જેના ઉદયમા સૂતેલા મનુષ્યને જગાડવામાં લગાર દુ ખ થાય અર્થાત્ લગાર કષ્ટથી જાગે, તેવી સ્વાપાવસ્થાને નિદ્રાનિદ્રા કહેવાય છે પ્રથમની સ્વાપાવસ્થા કરતાં આની અન્દર જગાડવામા કલેશ થાય છે, એટલી જ માત્ર વિશેષતા છે

જેના ઉદયમા ઉઠતા બેસતા જીવોને નિદ્રા આવ્યા જ કરે અને જગાડવામાં પણ પ્રથમની બે નિદ્રા કરતાં કલેશ વધારે થાય, તેવી સ્વાપાવસ્થાનુ પ્રચલા નામ સમજવું

જેના ઉદયમાં ચાલતા રસ્તામા પણ સ્વાપાવસ્થા પ્રાપ્ત થાય, જગાડવામા પણ તેને ઉપરની ત્રણ કરતા વધારે કષ્ટ પડે, તે અવસ્થાવિશેષનુ પ્રચલાપ્રચલા નામ સમજવુ

જેના ઉદયમા દિવસે ચિન્તવેલ કાર્યોને રાત્રિમા નિદ્રામા ને નિદ્રામા કર્યા કરે, પોતાને તેમા કઈ પણ ભાન રહે જ નહિ, અર્થાત્ હુ શુ કરૂ છુ ? એ વાતનો ખ્યાલ બીલકુલ રહે જ નહિ, અને જગાડવામા અત્યન્ત જબરજસ્ત દુ ખ થાય, તેવી સ્વાપાવસ્થાનુ સ્ત્યાનર્દ્ધિ નામ સમજવુ

આ દરેક સ્વાપાવસ્થામા દર્શનાવરણીય કર્મ ચૈતન્ય શક્તિને દબાવી દે છે અર્થાત્ આત્માના ચૈતન્યરૂપે થતા પરિણામને અટકાવી દે છે તેમા પણ ઉત્તરોત્તર સ્વાપાવસ્થામા ચૈતન્યશક્તિનો તરતમતાભાવરૂપે તિરોભાવ સમજવો

નિદ્રા વિગેરે પાચ પ્રકારનુ દર્શનાવરણ કર્મ તો પ્રાપ્ત થયેલી દર્શનલબ્ધિને દબાવવામા જ ઉદ્યમશીલ છે અને ચક્ષુર્દર્શનાવરણ વિગેરે ચાર કર્મ તો દર્શનશક્તિના ઉદયને જ અટકાવનાર હોવાથી તે દર્શનશક્તિના મૂલઘાતકરૂપ છે

## વેદનીયનું સ્વરૂપ

વેદનીય કર્મના બે ભેદ છે એક સાત વેદનીય અને

બીજુ અસાતાવેદનીય પુણ્યના પુદ્ગલોનો જે સુખરૂપે અનુભવ કરવો, તે સાતાવેદનીય કહેવાય અને પાપના પુદ્ગલોનો જે દુ ખરૂપે અનુભવ કરવો, તે અસાતાવેદનીય કહેવાય

આ બેની અન્દર સાતાવેદનીય કર્મ જો કે વૈષયિક સુખને પ્રાપ્ત કરાવનારૂ છે, તો પણ વિષયાતીત અને સ્વસ વેદ્ય એવા આત્મીય સુખનુ પ્રતિબન્ધક હોવાથી તે પણ નકામુ જ સમજવુ જેમ કોઇ પોપટને સોનાના પાજરામા પૂરી તેને સારૂ સારૂ ખાવા આપે, છતાં પણ તે પોતાની સ્વતન્ત્ર મનોભીષ્ટ લાલસાઓ પુરી ન થવાથી તેને બન્ધરૂપે માને છે અર્થાત્ જગલમા સ્વેચ્છાએ વિચરવુ, સ્વેચ્છાએ રમવુ, સ્વેચ્છાએ ખાવુ, પીવુ વિગેરે મનોકામનાઓ તેવા બન્ધનમાં પૂરી થતી ન હોવાથી સોનાના પાજરાને પણ જેવી રીતે તે બન્ધનરૂપ માને છે, તેમ મોક્ષાભિલાષી જીવો પણ સાતાવેદનીય કર્મજન્ય વૈષયિક સુખ-સામગ્રીને પણ બન્ધનરૂપ માની તેને પણ છોડવાનો પ્રયત્ન કરવા ભાગ્યશાળી થાય છે, અથવા જેમ તલવારની ધાર ઉપર લાગેલ મધને ચાટવા જતા જો કે લગાર સ્વાદ તો આવે છે, તો પણ તે સ્વાદ કરતા ચાટતી વખતે જીભ કપાતી હોવાથી તે સુખમાત્રા કરતા દુ ખની માત્રા અધિક હોવાથી તે બન્નેને ત્યાગ કરવામા અધિક સુખ માને છે, તેમ અત્ર પણ સાતાવેદનીય કર્મજન્ય સુખરૂપ વિપાક પણ બન્ધનરૂપ હોવાથી તેનો ત્યાગ કરવામા જ યોગીઓ સુખ માને છે કેમકે આગળ સ્વસ વેદ્ય વિષયાતીત આત્મીય સુખને મેળવવાની ખાતર જ તેઓનો મુખ્ય ઉદ્દેશ છે એટલા

માટે તેનો ત્યાગ કરવા ઉદ્યમ કરે છે જ્યાં સુધી વૈષયિક સુખનુ સામ્રાજ્ય હોય, ત્યાં સુધી વેદનીય કર્મના ક્ષયથી પેદા થતુ આત્મીય વિષયાતીત સુખ કદાપિ મળતુ નથી; એ વાત ખાસ ખ્યાલમાં રાખવી

## મોહનીયનુ સ્વરૂપ

મોહનીય કર્મના દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એ બે ભેદો સમજવા તેમા આત્માનો જે શુદ્ધશ્રદ્ધાન ગુણ છે તેને દબાવનારૂ જે કર્મ, તે દર્શનમોહનીય કહેવાય અને શુદ્ધ નિર્મલ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ વિગેરે ભાવયોગની શુદ્ધ આચરણાને દબાવનાર કર્મને ચારિત્રમોહનીય કહેવામા આવે છે સારાંશ–સામાયિકાદિક સમભાવથી શુદ્ધ વર્તનરૂપ ઉચ્ચ ઉચ્ચતર કોટીના નિર્મલ ચારિત્રને રોકનારા કર્મને ચારિત્રમોહનીય કર્મ કહેવામા આવે છે

તેમા દર્શનમોહનીયના સમ્યક્ત્વમોહનીય, મિથ્યાત્વ મોહનીય અને મિશ્રમોહનીય આ ત્રણ ભેદો છે તેમાં અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિનુ નામ મિથ્યાત્વમોહનીય છે અને તેવા મિથ્યાત્વ મોહનીયના પુદ્ગલોને શુદ્ધ કરી તેમાથી મિથ્યાત્વભાવને દૂર કરી જે અનુભવ કરવો તે સમ્યક્ત્વમોહનીય કહેવાય દર્શન મોહનીય અને અનન્તાનુબન્ધિ કષાયો આ સાત પ્રકૃતિઓ બીલકુલ ક્ષય થવાથી સુનાશ શુદ્ધ નિર્મલ શ્રદ્ધારૂપ ક્ષાયિક

સમ્યક્ત્વનુ પ્રતિબન્ધક હોવાથી તથા સૂક્ષ્મતર પદાર્થમા શંકા પણ તેના ઉદયથી પેદા થતી હોવાથી તેનુ સમ્યક્ત્વમોહનીય નામ રાખવામા આવેલ છે.

જેમ કોઈ જગલી મનુષ્યે કોઈપણ દિવસે નાલિયેર સિવાય અન્ન વિગેરે બીજી કંઈ પણ ચીજ દેખેલી ન હોવાથી તેને અન્ન વિગેરે પદાર્થો કોઈવાર જોતા છતા પણ અજ્ઞાનતાને લીધે તેની ઉપર રુચિ અથવા અરુચિ એ બેમાથી કંઈપણ થતુ નથી, તેમ શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ ઉપર જેને પ્રેમ પણ ન થાય, અને અપ્રેમ પણ ન થાય, એવો જે અજ્ઞાનજન્ય કર્મનો પરિણામ, તેને મિશ્રમોહનીય કહેવામા આવે છે.

ચારિત્રમોહનીયના બે ભેદો છે, કષાય અને નોકષાય. તેમા પણ કષાયમોહનીયમા માયા અને લોભ તો રાગસ્વરૂપ છે તથા ક્રોધ અને માન દ્વેષસ્વરૂપ છે કષાયોનુ વર્ણન આસ્રવ તત્ત્વમા કરેલુ હોવાથી ફરીથી અત્ર કરવામાં આવતુ નથી, કેવલ નોકષાયનુ જ સ્વરૂપ સમજાવવામા આવે છે હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુસકવેદ આ નવ ભેદોનુ નોકષાય નામ સમજવું

જેના ઉદયમાં નિમિત્ત મળવાથી યા તો નહિ મળવાથી પણ હાસ્ય ઉત્પન્ન થાય, અર્થાત્ હાસી, મશ્કરી વિગેરે ક્ષમા કર્યો જ કરે, તે હાસ્યમોહનીય સમજવુ જેના ઉદયમા બાહ્ય આભ્યન્તર વિષયોમા આસક્તિરૂપ પ્રેમ ઉત્પન્ન થાય, તે રતિ મોહનીય કહેવાય જેના ઉદયમા શબ્દાદિ વિષયોમા અપ્રેમ

ઉત્પન્ન થાય, તે અરતિમોહનીય કહેવાય જેના ઉદયમાં રોવુ, કુટવુ, શોક વિગેરે કાર્ય કરવાનુ મન થાય, તે શોકમોહનીય કહેવાય, જેના ઉદયમા ત્રાસ ઉપજે–ભય ઘણો લાગે, તે ભયમોહનીય કહેવાય જેના ઉદયમા શુભાશુભ વસ્તુમા ઘૃણા પેદા થાય, તે જુગુપ્સામોહનીય કહેવાય છે જેના ઉદયમા કોઇપણ આકારવાળી સ્રીને ભોગવવાની ઇચ્છા થાય, તે પુરુષવેદમોહનીય કહેવાય છે જેના ઉદયમા કોઇ પણ આકુતિવાળા પુરુષને ભોગવવાની ઇચ્છા થાય, તે સ્રીવેદમોહનીય કહેવાય અને જેના ઉદયમા સ્રી–પુરુષ બન્નેને ભોગવવાની ઇચ્છા થાય તે નપુ સકવેદમોહનીય જાણવુ

હાસ્ય વિગેરે નવ નોકષાયોનો જો કષાયની સાથે સબન્ધ ન હોય, તો તે પોતાનુ કાર્ય કદાપિ કરી શકવાના જ નહિ, નિરન્તર કષાયની સાથે સ બદ્ધ થઇને જ પોતાનુ કામ કરે છે માટે તે પણ ચારિત્રમોહનીય કહેવાય ઉપર્યુક્ત મોહનીય કર્મ પણ શુદ્ધ શ્રદ્ધાનરૂપ ક્ષાયિક સમ્યક્ત્વનુ તથા ચારિત્રમોહના બીલકુલ ક્ષય થવાથી થતા પોતાના સ્વભાવમા રમણતારૂપ સ્થિરતારૂપ ક્ષાયિક ચારિત્રનુ પણ પ્રતિબન્ધક હોવાથી અને આત્માના મૂળ ગુણનુ ઘાતક હોવાથી એને પણ મૂલગુણઘાતિ કહેવામા આવે છે

## આયુષ્ય કર્મ

એક ભવથી બીજા ભવમા જતા જીવોને નિશ્ચયથી જે કર્મ ઉદયમાં આવે, તેનું નામ આયુષ્ય કર્મ સમજવું તેના મુખ્ય ચાર ભેદો છે અને અવાન્તર ઘણા ભેદો છે

## નામકર્મનું વિવેચન

નામકર્મના મુખ્ય બેતાલીશ ભેદો છે અને અવાન્તર ઘણા ભેદો થાય છે ગતિનામ, જાતિનામ, શરીરનામ, અંગોપાંગનામ, બન્ધનનામ, સંઘાતનનામ, સંસ્થાનનામ, સંહનનનામ, સ્પર્શનામ, રસનામ, ગન્ધનામ, વર્ણનામ, આનુપૂર્વીનામ, વિહાયોગતિનામ, પરાઘાતનામ, ઉચ્છ્વાસનામ, આતપનામ, ઉદ્યોતનામ, અગુરુલઘુનામ, તીર્થંકરનામ, નિર્માણનામ, ઉપઘાતનામ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, પ્રત્યેકનામ, સ્થિરનામ, શુભનામ, સુભગનામ, સુસ્વરનામ, આદેયનામ, યશકીર્તિનામ, સ્થાવરનામ, સૂક્ષ્મનામ, અપર્યાપ્તનામ, સાધારણનામ, અસ્થિરનામ, અશુભનામ, દુર્ભગનામ, દુઃસ્વરનામ, અનાદેયનામ અને અપયશકીર્તિનામ

હવે તે દરેકના લક્ષણો સમજાવવામા આવે છે જે કર્મના ઉદયમા અમુક ભવથી અમુક ભવમા જવા માટે ગમન થાય, તે ગતિનામકર્મ સમજવુ તેના ચાર ભેદ છે દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચગતિ અને નરકગતિ અથવા સુખ-દુઃખના ઉપભોગ કરવા સારૂ નિયમિત થનારો જે પરિણામવિશેષ, તે ગતિનામકર્મ સમજવુ

અત્યન્ત થોડી ચૈતન્યશકિતના આવિર્ભાવનુ જે નિમિત્ત હોય, તે એકેન્દ્રિયજાતિનામ, એવી રીતે આગળ આગળ વધારે વધારે ચૈતન્યશકિતના આવિર્ભાવની જેમ જેમ સામગ્રી મળતી જાય,તેમ તેમ દ્વીન્દ્રિયજાતિ, ત્રીન્દ્રિયજાતિ,ચતુરિન્દ્રિય-

જાતિ, ૫ પંચેન્દ્રિય જાતિ એવા નામો પડતા જાય [illegible] અથવા જેના ઉદયમા આ એકેન્દ્રિય છે, અમુક દ્વીન્દ્રિય [illegible] એવો જે વ્યવહાર થાય છે, તેના નિમિત્તભૂત કર્મને પણ જાતિ કહેવામા આવે છે તેના પાચ ભેદો છે

જેના ઉદયમા આત્માને નિવાસસ્થાનરૂપ શરીર પેદા થાય, તે શરીર નામકર્મ સમજવું તેના પણ ઔદારિક વિગેરે પાચ ભેદો છે

જેના ઉદયમા મસ્તક, હાથ, પગ વિગેરે અ ગોની તથા આંગળીઓ, તેની રેખા વિગેરે ઉપાગોની ઉત્પત્તિ થાય, તે અ ગોપાંગ નામકર્મ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીર યોગ્ય પૂર્વે ગ્રહણ કરેલા અને વર્તમાનકાળમા ગ્રહણ કરાતા એવા પુદ્ગલોનો આપસમા એકમેક થવારૂપ સ બન્ધ કરવાની શક્તિ ઉત્પન્ન થાય, તે બન્ધન નામ કહેવાય, તેના ૫ દર ભેદ છે

જેમ દ તાળી ઘાસ વિગેરેને એકઠુ કરે [illegible] તેમ, જે કર્મના સ બન્ધથી ઔદારિક વિગેરે શરીરને યોગ્ય પુદ્ગલોને સમૂહ રૂપે એકઠા કરાય, તે સ ઘાતન નામકર્મ સમજવું, તેના પાંચ ભેદો [illegible] અથવા નિયમિત પ્રમાણવાળા ઔદારિક વિગેરે શરીરને બનાવવાની ખાતર પુદ્ગલ વર્ગણા સમૂહને એકમેક કરવામા જે કર્મ નિમિત્ત હોય, તે સ ઘાતન નામકર્મ કહેવાય

જેના ઉદયમાં શરીરરૂપે બન્ધાતાં એવા પુદ્ગલોમાં સમ ચતુરસ્ર વિગેરે આકારવિશેષ ઉત્પન્ન થાય, તે સ સ્થાન નામ કર્મ સમજવુ, તેના પણ છ ભેદો છે

જેના ઉદયમા અત્યન્ત ઘણી મજબૂત તથા તેનાથી કંઇ થોડી મજબૂત એવી રીતે મન્દ, મન્દતર ઘટતી શક્તિવાળા હાડકાનો બન્ધ શરીરમા હોય, તે સ હનન નામકર્મ સમજવું, તેના છ ભેદ છે વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કિલિકા અને સેવાર્ત્ત આ છ ભેદો સ હનન નામકર્મના છે

મર્કટબન્ધના જેવા બન્ધવાળા હાડકાનુ નારાચ નામ છે અને તેના ઉપર પાટાના આકારે ગોઠવાયેલ હાડકાનુ વજ્ર નામ છે અને તેમા પાટા ઉપર ખીલાના આકારે પરોવાયેલ હાડકાનુ કીલિકા નામ છે આવી રીતે મજબૂત બન્ધથી ગોઠવાયેલ અસ્થિનો બન્ધ જેના શરીરમા હોય, તેનુ વજ્રઋષભનારાચ સ હનન નામ સમજવુ

ઉપર્યુક્ત બન્ધમાંથી પાટા ઉપર આવેલ ખીલીના આકારે હાડકાના બન્ધ સિવાયનો અસ્થિબન્ધ જેના શરીરમા હોય, તેનુ ઋષભનારાચ સ હનન નામ જાણવુ

ઉપર્યુક્ત બન્ધમાથી ખીલીના આકારે તથા પાટાના આકારે ગોઠવાયેલ હાડકાના બન્ધ સિવાય ખાલી મર્કટબન્ધના આકારે જ હાડકાનો બન્ધ જેના શરીરમા હોય, તેનુ નામ નારાચ સ હનન સમજવુ

એક બાજુએ મર્કટબન્ધના આકારે હાડકુ ગોઠવાયેલ હોય, અને બીજી બાજુએ તેવો બન્ધ ન હોય, આવી રીતે અસ્થિનો બન્ધ જેના શરીરમા હોય, તેનુ નામ અર્ધનારાચ સ હનન સમજવુ

જેના હાડકાના બન્ધમા ખાલી ખીલીના આકારે જ હાડકુ ગોઠવાયેલ હોય અને મર્કટબન્ધ તથા પાટાના આકારે હાડકાને ગોઠવવા રૂપ બન્ધ બીલકુલ ન હોય, તેવો અસ્થિબન્ધ જેના શરીરમા હોય, તેનુ કીલિકા સહનન નામ સમજવુ

જેના શરીરમા હાડકા લાકડાના ભારાની માફક આપસમા એક બીજાની સાથે અડકીને જ રહેલા હોય, પરન્તુ તે સિવાય મર્કટબન્ધ વિગેરેમાથી કોઇપણ જાતના બન્ધરૂપે ગોઠવાયેલ ન હોય છતા તેલમર્દન વિગેરે દ્વારા સેવા કરી ઠીકઠાક રાખ વાથી કામમા ઉપયોગી થઇ પડે, તેવા અસ્થિના બન્ધવિશેષનુ સેવાર્ત્ત સહનન નામ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા કઠિનપણુ, કોમલપણુ, સ્નિગ્ધપણુ વિગેરે સ્પર્શ વિશેષનો આવિર્ભાવ થાય, તે સ્પર્શ નામકર્મ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા મીઠાપણુ, ખાટાપણુ, કડુપણુ વિગેરે રસનો આવિર્ભાવ થાય, તે રસ નામકર્મ સમજવુ સારાશ–રસનામકર્મના ઉદયથી કોઇનુ રુધિર ખારૂ પેદા થાય છે, કોઇનુ મીઠુ પેદા થાય અને કાઇનુ કડવુ હોય છે, એવી રીતે દરેક ધાતુમા સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા સુગન્ધિપણાનો તથા દુર્ગન્ધિપણાનો આવિર્ભાવ થાય, તેનુ ગન્ધનામકર્મ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા કાળાપણુ,

સફેદપણુ, પીળાપણુ, લીલાપણુ, રાતાપણુ આવા પ્રકારના વર્ણનો પ્રાદુર્ભાવ થાય, તે વર્ણનામકર્મ સમજવુ

જીવ વર્તમાન ગતિમાથી નીકળીને જ્યા ઉત્પન્ન થવાનુ સ્થાન હોય ત્યા સુધી પહોચ્યો ન હોય, ત્યા જવાની ઇચ્છાવાળા તથા જન્મ વિનાના જીવને પોતાના ઉત્પત્તિસ્થાનમા જ્યા સુધી ન પહોચાય, ત્યા સુધી II વચલી વિશેષ અવસ્થા જેના ઉદયથી મળે છે, તેનુ નામ આનુપુર્વી નામકર્મ સમજવું અથવા કેટલાક આચાર્યોનો તે વિષયમા એવો અભિપ્રાય છે, કે નિર્માણ નામકર્મે બનાવેલા અ ગોપાગોને યોગ્ય સ્થાનમા ગોઠવવાનુ કામ આનુપૂર્વી નામકર્મનુ છે

જેના ઉદયમા અવકાશદાનરૂપ આકાશમા હ સ વિગેરેની માફક સારી ચાલવી ચાલવાની અને ઉ ટ તથા ગર્દભ વિગેરેની માફક ખરાબ ચાલથી ચાલવાની શક્તિ ઉત્પન્ન થાય, તે વિહાયોગતિ નામકર્મ સમજવુ

જેના ઉદયથી દેખવા માત્રમા સભ્ય લોકોને એકદમ ક્ષોભ ઉત્પન્ન થાય તથા બીજાની પ્રતિભાનો એકદમ પ્રતિઘાત થાય, અર્થાત્ તેને જોવાથી સભાના લોકોને એકદમ ક્ષોભ થાય, અને યુક્તિઓ પણ યાદ ન આવે, તે પરાઘાત નામકર્મ સમજવું

જેના ઉદયમા શ્વાસોચ્છ્વાસનો આવિર્ભાવ થાય, તે ઉચ્છ્વાસ નામકર્મ સમજવુ અથવા શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાના સામર્થ્યમા જે નિમિત્ત હોય, તે પણ તે નામકર્મ સમજવુ

જેના ઉદયમા, પોતે ઠ ડા સ્વભાવવાળો હોય, તો પણ

જેના હાડકાના બન્ધમા ખાલી ખીલીના આકારે જ હાડકુ ગોઠવાયેલ હોય અને મર્કટબન્ધ તથા પાટાના આકારે હાડકાને ગોઠવવા રૂપ બન્ધ બીલકુલ ન હોય, તેવો અસ્થિબન્ધ જેના શરીરમા હોય, તેનુ કીલિકા સહનન નામ સમજવુ

જેના શરીરમા હાડકા લાકડાના ભારાની માફક આપસમા એક બીજાની સાથે અડકીને જ રહેલા હોય, પરન્તુ તે સિવાય મર્કટબન્ધ વિગેરેમાથી કોઇપણ જાતના બન્ધરૂપે ગોઠવાયેલ ન હોય છતા તેલમર્દન વિગેરે દ્વારા સેવા કરી ઠીકઠાક રાખવાથી કાનમા ઉપયોગી થઇ પડે, તેવા અસ્થિના બન્ધવિશેષનુ સેવાર્ત્ત સહનન નામ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા કઠિનપણુ, કોમલપણુ, સ્નિગ્ધપણુ વિગેરે સ્પર્શવિશેષનો આવિર્ભાવ થાય, તે સ્પર્શનામકર્મ સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા મીઠાપણુ, ખારાપણુ, કટુપણુ વિગેરે રસનો આવિર્ભાવ થાય, તે રસ નામકર્મ સમજવુ સારાશ-રસનામકર્મના ઉદયથી કોઇનુ રુધિર ખારૂ પેદા થાય છે, કોઇનુ મીઠુ પેદા થાય અને કોઇનુ કડવુ હોય છે, એવી રીતે દરેક ધાતુમા સમજવુ

જેના ઉદયમા ઔદારિક વિગેરે શરીરમા સુગન્ધિપણાનો તથા દુર્ગન્ધિપણાનો આવિર્ભાવ થાય, તેનુ ગન્ધનામકર્મ સમજવુ

જેના ઉદયમાં ઔદારિક વિગેરે શરીરમા કાળાપણુ,

સફેદપણુ, પીળાપણુ, લીલાપણુ, રાતાપણુ આવા પ્રકારના વર્ણનો પ્રાદુર્ભાવ થાય, તે વર્ણનામકર્મ સમજવુ

જીવ વર્તમાન ગતિમાથી નીકળીને જ્યા ઉત્પન્ન થવાનુ સ્થાન હોય ત્યા સુધી પહોચ્યો ન હોય, ત્યા જવાની ઇચ્છાવાળા તથા જન્મ વિનાના જીવને પોતાના ઉત્પત્તિસ્થાનમા જ્યા સુધી ન પહોચાય, ત્યા સુધી ની વચલી વિશેષ અવસ્થા જેના ઉદયથી મળે છે, તેનુ નામ આનુપુર્વી નામકર્મ સમજવુ અથવા કેટલાક આચાર્યોનો તે વિષયમા એવો અભિપ્રાય છે, કે નિર્માણ નામકર્મે બનાવેલા અગોપાગોને યેગ્ય સ્થાનમા ગોઠવવાનુ કામ આનુપૂર્વી નામકર્મનુ છે

જેના ઉદયમા અવકાશદાનરૂપ આકાશમા હસ વિગેરેની માફક સારી ચાલથી ચાલવાની અને ઉટ તથા ગર્દભ વિગેરેની માફક ખરાબ ચાલથી ચાલવાની શકિત ઉત્પન્ન થાય, તે વિહાયોગતિ નામકર્મ સમજવુ

જેના ઉદયથી દેખવા માત્રમા સભ્ય લોકોને એકદમ ક્ષોભ ઉત્પન્ન થાય તથા બીજાની પ્રતિભાનો એકદમ પ્રતિઘાત થાય, અર્થાત્ તેને જોવાથી સભાના લોકોને એકદમ ક્ષોભ થાય, અને યુકિતઓ પણ યાદ ન આવે, તે પરાઘાત નામકર્મ સમજવું

જેના ઉદયમા શ્વાસોચ્છ્વાસનો આવિર્ભાવ થાય, તે ઉચ્છ્વાસ નામકર્મ સમજવુ અથવા શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાના સામર્થ્યમા જે નિમિત્ત હોય, તે પણ તે નામકર્મ સમજવુ

જેના ઉદયમા, પોતે ઠડા સ્વભાવવાળો હોય, તો પણ

દેખાવથી બીજાને તાપ પેદા થાય, તે આતપ નામકર્મ સમજવુ તેનો ઉદય સૂર્યમંડલવર્તિ બાદર પૃથ્વીકાયના જીવોમા જાણવો

જેના ઉદયમા ચન્દ્રની જેમ શરીર શીતલ પ્રકાશવત હોય, તે ઉદ્યોતનામકર્મ જાણવું

જેના ઉદયમા અગુરુલઘુ નામનો પરિણામ પેદા થાય, તેનુ નામ અગુરુલઘુ નામકર્મ સમજવુ ભાવાર્થ—નિશ્ચયનયની અપેક્ષાએ તો કોઇ પણ જીવ ગુરુ પણ નથી, તેમ લઘુ પણ નથી કિન્તુ અગુરુલઘુ પરિણામવાળો છે અને વ્યવહાર નયની અપેક્ષ એ કુ થુ વિગેરે કેટલાક જીવોના શરીર અગુરુલઘુ છે અને કેટલાક હાથી વિગેરેના શરીર ગુરુ પરિણામ વાળા છે કેટલાક અગ્નિકાય વિગેરેના શરીર લઘુપરિણામવાળા છે અને કેટલાક વાયુકાય વિગેરે જીવોના શરીર ગુરુલઘુ પરિણામવ ળા છે, આથી એ ભાવ નીકળ્યો કે અગુરુલઘુ પરિણામ જીવોને છે, એવુ કથન નિશ્ચયનયના અભિપ્રાયે સમજવુ, અને વ્યવહારનયના અભિપ્રાયે તો જીવના શરીરમા ચાર પ્રકારના પરિણામો સ ભવી શકે છે

જેના ઉદયમા ત્રણે ભુવનના જીવોને પણ અમુક વ્યક્તિ પૂજનીય થઇ પડે, અર્થાત્ ત્રણ જગતના તમામ જીવોને જેથી શિરસાવન્દ્ય હોય, ધ્યેય હોય, ઉપાસ્ય હોય, સ્તોતવ્ય હોય, તે તીર્થંકર નામકર્મ સમજવુ અને તેનો મુખ્ય ઉદય તો કેવલિ-અવસ્થામા જ હોય

પ્રાસાદ વિગેરે બનાવવાની કલામા કુશલ સુતાર વિગે

રેની માફક જેના ઉદયમા શરીર, અંગોપાગ વિગેરે નામકર્મદ્વારા પેદા થયેલ અવયવોને ગોઠવવાની કુશલતા પેદા થાય અર્થાત અમુકને અમુક ઠેકાણે ગોઠવવુ અને અમુકને અમુક ઠેકાણે ગોઠવવુ વિગેરે કામ કરવાની શકિત ઉત્પન્ન થાય, તેનુ નામ નિર્માણ નામકર્મ સમજવુ

જેના ઉદયમા દ્યાણા દુકા શરીરના અવયવો દ્વારા પોતાના એક અવયવથી બીજા અવયવોમા ઉપઘાત થાય, તે ઉપઘાત નામકર્મ સમજવુ

જેના ઉદયમા ત્રસપણાની પ્રાપ્તિ થાય અર્થાત દ્વીન્દ્રિય વિગેરે ત્રસનામકર્મોદયવર્તિ જીવોમા ઉત્પત્તિ થાય, તેનુ નામ ત્રસ નામકર્મ સમજવુ

જેના ઉદયમા સ્થૂલ શરીરરૂપ બાદરપણુ પેદા થાય, તેનુ નામ બાદરનામકર્મ જાણવુ

જેના ઉદયમા આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન, આ છ ને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાની અને તેને તે રૂપે પરિણમાવવાની શકિત પેદા થાય, તેનુ નામ પર્યાપ્તિનામકર્મ જાણવુ આ છ પર્યાપ્તિનુ પણ કંઈક વિવેચન કરવામા આવે છે—

શરીર, ઇન્દ્રિયો, વચન, મન અને પ્રાણાપાનને યોગ્ય પુદ્ગલ દ્રવ્યોને ગ્રહણ કરવાની ક્રિયાની પરિસમાપ્તિ જે દ્વારા થાય, તેનુ નામ આહારપર્યાપ્તિ સમજવુ

પોતાને ઉચિત ગ્રહણ કરેલ આહારવર્ગણા દ્રવ્યનો જુદો જુદો મલ-રસરૂપે પરિણામ જેના ઉદયથી થાય,

તેને શરીરપર્યાપ્તિ કહેવામા આવે છે અથવા રસરૂપે પરિણત થયેલ આહારનો શરીરરૂપ પરિણામ જે દ્વારા થાય, તે પણ શરીરપર્યાપ્તિ નામકર્મ જાણવુ

ધાતુરૂપથી પરિણત થયેલ આહારનો ઇન્દ્રિયરૂપ પરિણામ જેના ઉદયથી થાય, તે ઇન્દ્રિયપર્યાપ્તિ નામકર્મ સમજવુ

શ્વાસોચ્છ્વાસને યોગ્ય પુદ્ગલ દ્રવ્યોને ગ્રહણ કરવાની અને તેને તે રૂપે પરિણમાવીને ત્યાગ કરવાની શક્તિ જેથી ઉત્પન્ન થાય, તે પ્રાણાપાન પર્યાપ્તિ કહેવાય એવી રીતે ભાષા અને મનમા પણ જાણી લેવુ

જેના ઉદયમા જીવના શરીર જૂદા જૂદા હોય, તે પ્રત્યેક નામકર્મ સમજવુ

જેના ઉદયમા હાડ વિગેરે સ્થિર રહે, હાલે ચાલે નહિ, તે સ્થિર નામકર્મ કહેવાય

જેના ઉદયમા ઉત્તમાગ (મસ્તક) વિગેરે અગોપાગ પૂજનીય બની જાય, તે શુભનામકર્મ સમજવુ

જેના ઉદયમા સૌભાગ્યપણુ પ્રાપ્ત થાય, તે સુભગનામકર્મ સમજવુ

જેના ઉદયમા મધુર સ્વર પ્રાપ્ત થાય તે સુસ્વર નામ કર્મ સમજવુ

જેના ઉદયમા જનસમુદાયમા વચન પ્રામાણિકપણે મનાય, અને દેખવા માત્રમા લોકો ઉભા થઈ આદર-સન્માન નમસ્કાર વિગેરે કરે અને તેનુ વચન પણ લોકમા ઘણુ જ પ્રિય થઈ પડે, તે આદેય નામકર્મ જાણવુ

જેના ઉદયમા અદ્ધિ ઘણી થાય, ગુણોત્કીર્તન, પ્રશસા વિગેરે બહુ થયા કરે, તે યશ કીર્તિ નામકર્મ જાણવુ.

આ ત્રસદશકથી વિપરીતરૂપે સ્થાવરદશકનુ સ્વરૂપ જાણવુ.

## ગોત્રકર્મનુ સ્વરૂપ

જેના ઉદયમા આર્ય દેશ, ઉત્તમ જાતિ, ઉત્તમ કુલ, ઉત્તમ સ્થાન, સત્કાર, ઐશ્વર્ય વિગેરે ઉત્કૃષ્ટ સામગ્રી મળે, તે ઉચ્ચ ગોત્ર કહેવાય અને જેના ઉદયમા આથી ઉલટી સામગ્રી મળે તે નીચ ગોત્ર જાણવુ

## અન્તરાયનુ સ્વરૂપ

જેના ઉદયમા સારો લેવાવાળો તયાર હોય, પાસે દ્રવ્ય પણ વિદ્યમાન હોય, તથા એને દેવામા મહાફળ મળે છે એવુ જાણતો પણ હોય, છતા દાન દેવાની ઇચ્છા ન થાય, તે દાનાન્તરાય કહેવાય

જેના ઉદયમા અન્ન, પાન, માલા, ચન્દન, તેલ, અત્તર વિગેરે અનેક પ્રકારની સુન્દર વસ્તુઓ તૈયાર હોય, પણ તેનો ભોગ કરી શકે જ નહિ, તે ઉપભોગાન્તરાય કહેવાય

જેના ઉદયમા અનેક પ્રકારના લાભો થવા ની તૈયારી પણ હોય, હમણા મળશે, એમ જાણવામા પણ હોય, પરન્તુ તે મળી શકે જ નહિ, અર્થાત્ કોઇ તેવા પ્રકારનુ વિઘ્ન વચમા આવવાથી ધારેલુ કામ પાર પડી શકે જ નહિ, તે લાભાન્તરાય કહેવાય

જેના ઉદયમા ઉત્સાહનો પ્રતિઘાત થાય, પોતાનુ વીર્ય ફોરવી શકે જ નહિ અથવા બળિષ્ઠ હોવા છતા પણ ઉદ્યમ કરવાનુ મન ન થાય તે વીર્યાન્તરાય કહેવાય

એવી રીતે બન્ધ તત્ત્વના અવાન્તર ઘણા ભેદો છે તેનુ વિસ્તારથી વિવેચન કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ, પચસગ્રહ લોકપ્રકાશ વિગેરે ગ્રન્થોમા કરવામા આવેલ છે, અહી તો માત્ર દિગ્દર્શન સમજવુ ઇતિ શમ

---

## સવર તત્ત્વનુ નિરૂપણ

મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ વિગેરે આસવદ્વારા આવતા કર્મપુદ્ગલોને અટકાવવામા જે નિમિત્ત હોય, તે સવર સમજવો તેના બે ભેદ છે એક દ્રવ્યસવર અને બીજો ભાવ સવર ગ્રહણ કરવા લાયક કર્મપુદ્ગલોને અટકાવનાર પરિણામવિશેષ, તેને દ્રવ્યસવર કહેવામા આવે છે

સસાર સપાદનમા સાધનભૂત મિથ્યાત્વ વિગેરે સબન્ધિ ક્રિયાઓનો ત્યાગ કરવામા કારણરૂપ જે પરિણામવિશેષ, તે ભાવસવર કહેવામા આવે છે સૂક્ષ્મ બાદર યોગનિરો કાલમા સર્વથા સવર થઇ શકે ▪ અને ચારિત્રની પ્રાપ્તિ ક્ષણને ત્યા સુધીના બાકીના સમયમા દેશથી સવર જાણવો

ભાવાર્થ-જે સામાયિક વિગેરે ચારિત્રથી યુક્ત હોય, ત જેણે તત્ત્વોનો પરિચય સારી રીતે કર્યો હોય, અને સસ

સમુદ્રને તરવાની જેને ચાહના હોય, એવી વ્યક્તિઓને જો કે સર્વથા સવરની સામગ્રી પાસે ન હોવાથી, સવથા સવર થઇ શકતો નથી તો પણ સર્વ પ્રમાદના સ્થાનો ત્યાગ કરવાથી ખુશીથી દેશસવર થઇ શકે છે તે સવર-સપાદનના ઉપાયો હવે બતાવવામા આવે છે ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરિષહજય, ચારિત્ર વિગેરે સવર-સપાદનના નિમિત્તો સમજવા

## ગુપ્તિનુ સ્વરૂપ

વાસ્તવિક શ્રદ્ધા તથા યથાર્થ જ્ઞાનવાળા પુરુષે મન વચન અને કાયાના વ્યાપારોને, વીતરાગપ્રણીત શાસ્ત્રોમા બતાવેલ માર્ગોમા સ્થાપન કરવા, તેનુ નામ ગુપ્તિ સમજવુ

ભાવાર્થ —હરેક પ્રકારની કલ્પનાજાળોને છોડી સમભાવમા લીન કરીને મનના વ્યાપારોને આત્માના સ્વરૂપ-ચિન્તનમા જે જોડવા, સજ્ઞા વિગેરેના પરિહાર પૂર્વક વચનના વ્યાપારોને બન્ધ કરવા, અને કાયાના વ્યાપારોને સુવુ, બેસવુ, લેવુ, મૂકવુ, ચાલવુ વિગેરે ક્રિયાઓથી હઠાવીને નિયમમા રાખવા, તેનું નામ ગુપ્તિ સમજવુ

## સમિતિનુ સ્વરૂપ

નિરવદ્ય શુદ્ધ પ્રવૃત્તિનુ સમિતિ નામ સમજવુ
ભાવાર્થ—બીજા જીવોને વ્યાઘાત ન થાય, તેવી રીતે ઉપયોગ પૂર્વક દિવસની અદર સૂર્યના કિરણોએ સ્પર્શેલા

માર્ગમા યુગપ્રમાણ દૃષ્ટિ રાખીને ચાલવુ, તે ઇર્યાસમિતિ
હિતકારી, પરિમિત, સદેહ ન ઉપજે તેવુ નિરવદ્ય વચ
બોલવુ, તે ભાષાસમિતિ આહારના બેતાલીશ દોષ ટાળ
નિર્દોષ અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર વિગેરેની જે ગવેષણા કરવ
તે એષણાસમિતિ જાણવી સયમમા ઉપકારી ઉપકરણો
દૃષ્ટિપૂર્વક પ્રતિલેખના કરીને લેવા-મૂકવાની જે ક્રિયા
કરવી, તે આદાનનિક્ષેપ સમિતિ જાણવી જીવ-જન્તુરહિ
નિર્જીવ સ્થાનમા જોઇને તથા પૂજીને મલ, મૂત્ર વિગેરે
ત્યાગ કરવો, તે ઉત્સર્ગ સમિતિ જાણવી

## ધર્મનું સ્વરૂપ

દુર્ગતિમા પડતા જીવોને ત્યાથી અટકાવીને સદ્ગતિ
જે પહોચાડે, તે ધર્મ કહેવાય, અથવા અભ્યુદયમા ત
નિઃશ્રેયસમા જે સાધનભૂત હોય, તે ધર્મ કહેવાય ભાવાર
ધીરે ધીરે આત્માને ઉન્નત દશામા પહોચાડીને મોક્ષસાધન
તમામ સામગ્રીને મેળવી આપે, તે ધર્મ કહેવાય ક્ષમા, માર્દ
આર્જવ, શૌચ, સત્ય, સયમ, તપસ્યા, ત્યાગ, આકિંચન્ય
બ્રહ્મચર્ય આ દશ તેના ભેદો જાણવા

ક્રોધના ઉદયના નિમિત્તોને જે અટકાવી રાખે, તે ક્ષ
સમજવી

મદ, ગર્વ, અભિમાન, અહંકાર, માન આ તમ
માનના પર્યાયો સમજવા તેના ઉદયના નિમિત્તોને
અટકાવે, તેને માર્દવ કહેવામાં આવે છે

માયાના ઉદયના નિમિત્તોને જે અટકાવી રાખે, તે આર્જવ કહેવાય

મનની શુદ્ધિના કારણોને શૌચ કહેવામા આવે છે

આગમમા બતાવેલ માર્ગના અનુસારે પ્રવૃત્તિ કરાવનારૂ, જેથી લોકોને સારી રીતે સમજણ પડી શકે, અને જે બોલવાથી બીજાને સશય પેદા ન થાય તેવુ અને દેશ, ક્ષેત્ર, કાલ અને ભાવથી ઉચિત તથા મહત્ શાસનમા પ્રશસ્ત તથા વાચન, પ્રચ્છના પ્રશ્નોત્તર વિગેરેમા નિરવદ્ય રૂપ જે વચન બોલવુ, તે સત્ય કહેવાય

ઇર્યાસમિતિ વિગેરેમા પ્રવર્તમાન વ્યક્તિએ એકેન્દ્રિય વિગેરે જીવોને પીડા પેદા ન થાય તેવી રીતે જે વર્તવુ, તે સયમ કહેવાય

તપસ્યાનુ સ્વરૂપ નિર્જરાતત્ત્વમા કહેવાશે

વસ્તુ પાસે વિદ્યમાન હોવા છતાં પણ વાસ્તવિક જ્ઞાન પૂર્વક તેનુ સ્વરૂપ જાણીને જે ત્યાગ કરવો, તે ત્યાગ કહેવાય

બાહ્ય આભ્યન્તર વસ્તુમા જે મમતાને છોડવી, અર્થાત્ ધર્મના ઉપકરણ વિગેરે કોઇ પણ ચીજમાં મૂર્છા ન રાખવી, તેનુ નામ આકિંચન્ય કહેવાય

વ્રતની પરિપાલના માટે તથા જ્ઞાનની અભિવૃદ્ધિને માટે અને કષાયના પરિપાક કાજે જે ગુરુકુલમા રહેવું, તે બ્રહ્મચર્ય સમજવુ

માર્ગમા યુગપ્રમાણ દૃષ્ટિ રાખીને ચાલવુ, તે ઇર્યાસમિતિ હિતકારી, પરિમિત, સદેહ ન ઉપજે તેવુ નિરવદ્ય વચન બોલવુ, તે ભાષાસમિતિ આહારના બેતાલીશ દોષ ટાળી નિર્દોષ અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર વિગેરેની જે ગવેષણા કરવી, તે એષણાસમિતિ જાણવી સયમમા ઉપકારી ઉપકરણોને દૃષ્ટિપૂર્વક પ્રતિલેખના કરીને લેવા-મૂકવાની જે ક્રિયાઓ કરવી, તે આદાનનિક્ષેપ સમિતિ જાણવી જીવ-જન્તુરહિત નિર્જીવ સ્થાનમા જોઇને તથા પૂજીને મલ, મૂત્ર વિગેરેનો ત્યાગ કરવો, તે ઉત્સર્ગ સમિતિ જાણવી

## ધર્મનું સ્વરૂપ

દુર્ગતિમા પડતા જીવોને ત્યાથી અટકાવીને સદ્ગતિમા જે પહોચાડે, તે ધર્મ કહેવાય, અથવા અભ્યુદયમા તથા નિઃશ્રેયસમાં જે સાધનભૂત હોય, તે ધર્મ કહેવાય ભાવાર્થ-ધીરે ધીરે આત્માને ઉન્નત દશામા પહોચાડીને મોક્ષસાધનની તમામ સામગ્રીને મેળવી આપે, તે ધર્મ કહેવાય ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, સયમ, તપસ્યા, ત્યાગ, આકિચન્ય અને બ્રહ્મચર્ય આ દશ તેના ભેદો જાણવા

ક્રોધના ઉદયના નિમિત્તોને જે અટકાવી રાખે, તે ક્ષમા સમજવી

મદ, ગર્વ, અભિમાન, અહકાર, માન આ તમામ માનના પર્યાયો સમજવા તેના ઉદયના નિમિત્તોને જે અટકાવે, તેને માર્દવ કહેવામા આવે છે

માયાના ઉદયના નિમિત્તોને જે અટકાવી રાખે, તે આર્જવ કહેવાય

મનની શુદ્ધિના કારણોને શૌચ કહેવામા આવે છે.

આગમમા બતાવેલ માર્ગના અનુસારે પ્રવૃત્તિ કરાવનારૂ, જેથી લોકોને સારી રીતે સમજણ પડી શકે, અને જે બોલવાથી બીજાને સંશય પેદા ન થાય તેવુ અને દેશ, ક્ષેત્ર, કાલ અને ભાવથી ઉચિત તથા અર્હત્ શાસનમા પ્રશસ્ત તથા વાચન, પ્રચ્છના, પ્રશ્નોત્તર વિગેરેમા નિરવદ્ય રૂપ જે વચન બોલવુ, તે સત્ય કહેવાય

ઈર્યાસમિતિ વિગેરેમા પ્રવર્તમાન વ્યક્તિએ એકેન્દ્રિય વિગેરે જીવોને પીડા પેદા ન થાય તેવી રીતે જે વર્તવુ, તે સંયમ કહેવાય

તપસ્યાનુ સ્વરૂપ નિર્જરાતત્ત્વમા કહેવાશે

વસ્તુ પાસે વિદ્યમાન હોવા છતાં પણ વાસ્તવિક જ્ઞાન પૂર્વક તેનુ સ્વરૂપ જાણીને જે ત્યાગ કરવો, તે ત્યાગ કહેવાય

બાહ્ય આભ્યન્તર વસ્તુમા જે મમતાને છોડવી, અર્થાત્ ધર્મના ઉપકરણ વિગેરે કોઈ પણ ચીજમા મૂર્છા ન રાખવી, તેનુ નામ આકિંચન્ય કહેવાય

વ્રતની પરિપાલના માટે તથા જ્ઞાનની અભિવૃદ્ધિને માટે અને કષાયના પરિપાક કાજે જે ગુરુકુલમા રહેવુ, તે બ્રહ્મચર્ય સમજવુ

## ભાવનાનુ સ્વરૂપ

સમ્યગ્ જ્ઞાનપૂર્વક પદાર્થનુ જે ચિન્તન કરવુ, તે ભાવના જાણવી

તમામ પ્રકારના સયોગ વિગેરે તમામ ચીજો પર્યાયાર્થિક નયથી નશ્વરશીલ છે–કોઇ પણ સ્થિર રહેવાની નથી એવો જે વિચાર કરવો, તે અનિત્યભાવના કહેવાય

જેમ સિંહના મુખમા સપડાયેલ મૃગના બાલકનુ કોઇ શરણ નથી, તેમ જન્મ, જરા, વ્યાધિ, મરણ, પ્રિયવિયોગ, અપ્રિયસયોગ વિગેરેથી ઉત્પન્ન થયેલ દુખથી ગ્રસ્ત જીવોને સસારસમુદ્રમા કોઇ પણ શરણ નથી અને કોઇ પણ બચાવનાર નથી એવો જે વિચાર કરવો, તેને અશરણભાવના કહેવામાં આવે છે

રાગ, દ્વેષ, મોહ દ્વારા જીવો અનેક પ્રકારના દુખોને પ્રાપ્ત કરે છે, માટે સસારમા ઘણુ જ કષ્ટ છે એવો જે વિચાર કરવો, તે સસારભાવના કહેવાય એવી રીતે વિચાર કરતા સસારથી ભય પેદા થાય છે અને તેથી નિર્વેદ થાય છે અને તે દ્વારા સસારનો ત્યાગ કરવામા મન પ્રોત્સાહિત થાય છે

હુ એકલો છુ, એકલો મરવાનો, એકલો ઉત્પન્ન થવાનો, મારૂ કોઇ નથી, હુ કોઇનો નથી એવી રીતે જે વિચાર કરવો, તે એકત્વભાવના સમજવી

શરીર જૂદુ છે હુ ન્યારો છુ મારામાં અને એનામાં

કથચિત ભેદાભેદપણુ જ્યા સુધી સસારાવસ્થા છે, ત્યા સુધી તે રહેવાનુ, એવો જે વિચાર કરવો, તે અન્યત્વ ભાવના જાણુવી

શરીરનુ આદ્યકારણુ શુક્ર અને શોણિત તે પણુ ઘણુ અશુચિ છે કવલ આહારથી ખાધેલો આહાર પ્રથમ શ્લેષ્મરૂપ થાય છે દ્રવીભૂત થયેલો આહાર અત્યન્ત અશુચિ માલૂમ પડે છે તેવા દ્રવીભૂત આહારને પિત્તાશય પકાવી દે છે અને વાતાશય મલ તથા રસરૂપે તેના વિભાગ કરી આપે છે ઉત્તરોત્તર અશુચિ પરિણામ થતા હોવાથી ઉત્તર કારણો પણ અશુચિરૂપ છે તથા કાન, નાસિકા, ગુદા, ઉપસ્થ વિગેરે પણ કેવલ અશુચિના જ ભાજન છે તથા કલલ, અર્બુદ, પેશી વિગેરે ક્રમથી બનતા શરીરની ગર્ભાવસ્થાઓ વિગેરે પણ અશુચિ પરિણામરૂપ જ છે અને મલનો ઉદ્ભવ તો ઘણો જ અશુચિ છે આ પ્રકારે શરીર વિષે જે ચિન્તન કરવુ, તે અશુચિભાવના સમજવી

મન, વચન અને કાયાના યોગ દ્વારા શુભાશુભ કર્મના આગમન વિગેરેનો વિચાર કરવો, તે આસ્રવભાવના જાણુવી

જે જે ઉપાયથી જે જે આસ્રવનો અટકાવ થાય, તે તે ઉપાયોનો જે વિચાર કરવો, તે સવરભાવના સમજવી ક્ષમાથી ક્રોધને, મૃદુપણાથી માનને, ઋજુપણાથી માયાને, સંતોષથી લોભને, અખડ સયમથી વિષયોને, ગુપ્તિથી યોગના વ્યાપારોને, અપ્રમાદથી પ્રમાદને, સાવદ્યના ત્યાગથી અવિરતિને, સમ્યગ્દર્શનથી મિથ્યાત્વને, અને શુભ ભાવયુક્ત સ્થિર ચિત્તથી

આર્ત-રૌદ્ર ધ્યાનને રોકી શકાય છે આવી રીતે પ્રતિપક્ષીના બલને અટકાવવાથી સંવર-સામગ્રી પુષ્ટ થાય છે

સંસારના કારણરૂપ કર્મો ઉપાયથી અથવા પોતાની મેળે પરિપાક થવાથી આત્માથી જુદા થાય છે એવો જે વિચાર કરવો, તે નિર્જરાભાવના જાણવી

પંચાસ્તિકાયરૂપ લોક છે તેને કોઈએ બનાવ્યો નથી, તેમ કોઈએ પકડી રાખ્યો પણ નથી, કિન્તુ આકાશને અવગાહીને રહેલ છે એવો જે વિચાર કરવો, અથવા ઉત્પત્તિ, સ્થિતિ, વિનાશરૂપ અનેક પરિણામવી યુક્ત પંચાસ્તિકાય રૂપ લોક છે એવો જે વિચાર કરવો, તેને લોકભાવના કહેવામાં આવે છે

પુણ્યના ઉદયથી મનુષ્યજન્મ વિગેરે સારી સામગ્રી મળવા છતા પણ વીતરાગપ્રણીત તત્ત્વોમાં શ્રદ્ધાનરૂપ સમ્યગ્ દર્શન દુર્લભ છે એવો જે વિચાર કરવો, તેને બોધિદુર્લભ ભાવના કહેવામાં આવે છે

ધર્મના આલંબનથી જીવો સંસાર-સમુદ્રમાં પડી શકે જ નહિ, એવો જે વિચાર કરવો, તેને ધર્મભાવના કહેવામાં આવે છે

આવી રીતે વિચાર કરવાથી આસવોનો અટકાવ જરૂર થાય છે માટે ભાવના પણ આસ્રવના નિરોધરૂપ સંવરનું ખાસ કારણ છે એ જરૂર ખ્યાલમાં રાખવું

## પરિષહજયનુ સ્વરૂપ

સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગથી પતિત ન થવુ એ જ જેને પ્રયોજન હોય, તેઓએ કર્મોની નિર્જરા માટે અથવા મોક્ષને માટે ક્ષુધા, તૃષ્ણા, શીત, ઉષ્ણ, દશ, મશક વિગેરેથી થતી બાધાઓને વૈરાગ્ય અને જ્ઞાનપૂર્વક જે સહન કરવી, તે પરિષહો કહેવાય તેના બાવીસ (૨૨) ભેદો છે સાશ્રા—આગમમા બતાવેલ વિધિ પ્રમાણે પેટ અને આતર હાને દાહ કરનારી ક્ષુધાને શાન્ત કરે, પરન્તુ અશુદ્ધ આહારની બીલકુલ ચાહના ન કરે, એવી રીતે વર્તવાથી ક્ષુધાપરિષહ જીતાય છે એવી રીતે દરેક પરિષહમા યથાયોગ્ય રીતે જાણી લેવુ આવા પ્રકારનો પરિષહજય પણ આસવોને અટકાવવામા નિમિત્તરૂપ હોવાથી તે પણ સ વરમા ખાસ ઉપયોગી છે, એ બરાબર ધ્યાનમા રાખવુ

## ચારિત્રનુ સ્વરૂપ

સ સાર સ પાદનમા સાધનભૂત મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગના વ્યાપારોનો નાશ કરવામા જે કારણ હોય, અને જે દ્વારા મોક્ષ બરાબર રીતે પ્રાપ્ત કરી શકાય, એવા આત્માના પરિણામવિશેષને ચારિત્ર કહેવામા આવે છે, તેના પાચ ભેદ છે સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત

જે અવસ્થામા રાગ-દ્વેષની પરિણતિનો તથા આર્ત્ત—

રૌદ્રધ્યાનનો અને તમામ સાવદ્ય વ્યાપારનો ત્યાગ હોય, તે અવસ્થાવિશેષનુ નામ સામાયિક સમજવુ

જે અવસ્થામા વિશુદ્ધતર પરિણામ પૂર્વક મહાવ્રતોને ગ્રહણ કરી નિર્મલ ભાવમા વર્તવુ, તે અવસ્થાવિશેષનુ નામ છેદોપસ્થાપનીય સમજવુ

જે અવસ્થામા વિશેષ પ્રકારની તપસ્યા દ્વારા સર્વ સાવદ્યના ત્યાગરૂપ વિરતિના પરિણામમા ખૂબ વિશુદ્ધતા સપાદન કરાવી શકાય, એ અવસ્થાવિશેષનુ નામ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર સમજવુ

અપ્રમત્તભાવ, શુક્લધ્યાન વિગેરે નિર્મલ સામગ્રી દ્વારા ઉત્તમ સહનન ગુણશ્રેણિમા ચઢતા ચઢતાં દશમી ગુણશ્રેણિ સુધી પહોચતા જે વિશુદ્ધતર પરિણામ વર્તતા હોય, તેવા પરિણામવિશેષનુ નામ સૂક્ષ્મસપરાય ચારિત્ર સમજવુ

સમ્પૂર્ણ ચારિત્રમોહને દબાવવાથી અથવા ક્ષય કરવાથી અત્યન્ત નિર્મલ બની ગયેલો જે આત્માનો પરિણામવિશેષ, તેને યથાખ્યાત ચારિત્ર કહેવામા આવે છે

ઉપર્યુક્ત તમામ પ્રકારની સામગ્રી આસ્રવને રોકવામા મુખ્ય સાધનરૂપ હોવાથી તેનુ સવર નામ આપવામા આવ્યુ

## નિર્જરા તત્ત્વનુ નિરૂપણ

તપસ્યા વિગેરેથી પરિપકવ થયેલા કર્મ પુદ્ગલોને આત્માના પ્રદેશોથી જૂદા કરવા, તે નિર્જરા કહેવાય

## તપસ્યાનુ લક્ષણ

જે દ્વારા નવીન આવતા કર્મ અટકી જાય અને પૂર્વે એકઠા કરેલ કર્મોનો નાશ થાય, તેને તપ કહેવામા આવે છે. બારાહ્ય-બાહ્ય આભ્યન્તર તપસ્યાઓ કરવાથી કર્મ શુષ્ક-રસ વિનાનુ અને સ્નેહ રહિત થઇ બન્ધનથી છૂટી જાય છે અર્થાત્ નવા કર્મો બન્ધાતા નથી અને પુરાણા બાંધેલા કર્મોનો ક્ષય થવાથી નિર્જરા થાય છે, માટે તપસ્યાથી નિર્જરા થાય છે તેમ કહેવામા આવે છે આ પ્રકારે નિર્જરાના કારણભૂત તપના બે ભેદ છે એક બાહ્ય તપ અને બીજુ આભ્યન્તર તપ

### બાહ્યતપ

તેમા બાહ્યતપના છ ભેદ છે અનશન, અવમૌદર્ય, વૃત્તિપરિસખ્યાન, રસપરિત્યાગ, વિવિક્તશયનાસન અને કાયક્લેશ, આ તેના ભેદો સમજવા હવે તેનુ સ્વરૂપ સમજાવવામા આવે છે—

### અનશન

સયમનુ રક્ષણ અને કર્મની નિર્જરા આ બે જેનાં મુખ્ય પ્રયોજન છે અને વિષય, કષાય, આહાર આ ત્રણનો ત્યાગ જેમા પ્રધાન છે, તે તપસ્યાવિશેષને અનશન કહે છે આ તપસ્યા પણ એક ઉપવાસ, બે ઉપવાસ, ત્રણ ઉપવાસ, એક માસના, બે માસના ઉપવાસ, જેવી શકિત હોય તેવી રીતે કરવી પરન્તુ એટલો ખ્યાલ બરાબર રાખવો કે મન, વચન

અને કાયાના યોગને અને ઇન્દ્રિયોને હાનિ ન પહોચે તેમ દુર્ધ્યાનનુ કારણ પણ ન થઇ પડે, ને જ્યાં સુધી સમાધિ રહે, ત્યા સુધી બરાબર વીર્ય ફોરવી તપસ્યા કરવામા જરૂર ઉદ્યમશીલ થવુ

## અવમોદર્ય

પોતાનો જેટલો આહાર હોય, તેમાથી જાણીને વિચારપૂર્વક કઇક ઓછુ ખાવુ, તે અવમોદર્ય તપ કહેવાય આ તપસ્યા શરીરને ઘણીજ ફાયદાકારક છે, દરેક જીવોને આહરવા યોગ્ય છે કિંચ પ્રમાણથી અધિક ખાવાથી ઉન્મત્તતા વધે છે, પ્રમાદ પણ વધે છે અને શરીરને પણ કોઇક વખતે ભારે નુકશાન થવાની સાથે મૃત્યુકોટીમા પણ આવવુ પડે છે. માટે દરેક રીતે આ તપસ્યા કરવા લાયક છે

## વૃત્તિપરિસખ્યાન

ખાવા-પીવાની ચીજોમા જેટલાથી પોતાનો નિર્વાહ થતો હોય, તે રાખી બાકીનો ત્યાગ કરવો અને નિર્વાહ યોગ્યમા પણ બની શકે તેટલી ત્યાગબુદ્ધિ રાખવી, તેને વૃત્તિપરિસખ્યાન તપસ્યા કહેવામા આવે છે

## રસત્યાગ

મધુ, મદિરા, માસ, માખણ, આ ચાર તો સર્વથા અભક્ષ્ય હોવાથી તેનો ત્યાગ કરવો અને દહીં, દુધ, ઘી, ગોળ, તેલ,

અને કઢાઇમા તળાઇ તે ચીજો કઢાઇ વિગેરે આ છ પ્રકારની ભક્ષ્ય વિકૃતિયોને પણ કારણ સિવાય ઉપયોગમા ન લેવી અને વિરસ વસ્તુઓમા પણ નવનવા અભિગ્રહોને ધરણ કરવા, તેને રસત્યાગ તપસ્યા કહેવામા આવે છે

## વિવિક્તશયનાસન

જ્યા વિષય-કષાયવાળા જનસમુદાયનુ આવાગમન પણું જ ઓછુ હોય, અને જ્યા સ યમમા કોઇ પણ પ્રકારની બાધા ન ઉપજે, એવા એકાન્તસ્થાનમા સુવા બેસવાનુ તથા સ્વાધ્યાય કરવાનુ વિગેરે કાર્ય કરવુ તે વિવિક્તશયનાસન તપ કહેવાય

## કાયકલેશ.

શૂન્ય દેવકુલ, સભાસ્થાન, પર્વતની ગુફાઓ વિગેરે-માથી કોઇપણ સ્થાનમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપસ્યા અને વીર્યરૂપ સમાધિને માટે શરીરને સ કોચીને રહેવુ તે લીનતા કહેવાય આગમમા બતાવેલ વિધિપ્રમાણે કાય દ્વારા વીરાસન, પદ્માસન, કેશલુચન વિગેરે અનેક પ્રકારના કષ્ટોને જ્ઞાન પૂર્વક આત્મકલ્યાણની ભાવનાથી સહન કરવા, તેને કાય કલેશ કહેવામા આવે છે લીનતા તપસ્યાનો પણ આની અ-દર અન્તર્ભાવ થતો હોવાથી તેને જૂદી માનવાની જરૂર નથી.

ઉપર્યુક્ત છ પ્રકારની બાહ્ય તપસ્યાઓ આદરવાથી બાહ્ય આભ્યન્તર ઉપધિમાંથી મૂર્છાનો અભાવ થાય છે અને આવી

તે મૂર્છા ન હોવાથી પ્રતિબન્ધકનો અભાવ થવાથી માસકલ્પ હાર વિગેરેની મર્યાદા પણ સારી રીતે સચવાય છે અને તેમ વાથી શરીરમા પણ લાઘવપણુ આવે છે તથા શરીર ઘણુ લષ્ટ ટ ન હોવાથી ઉન્માદનો પણ અભાવ થાય છે, અને તે દ્વારા ન્દ્રિયોનુ દમન પણ સારી રીતે થઇ શકે છે તથા આહાર-ણી માટે ગામમા જતા પ્રમાદ ન રહેવાથી અને ઉપયોગ પૂર્વક લવાથી જીવ-જન્તુનો ઉપઘાત પણ થતો નથી માટે નશન વિગેરે તપસ્યા આચરનારને નિર્મમતા વિગેરે ાવવાથી શુભ ધ્યાનમા વ્યવસ્થિત હોવાને લીધે કર્મનિર્જરા વશ્ય થાય છે અત એવ બાહ્ય તપસ્યા જરૂર કરવી જોઇએ.

## આભ્યન્તર તપસ્યા

કર્મોને નાશ કરવામા જે અત્યન્ત સમર્થ હોય, તે આભ્ય-ર તપ કહેવાય, તેના પણ પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, વાધ્યાય, વ્યુત્સર્ગ અને ધ્યાન આ છ ભેદ છે હવે તે કેકનુ સ્વરૂપ સમજાવવામા આવે છે

## પ્રાયશ્ચિત્ત

લાગેલા દૂષણોનો ઉદ્ધાર કરવા પૂર્વક ચિત્તની શુદ્ધિ રવામા જે સમર્થ હોય, તે પ્રાયશ્ચિત્ત તપ કહેવાય, તેના આલોચન વિગેરે નવ ભેદો છે આ નવ પ્રકારનુ પ્રાયશ્ચિત્ત પણ દેશ, શક્તિ, સહનન, સયમ, વિરાધના વિગેરેની તપાસ કરી ઘણી જ ગભીરતા પૂર્વક આપવું અને

લેનારે પણ શુદ્ધ હૃદયથી ગ્રહણ કરી પ્રેમ પૂર્વક તેની આચરણા કરી સયમને ખૂબ નિર્મળ બનાવવા પ્રયત્ન કરવો, એ ઉદ્દેશ મુખ્ય રાખવો જોઇએ

## વિનય.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, ઉપચાર વિગેરે વિનયદ્વારા કર્મના ક્ષય માટે સયમની અદર જે નમ્રતા ભરેલો પ્રયત્ન કરવો, તેને વિનય તપ કહેવામા આવે છે ભાવાર્થ—જે પ્રકારે વીતરાગે પ્રરૂપેલ હોય, તે યથાર્થ છે એવી શ્રદ્ધા રાખવી તે દર્શનવિનય જ્ઞાનનુ શિક્ષણ લેવુ, અભ્યાસ કરવો, તે દ્વારા સુકૃતનો સચય કરવો, નવીન કર્મના બન્ધોને અટકાવીને પુરાણા કર્મને નાશ કરવામા ઉદ્યમ કરવો, તેને જ્ઞાનવિનય કહેવામા આવે છે. સ્વચ્છ સુદર આચરણ દ્વારા કર્મના ક્ષયની ભાવનાથી ચારિત્રમા જે વિશુદ્ધતા મેળવવી, તે ચારિત્રવિનય જાણવો ગુણથી અધિક ગુણિજન મહાત્મા જ્યારે જોવામા આવે, ત્યારે ઉભા થવુ, આસન આપવુ, વન્દના-નમસ્કાર કરવો વિગેરે જે શુદ્ધ ભાવના પૂર્વક કાર્ય કરવુ, તેને ઉપચાર વિનય કહેવામાં આવે છે

## વૈયાવૃત્ય

તીર્થકર, આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, શૈક્ષક, ગ્લાન, કુલ, સઘ, સાધુ, સમનોજ્ઞ આ દશની ભક્તિ ઘણી જ લાભને આપનારી છે આ લોક અને પરલોકમા ઘણી જ હિતકારી છે મોક્ષમાર્ગમા સાધનભૂત છે તીર્થંકરોને વન્દન, પૂજન કરવુ, તેમના

કરવો, તે બાહ્ય વ્યુત્સર્ગ સમજવો અને કામ, ક્રોધ, મદ, હર્ષ વિગેરેનો જે અન્દરથી ત્યાગ કરવો, તે આભ્યન્તર વ્યુત્સર્ગ સમજવો

## ધ્યાન-નિરૂપણ

સહનન વિગેરે સામગ્રીયુક્ત જીવે કોઇ એક આલમ્બનરૂપ પદાર્થમા ચિત્તની ચચલતાનો ત્યાગ કરી સ્થિરતા પૂર્વક જે ચિન્તવન કરવુ, તે ધ્યાન કહેવાય તેના ચાર ભેદ છે આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલધ્યાન હવે તેનું સ્વરૂપ સમજાવવામા આવે છે —

## આર્તધ્યાન

અનિષ્ટ પદાર્થના સયોગમા દુ ખ થવાથી તેના વિયોગ માટે જે ચિન્તવન કરવુ, તે આર્ત્તધ્યાન સમજવુ

ભાવાર્થ—અનેક પ્રકારના રોગોથી તથા શારીરિક, માનસિક વિગેરે આધિ, ઉપાધિથી થયેલી પીડાને દૂર કરવા માટે ચિન્તવન કરવુ, પરતુ આત્માની સાથ કઇ પણ વિચાર ન કરવો, પૌદ્ગલિક ભાવમા જ મસ્ત બની સારાની પ્રાપ્તિનુ અને ખરાબના વિયોગનુ જે નિરતર ચિન્તવન કરવુ, તથા વિષયવાસનાથી વાસિત થયેલ દેવેન્દ્ર, ચક્રવર્તીઓ વિગેરેના ભોગવિલાસ દેખી જન્માતરમા મને પોતાને પણ તેવા સુખ મળે એવી રીતે તપસ્યાને વેચી, તેવા અનાગત સુખોનુ યાચનાવિષયક જે ચિન્તવન કરવું, વિગેરે તમામ કાર્યો આર્ત્તધ્યાનના સમજવા

## રૌદ્રધ્યાન.

જીવોને મારવા, બાધવા, કૂટવા, પીટવા, સતાપ દેવો વિગેરે હિંસાવિષયક ચિન્તન કરવુ, મારવાનો ઉપાય કરવો, ફસાવવા માટે કોશિષ કરવી, તીવ્ર ભયકર આશયથી વચનો બોલી બીજાને સતાપવાનુ ચિન્તવન કરવુ, બીજાના દ્રવ્યની ચોરી કરી લેવા માટે મનમા વારવાર ચિન્તન કરવું, વિષયોને કેવી રીતે પેદા કરવા, તેનુ પાલન કેવી રીતે કરવું અને વ્યય પણ કેવી રીતે કરવો વિગેરે જે ચિ તન કરવુ તે તમામ રૌદ્ર ધ્યાન સમજવુ

ભાવાર્થ—અનેક પ્રકારના હિંસાના ઉપાયમા, અસત્યના સાધનમા, ચોરીના સાધનમા અને વિષયમા અર્જન, પાલન, તથા વ્યય કેવી રીતે કરવા વિગેરે કાર્યો કરવામા નિરન્તર મનથી જે ચિન્તન કરવુ, તે રૌદ્રધ્યાન સમજવુ

આ બન્ને પ્રકારના ધ્યાનો મહાપાપના કારણરૂપ હોવાથી તથા દુર્ગતિમા સાધનરૂપ હોવાથી મોક્ષમાર્ગ માં જનાર મુમુક્ષુને અત્યન્ત હેયરૂપ સમજવા અને બાકીના ધર્મધ્યાન તથા શુકલ ધ્યાન આ બે મોક્ષના કારણરૂપ હોવાથી ઉપાદેય છે

## ધર્મધ્યાન.

તેમા ધર્મધ્યાનના ચાર ભેદ છે આજ્ઞાવિચય, અપાય-વિચય, વિપાકવિચય અને સંસ્થાનવિચય પૂર્વાપરનો વિરોધ જેમા ન આવતો હોય અને જેમા તમામ જીવોના હિત સાધ-

નનુ પ્રતિપાદન હોય, તથા નિષ્પાપવાળી વૃત્તિઓ જેમા બતાવી હોય, તથા દ્રવ્ય-પર્યાયથી યુક્ત અને સર્વજ્ઞપ્રણીત એવા આગમના અર્થનો નિશ્ચય કરવા માટે જે ચિન્તન કરવુ, તે **આજ્ઞાવિચય** ધર્મધ્યાન સમજવું

જન્મ, જરા, મરણરૂપ સસાર-સમુદ્રમા ભ્રમણ કરતા કરતા ખિન્ન થયેલા જીવોએ સાસારિક વિષય સુખોને દુ ખરૂપે જોવા માટે ચિન્તન કરવુ અથવા મિથ્યાત્વની વાસનાથી વાસિત એવા કુદૃષ્ટિ લોકોએ બતાવેલ ઉન્માર્ગમા ફસેલા જીવોનો ઉદ્ધાર કેવી રીતે થાય, તેને અનુકુલ જે ચિન્તન કરવું, તે **અપાયવિચય** ધર્મધ્યાન સમજવુ

શુભાશુભ કર્મોના વિપાકનો જે વિચાર કરવો, તથા અનેક પ્રકારના ભોગી લોકોના ભોગ વિલાસ દેખી એવો વિચાર કરવો કે આ વ્યક્તિઓ જન્માતરમા કરેલા શુભ કર્મોનો અનુભવ કરે છે, તેમા કઇ પણ આશ્ચર્ય જેવુ છે જ નહિ, એ તો કેવલ કર્મની જ લીલા છે તથા દુખી, દરિદ્રી, રોગી, શોકી વિગેરેને દેખી એવો વિચાર કરવો કે જન્માતરમા આ વ્યક્તિ ઓએ અશુભ કર્મો કરેલા છે, તેનો આ કટુ ફળ અનુભવ કરે છે આવી રીતે જે ચિન્તન કરવુ, તે **વિપાકવિચય** ધર્મધ્યાન સમજવુ

પચાસ્તિકાયરૂપ લોકનુ ઊર્ધ્વ, અધો અને તિરછો આ ત્રણેનો જેવો આકાર હોય, અને તેનુ જેવુ સ્વરૂપ હોય, તેવુ આગમ દ્વારા અવલોકીને જે ચિન્તન કરવુ તે **સંસ્થાનવિચય** ધર્મધ્યાન કહેવાય

## શુક્લધ્યાન

ચઉદ પૂર્વમા રહેલ ભગિક શ્રુતના અનુસારે દ્રવ્ય પર્યો-
યોનુ, શબ્દોનુ અને મન, વચન, કાયાના યોગનુ જે ઠેકાણે
સક્રમણ થતુ હોય, તેનો તે જ ઠેકાણે જે નિરોધ કરવો, તે
પૃથક્ત્વવિતર્ક સપ્રવિચાર શુક્લધ્યાન કહેવાય સારાશ—
છ દ્રવ્યોના સ્વભાવને તથા વિભાવને બુદ્ધિથી જૂદા જૂદા કરવા
જેમ જીવનો ચૈતન્ય સ્વભાવ, ચારિત્ર સ્વભાવ, સુખ સ્વભાવ
અનન્ત વીર્ય સ્વભાવ વિગેરે સ્વભાવો અને ખાવુ, પીવુ
હરવુ, ફરવુ, બોલવુ લેવુ, દેવુ, ક્રોધ, માન, માયા, લોભ
રાગ, દ્વેષ, મત્સર, હર્ષ, શોક, રતિ, અરતિ વિગેરે કર્મજન્ય
હોવાથી તે તમામ આત્માના વિભાવધર્મો સમજવા એ
પ્રમાણે તમામ સ્વભાવો અને વિભાવોને જૂદા કરીને તે દરેકના
સ્વરૂપનો વિચાર કરતા જવુ તેમાથી અનુક્રમે થનારા પર્યા
થતુ સહભાવિ ગુણમા સક્રમણ કરવુ અને ગુણનુ પર્યાયમ
તેવી રીતે એક શબ્દના વાચ્યાર્થનુ બીજામા અને યોગોનુ પ
એક બીજામા તેવી રીતે સક્રમણ કરવુ, અને જ્યા જેન
સક્રાન્તિ હોય, ત્યા જ તેનો જે નિરોધ કરવો, તે પ્રથમ શુક્લ
ધ્યાન સમજવુ આ ધ્યાન થોડા તરગવાળા સમુદ્રના જેવ
અવસ્થાવાળુ છે તે વખત સમુદ્રમા જેમ ક્ષોભ થતો નથી, તેમ
આમા પણ ક્ષોભવિક્ષોભ વિગેરે કઇ પણ થતુ ન હોવાથી તેને
તેની ઉપમા આપવામા આવે છે

ઉત્પાદ, વ્યય વિગેરે પર્યાયોમાથી કોઇ એક પર્યાયમ
નિશ્ચલ અને પૂર્વગત શ્રુતને અનુસરણ કરનાર ચિ

દ્વારા જે ચિન્તન કરવુ, તે બીજુ શુકલધ્યાન સમજવુ આ બે શુકલ ધ્યાન ચઉદ પૂર્વધારી વ્યકિતઓ જ્યારે ગુણ-શ્રેણિમા આરોહણ કરે છે, ત્યારે તેઓને સભવે છે તેમા પણ પ્રથમ ધ્યાનમા ત્રણ યોગનુ આલબન છે અને બીજામા ત્રણ યોગમાથી કોઇ એક યોગનુ આલબન છે પહેલુ અર્થ, વ્ય-જન અને યોગના સક્રમણરૂપ છે, અને બીજામા તેમ નથી.

જે અવસ્થામા મન, વચન અને કાયાના વ્યાપારનો સર્વથા નિરોધ થયો હોય અને કેવલ કાયયોગ દ્વારા જ જે ધ્યાન કરવામા આવે, તે ત્રીજુ શુકલ ધ્યાન સમજવુ

મેરૂના માફક નિશ્ચલ અવસ્થાવાળાનુ જેમા ત્રણમાથી એક પણ યોગ છે જ નહિ, હ્રસ્વ પાચ અક્ષરના ઉચ્ચારણ કાલ જેટલો જેમા સમય છે, એવુ જે ધ્યાન તે ચોથુ શુકલ ધ્યાન કહેવાય. એ બે શુકલધ્યાન કેવલિને હોય છે તેમાં તેરમા ગુણઠાણાના અન્તમા ત્રીજુ અને ચઉદમામા ચોથુ

ભાવાર્થ—ચાર પ્રકારના શુકલધ્યાનને જે વ્યકિત યોગ્ય છે, તે સમજાવ્યા બાદ તેનો ભાવાર્થ કહેવામા આવે છે. પર્વતની ગુફા, સૂકા લાકડાનુ પોલાણ, નદીના કોતરા, સ્મશાન, જીર્ણ ઉદ્યાન, શૂન્ય ઘર, વિગેરેમાથી કોઇ એક અનુ કુલ સ્થાનમા કે, જે સ્ત્રી, પડ, પશુ-પક્ષી વિગેરેને પણ અગોચર હોય તથા આગન્તુક જીવનો પણ જ્યા ઉપદ્રવ ન હોય, તેવા સ્થલમા બાહ્ય આભ્યન્તર કારણમા કોઇ પણ વિક્ષેપ કરનારૂ કારણ ન હોય, એવી શુદ્ધ ભૂમિમા બેસી પલ્ય ક, પદ્માસન,

વીરાસન વિગેરેમાથી કોઇ એક આસન વાળી, થોડા નમ્ર થઇ, મુખ વિગેરે જેના પ્રસન્ન છે અને દૃષ્ટિ પણ સ્થિર છે, તથા નિદ્રા, આલસ્ય, કામ, રાગ, અરતિ, ભય શોક વિગેરે જેણે જીત્યા છે, તથા મન્દ મન્દ શ્વાસોચ્છ્વાસનો પ્રચાર કરનાર એવા સાધુ મહાત્માઓ નાભિની ઉપર, હૃદયમા, મસ્તકમાં અથવા બીજે કોઇ પણ ઠેકાણે મનોવૃત્તિઓને સ્થાપી જેવી રીતે અભ્યાસ કર્યો હોય તેવી રીતે સાવધાન થઇને આવા પ્રકારના ઉત્તમ ધ્યાન કરવા શરૂ કરે છે એકાગ્ર મનવાળો, અને રાગ–દ્વેષ, મોહની વૃત્તિઓને દબાવીને નિપુણતા પૂર્વક શારીરિક બાહ્ય ક્રિયાઓનો નિગ્રહ કરી તથા ઉત્તમ ક્ષમાને ધારણ કરી બાહ્ય આભ્યન્તર દ્રવ્ય પર્યાયોને વિચારતો છતો ધ્યેયરૂપ દ્રવ્ય અથવા પર્યાય તથા યોગોને પૃથક્પણે સંક્રમણ કરતા કરતા મનોરૂપી તીક્ષ્ણ શસ્ત્રદ્વારા મોહનીય કર્મની પ્રકૃતિઓનો ક્ષય જે વખતે કરે, તે સમયે પ્રથમ શુક્લધ્યાન સમજવુ, અને તે દ્વારા જ મોહનો ક્ષય અથવા ઉપશમ થાય છે

આવી રીતે ધ્યાન દ્વારા મોહ–સાગરને તરી અન્તર્મુહૂર્ત્ત વિશ્રાન્તિ લઇ બાદ તે જ વિધિ પ્રમાણે મોહનીયકર્મનો નાશ કરનાર તે કરતા પણ અનન્ત ગુણી યોગવિશુદ્ધિનો આશ્રય કરી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અન્તરાય આ ત્રણે કર્મની પ્રકૃતિના બધને રોકી અને સ્થિતિનો હ્રાસ તથા ક્ષય કરતા છતા અર્થ,વ્યંજન તથા યોગની સંક્રાન્તિ જેમને બીલકુલ નથી અને જેમનુ મન અત્યન્ત સ્થિર છે એવા ક્ષીણકષાય મહાત્માઓ વૈડૂર્ય મણિની માફક નિર્લેપ બની જાય છે આવા પ્રકારના

એકત્વવિતર્ક શુકલધ્યાનરૂપી અગ્નિથી ઘાતિકર્મરૂપી લાકડાને બાળી ભસ્મીભૂત કર્યા બાદ દેદીપ્યમાન કેવલજ્ઞાન રૂપી સૂર્યદ્વારા લોકાલોકને સાક્ષાત્કાર કરનાર વ્યક્તિઓને કેવલી, સર્વજ્ઞ, સર્વદર્શી, આવાં એવા નામોથી વ્યવહાર કરવામા આવે છે

તેવી વ્યકિતઓ આયુષ્યની સ્થિતિ જેટલી હોય, તેટલો કાલ વિચરતા વિચરતા ધર્મદેશના ઉત્તમ પ્રકારે આપે છે. અને જ્યારે અન્તર્મુહૂર્ત સમય બાકી રહે, ત્યારે શુકલધ્યાનના ત્રીજા પાયાનો આરંભ કરે છે આ ત્રીજા ધ્યાન દ્વારા પ્રાણાપાનનો પ્રચાર તથા સર્વ કાયના, વચનના અને મનના યોગોનો નિરોધ કરે છે આ ધ્યાનમા તમામ પ્રકારના યોગના વ્યાપારોનો નિરોધ કરવાથી પોતે અયોગી બની તેરમાથી નિવૃત્ત થઈ ચઉદમા ગુણસ્થાનકને સ્પર્શે છે તે વખતે સર્વ સંસારના દુઃખોની જાલને છેદવામા સમર્થ અને મોક્ષનુ સાક્ષાત્ કારણ એવુ યથાખ્યાત ચારિત્ર અત્યન્ત નિર્મલ બની જાય છે, ત્યારે અયોગી કેવલી ભગવાન્ બાકી રહેલ વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય આ ચાર ઘાતિકર્મોનો શુકલધ્યાનના ચોથા પાયા દ્વારા સર્વથા ક્ષય કરી, શુદ્ધ સુવર્ણની માફક આત્મા ઉપર લાગેલા કર્મમલનો નાશ થવાથી શુદ્ધ નિરંજન, નિરાકાર અને અનન્ત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને સુખસ્વરૂપ આત્મા બની જાય છે, તેનુ નામ જ મોક્ષ સમજવુ

આવા પ્રકારનુ શુકલધ્યાન રૂપી આભ્યન્તર તપ પણ નિર્જરારૂપ હોવાથી નવીન કર્મના ઉપચયને નિષેધ કરનાર

છે અને પુરાણા કર્મોને આત્માના પ્રદેશોથી જૂદા કરનારૂ છે નવીન કર્મ તો બીલકુલ આ વખતે આવતા જ નથી અને જૂના જેટલા હોય તેને તો ધ્યાનાગ્નિ બાળી ભસ્મી ભૂત કરી નાખે છે, ત્યારે સર્વથા કર્મના સબન્ધ રહિત થવાથી શુદ્ધ આત્માનુ અનન્ત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય સુખરૂપ મૂળ સ્વરૂપ પ્રગટ થાય છે તેનુ નામ જ મોક્ષ સમજવુ, તેનુ સ્વરૂપ આગળ કહેવામા આવે છે

ઉપર્યુક્ત નિર્જરાના બે ભેદ છે એક સકામનિર્જરા અને બીજી અકામનિર્જરા તેમા પ્રથમ નિર્જરા વિરતિ મહાત્માઓ કરી શકે છે અને બીજી અનેક પ્રકારના શારીરિક, માનસિક કષ્ટોને અનાભોગથી સહન કરનારને થાય છે તેમા પણ પ્રથમ નિર્જરા તો અનાદિકાલથી મિથ્યાત્વ વિગેરે સામગ્રી દ્વારા એકઠા થયેલ કર્મોના સમૂહને અન્તર્મુહૂર્ત માત્રમા ક્ષય કરવા સમર્થ છે આવુ સામર્થ્ય બીજીમા બીલકુલ નથી એટલી વિશેષતા સમજવી

ઇતિ નિર્જરા તત્ત્વ સમાપ્ત

---

## મોક્ષ-નિરૂપણ

શરીર પાચ, દશ પ્રાણ, પુણ્ય, પાપ, વર્ણાદિ ચાર અને પુનર્જન્મ, ત્રણ વેદ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ, અજ્ઞાન, અસિદ્ધત્વ વિગેરેનો નિર્જરા તત્ત્વમા બતાવેલ ઉપાય દ્વારા સર્વથા ક્ષય થવાથી આત્માનુ સ્વાભાવિક સ્વરૂપ જે

પ્રગટ થાય, તેને મોક્ષ કહેવામા આવે છે અર્થાત્ સપૂર્ણ કર્મોનો જે અવસ્થામા સર્વથા ક્ષય થાય, તે અવસ્થાવિશેષનુ નામ જ મોક્ષ સમજવુ

હવે તે વિષે વૈશેષિક વિગેરે દર્શનકારોનો અભિપ્રાય જણાવવામા આવે છે —

પૂ૰ બુદ્ધિ, સુખ, દુખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, અને સસ્કાર આ નવ ગુણોનો અત્યન્ત અભાવ જે અવસ્થામા થાય, તે અવસ્થાવિશેષને જ મોક્ષ સમજવો, પરન્તુ સમ્પૂર્ણ કર્મોનો અભાવ થવાથી મોક્ષ મળે છે એ વાત યુક્તિવિકલ સમજવી, તે જ વાતને સ્પષ્ટપણે સમજાવવામા આવે છે જ્ઞાન પોતે જ જ્યારે ક્ષણિક હોવાથી નશ્વરશીલ છે, ત્યારે મોક્ષાવસ્થામા તે કેવી રીતે સભવી શકે ? માટે મોક્ષમા જ્ઞાન વિદ્યમાન હોય છે એ વાત બીલકુલ માનવા લાયક નથી અને સુખ તો તરતમસ્વભાવવાળુ હોવાથી સસારમા ને મોક્ષમા કઇ પણ વિશેષતા પ્રાપ્ત કરાવનારૂ છે જ નહિ, તો પછી તેને માનવાની શી જરૂર રહી ? તે પણ સાથ સમજાવવામા આવે છે દુખ વિગેરે સર્વથા હેય હોવાથી તેનો પણ સભવ તે અવસ્થામા હોઇ શકે જ નહિ માટે આત્માના નવ વિશેષ ગુણો સિવાય જે પોતાના સ્વરૂપમા અવસ્થાન, તેને જ મોક્ષ સમજવો, અર્થાત્ મોક્ષાવસ્થામા જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ વિગેરે કઇ પણ છે જ નહિ, આ વાતને અનુમાન પણ ટેકો આપે છે દીવાના સતાનની માફક સતાનપણુ હોવાથી આત્માના નવ વિશેષ ગુણોનો સતાન-

પ્રવાહ અત્યન્ત વિનાશ પામે છે ઉપર્યુક્ત વાતને નીચેના શ્લોક પણ ટેકો આપે છે—

यावदात्मगुणा सर्वे नोच्छिन्ना वासनादयः ।
तावदात्यन्तिकी दुःखव्यावृत्तिर्न विकल्प्यते ॥ १ ॥
धर्माधर्मनिमित्तो हि सम्भवः सुख–दुःखयोः ।
मूलभूतौ च तावेव स्तम्भौ संसारसद्मनः ॥ २ ॥

ન્યાયમંજરીમાંથી સ્યાદ્વાદમંજરીમાં આપેલા શ્લોકો
પૃ ૪૩

ભાવાર્થ—જ્યાં સુધી વાસના વિગેરે આત્માના તમામ ગુણોનો ઉચ્છેદ ન થાય, ત્યાં સુધી આત્યન્તિક દુઃખના અભાવ રૂપ મોક્ષ મળી શકે જ નહિ, અને સુખ–દુઃખ તો ધર્માધર્મ નિમિત્તથી પેદા થાય છે અને તે તો સંસારરૂપી મહેલના મોટા સ્તંભ છે માટે જ્યારે ધર્માધર્મનો વિનાશ થાય, ત્યારે સુખ–દુઃખ તો હોય જ ક્યાંથી?

इच्छाद्वेषप्रयत्नादिभोगायतनबन्धनम् ।
उच्छिन्नभोगायतनो नात्मा तैरपि युज्यते ॥ १ ॥

આ શ્લોક પણ ન્યાયમંજરીમાંથી સ્યાદ્વાદમંજરી (પૃ ૪૪)માં આપેલ છે ભાવાર્થ—ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન વિગેરે પણ ભોગના ઘરરૂપ શરીરની સાથે સંબન્ધ રાખનાર હોવાથી જ્યારે તેનો સર્વથા ઉચ્છેદ થાય, ત્યારે ઇચ્છા વિગેરેનો પણ આત્માની સાથે સંબન્ધ કેવી રીતે ટકી શકે? તે ખાસ વિચારણીય છે

ઉ૦ ઉપર્યુક્ત કથન અજ્ઞાનમૂલક હોવાથી અનાદરણીય છે આપ લોકો સતાનપણાને હેતુ આપીને નવ ગુણોનો ઉચ્છેદ થવાથી ગુણશૂન્ય આત્માના સ્વરૂપને મોક્ષ કહો છો, તે સતાનપણુ શી ચીજ છે? તે તો ખાસ સમજાવવા લાયક છે શુ એક પછી એક પદાર્થની ઉત્પત્તિ માત્રને આપ સતાન કહો છો? અથવા એકને અવલબીને એક પછી એકની ઉત્પત્તિને કહો છો? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે તેમા પ્રથમ પક્ષ માનવામા તો ઘટ, પટ વિગેરે પદાર્થોમા પણ એકની પછી એક ઉત્પન્ન થતા હોવાથી આપનુ સતાનપણુ તો તેમા પણ રહેવાનુ અને તેનો અત્યન્ત વિનાશ તો બીલકુલ નથી કેમકે પર્યાયથી તેનો વિનાશ છે, તો પણ દ્રવ્યથી તો તે નિત્ય છે-શાશ્વત છે માટે આપે આપેલ અનુમાનમા હેતુ જ જ્યારે વ્યભિચારી થયો, ત્યારે તેવા હેતુથી આપની ઇષ્ટસિદ્ધિ કેવી રીતે થવાની? આ કારણથી પ્રથમ પક્ષ અનાદરણીય છે

હવે રહ્યો બીજો પક્ષ-એક ઘટ વિગેરે પદાર્થને અવલબીને એક બીજાની ઉત્પત્તિ તો પરમાણુના પાકમા પણ છે, પરન્તુ તે પરમાણુઓનો સર્વથા વિનાશ થાય છે એમ તો આપ પણ માનતા નથી, તો પછી આપે આપેલ સતાનપણારૂપ હેતુ વ્યભિચારગ્રસ્ત હોવાથી તે દ્વારા સાધ્યસિદ્ધિ કેવી રીતે થવાની? અને તે સિવાય બીજો પક્ષ માનવો, તે પણ આપને નકામો જ છે કિચ છાદ્મસ્થિક ક્ષાયોપશમિક જ્ઞાનાદિ ગુણોનો ઉચ્છેદ છે, તો પણ ક્ષાયિક

ગુણોનો પ્રાદુર્ભાવ થતો હોવાથી ગુણશૂન્ય આત્માના
અવસ્થાનરૂપ મોક્ષ તો કોઇ પણ રીતે માનવા લાયક છે જ નહિ

૫૦ न हि वै सशरीरस्य प्रियाप्रिययोरपहतिरस्ति

ભાવાર્થ—જેવી રીતે જ્ઞાન વિગેરે ગુણોનો અભાવ સિદ્ધ
કરવામા આવ્યો, તેવી રીતે સુખ પણ મોક્ષાવસ્થામા નથી, એ
વાત આશ્રિત દ્વારા સ્પષ્ટ થાય છે

ઉ૦ જ્ઞાન વિગેરે છાદ્મસ્થિક ગુણો નહિ હોવાથી ક્ષાયિક
ગુણો પણ આત્મામા નથી એ વાતને સિદ્ધ કરવામા જેમ
આપના મતમા કોઇ પણ પ્રમાણ નથી તેમ સુખના અભાવને
સિદ્ધ કરવામા પણ કોઇ પણ પ્રમાણ નથી, અને ઉપર્યુક્ત
શ્રુતિ તો શુભકર્મજન્ય સાંસારિક વૈષયિક સુખનો મોક્ષાવ
સ્થામા અભાવ સૂચવે છે, પરન્તુ સ્વસવેદ્ય વેદનીયકર્મના
ક્ષયથી પેદા થતા આત્મીય સુખનો મોક્ષાવસ્થામા અભાવ
એમ તેથી બીલકુલ સિદ્ધ થઇ શકતુ નથી સારાશ—સાંસારિ
સુખ દુખ જેમ એક બીજાની સાથે કર્મના સબન્ધને લઇને
પરસ્પર સબન્ધવાળુ હોવાથી કેવલ સુખ અથવા દુખ
મળી શકતુ નથી, પરન્તુ મોક્ષાવસ્થામા આ નિયમ બીલકુલ
લાગુ પડી શકતો નથી કેમકે દુખનુ કારણ જે શરીર, તેનો
સર્વથા અભાવ જ્યારે થાય, ત્યારે આત્મીય સ્વસવેદ્ય સુખને
મળવામા બીજો કયો બાધ રહ્યો ? તે સમજાવશો સ્મૃતિ પણ
તે વાતને ટેકો આપે છે—

सुखमात्यन्तिकं यत्र बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
तं मोक्षं वै विजानीयाद् दुष्प्रापमकृतात्मभिः ॥ १ ॥

ભાવાર્થ —જ્યાં કેવલ આગમગમ્ય આત્યન્તિક અતીન્દ્રિય સુખ છે, તેને જ મોક્ષ સમજવો, અને આવા પ્રકારનું સુખ અકૃતાત્મક લોકોને દુષ્પ્રાપ્ય સમજવું

પૂ૦ આ ઠેકાણે સુખશબ્દ દુ ખના અભાવનો બોધક હોવાથી આ શ્રુતિદ્વારા મોક્ષમાં સુખ [illegible] એ વાત ક્યાંથી આવી ? માટે મોક્ષમાં સુખ છે જ નહિ એવી માન્યતા યુક્તિવાળી સમજવી

ઉ૦ ઉપર્યુક્ત સ્મૃતિમાં રહેલ સુખશબ્દને મુખ્ય [illegible] અનો વાચક માનવામાં જ્યારે કોઇ જાતનો બાધ આવતો નથી, ત્યારે તેને દુ ખના અભાવના વાચકરૂપે કેવી રીતે માની શકાય ? કિંચ अय रोगाद् विप्रमुक्त सुखी सजात । ઇત્યાદિ વાક્યમાં વિપ્રમુક્ત શબ્દથી જ જ્યાર દુ ખના અભાવનું જ્ઞાન થઇ શકે તેમ છે ત્યારે સુખી શબ્દનો પ્રયોગ શા માટે કરવો જોઇએ ? 'માટે મોક્ષમાં સુખ વિગેરે કોઇ પણ ગુણ છે જ નહિ, કિન્તુ પાષાણ સમાન જડતા છે' આવા પ્રકારની આપની માન્યતા ઉપર કયો બુદ્ધિશાલી લક્ષ્ય આપી શકે ? અર્થાત્ કોઇપણ નહિ આ વાતને નીચેનો શ્લોક પણ પુરતી કરી આપે છે —

वरं वृन्दावने रम्ये क्रोष्टृत्वमभिवाञ्छितम् ।
न तु वैशेषिकीं मुक्तिं गौतमो गन्तुमिच्छति ॥ १ ॥

ભાવાર્થ—સુન્દર વૃન્દાવનમા શિયાલપણાની ચાહના ઘણી સારી છે, પરન્તુ વૈશેષિક લોકોએ માનેલ પાષાણરૂપ મુક્તિને જ્યારે તેમની સમાન માન્યતાવાળા ગૌતમઋષિ પણ ચાહના કરતા નથી, તો પછી બીજાની તો વાત જ શી કરવી ? માટે આ લોકોની મુક્તિ કરતા તો સ સાર ઘણો સારો છે, કે જેમા વચમા વચમા પણ કોઇ વાર સુખ તો મળી શકે

પૂ૦ સ સારમા દુઃખના સ્પર્શ સિવાયનુ સુખ તો બીલકુલ મળતુ નથી અને દુ ખ તો વિષમિશ્રિત અન્નની માફક દરેકને હોય છે તો પછી દુ ખ છોડવા જતા થોડા સુખનો પણ નાશ અમને કઇ અડચણકર્તા નથી પરન્તુ થોડા સુખને માટે મોટા મેરુ જેવડા દુ ખના બોજાને ઉઠાવવામા ઘણી જ અડચણ છે આ જ કારણથી સુખનો પણ ત્યાગ કરવામા આવે છે

ઉ૦ સાસારિક સુખ મધુથી ખરડેલ તલવારની ધારા ચાટવા જેવુ હોવાથી દુ ખરૂપ છે, માટે તેને છોડવાની ઇચ્છા મુમુક્ષુ લોકોને અવશ્ય હોવી જોઇએ, પર તુ આત્યતિક આત્મીય સુખની ઇચ્છાવાળાઓને વિષયની નિવૃત્તિથી આવિર્ભૂત થતુ ક્ષાયિક સુખ પણ જો મોક્ષમા ન હોય તો સુખના અભાવરૂપ મોક્ષની ચાહના જ કોણ કરી શકે ? અને જે તલવારની ધારા ઉપર રહેલ મધુનો ત્યાગ કરવામા આવ્યો તે પણ વિશેષ સુખને માટે જ સમજવો, જેમ સ સારાવસ્થામા સુખ ઇષ્ટ છે, દુ ખ અનિષ્ટ છે, માટે સુખશૂન્ય મોક્ષ કોઇએ પણ ઇચ્છવા યોગ્ય નથી

પૂ૦ સુખ સ વેદન સ્વભાવરૂપ મોક્ષ જ્યારે આપ માનો છો, ત્યારે તેમા પ્રવૃત્તિ તો તે વિષયક રાગ સિવાય કદાપિ થઇ શકવાની જ નહિ, અને રાગ તો બ ધનરૂપ હોવાને લીધે રાગીને મોક્ષ જ જ્યારે વ ધ્યાપુત્ર સમાન છે, ત્યારે કહો મોક્ષમા સુખ માનનારને મોક્ષ કેવી રીતે મળી શકે ?

ઉ૦ વિષયની પ્રવૃત્તિમા કારણરૂપ હોવાથી સાસારિક સુખ વિષયક રાગને જ બન્ધનરૂપ માનવામા આવેલ છે, પરન્તુ મોક્ષ વિષયક રાગ તો વૈરગ્ય વિગેરે દ્વારા થતો હોવાથી વિષયની નિવૃત્તિ જ જ્યારે તેમા પ્રધાન છે, ત્યારે તે રાગને બન્ધનરૂપે મનાય જ કેવી રીતે ? કિચ અવસ્થાવિશેષમા તે રાગ પણ હેય છે, કેમકે જ્યારે પરમ વિશુદ્ધ ભાવમા વર્તનાર અને ગુણશ્રેણિમા આરૂઢ થયેલા એવા યોગી મહાત્માઓ તો મોક્ષવિષયક સુખ સબન્ધિ રાગ પણ લગાર માત્ર મનમા રાખતા નથી તેઓને તો તે અવસ્થામા દરેકની ઉપર સમ ભાવ છે मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तम આવુ વ ચન હોવાથી તે રાગ પણ જ્યાર અવસ્થાવિશેષમા હેયરૂપ માનીએ છીએ તો પછી બીજા રાગની તો વાત જ શી કરવી ? કિચ મોક્ષના સુખ વિષયક પ્રવૃત્તિમા તે વિષયક રાગ કારણ નથી કિન્તુ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર દ્વારા વેદનીય કર્મનો ક્ષય વિગેર સામગ્રીસમુદાય કારણ છે આથી એ ભાવ ની કળ્યો કે ક્ષયોપશમિક ગુણોનો જ અભાવ સર્વથા મોક્ષાવસ્થા મા છે, અને ક્ષાયિક જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખ વિગેરે ગુણો તો બરાબર કાયમ રહેવાના. માટે અમોએ જે મોક્ષન

સ્વરૂપ માનેલ છે, તે જ નિરાબાધ છે, તે ખાસ ધ્યાનમા રા ખવુ નૈયાયિક તથા વૈશેષિક લોકોએ માનેલ મોક્ષ કિ પાક-ફળ સમાન હોવાથી કોઇને પણ આદેય નથી

## સાખ્ય લોકોની સાથે મોક્ષનો વિચાર

પ્રકૃતિના વિકારોનો વિલય થવાથી પુરુષનુ જે સ્વરૂપમા અવસ્થાન તેનુ નામ જ મોક્ષ છે, આ કથન પણ અયુક્ત સમજવુ, કેમકે કૂટસ્થ આત્મામા સ્વરૂપાવસ્થાનરૂપ મોક્ષ કદાપિ સિદ્ધ થઇ શકવાનો જ નહિ, એ વાત સાખ્ય દર્શનની સમાલોચનામા જો કે સારી રીતે સ્પષ્ટરૂપથી સમ જાવવામા આવી છે, તો પણ અત્ર પ્રસગ હોવાથી કઇક વિવેચન કરવામા આવે છે

પૂ૦ પ્રકૃતિમા રહેલ સુખ વિગેરેનુ આત્મામા પ્ર તિબિબ થવાથી પુરુષ પોતે ખુશી થાય છે, અને ખુશી થતો છતો પ્રકૃતિના સુખ સ્વભાવને મોહથી પોતાના માનીને સ સારમા આનદથી રહે છે, અને જ્યારે પ્રકૃતિ જૂદી ચીજ છે, અને હુ તેથી અલગ છુ એવી વિવેકખ્યાતિ થાય, ત્યારે જ્ઞાનનો આવિર્ભાવ થતો હોવાથી મનમા એમ સમજે છે કે આ પ્રકૃતિ જ દુ ખનુ કારણ છે, મારે એની સાથે સબન્ધ રાખવો સારો નથી એવુ જ્ઞાન સપાદન કરી પ્રકૃતિ પોતે પુરુષથી અલગ થાય છે, અને તે વખતમા પુરુષનુ જે સ્વરૂપમા અવસ્થાન તેનુ નામ જ મોક્ષ સમજવુ

ઉ૦ ઉપર્યુક્ત સાખ્ય લોકોનુ કથન પણ યુક્તિશૂન્યતાનો

પરિચય આપનાર હોવાથી ત્યાજ્ય છે પ્રકૃતિ અને આત્માનો સંયોગ શાથી થાય છે ? પહેલા તો તે સંબન્ધિ વિચાર કરવો આવશ્યક છે શું પ્રકૃતિથી આત્માનો સંયોગ થાય છે ? અથવા આત્માથી પ્રકૃતિનો સંયોગ થાય છે ? એ બે પ્રશ્નો પૂછવામા આવે છે તેમા જો પ્રથમ પક્ષ માનવામા આવે તો પ્રકૃતિ પોતે વ્યાપક હોવાથી જ્યારે મોક્ષમા પણ તે બરાબર છે ત્યારે મુક્ત આત્માનો પણ તેની સાથે સંબન્ધ હોવાથી તેમા પણ સંસારીપણાની આપત્તિ જરૂર આવવાની, માટે પ્રથમ પક્ષ તો આપનાથી માની શકાય તેમ છે જ નહિ હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા કયા કારણને લઇને પ્રકૃતિને ગ્રહણ કરે છે ? તે ખાસ સમજાવવુ પડશે જ તેનો ઉત્તર પ્રકૃતિ અથવા આત્મા આ બેમાથી એક તો જરૂર આપવો જ પડશે, તેમા પણ પ્રથમ હેતુ આપવામા તો જેમ આત્માને પ્રકૃતિના સંયોગમા પ્રકૃતિ કારણ છે, તેમજ મુક્તાત્માની સાથે તે સંયોગ પણ તે કારણથી કેમ ન થઇ શકે, કારણ કે પ્રકૃતિ સંયોગની પહેલા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ તો જ્યારે બન્નેમા બરાબર છે, ત્યારે એકની સાથે સંયોગ થાય, અને બીજાની સાથે ન થાય, તેનું શું કારણ ? માટે પ્રથમ કારણ માનવામા તો બકરૂ કાઢતા ઉંટનો પ્રવેશ થાય, તેવા પ્રકારની વિપત્તિ પેદા કરાવનારૂ છે અને બીજુ કારણ માનવામા તો આત્મા પોતે જ પ્રકૃતિ અને આત્માના સંયોગમા કારણ છે તેમા પણ શું પ્રકૃતિ સહિત આત્મા સંયોગમા કારણ છે ? અથવા પ્રકૃતિથી રહિત આત્મા તેમા કારણ છે ? આ બે પ્રશ્નો પૂછવામા

સ્વરૂપ માનેલ છે, તે જ નિરાબાધ છે, તે ખાસ ધ્યાનમા રા ખવુ નૈયાયિક તથા વૈશેષિક લોકોએ માનેલ મોક્ષ કિ પાક-ફળ સમાન હોવાથી કોઇને પણ આદેય નથી

## સાખ્ય લોકોની સાથે મોક્ષનો વિચાર

પ્રકૃતિના વિકારોનો વિલય થવાથી પુરુષનુ જે સ્વરૂપમા અવસ્થાન તેનુ નામ જ મોક્ષ છે, આ કથન પણ અયુક્ત સમજવુ, કેમકે કૂટસ્થ આત્મામા સ્વરૂપાવસ્થાનરૂપ મોક્ષ કદાપિ સિદ્ધ થઇ શકવાનો જ નહિ, એ વાત સાખ્ય દર્શનની સમાલોચનામા જો કે સારી રીતે સ્પષ્ટરૂપથી સમ જાવવામા આવી છે, તો પણ અત્ર પ્રસગ હોવાથી કઇક વિવેચન કરવામા આવે છે

પૂ૦ પ્રકૃતિમા રહેલ સુખ વિગેરેનુ આત્મામા પ્ર તિબિબ થવાથી પુરુષ પોતે ખુશી થાય છે, અને ખુશી થતો છતો પ્રકૃતિના સુખ સ્વભાવને મોહથી પોતાના માનીને સ સા રમા આનદથી રહે છે, અને જ્યારે પ્રકૃતિ જૂદી ચીજ છે, અને હુ તેથી અલગ છુ એવી વિવેકખ્યાતિ થાય, ત્યારે જ્ઞાનનો આવિર્ભાવ થતો હોવાથી મનમા એમ સમજે કે આ પ્રકૃતિ જ દુ ખનુ કારણ છે, માટે એની સાથે સ બન્ધ રાખવો સારો નથી એવુ જ્ઞાન સ પાદન કરી પ્રકૃતિ પોતે પુરુષથી અલગ થાય છે, અને તે વખતમા પુરુષનુ જે સ્વરૂપ મા અવસ્થાન તેનુ નામ જ મોક્ષ સમજવુ

ઉ૦ ઉપર્યુક્ત સાખ્ય લોકોનુ કથન પણ યુક્તિશૂન્યતાનો

પરિચય આપનાર હોવાથી ત્યાજ્ય છે પ્રકૃતિ અને આત્માનો સયોગ શાથી થાય છે ? પહેલા તો તે સબન્ધિ વિચાર કરવો આવશ્યક છે શુ પ્રકૃતિથી આત્માનો સયોગ થાય છે ? અથવા આત્માથી પ્રકૃતિનો સયોગ થાય છે ? એ બે પ્રશ્નો પૂછવામા આવે છે તેમા જો પ્રથમ પક્ષ માનવામા આવે તો પ્રકૃતિ પોતે વ્યાપક હોવાથી જ્યારે મોક્ષમા પણ તે બરાબર છે ત્યારે મુક્ત આત્માનો પણ તેની સાથે સબન્ધ હોવાથી તેમા પણ સસારીપણાની આપત્તિ જરૂર આવવાની, માટે પ્રથમ પક્ષ તો આપનાથી માની શકાય તેમ છે જ નહિ હવે રહ્યો બીજો પક્ષ, તેમાં પણ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા કયા કારણને લઇને પ્રકૃતિને ગ્રહણ કરે છે ? તે ખાસ સમજાવવુ પડશે જ તેનો ઉત્તર પ્રકૃતિ અથવા આત્મા આ બેમાથી એક તો જરૂર આપવો જ પડશે, તેમા પણ પ્રથમ હેતુ આપવામા તો જેમ આત્માને પ્રકૃતિના સયોગમા પ્રકૃતિ કારણ છે, તેમજ મુક્તાત્માની સાથે તે સયોગ પણ તે કારણથી કેમ ન થઇ શકે, કારણ કે પ્રકૃતિ સયોગની પહેલા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ તો જ્યારે બન્નેમા બરાબર છે, ત્યારે એકની સાથે સયોગ થાય, અને બીજાની સાથે ન થાય, તેનુ શુ કારણ ? માટે પ્રથમ કારણ માનવામા તો બકરૂ કાઢતા ઉંટનો પ્રવેશ થાય, તેવા પ્રકારની વિપત્તિ પેદા કરાવનારૂ છે અને બીજુ કારણ માનવામા તો આત્મા પોતે જ પ્રકૃતિ અને આત્માના સયોગમા કારણ છે તેમા પણ શુ પ્રકૃતિ સહિત આત્મા સયોગમા કારણ છે ? અથવા પ્રકૃતિથી રહિત આત્મા તેમા કારણ છે ? આ બે પ્રશ્નો પૂછવામા

આવે છે, તેમા પ્રથમ પક્ષ માનવામા પ્રકૃતિ સહિત આત્મા પ્રકૃતિની સાથે આત્માના સયોગમા કારણ છે, એવો અર્થ થવાને, ત્યારે તેમા પણ શકા જરૂર પેદા થવાની કે જ્યા સુધી પ્રકૃતિની સાથે આત્માનો સયોગ ન થાય, ત્યા સુધી પ્રકૃતિ સહિત આત્મા તેના સયોગમા કારણ પણ થઇ શકે જ નહિ, અને આવી રીત ની વ્યાખ્યા કરવામા અનવસ્થા બરાબર આવવાની, માટે પ્રથમ પક્ષ આપ હોંશથી માની શકાય તેમ નથી અને બીજો પક્ષ પણ પ્રકૃતિ સહિત શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મા કયા કારણથી તેની સાથે સયોગ કરે છે એવો પ્રશ્ન થવાનો, અને તેમા પણ હેતુને તપાસ કરવાથી પૂર્વની માફક અનવસ્થા જરૂર આવવાની, માટે બને પક્ષોમાથી કોઇપણ પક્ષ આપનાથી માની શકાય તેમ નથી

કિંચ હેતુ વિના પણ આપસમા એનો સયોગ થાય છે, એવું જો માનવામા આવે તો મુક્તાત્માની સાથે પણ પ્રકૃતિના સયોગનો પ્રસગ તો જરૂર આવવાનો

અપરચ આત્મા પોતે પ્રકૃતિને ગ્રહણ કરતી વખતે શુ પૂર્વાવસ્થાનો ત્યાગ કરીને ગ્રહણ કરે છે ? અથવા ત્યાગ કર્યા સિવાય ? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે

તેમા પણ પ્રથમ પક્ષ સ્વીકારવામા તો પૂર્વની અવસ્થાનો ત્યાગ કરવાથી તો આત્મામા પરિણામપણુ જરૂર આવવાનુ, અને તેમ થવાથી અનિત્યપણુ પણ વિના ઇચ્છાએ આવવાનુ જ અને જ્યારે અનિત્યપણુ આવ્યુ, ત્યારે તો કૂટસ્થ નિત્યપણુ હવામા ઉડી જવાનુ

હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ ઇશ્વરકૃષ્ણ વિગેરે આપના મહર્ષિઓએ ગૃહસ્થાવસ્થાનો ત્યાગ કર્યા સિવાય યોગીઅવસ્થાને પ્રાપ્ત કરી, એમ તો કદાપિ થઇ શકવાનુ જ નહિ, જેમ દેવદત્ત બાલ્યાવસ્થાનો ત્યાગ કર્યા સિવાય યુવાવસ્થાને પ્રાપ્ત કરી શકતો નથી તેમ અત્ર પણ સમજવુ માટે બીજા પક્ષમા તો યુક્તિશૂન્યતા જ સમજવાની છે આથી એ ભાવ નિકળ્યો કે જ્યારે પ્રકૃતિના સયોગરૂપ સસાર જ ઘટી શકતો નથી, ત્યારે તેના વિયોગરૂપ મોક્ષની તો આપના મતમા વાત જ શી કરવી ? માટે મોક્ષવિષયક સાખ્યની માન્યતા હૃદયગમ નથી, એ વાત ખાસ ખ્યાલમા રાખવી

## બૌદ્ધોની સાથે મુક્તિનો વિચાર

ઉપદ્રવ સિવાય ચિત્તની જે સતતિ ( પરપરા ) તેનુ નામ જ મુક્તિ સમજવુ, આવા પ્રકારની કેટલાક બૌદ્ધોની માન્યતા પણ આદરણીય નથી કેમકે ઉપદ્રવ વિનાની ચિત્ત-સતતિ જ્યારે કોઇ વસ્તુરૂપ છે જ નહિ, ત્યારે તેને સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરવો નકામો જ છે

પૂ૦ સતતિમા પતિત ક્ષણો પોતે જ પૂર્વોત્તરભાવથી આપસમા કાર્યકારણરૂપ છે અર્થાત્ પૂર્વક્ષણ કારણ છે અને ઉત્તરક્ષણ કાર્ય છે આવા પ્રકારની વ્યાખ્યાથી જ્યારે સતતિ વસ્તુરૂપે સિદ્ધ થાય છે, ત્યારે સિદ્ધ થતી નથી, એમ કહીને ઉડાવી દેવી એ કેટલી બધી અજ્ઞાનતા સમજવી !

ઉ૦ જીવનમુક્તરૂપ સર્વજ્ઞના જ્ઞાનનો છેલ્લો ક્ષણ મુક્તિ-

જ્ઞાનના પ્રથમ ક્ષણમા કારણરૂપ હોવાથી અને તે પણ સંતતિની અંદર આવવાથી સારી અવસ્થાની માફક તેમા પણ આવા પ્રકારના કાર્ય-કારણભાવ દ્વારા એક બીજાને પેદા કરવાનો ઉપદ્રવ તો જરૂર રહેવાનો જ

પ્ર૦ આગળ ચિત્તનો ઉત્પાદ ન થવો, અને પૂર્વના ચિત્તની જે નિવૃત્તિ થવી, તેનુ નામ જ મોક્ષ અમે માનીએ છીએ, ત્યારે ઉપર્યુક્ત દોષને અવકાશ જ ક્યા રહેવાનો ?

ઉ૦ આગળ ચિત્તનો અનુત્પાદ તો પ્રાગભાવરૂપ હોવાથી ઉત્પન્ન કરવા લાયક જ્યારે છે જ નહિ, ત્યારે ચિત્તનિવૃત્તિરૂપ મોક્ષની તો વાત જ શી કરવી ? કિંચ ક્ષણિકવાદ, શૂન્યવાદ, વિજ્ઞાનવાદ વિગેરે આપના સિદ્ધાન્તો જ્યારે યુક્તિથી સિદ્ધ થતા જ નથી, તો પછી તેવા સિદ્ધાન્તને અવલબીને મુક્તિ મેળવવાની આશા કેવી રીતે રાખી શકાય ?

## સ્વાતન્ત્ર્યવાદિ સાથે મુક્તિનો વિચાર

જે સ્વતંત્રતા મેળવવી છે, તેનુ નામ જ મુક્તિ સમજવુ આ કથન પણ અગ્રાહ્ય છે, કેમકે સ્વતંત્રપણુ કર્મના ક્ષયથી થાય એવુ જો માનવામા આવે તો અમને અડચણકર્તા નથી, પરંતુ તેવી રીતે માનવામા તો આપના સિદ્ધાન્તનો વ્યાઘાત થતો હોવાથી આપ પોતે જ માની શકશો નહિ અને જો અણિમાદિ વિગેરે વૈભવરૂપ ઐશ્વર્યપણાને સ્વતંત્રપણુ કહેતા હો તો, તે તો કર્મજન્ય હોવાથી સંસારવિલાસરૂપ સમજવુ માટે આવુ ભોગવિલાસરૂપ સ્વતંત્રપણુ પણ

વસ્તુગતિ વિચાર કરતા કોઇ કામનુ જ નથી, તો પછી તેને મોક્ષ તો કહેવાય જ કેવી રીતે ?

## સૌત્રાતિકના મત પ્રમાણે મુક્તિનો વિચાર

આત્માની જે હાનિ થવી તેનુ નામ જ મોક્ષ સમજવુ. આવા પ્રકારની માન્યતાવાળા આ મતના અનુયાયિ તો ખરે-ખર મુક્તિને લાયક ! વાહ ધન્ય છે તમારા વિચારને અને ધન્ય છે તમારા સિદ્ધાત પ્રવર્તકોને, જ્યારે આત્માની જ હાનિ થઇ, અર્થાત્ વિનાશ થયો ત્યારે મુક્તિ મળવાની જ કોને ? તેનો પણ લગાર વિચાર કર્યો હત તો બીજાને પરિશ્રમ લેવાની જરૂર પડત જ નહિ

કિંચ લગાર ઉડા ઉતરી બહિરાત્માનો વિનાશ થ વાથી જે પરમાત્મસ્વરૂપ પ્રગટ થાય છે, તેને જો કદાચ મુક્તિ કહેતા હત તો બીજાઓને પણ તેમા લગાર અભિરૂચિ થાત, પરન્તુ જ્યા સર્વથા આત્માનો જ વિનાશ હોય, ત્યા મુક્તિની તો વાત જ શી કરવી ?

## નિરતિશય સુખવાદિ સાથે મુક્તિનો વિચાર

નિત્ય નિરતિશય સુખનો જે પ્રકાશ થવો તેનુ નામ જ મોક્ષ સમજવું, આ કથન પણ ઠીક નથી કારણ કે અતિશય વિનાનુ સુખ તો વિષયજન્ય સાંસારિસુખમા પણ બરાબર રહેતુ હોવાથી જ્યાસુધી તેવા પ્રકારનુ વિષયિક સુખ વિદ્યમાન

હોય ત્યા સુધી વિષયાતીત રૂપ જે આત્મીય સુખ અને તે રૂપ જે મુક્તિ તેની તો વાત જ શી કરવી ? કિંચ સુખને સર્વથા નિત્ય માનવામા સસારાવસ્થામા પણ તેવા સુખની પ્રાપ્તિનો પ્રસગ જરૂર આવવાનો

## વેદાન્તી સાથે મુક્તિનો વિચાર

અવિદ્યાની નિવૃત્તિ થવાથી વિજ્ઞાનસુખસ્વરૂપ જે કેવલ આત્મા તે જ મોક્ષ સમજવો, આ કથન પણ ઠીક નથી કેમકે વિજ્ઞાન સુખસ્વરૂપ બ્રહ્મ તો કૂટસ્થ નિત્ય હોવાથી આપના મત પ્રમાણે મુક્ત અને સસારિમા કઇપણ વિશેષતા રહેવાની જ નહિ, કિંચ અવિદ્યા પણ એક કાલ્પનિક આકાશ પુષ્પ જેવી ચીજ છે, વાસ્તવિક પદાર્થ રૂપ તે જ નહિ, તો પછી તેવી મિથ્યા સ્વરૂપવાળી અવિદ્યા ભલે રહે તોપણ સસારિ આત્માને કઇ અડચણ કરતી ન હોવાથી સસારદશામા પણ આપના મત પ્રમાણે મુક્તપણુ કેમ ન હોઇ શકે ? અને એમ થવાથી તો મુક્ત અને સસારિના વ્યવહારનો જ લોપ થવાનો અવિદ્યાના સાધક પ્રમાણની ગવેષણા કરવા જતા સદ્ અસદ્ વિકલ્પો ઉદ્ભવતા હોવાથી તેની સિદ્ધિ કોઇપણ રીતે થવાની જ નહિ, જ્યા ભ્રાન્તિનુ સામ્રાજ્ય હોય, ત્યા પદાર્થની સિદ્ધિની તો વાત જ શી કરવી માટે વેદાન્તિકના મત પ્રમાણે મુક્તિની ઉપપત્તિ કદાપિ થઈ શકવાની જ નહિ એનુ વિશેષ વિવેચન વેદાન્તની સમાલોચનાના પ્રસ્તાવમા કરેલુ હોવાથી અત્ર તો માત્ર દિગ્દર્શનરૂપ બતાવવામા આવ્યુ છે

## ઉપનિષદ્કારો સાથે મુક્તિનો વિચાર.

જ્ઞાન તે જ મોક્ષનો ઉપાય છે, અને તે પણ સાક્ષિસ્વરૂપ આત્મામા કલ્પિત છે, આ કથન પણ ઠીક નથી કેમકે એમ માનવાથી જે સમયે તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયુ, તે જ સમયે મોક્ષ મળવાથી સ સારનો જ ઉચ્છેદ થવાથી જ્યારે તત્ત્વજ્ઞાનના ઉપપત્તિ કાલમા જ મોક્ષનુ સ પૂર્ણ અસાધારણ કારણ મળી ગયુ, ત્યારે વિલ બ થવાનુ બીજુ કોઇપણ કારણ બાકી નહિ હોવાથી તે જ વખતે મોક્ષ કેમ ન મળી શકે ? કિ ચ તે વખતે મોક્ષ મળવાથી શરીર વિગેરેનો પણ સર્વથા ક્ષય થવાનો જ અને જ્યારે શરીર વિગેરેનો વિનાશ થયો, ત્યારે ઉપદેશસ મથીરૂપ શરીર નહિ રહેવાથી આપ લોકોને ઉપદેશ પણ કોણ આપવાનો ? અને તે સિવાય શાસ્ત્રો પણ કેવી રીતે ઉત્પન્ન થવાના ? અને જ્યારે શાસ્ત્રોનો જ અભાવ થયો, ત્યારે આપને ક્યાથી ખબર પડી કે તત્ત્વજ્ઞાન પેદા થવાથી મોક્ષ તત્કાળ જ મળે છે માટે તત્ત્વજ્ઞાન એ જ મોક્ષનુ અસાધારણ કારણ છે એમ ન માનવુ

કિ ચ એકલા જ્ઞાનથી જ કાર્ય થતુ હોય તો જેમ રોગી મનુષ્ય વૈદ્ય પાસે જઇ રોગના ક્ષયનુ જ્ઞાન સ પાદન કરવા છતા પણ જો તે વૈદ્યે બતાવેલી ઔષધિ ન ખાય, તો તેનો રોગ કદાપિ જતો નથી, તેમ એકલુ જ્ઞાન કામમા આવતુ નથી કિન્તુ તેની સાથે તે વૈદ્ય ઉપર પ્રમાણિકપણાનો વિશ્વાસ તથા ઔષધિને ખાવાની ક્રિયા વિગેરે કામ કરવાથી જ

રોગ જેવી રીતે જાય છે,તેમ એકલુ જ્ઞાન તો પ્રકાશરૂપ હોવાથી તે દ્વારા હેય ઉપાદેયની ઓળખાણુ જ કેવલ થઇ શકે છે પરન્તુ જ્યાંસુધી હેયનો ત્યાગ કરવામા ન આવે,અને ઉપાદેયના સ્વીકાર કરવા વિષયક ક્રિયા કરવામા ન આવે, ત્યા સુધી હેયનો ત્યાગ પણ થવાનો નહિ અને ઉપાદેયનો સ્વીકાર પણ થવાનો જ નહિ, અને જ્યારે આસ્રવરૂપ હેય પદાર્થ પાસે વિદ્યમાન છે, ત્યારે સ સાર પણ પાસે રહેવાનો જ, અને તેના રહેવાથી મોક્ષ કેવી રીતે મળી શકે, તેનો વિચાર લગાર એકાન્તમા બેસી ને કરશો, માટે આ મતમા પણ અનેક પ્રકારની વિપત્તિઓ આવવાથી એકલુ તત્ત્વજ્ઞાન થવાથી જ મોક્ષ મળે છે એમ કદાપિ સમજવુ નહિ કિન્તુ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર દ્વારા જ મોક્ષ મળે છે, એ વાત ચોક્કસ ખ્યાલમા રાખવી

## પાતજલના મત પ્રમાણે મોક્ષનો વિચાર

'યોગરૂપ સમ્યક્ ક્રિયા જ એકલી મોક્ષનુ કારણ છે તે વાત લગાર સ્પષ્ટરૂપે સમજાવવામા આવે છે પરમાર્થરૂપે તો ચિત્તનુ દર્શન થઇ શક્તું નથી, અને સાક્ષિના દર્શનમા નિરોધ સિવાય બીજો કોઇ ઉપાય નથી, તો પછી ચિત્તના દર્શન માટે સમાધિના વ્યાપારની જરૂર અપેક્ષા રાખવી જ જોઇએ કેમકે સમાધિ સિવાય તો તેનુ દર્શન પણ દુર્લભ સમ જવુ,આથી એ ભાવ નીકળ્યો કે સમાધિ વ્યાપારની ક્રિયા જ મોક્ષનુ અસાધારણ કારણ છે' ઉપર્યુક્ત પાતજલના અનુયાયિ લોકોનુ કથન પણ અયુક્ત હોવાથી અનાદરણીય સમજવુ

કારણ કે સર્વજ્ઞોને ચિત્તના દર્શન માટે સમાધિ–વ્યાપારની કંઈ પણ જરૂર નથી એમ હોવા છતા પણ જો હઠથી કેવલ સમાધિ વ્યાપારને મોક્ષના અસાધારણ કારણ તરીકે માનવામા આવે તો તે અજાગલસ્તનની માફક નકામુ જ સમજવુ કેમકે મયોગિકેવલીની પ્રાગ્ અવસ્થામાં જો કે પૃથક્ત્વવિતર્ક સપ્રવિચાર એકત્વવિતર્ક અપ્રવિચારરૂપ શુકલધ્યાન સ્વરૂપ સમાધિની આવશ્યકતા રહે છે, પરન્તુ ત્યાર પછી તો તેઓને જ્યારે ભાવમનનો જ અભાવ છે, ત્યારે તે રૂપ સમાધિની તો વાત જ શી કરવી ? અને જ્યારે સમાધિ જ નથી, ત્યારે તેને મોક્ષના અસાધારણ કારણ તરીકે વન્ધ્યાપુત્રની માફક મનાય જ કેવી રીતે ? માટે સમાધિવ્યાપાર મોક્ષનુ સાક્ષાત્ કારણ નથી એ વાત ખાસ ખ્યાલમા રાખવી

પૂ૦ તરગવિનાના સમુદ્ર જેવો આત્મા છે, અને મહત્તત્ત્વ, અહકાર તત્ત્વ વિગેરે પવન રૂપ છે અને તે દ્વારા થતી વૃત્તિયો તે તરગ જેવી સમજવી, અને આવા પ્રકારની વૃત્તિઓને હઠાવવાથી આત્માનુ જે સ્વરૂપમા જ રહેવુ તેનુ નામ જ મોક્ષ સમજવુ

ઉ૦ ઉપર્યુક્ત કથન પણ અનાદરણીય સમજવુ કારણ કે તે વિષયમા પ્રશ્નનો અવકાશ જરૂર રહે છે શુ આત્મા પોતે વૃત્તિસ્વરૂપ છે ? કે નહિ ? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે, તેમા પ્રથમ પક્ષ માનવામા આત્મા વૃત્તિસ્વરૂપ છે એવો અર્થ થવાનો, અને આ માનુ વૃત્તિસ્વરૂપ છે, ત્યારે તેવા સ્વરૂપનો ત્યાગ પણ થવાનો નહિ, અને તે સિવાય મોક્ષ તો

મળે જ કયાથી ? જો સ્વરૂપનો ત્યાગ કરે છે, એવી રીતે માન વામા આવે તો કૂટસ્થ નિત્યતા કદાપિ રહેવાની નહિ, માટે પ્રથમ પ્રક્ષ અનાદરણીય સમજવો હવે રહ્યો બીજો પક્ષ, તે માનવામા તો તમામ અનુષ્ઠાનો નકામા સમજવા, કેમકે જ્યારે આત્મા પોતે સર્વદા ચિત્સ્વરૂપ જ છે ત્યારે યોગ વિગેરેની ક્રિયાઓ કરવાની શી જરૂર છે ? આથી એ ભાવ નિકળ્યો કે ચિત્સ્વરૂપરૂપે યોગિયોનો સમાધિમા વ્યાપાર છે જ નહિ, કિન્તુ ચિત્તને પ્રકૃતિથી પૃથક્ કરવા માટે જ સમાધિમા યોગિયોનો વ્યાપાર છે, માટે આવા સ્થલમા ક્રિયાની માફક વસ્તુનો પરિચય કરાવનાર જ્ઞાનીની પણ આવશ્યકતા જરૂર રહેવાની, માટે યોગિયોનો સમાધિમા વ્યાપાર તો સાક્ષાત્ કેવલજ્ઞાનને માટે અને પર પરા યોગનિરોધ માટે છે એ ખાસ ખ્યાલમા રાખવુ ભાવાર્થ એ સમજવો, કે જ્ઞાન ક્રિયા દ્વારા જ મોક્ષ મળવાનો, એ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

> द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञान च राघव ! ।
> योगश्चित्तनिरोधो हि ज्ञान सम्यगवेक्षण ॥ १ ॥

—शास्त्रवार्तासमुच्चयमा उद्धृत पृ ३१८

ભાવાર્થ—ચિત્તના નાશના બે ક્રમ છે, એક યોગ અને બીજુ જ્ઞાન. તેમા યોગ તો ચિત્તના નિરોધરૂપ છે, અને સારી રીતે જે વસ્તુનો પરિચય કરવો તેનુ નામ જ્ઞાન સમજવુ આ બન્ને સમુદાયરૂપે કારણ છે, પરન્તુ પૃથગ્રૂપે નથી

આ પ્રકારે તમામ દર્શનનુ નિરીક્ષણ કરવાથી એ ભાવ નિકળ્યો કે મોક્ષ તો આત્મા ઉપર લાગેલા સપૂર્ણ કર્મોના ક્ષય સિવાય જ નહિ અને કર્મોનો ક્ષય પણ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર સિવાય થવાનો જ નહિ, તેમા પણ જીવાદિક પદાર્થોનુ વાસ્તવિક જેવા પ્રકારનુ સ્વરૂપ હોય, તેના સ્વરૂપે જ તેમાં જે શ્રદ્ધા કરવી તેનુ નામ સમ્યગ્દર્શન કહેવાય તેવી રીતે વાસ્તવિક સ્વરૂપવાળા પદાર્થોને વાસ્તવિક રીતે જે પરિચય કરાવશવે, તેનુ નામ સમ્યગ્જ્ઞાન કહેવાય સવર તથા નિર્જરા તત્ત્વના નિરૂપણમા બતાવેલ જે શુદ્ધ આચરણ તેનુ નામ સમ્યક્ ચારિત્ર કહેવાય આ ત્રણેનો સમુદાય મોક્ષમા હેતુ સમજવો

જેમ કોઇ રોગી મનુષ્ય રોગને દૂર કરવા માટે વૈદ્ય પાસે ગયો તેણે તેનુ સર્વ વૃત્તાન્ત જાણીને કહ્યુ કે અમુક દવાનુ સેવન કરવાથી તમારો રોગ જડમૂળથી જવાનો આવા પ્રકારનુ જ્ઞાન સપાદન કરવા છતા પણ જ્યા સુધી તે વૈદ્ય ઉપર પ્રમાણિકપણાની સાચી શ્રદ્ધા ન હોય, ત્યા સુધી તે દવા ખાવાનુ મન થાય જ નહિ, અને તે સિવાય રોગ પણ જવાનો નહિ. માટે બે ચાર ઠેકાણે ફરવા પછી તેને જ્યારે બરાબર ખાત્રી થઇ ત્યારે નિશ્ચય થયો કે આ વૈદ્ય નિર્લોભી અને સત્યવાદી છે, માટે એની દવાથી જરૂર રોગ જવાનો જ આવા પ્રકારનો નિર્ણય થવાથી પ્રથમનુ જ્ઞાન ખાત્રીવાળુ થયુ એનુ નામજ સમ્યક્-જ્ઞાન સમજવુ

અને જ્યારે ઉપર્યુક્ત પ્રકારથી સમ્યગ્જ્ઞાન થયુ ત્યારે

રહિત થઇ, તેવીજ રીતે કર્મોરૂપી રોગોના સબન્ધથી રોગગ્રસ્ત થયેલા સસારિ જીવો પોતાની ઉપર લાગેલા જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ વિગેરે રોગોને દૂર કરવા સારૂ સર્વજ્ઞ ભગવાનરૂપ વૈદ્ય પાસે ગયા, તેઓએ પણ તેન રોગોનો સર્વથા હાલ પોતાના જ્ઞાનદ્વારા જાણીને કહ્યુ કે જીવ, અજીવ, આસ્રવ, બ ધ વિગેરે હેય તથા ઉપાદેય પદાર્થના જ્ઞાન સિવાય તમારો રોગ કદાપિ જવાનો નહિ પરન્તુ તે વાક્ય ઉપર વિશ્વાસ ન આવવાથી તેણે તેનુ સેવન ન કરતા તેમા આપ્ત પણાની તપાસ કરવા માડી, અને જ્યારે તેમા આપ્તપણુ બરાબર જોવામા આવ્યુ ત્યારે પૂર્વોક્ત પદાર્થ વિષયક હેય, ઉપાદેયના જ્ઞાનમા વિશ્વાસ આવ્યો, ત્યારે જ તેને જ્ઞાન સમ્યક્ રૂપે પરિણત થયુ અને ત્યારે આ સ્રવ-બ ધરૂપ હેય પદાર્થની હાનિમા અને સ વર-નિર્જરારૂપ ઉપાદેય પદાર્થના ઉપાદાનમા પ્રવૃત્તિ કરવાનુ મન થયુ તેનુ નામ જ સમ્યક્ ચારિત્ર સમજવુ અને જ્યારે સારી રીતે આચરણ કરવામા આવ્યુ ત્યારે રોગથી મુક્ત થઇ શુદ્ધ ચેતન્યસ્વરૂપ જ પ્રગટ થયુ, તેનુ નામ જ મોક્ષ સમજવુ માટે આ દષ્ટાન્તથી પણ ત્રણ રત્ન દ્વારા જ મુક્તિ મળે છે એ વાત સ્થિર થઇ સમજવી

પ્ર૦ શરીર વિગેરેનો ક્ષય તો તેમા વિનશ્વરશીલપણુ હોવાથી સ ભવી શકે, પરન્તુ રાગ, દ્વેષ, મોહ વિગેરેનો અત્યન્ત વિનાશ થવામા કોઇ પણ પ્રમાણ ન હોવાથી તેનો વિનાશ થય એમ કેવી રીતે માની શકાય ? જેમ આકાશ અનાદિ હોવાથી તેનો વિનાશ કોઇ માનતુ નથી; તેમ રાગ વિગેરે

અનાદિ હેવાથી તેનો વિનાશ પણ કેવી રીતે થઇ શકે ? અને તે સિવાય મોક્ષ પણ મળે જ કયાથી ?

ઉ૦ રાગ, દ્વેષ, વિગેરે દોષો જો કે જીવની સાથે અનાદિ કાલથી છે, તોપણ જેમ કોઇ યોગીશ્વરને સ્ત્રીઓનુ સ્વરૂપ યથાર્થ રીતથી અવલોકવાથી તેવા પ્રભાવના જાગૃત થાય છે, અને તે દ્વારા સમયે સમયે તેમાથી રાગ ઓછો થતો જોવામાં આવે છે તેથી સંભાવના થઇ શકે છે કે ઉત્તમ પ્રકારની ઉચ્ચ કોટીની વિશેષ સામગ્રી મળવાથી તેનો નિર્મૂળ વિનાશ જરૂર થયો જોઇએ, અને જે વસ્તુનો નિર્મૂળ વિનાશ માનવામા ન આવે તેનો થોડો થોડો ક્ષય થાય છે એમ પણ બીલકુલ માની શકાય જ નહિ કેમકે એ વાત તો અનુભવથી પણ વિરુદ્ધ છે વર્તમાન કાલમા પણ કેટલાક યોગિ મહાત્માઓમા પણ રાગાદિની મન્દતા અને રાજા, મહારાજા, શેઠ વિગેરે ભોગીલોકોમા તેની પ્રબળતા જ્યારે દૃષ્ટીગોચર થાય છે ત્યારે એમ કેવી રીતે કહી શકાય કે તેનો અપચય બીલકુલ થતો જ નથી ? માટે જેનો થોડો થોડો અપચય જોવામા આવે, તેનો સર્વથા વિનાશ પણ સમ્પૂર્ણ સામગ્રી મળવાથી થાય છે, એ વાત જરૂર માનવી જોઇએ જેમ શિયાળામા હિમકણના સમ્બન્ધથી પેદા થયેલી ઠંડ પણ મન્દ મન્દ ગરમીનો ઉપચાર કરવાથી થોડી થોડી ઓછી થતી જાય છે અને સમ્પૂર્ણ ગરમી પડવાથી સર્વથા તેનો વિનાશ થાય છે તેમ અત્ર પણ જ્ઞાન, વૈરાગ્ય, યોગનુષ્ઠાન વિગેરે સામગ્રીની મન્દતાદશામા રાગ વિગેરે દોષો પણ થોડા થોડા

ઓછા થાય છે અને સામગ્રીની સંપૂર્ણ ઉત્કર્ષ દશામાં તે રાગ વિગેરેનો સર્વથા ક્ષય થાય છે એમ જરૂર માનવું જોઇએ

પૂ૦ જેમ જ્ઞાનાવરણીય કર્મની ઉદયાવસ્થામાં જ્ઞાનની મન્દતા જોવામાં આવે છે, પરન્તુ તેની પ્રકર્ષ ઉદયાવસ્થામાં સંપૂર્ણ જ્ઞાનનો વિનાશ બીલકુલ જોવામાં આવતો નથી, તેમ પ્રતિપક્ષ ભાવનાની ઉત્કર્ષ સ્થિતિમાં પણ રાગ વિગેરે દોષોનો નિર્મૂળ વિનાશ ન થવો જોઇએ

ઉ૦ ઉપર્યુક્ત શંકા પણ અજ્ઞાનમૂલક જ સમજવાની છે કેમકે બાધ્ય ચીજો બે પ્રકારની છે એક સહજ સ્વભાવવાળી અને બીજી સહકારી સંપાદિત સ્વભાવવાળી તેમાં જે સહજ સ્વભાવવાળી ચીજ હોય તે બાધકના ઉત્કર્ષમાં નિર્મૂળ વિનાશને પામતી નથી, તેમાં જ્ઞાન તો આત્માના સહજ સ્વભાવ રૂપ છે માટે અત્યંત પ્રકૃષ્ટ જ્ઞાનાવરણના ઉદયમાં પણ જ્ઞાનનો નિર્મૂલ વિનાશ તો કદાપિ થવાનો જ નહિ અને રાગ વિગેરે દોષો તો ચારિત્રમોહનીય કર્મના વિપાકોદયથી સંપાદિત સત્તાવાળા છે માટે જ્યારે કર્મનો નિર્મૂળ વિનાશ થાય, ત્યાર પછી રાગ વિગેરેની સત્તા તો રહે જ કયાથી ? એ વાત તો સહજ સમજી શકાય તેમ છે

કિંચ ઉપાદાન કારણ વિનાશઅવસ્થામાં પણ કાર્યની સત્તા માનવામાં આવે તો સર્વત્ર સર્વ કાર્યની સત્તા રહેવી જ જોઇએ અને એમ તો કોઇ પણ માનતુ નથી, માટે ઉપર્યુક્ત શંકા નિર્મૂળ સમજવી

કિંચ આપે જે પ્રથમ જણાવ્યું છે કે 'જે અનાદિ હોય, તેનો બીલકુલ વિનાશ થાય જ નહિ' તે વાત પણ મનાય તેમ નથી કારણ કે પ્રાગભાવને અનાદિ માનવા છતાં પણ તેનો વિનાશ તો આપ લોકો જરૂર માનો છો ત્યારે અનાદિનો બીલકુલ નાશ થતો જ નથી એવો નિયમ ક્યાં રહ્યો ? તથા સુવર્ણને માટીનો સંયોગ જેમ અનાદિકાલનો સુવર્ણની ખાણમા છે તો પણ તેને બહાર કાઢી ક્ષાર, પુટપાક વિગેરે પ્રયોગો કરવાથી માટીના સંયોગનો નાશ થવાથી સ્વચ્છ સુવર્ણ અલગ થાય છે, માટે અનાદિ હોય તેનો વિનાશ થાય નહિ, એ વાત મન્દબુદ્ધિપણાને સૂચવનાર છે

પ્ર૦ રાગ વિગેરે ધર્મો ધર્મિ આત્માથી જૂદા છે ? કે તે સ્વરૂપ જ છે અર્થાત અભિન્ન છે ? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે, તેમા પ્રથમ પક્ષ માનવામા તો મુક્ત આત્માની માફક દરેકમા વીતરાગપણાનો પ્રસંગ આવવાનો કેમકે જેવી રીતે મુકત આત્મા રાગાદિથી સર્વથા ભિન્ન છે, તેમ સંસારિ આત્મા પણ જ્યારે તેથી ભિન્ન છે, ત્યારે એકને વીતરાગરૂપે માનવા અને બીજાને નહિ, તેનુ શું કારણ ? માટે પ્રથમ પક્ષ માની શકશો જ નહિ હવે રહ્યો બીજો પક્ષ, તેમા પણ રાગાદિનો ક્ષય થવાથી તેનાથી અભિન્ન એવા આત્માનો પણ જ્યારે વિનાશ થવાનો ત્યારે મુક્તિ મળવાની જ કોને ? તેનો વિચાર એકાન્તમા બેસી જરૂર કરશો, માટે કોઇ પણ રીતે આપ લોકોને મુકિત મળવાની જ નહિ, તો પછી અનુષ્ઠાન વિગેરે કરવાની શી જરૂર ?

ઉ૦ ઉપર્યુકત શકા જૈનપ્રક્રિયાથી સર્વથા અનભિજ્ઞ લોકોને જ થઇ શકે તેમ છે કેમકે અમે તો ધર્મ અને ધર્મિમા આપસમા સર્વથા ભેદ માનતા નથી તેમ સર્વથા અભેદ પણ માનતા નથી કિન્તુ કથચિદ્ ભેદાભેદરૂપ જાત્યન્તરનો આશ્રય હોવાથી અમારે ત્યા કોઇ પણ જાતના દોષોનો અવકાશ છે જ નહિ, એ તો સર્વથા ભેદ તથા અભેદવાદિના ઘરમા જ રહેવાનો

પ્ર૦ જે સમયે કાર્મણ શરીર વિગેરેનો સર્વથા વિનાશ થયો તે સમયે મુકત આત્માનુ ઊર્ધ્વગમન કેવી રીતે થાય ? કેમકે ગમનમા કર્મ કારણ છે અને કર્મ તો બીલકુલ કે જ નહિ, તો પછી ગમન થાય જ કેવી રીતે ?

ઉ૦ પૂર્વપ્રયોગ, અસગભાવ, બન્ધચ્છેદ તથા ઊર્ધ્વગમન સ્વભાવ આ ચાર દ્રષ્ટાન્તો મુકત જીવને ઊર્ધ્વગમનમા સાધન રૂપ હોવાથી અમારે ત્યા કોઇપણ જાતની અડચણ છે જ નહિ, તે લગાર વિવેચનદ્વારા સમજાવવામા આવે છે

જેમ કુભારના ચકમા, હિંડોળામા તથા બાણ ફેંકવામા પ્રથમ એક વાર પ્રયોગદ્વારા ચક્ર ભમાડવાથી અને બાણને હાથથી દૂર કરવાથી જ્યા સુધી તે ક્રિયામા જેટલો વેગ હોય ત્યા સુધી પ્રયત્ન વિના પણ ચક્ર ભમે છે, હિંડોળો હાલે છે અને બાણ ચાલ્યુ જાય છે, તેમ અત્ર પણ કર્મનો ક્ષય થયો છે, તો પણ પ્રથમના કર્મોના વેગવાળા સબન્ધદ્વારા જીવ ઊર્ધ્વ લોકાન્ત સુધી જાય છે, અને પછી વેગ બન્ધ

થવાથી તથા ધર્માસ્તિકાય વિગેરે ગતિ સાધન સાધારણ કારણો ન હોવાથી તેની આગળ ગમન થતુ નથી આ પૂર્વ પ્રયોગ દ્દષ્ટાન્ત સમજવુ

તથા જેમ તુબડા ઉપર ચીકણી માટીના ઉપરા ઉપરી આઠ લેપ કરી જલાશય વિગેરેમા નાખવાથી જેમ તે તુબડુ તળાવના તળીએ બેસી જાય છે અને તે ઉપરથી માટીના લેપને ધીરે ધીરે ધોવાથી જેમ જેમ માટીનો લેપ ખસતો જાય છે, તેમ તેમ તે ઉપર આવતુ જાય છે, અને તદ્દન માટીનો લેપ સાફ થવાથી તુબડુ બીલકુલ ઉપર આવી જાય છે અને ત્યાર બાદ તે તુબડુ નીચે જતુ નથી તેમ ઉપર આગળ પણ જતુ નથી કિન્તુ ત્યાનુ ત્યા જ રહે છે તેમ જીવ રૂપ તુબડાની ઉપર કર્મરૂપી માટીના ઉપરાઉપરી આઠ પ્રકારના લેપ થવાથી ખૂબ ભારે થઇ સસાર સમુદ્રમા ડુબી જાય છે અને જ્યારે સમ્યગ્ દર્શન વિગેરે મોક્ષ સાધન રૂપ જલનો સયોગ થવાથી કર્મરૂપી માટી ધીરે ધીરે ભીજાઇ ને ખસતી જાય છે અને જ્યારે સમ્પૂર્ણ રત્નત્રય રૂપી જલનો સપૂર્ણપણે સયોગ થાય છે, ત્યરે એકદમ કર્મરૂપી માટીને સર્વથા ધોઇને સાફ થવાથી શુદ્ધ નિર્મલ બની સસાર સમુદ્રની ઉપર એકદમ લોકાન્ત સુધી આવી જાય છે અને ત્યાર બાદ નીચે અથવા તેની ઉપર ગતિ થતી નથી, કેમકે નીચે ગમનમા ગુરુતા કારણ છે અને કર્મજન્ય ગુરુતા તો સર્વથા ચાલી ગઇ છે, ત્યારે નીચે ગમન કેવી રીતે થાય? તેવી રીતે ઉર્ધ્વ ગમનમા ધર્માસ્તિકાય કારણ છે અને તે પણ આગળ ન

હોવાથી તેની આગળ ગમન થાય જ કેવી રીતે ? માટે અસગ ભાવ દૃષ્ટાન્ત પણ લોકાન્ત ગમનમા સારી રીતે સાધનરૂપ છે

તથા જેમ એરંડના બીયા તાપથી બન્ધનના સૂકાવાથી પોતાની મેળે જ ઉચા જાય છે, તેમ જીવના પણ કર્મરૂપી બન્ધનો જ્યારે ધ્યાનાગ્નિ વિગેરેના તાપથી સૂકાઇ જાય છે, ત્યારે જીવ પણ ઊર્ધ્વ લોકાન્ત સુધી જાય છે આ બન્ધછેદનુ દૃષ્ટાન્ત મુક્તાત્માને લોકાન્ત સુધી ગમનમા સાધનરૂપ છે

તથા જેમ ગુરુતાને લઇને પત્થર, લોઢુ, માટી વિગેરેનુ સ્વભાવથી અધોગમન થાય છે, તથા વાયુનુ ગુરુ લઘુપણાને લઇને સ્વભાવથી તિરછુ ગમન થાય છે, તથા અગ્નિ, ધૂમરેખા વિગેરેનુ લઘુપણારૂપ સ્વભાવથી જ ઊર્ધ્વગમન છે, તેમ જીવનો પણ કુદરતી ઊર્ધ્વગમનનો સ્વભાવ છે અને પુદ્ગલનો અધોગમન સ્વભાવ છે માટે જીવને ઊર્ધ્વગમનમા સ્વભાવ પણ કારણ છે

પ્ર૦ જ્યારે જીવનો ઊર્ધ્વગમનનો સ્વભાવ જ છે, ત્યારે સસારાવસ્થામા નરકાદિ ગતિમા નીચે ગમન, તિરછા લોકમા તિરછુ ગમન અને દેવલોકમા ઊર્ધ્વગમન થાય છે તેનુ શુ કારણ ?

ઉ૦ સસારાવસ્થામા જીવની સાથે કર્મનો સબન્ધ હોવાથી જેવા પ્રકારની સામગ્રી દ્વારા જેવુ આયુષ્ય બાધેલુ હોય તેવા આયુષ્યકર્મરૂપ વિભાવને લઇને તેવા પ્રકારની

ઊંચે, નીચે અને તિરછી ગતિ થાય છે જેમ અગ્નિનો દાહક સ્વભાવ છે તો પણ તેની ઉપર રાખ નાખી દબાવવાથી તે તાપ ઉપજાવી શકતો નથી, તેમ જીવરૂપી જ્યોતિનો ઊર્ધ્વ-ગમન સ્વભાવ છે, તો પણ કર્મરૂપી રાખ ઉપર આવવાથી તે સ્વભાવનો તિરોભાવ થાય છે અને કર્મજન્ય સ્વભાવનો આવિર્ભાવ થવાથી તેના અનુસારે ગમન કરી પોતાના સ્વભાવને પ્રગટ કરે તેમા કઇ પણ આશ્ચર્ય જેવુ નથી

પ્ર૦ જ્યારે ઊર્ધ્વગમન સ્વભાવ જ છે, ત્યારે લોકાન્તથી પણ ઉપર કેમ ગમન થઇ શકતુ નથી ?

ઉ૦ સમ્પૂર્ણ સામગ્રી સિવાય કાર્ય કદાપિ થઇ શકે જ નહિ તેમ ગતિ પણ કાર્યરૂપ હોવાથી જ્યા સુધી સમ્પૂર્ણ કારણસામગ્રી ન મળે ત્યા સુધી આગળ ગમન કેવી રીતે થઇ શકે ? જીવને ઊર્ધ્વગમનમા ગતિપરિણામ ઉપાદાન કારણ છે, જીવ પોતે નિર્વર્તક કારણ અને આકાશ વિગેરે નિમિત્ત કારણ છે, તો પણ આપેક્ષિત કારણરૂપ ધર્માસ્તિ-કાય આગળ ન હોવાથી કારણની વિકલતાને લઇને કાર્ય ન થાય, તેમા કઇ પણ દોષાપત્તિ નથી અને ધર્માસ્તિકાય ગતિમા કારણ છે, એ સબધિ અજીવ તત્ત્વના નિરૂપણમા તથા દ્રવ્યપ્રદીપમા વિવેચન કરેલુ હોવાથી અત્ર કરવામા આવતુ નથી

પ્ર૦ કર્મોના અભાવમા પૂર્વપ્રયોગ વિગેરે દૃષ્ટાન્તો આપી જીવનુ ઉર્ધ્વગમન સિદ્ધ કર્યું, તો પણ સર્વથા

શરીર, ઇન્દ્રિયો વિગેરે જીવનના ચિહ્નરૂપ પ્રાણો ન હોવાથી મોક્ષના જીવને જીવરૂપે વ્યવહાર જ કેવી રીતે થઇ શકે ? કારણ કે જે પ્રાણને ધારણ કરે તે જીવ કહેવાય આવું જીવનું વ્યુત્પત્તિજન્ય લક્ષણ છે અને તે તો મોક્ષના જીવમાં બીલકુલ ઘટતું જ નથી તો પછી જડ સ્વરૂપવાળા મોક્ષને માટે ચાહના કેવી રીતે થાય ?

ઉ૦ ઉપર્યુક્ત શંકા અજ્ઞાનતાને સૂચવની હોવાથી નિર્મૂલ સમજવી કેમકે જૈનદર્શનમાં પ્રાણના બે ભેદ માનેલા છે એક દ્રવ્યપ્રાણો અને બીજા ભાવપ્રાણો તેમાં શરીર વિગેરે ત્રણ બળ, પાંચ ઇન્દ્રિયો, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય આ દશ પ્રાણો કર્મજન્ય હોવાથી મોક્ષમાં તેનો અભાવ તો અમે ને સર્વથા ઇષ્ટ છે અને ક્ષાયિક જ્ઞાન, ક્ષાયિક દર્શન, ક્ષાયિક ચરિત્ર, ક્ષાયિક વીર્ય, ક્ષાયિક સુખ વિગેરે ભાવપ્રાણો જ્યારે મોક્ષમાં બરાબર કાયમ રહે છે, ત્યારે પ્રાણધારણરૂપ જીવનું લક્ષણ બરાબર ઘટતું હોવાથી જીવમાં અજીવપણાની શંકા થાય જ કેવી રીતે ? આવી રીતે સ્પષ્ટપણે મોક્ષમાં પણ પ્રાણધારણરૂપ લક્ષણ ઘટી જાય, ત્યારે તેમાં જડપણાની અ-શંકા તો મહા મિથ્યાત્વમોહના ઉદયવાળાને જ થઇ શકે, અને વાસ્તવિક રીતે જીવનું લક્ષણ પણ તે જ યથાર્થ છે આ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

यस्मात् क्षायिकसम्यक्त्ववीर्यदर्शनज्ञानैः ।
आत्यन्तिकैः संयुक्तो निर्द्वन्द्वेनापि च सुखेन ॥ १ ॥

ज्ञानादयस्तु भावप्राणा मुक्तोऽपि जीवति स तैर्हि ।
तस्मात् तज्जीवत्वं सर्वस्य जीवस्य ॥ २ ॥

—षड्दर्शनसमुच्चय पृ ७५

ભાવાર્થ આવી ગયેલો હોવાથી ફરીવી આપવામા આવતો નથી માટે અનન્ત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય સુખરૂપ જીવન મોક્ષમા પણ બરાબર છે એ ખાસ ખ્યાલમા રાખવુ

દ્વિતીય મોક્ષમા સુખ તો સર્વ સસારિ જીવથી વિલક્ષણ પરમાનન્દ સ્વરૂપ જાણવુ, સસારાવસ્થામા રહેલા દેવેન્દ્રો, નરેન્દ્રો વિગેરે તમામ જીવોનુ જેટલુ સુખ છે, તે તમામ સુખ મોક્ષના સુખના અનતમા ભાગ જેટલુ પણ નથી આ વાત યોગશાસ્ત્રમા સારી રીતે સમજાવી છે

सुरासुरनरेन्द्राणां यत्सुखं भुवनत्रये ।
तत् स्याद् अनन्तभागेऽपि न मोक्षसुखसम्पदः ॥ १ ॥

स्वस्वभावजमत्यक्षं यस्मिन् वै शाश्वतं सुखम् ।
चतुर्वर्गाग्रणित्वेन तेन मोक्षः प्रकीर्तितः ॥ २ ॥

—યોગશાસ્ત્ર

ભાવાર્થ—ત્રણ ભુવન અને ત્રણ કાલમા ઇન્દ્રો, ચક્રવર્તિઓ, વિગેરેનુ એકઠુ કરવાથી જેટલુ સુખ થાય તે તમામ સુખ મોક્ષ સુખના અનન્તમા ભાગ જેટલુ પણ નથી તથા જેમા પોતાના સ્વભાવથી આવિર્ભૂત થયેલુ અને ઇન્દ્રિયોના વિષયને

લગાર માત્ર પણ સ્પર્શ નહિ કરનારૂ એવુ જે શાશ્વત સુખ તેને ચાર વર્ગમા પ્રધાન મોક્ષના સુખ તરીકે માનવામા આવે છે

હવે કેટલાક મીમાસકોનો મોક્ષ વિષયક કઇક વિચાર જણાવવામા આવે છે " જ્યા સુધી વાસના વિગેરે આત્માના સર્વ ગુણોનો ઉચ્છેદ ન થાય, ત્યા સુધી અત્યન્ત દુ ખની વ્યાવૃત્તિ કદાપિ થઇ શકવાની નહિ કેમકે સુખ દુ ખના સભવમા ધર્મા ધર્મ નિમિત્ત છે અને તે જ સસારરૂપી મહેલના સ્તભો છે અને જ્યારે તેનો વિનાશ થાય, ત્યારે તેના કાર્યરૂપ શરીર વિગેરેનો ઉપદ્રવ પણ બીલકુલ રહેવાનો જ નહિ, અને જ્યારે શરીર વિગેરેના ઉપદ્રવનો અભાવ થયો, ત્યારે સુખ દુ ખ વિગેરે પણ ધર્માધર્મના નહિ રહેવાથી રહેવાના જ નહિ, અને તેના નહિ રહેવાથી દુ ખવ્યાવૃત્તિ જરૂર થવાની તેનુ નામ જ મોક્ષ સમજવુ

કિંચ તે અવસ્થામા અખિલ ગુણોથી રહિત પોતાના સ્વરૂપમા લીન આત્મા રહેવાનો, અને સસારના બન્ધનોથી પેદા થયેલ દુ ખોના કલેશોથી પણ રહિત અને કામ, ક્રોધ, મદ, ગર્વ, લોભ, દભ વિગેરે દુ ખના કારણરૂપ આ ■ પ્રકારની ઉર્મિઓથી પણ તદ્દન રહિત થવાનો, આ જ મોક્ષનુ અરૂ સ્વરૂપ કહેવાય ”

ઉપર્યુક્ત મીમાસક લોકોનુ કથન અજ્ઞાનતા ભરેલુ હોવાથી આદરના લાયક નથી શુ મુક્તિમા શુભ કર્મના પરિ પાકથી પેદા થયેલા સસારિક સુખનો નિષેધ કરો છો ? અથવા

તમામ પ્રકારના સુખનો અભાવ માનો છો ? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે

તેમા પ્રથમ પક્ષ માનવામા તો અમને પણ ઇષ્ટ છે કેમ કે અમો પણ શુભકર્મવિપાકજન્ય સસારસુખનો અભાવ મોક્ષમા બરાબર માનીયે છીયે, તો પછી આપત્તિનુ કારણ જ કયા રહ્યુ ? માટે પ્રથમ પક્ષ તો સિદ્ધ સાધનરૂપ સમજવો હવે રહ્યો બીજો પક્ષ, તેમા તો આત્મા પોતે જ સુખસ્વરૂપ હોવાથી સુખનો અભાવ મોક્ષમા થાય જ કેવી રીતે ? એમ હોવા છતા પણ જો તેનો ઉચ્છેદ માનવામા આવે તો તેનો ઉચ્છેદ થવાથી પદાર્થનો જ ઉચ્છેદ થવાનો, તો પછી કોઇ પણ ચીજ રહેવાની જ નહિ, ત્યારે સસાર મોક્ષની તો વાત જ શી કરવી ! માટે બીજો પક્ષ કિ યાકફલતુલ્ય હોવાથી અનાદરણીય સમજવો

પૂ૦ સુખ આત્માનો સ્વભાવ છે, તેમા કોઇ પણ પ્રમાણ ન હોવાથી તે વાત માનવા લાયક નથી

ઉ૦ જ્યારે અનુમાન પ્રમાણ, આગમપ્રમાણ વિગેરે પ્રમાણો વિદ્યમાન છે ત્યારે પ્રમાણ નથી, એમ કહી જૂઠો આક્ષેપ કરવા તૈયાર થવુ, એ કઇ બુદ્ધિમત્તા કહી શકાય નહિ

વૈષયિક સુખની માફક બુદ્ધિનો અત્યન્ત પ્રિય વિષય હોવાથી આત્મા સુખ સ્વભાવવાળો છે જેમ ખેડુતનો પ્રયત્ન બુદ્ધિપૂર્વક થતો હોવાથી તે ખેડુત સુખને માટે પ્રયત્ન કરે છે, તેમ બુદ્ધિપૂર્વક પ્રયત્ન થતો હોવાથી મુમુક્ષુનો

સુખને માટે સમજ્જો અને જ્યા પરમાનન્દ સ્વરૂપ સુખ હોય તેનુ નામ જ મોક્ષ સમજવુ

તથા પરિણામની તરતમતાની માફક તરતમપણુ હોવાથી સુખની તરતમતાની પણ વિશ્રાન્તિ કોઇ ઠેકાણે હોવી જોઇએ, જેવી રીતે ચણાના પરિમાણથી બોરનુ પરિમાણ મોટુ છે, તેથી લીબુનુ, તેથી કેરીનુ, તેથી નાળીયેરનુ, તેથી કોહળાનુ, તેથી ઘરનુ, તેથી ગામનુ એમ કરતા કરતા છેવટે આકાશ સુધી પહોચતા ત્યા આગળ પરિમાણની વિશ્રાન્તિ થઇ શકે છે કેમકે આકાશથી મોટા પરિમાણવાળી કોઇ પણ ચીજ છે જ નહિ, તેવી રીતે એક રકથી શેઠને વધારે સુખ છે, અને તેથી રાજાને, તેથી વાસુદેવને, તેથી ચક્રવર્તિને, તેથી દેવતાઓને તેથી દેવેન્દ્રોને, તેથી યોગિયોને વધારે સુખ છે એવી રીતે વિચાર કરતા કરતા જ્યા તેની હદ આવી જાય, અર્થાત્ તેથી વધારે કોઇને પણ સુખ ન હોય, એવી મર્યાદા પૂરી થઇ જાય, ત્યા જ તેનો વિશ્રામ માનવો તેનુ નામ મોક્ષ સમજવુ

અનુમાન પ્રમાણદ્વારા મોક્ષના સુખને સિદ્ધ કરવામા આવ્યુ, હવે આગમ પ્રમાણદ્વારા સિદ્ધ કરવામા આવે છે —

कृत्स्नकर्मक्षयान्मोक्षो जन्ममृत्य्वादिवर्जित ।
सर्वबाधाविनिर्मुक्त एकान्तसुखसगत ॥ १ ॥

—हारीभद्रीय मोक्षाष्टक पृ ८८

ભાવાર્થ—જ્ઞાનાવરણાદિ આઠ કર્મનો અત્યત ક્ષય થવાથી જન્મ, જરા, મૃત્યુ વિગેરેથી સર્વથા રહિત તથા શારી

રિક, માનસિક વિગેરે પીડાઓથી પણ સર્વથા રહિત અને જ્યાં એકાન્ત સુખ હોય, તેને મોક્ષ કહેવામાં આવે છે તથા શ્રુતિ પણ મોક્ષસુખ વિષયમાં પોતાનો આવો અભિપ્રાય જણાવે છે કે—

आनन्द ब्रह्मणो रूप तच्च मोक्षेऽभिव्यज्यते ।
यतो दृष्ट्वा पर ब्रह्म सर्वे त्यजन्ति बन्धनम् ॥ १ ॥

ભાવાર્થ -આનન્દ બ્રહ્મનું સ્વરૂપ છે, અને તે મોક્ષમાં પ્રકાશિત થાય છે, જ્યારે પરમ બ્રહ્મને દેખે છે, ત્યારે તમામ બન્ધનોનો ત્યાગ કરે છે અને તે વખતે મુક્તાત્મા પોતે નિત્ય આનન્દ સ્વરૂપ સુખનો અનુભવ કરે છે

સાંખ્યદર્શનકાર પણ આ વાતને ટેકો આપે છે —

यन्न दुःखेन संभिन्नं न चग्रस्तमनन्तरम् ।
अभिलाषापनीतं यत्तज्ज्ञेयं परम पदम् ॥ १ ॥

—સાંખ્યતત્ત્વકૌમુદી (આ મૂળ શ્લોક તત્ત્વવાર્તિકનો છે)

ભાવાર્થ -જે સુખ લગાર માત્ર પણ દુ:ખથી મિશ્રિત ન હોય, ઉત્પન્ન થયા બાદ જેનો વિનાશ ન હોય, અને અનેક પ્રકારની વૈષયિક અભિલાષાઓથી જન્ય ન હોય, તેવું સુખ વિશેષ જ્યાં હોય, તેને પરમાનન્દ (મોક્ષ) કહેવામાં આવે છે

પ્ર૦ જ્યાં મોદક વિગેરે મિષ્ટ ભોજન, દ્રાક્ષાપાન વિગેરે સુન્દર પાન, બરફી, પેંડા વિગેરે ખાદ્ય ચીજો, ચન્દન, અત્તર વિગેરે સુગન્ધિ વિલેપન ચીજો, માલા વિગેરે તથા આભૂષણ

વિગેરે તથા અગનાનો સમાગમ, તથા ગાડી, વાડી વિગેરે કોઈ પણ ભોગોપભોગની સામગ્રી જ્યા બીલકુલ છે જ નહિ, ત્યા સુખ હોય જ કયાથી ? અને તે સિવાય મોક્ષ માટે પ્રયત્ન કોણ કરે ?

ઉ૦ મિષ્ટાન્ન વિગેરે ભોગોપભોગની સામગ્રી મળવાથી શુ ફળ થાય છે ? તે લગાર સમજાવવા લાયક [redacted] જો કદાચ એમ કહેશો કે તેથી ક્ષુધા વિગેરેની નિવૃત્તિ થાય છે તો પછી તેમા પણ શકા જરૂર થવાની, કે ક્ષુધાનિવૃત્તિ થવાથી પણ શો ફાયદો થાય છે ? એ વાતને જાણવાની જિજ્ઞાસા તો જરૂર રહેવાની હોય તેના ઉત્તરમા એમ જણાવવામા આવે કે ક્ષુધાની પીડા નષ્ટ થવાથી ખૂબ સ્વાસ્થ્ય પેદા થાય છે ત્યારે આપ જ બતાવો, કે જ્યારે તે વ્યક્તિને અસ્વાસ્થ્ય થવાના કારણરૂપ કર્મોનો સર્વથા અભાવ થવાથી સર્વદા જેમા અબાધા છે, તો પછી તેને અન્ન વિગેરે ભોગોપભોગની સામગ્રી શા કામમા આવવાની ?

કિચ દવા પણ રોગી મનુષ્યોને આપવામા આવે છે, પરતુ નિરોગીને તો કોઈ પણ આપતુ નથી તેમ વેદની કર્મરૂપ ક્ષુધાવેદનાના ઉદયથી પેદા થતી અને આતરડામા દાહ કરનારી ક્ષુધા જેને હોય, તેને જ અન્ન, પાન વિગેરે ભોગોપભોગની સામગ્રી કામમા આવી શકે છે પરતુ જ્યા કર્મનો જ સર્વથા અભાવ હોય, ત્યાં ક્ષુધા વિગેરેની વેદનાઓ તો હોય જ કયાથી ? તે સિવાય ભૂખ, પિપાસા વિગેરે હોય જ કયાથી ? અને જ્યારે તેમાનુ કઈ પણ નથી,

ત્યારે અન્ન-પાન વિગેરે ભોગોપભોગની સામગ્રી પણ વન્ધ્યા પાસે પુત્રના મનોરથની માફક નકામી જ સમજવી, કિંચ જેમ જે મનુષ્યને ખસ, દાદ, ખુજલી વિગેરે થઇ હોય, તેને જ ખણવાની ઇચ્છા થાય છે અને જેને તે બીલકુલ નથી, તેને ખણવાની ઇચ્છા પણ બીલકુલ થતી નથી તેની માફક સ્ત્રી વિગેરેની અભિલાષા પણ વેદ મોહનીયના ઉદયથી થતી હોવાથી જ્યારે તેનો સર્વથા ક્ષય થયો, ત્યારે સ્ત્રી વિગેરેની અભિલાષા તો થાય જ ક્યાંથી ? એ વાત સહેજ સમજી શકાય તેમ છે

તથા જે બેસતા બેસતા થાકી ગયેલ હોય, તેને ઉભુ થવાનુ મન થાય અને જેને ચાલતા ચાલતા પરિશ્રમ થયો હોય તેને ગાડી વિગેરેમા બેસવાનુ મન થાય જેના ઘરમા હવા વિગેરેનુ સારી રીતે સાધન ન હોય, અને અશાતાના ઉદયથી તબીયત સારી રહેતી ન હોય, તેને બગીચા વિગેરેમા શુદ્ધ હવા ખાવાનુ મન થાય છે આ તમામ પ્રકારની હરવા ફરવાની, બેસવા ઉઠવાની, ખાવા પીવાની, લેવા દેવાની ક્રિયાઓ કર્મજન્ય છે જ્યારે કર્મનો જ સર્વથા અભાવ થયો, તો પછી બીજના અભાવમા અકુર પેદા ન થવાની માફક તેવી ચેષ્ટાઓ મુક્તાત્મામા હોય જ ક્યાથી ? માટે જે અનાબાધપણારૂપ સ્વાસ્થ્યની પરમ ઉત્કૃષ્ટ કોટીએ પહોચેલ છે, તેને અન્ન પાન વિગેરે તમામ ભોગોપભોગની સામગ્રીઓ નપુસકને કામિનીની અભિલાષાની માફક તદ્દન નકામી સમજવી અને તેવી શકા પણ અજ્ઞાનજન્ય સમજવી

સારાંશ–સ્વાધીન અને વિષયોની આકાંક્ષાથી રહિત તથા સંસારિક સુખની માફક વેદનીય કર્મના ઉદયથી પેદા ન થયેલું અને અવિનશ્વર એવું નિત્ય સ્વાભાવિક સુખ મોક્ષમાં વિદ્યમાન છે તે સુખ સર્વજ્ઞ ભગવાનને સાક્ષાત્ પ્રત્યક્ષ સ્વરૂપ છે અને બીજાઓને આગમગમ્ય છે અને તેવી ઉપમેય ચીજ પણ કોઇ નથી કે જેની ઉપમા આપી લોકોને સ્પષ્ટરૂપે કહી શકાય

જેમ કોઇ જંગલી મનુષ્ય શહેરની ભોજન સામગ્રીથી બીલકુલ અપરિચિત છે, કેવળ નાલીયેર મિવાય બીજું કંઇ પણ જાણતો જ નથી, તે જ્યારે અકસ્માત્ કોઈ વખતે રસ્તો ભૂલી જવાથી શહેરમાં જઇ ચઢ્યો, ત્યાં અનેક પ્રકારના મિષ્ટાન્ન ભોજન થતા હોવાથી કોઇ દયાળુ મહાત્માએ તેના સામું જોવાથી દયાને લઇને મિષ્ટાન્ન ભોજન સારી રીતે ખાવા આપ્યું, તે ખઇને જ્યારે પાછો ફરતો ફરતો પોતાને ઘેર ગયો ત્યાં તેના બાલ બચ્ચાએ પ્રશ્ન કર્યો કે તમો ક્યાં ગયા હતા? તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે રસ્તો ભૂલી જવાથી હું એક શહેરમાં ગયો હતો ત્યાં મને લોકોએ દયા લાવી સારૂં સારૂં ખવરાવ્યું પણ જ્યારે તેને ભોજન વિષયક નામ અથવા સ્વાદના પ્રશ્નો કરવામાં આવ્યા ત્યારે તે જોયેલ અનુભવેલ વસ્તુનો પણ ઉત્તર આપવામાં સમર્થ થયો નહિ તેમ મોક્ષસુખને શ્રુતિદ્વારા જાણવા છતાં પણ બીજાને કહી શકાતું નથી, તેમ ઉપમા પણ જેનાથી જેમાં અધિક ગુણ હોય તેને તેની આપી શકાય, જેમ મુખને ચંદ્રની, તેમ ઉપમેય

મોક્ષસુખથી અધિક ગુણુવાળી જ્યારે જગતમા કોઇ પણુ ચીજ છે જ નહિ, ત્યારે તેને કોની ઉપમા આપી શકાય ? માટે મોક્ષસુખ યોગીશ્વરને તો સ્વસ વેદ્ય છે, અને બીજાને શ્રુતિ-ગોચર છે એ કથન યથાર્થ સમજવુ.

પ્ર૦ મોક્ષમા જે સુખ છે, તે દુ ખના અભાવરૂપ સમજવુ, કેમકે લોકો પણુ કહે છે, કે રોગથી રહિત થવાથી હુ સુખી થયો, પરન્તુ વાસ્તવિક રીતે વિચાર કરતાં તો ત્યા સુખ છે જ નહિ

ઉ૦ લોકોની અન્દર સુખ શબ્દનો પ્રયોગ ચાર ઠેકાણે જોવામા આવે છે, વિષયમા, વેદનાના અભાવમા, વિપાકમા અને મોક્ષમા, તે સિવાય બીજે કોઇપણ ઠેકાણે સુખ શબ્દનો પ્રયોગ જોવામા આવતો નથી

વિષયમા—જેમ ટાઢ ઘણી પડવાથી લોકો કહે છે કે અગ્નિ સારી છે, કબલ ઓઢવી સુખદાયી છે ગરમીમા વાયુ સુખકારી છે, ઠડુ જલ સુખદાયી છે વિગેરે અનેક ઉદાહરણો છે

વેદનાના—અભાવમા—જેમ રાગી મનુષ્યને રોગજન્ય વેદના દૂર થવાથી તે કહે છે કે હુ સુખી થયો વિગેરે ઉદાહરણો સમજવા

વિપાકમા પુણ્યકર્મનો વિપાકોદય થવાથી સુન્દર ભોગની સામગ્રી દ્વારા રાજા, મહારાજા, શેઠ, શાહુકાર વિગેરેને જે સુખ થાય છે, તે વિપાકજન્ય સુખ સમજવુ

મોક્ષમા—કર્મ કલેશનો બીલકુલ અભાવ થવાથી અાવભૂત

થયેલ જે અનુપમ સુખ, તેને મોક્ષસુખ કહેવામા આવે છે વસ્તુગતિ વિચાર કરતા મુખ્યરીત્યા સુખ શબ્દનો પ્રયોગ તો મોક્ષસુખમા જ સમજવો, બીજાઓમા તો આરોપિત સુખ સમજવુ કેટલાક લોકો સ્વપ્નની માફક મોક્ષમા સુખ માને છે તે પણ ઠીક નથી, કેમકે પરિશ્રમ, ગ્લાનિ, વ્યાધિ, મદન વિગેરેનો સભવ હોવાથી તથા મોહના ઉદયથી અને દર્શનાવરણીય કર્મના વિપાકથી પણ સ્વપ્ન વિગેરે આવતા હોવાથી તેવા તુચ્છ સ્વાપ્નિક સુખની ઉપમા મોક્ષના સુખને કેવી રીતે આપી શકાય ? જેમ મેરુને સરસવની ઉપમા આપી શકાતી નથી, તેમ મોક્ષના સુખને પણ તેવી તુચ્છ ઉપમા આપી શકાય જ નહિ

પૂ૦ આપે બતાવેલ મોક્ષનુ સ્વરૂપ જો કે સર્વને માનવા લાયક છે તો પણ મોક્ષમા ગયા બાદ ફરીથી પાછા આવી શકતા નથી એ વાત માનવા લાયક નથી કેમકે જો એવી રીતે તમામ જીવો મોક્ષમા પધારે તો કાલાન્તરે સસાર જીવશૂન્ય થઇ જવાનો, એકલા જડ પદાર્થો જ બાકી રહેવાના, અને આ વાત તો કોઇ પણ બુદ્ધિશાળી માની શકે તેમ નથી માટે ત્યા ગયા બાદ પણ પોતાના શાસનનુ અપમાન વિગેરે કારણોને લઇને ફરીથી સસારમા આવે છે એ વાત જરૂર માનવી જોઇએ એ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

> ज्ञानिनो धर्मतीर्थस्य कर्त्तारः परम पदम् ।
> गत्वाऽऽगच्छन्ति भूयोऽपि भव तीर्थनिकारतः ॥ १ ॥

—વૈદિક મતાનુયાયીનો સિદ્ધાન્ત.

ભાવાર્થ—ધર્મતીર્થના કરનારા જ્ઞાનીઓ મોક્ષમા ગયા પછી પણ શાસનનુ અપમાન થવાથી પાછા ફરીને સ સારમા આવે છે આ વાત જરૂર માનવી જોઇએ

ઉપર્યુક્ત અજ્ઞાની લોકોની શકા બીલકુલ હેય સમજવી પ્રથમ એ વિચારવાની જરૂર છે કે મોક્ષ શાથી મળે છે ? અને સ સારનુ કારણ કોણ છે ? જો કે આ વાતનુ વિવેચન પ્રથમ પણ કરવામા આવેલ છે, તો પણ અત્ર પ્રસ ગવશથી કઇક વિવેચન કરવુ અસ્થાને ગણાશે નહિ સ વર અને નિર્જરા તત્ત્વરૂપ સમ્યક્ચારિત્રના અવલ બન કરવાથી સ સારરૂપ વૃક્ષના મૂલબીજ સ્વરૂપ કર્મોનો સર્વથા ક્ષય થવાથી મોક્ષ મળે છે તે બે તત્ત્વોનુ જ્ઞાન તથા શ્રદ્ધાન પણ સમ્યક્ચારિત્રની સાથે મોક્ષ મેળવવામા ઘણુ ઉપયોગી છે અર્થાત સમ્યગ્દર્શન જ્ઞાનચારિત્ર દ્વારા સ સારરૂપી વૃક્ષનુ બીજ નષ્ટ થવાથી મોક્ષ મળે છે અને આશ્રવ તથા બન્ધનતત્ત્વના અવલ બનથી સ સાર-વૃક્ષના મૂલ બીજરૂપ કર્મોનુ સામ્રાજ્ય વધતુ જાય છે અને જેમ જેમ તે વધે છે, તેમ તેમ સ સાર પણ વધતો જ જાય છે

આથી એ સમજવાનુ છે કે દરેક કાર્યમા કારણસામગ્રીની આવશ્યકતા જરૂર રહે છે અને જ્યારે મોક્ષાવસ્થામાથી સ સારમા જીવો પાછા આવે છે, એવુ માનવામા આવ્યુ, ત્યારે ત્યાથી આગમનરૂપ કાર્યનુ કારણ પણ અવશ્ય હોવુ જોઇએ જો કદાચ કારણ વિના પણ કાર્યની ઉત્પત્તિ માનવામા આવે તો વન્ધ્યા થકી પુત્રની ઉત્પત્તિ પણ કેમ ન મનાય ?

કિંચ કારણ સિવાય પણ કાર્યની સત્તા જો માનવામાં આવે તો તે કાર્ય કાં તો નિરન્તર રહેવાનું, અને કાં તો તેનો બીલકુલ અભાવ થવાનો, અને એમ તો કદાપિ બનતું નથી પ્રકૃતમાં સંસારમાં આગમનરૂપ કાર્યનું કારણ તો કર્મ સિવાય બીજું કોઇપણ સંભવિ શકે તેમ છે જ નહિ, અને જ્યારે કર્મોનો જ ધ્યાનાગ્નિદ્વારા સર્વથા બાળીને વિનાશ કરવામાં આવ્યો, ત્યારે કર્મો તો બીલકુલ રહ્યા જ નહિ, તો પછી મોક્ષના જીવો સંસારમાં કેવી રીતે આવી શકે ? તે જણાવશો. જેમ બળી ગયેલા બીજથી અંકુરો પેદા થતા નથી, તેમ કર્મબીજ સર્વથા બળી જવાથી સંસારરૂપી અંકુરો તેથી થાય જ કેવી રીતે ? આ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે—

दग्धे बीजे यथाऽत्यन्त प्रादुर्भवति नाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे न रोहति भवाङ्कुरः ॥ १ ॥

—સ્યાદ્વાદમંજરી પૃ ૧૫૮

ભાવાર્થ અપાઇ ગયેલો છે, કિંચ જે વ્યક્તિ કર્મોના ક્ષયથી વીતરાગસ્વરૂપ બની ગઇ, તેને તીર્થનો તિરસ્કાર જોઇ સંસારમાં આવવાનું સંભવે જ કેવી રીતે ? જેને સન્માનમાં રાગ થતો નથી અને અપમાનમાં દ્વેષ થતો નથી, તેવી વીતરાગ વ્યક્તિને ભલે તીર્થનું અપમાન થાય, યા સન્માન થાય, તો પણ તેને કંઇ લેવા દેવા છે જ નહિ, તો પછી આવવા જવાની તો વાત જ શી કરવી ? એક

સામાન્ય યોગિ મહાત્માને પણ શત્રુ મિત્ર ઉપર સમભાવ હાય છે, તો પછી ઇશ્વરની કોટીએ પહોચેલા મહાત્માને તો કેવો ઉચ્ચકોટિનો સમભાવ હોવો જોઇએ ? અને જ્યા આટલી પણ સહનશીલતા ન હોય, ત્યા દ્વેષનુ સામ્રાજ્ય હોય, તેમા કઇ નવાઇ જેવુ નથી, અને જ્યા દ્વેષ હોય ત્યા રાગ તો મોજૂદ છે, અને જ્યારે રાગ દ્વેષ વિગેરે દૂષણો આવી ગયાં ત્યારે તેને વીતરાગ કેવી રીતે કહી શકાય ? અને તેવી વીતરાગતા સિવાય મોક્ષમા જવાય જ કેવી રીતે ? એ તો કેવલ વ્યન્તરનિકાયમા ગયેલા હોવાથી પોતાના તીર્થનુ અપમાન જોઇ, ગુસ્સો થવાથી પાછા આવી શકાય છે પરન્તુ ત્યા પણ એવો નિયમ તો જરૂર છે કે જેટલુ આયુષ્ય બાધેલુ હોય, તેટલુ નિરુપક્રમ હોવાથી પૂરે પુરૂ ભોગવ્યા સિવાય અવાય જ નહિ, તો પછી મોક્ષમાથી તો અવાય જ કેવી રીતે ? માટે આવા ગપ્પગોળા મારી બીજાને ફસાવવાની ચેષ્ટા કરવી, એ બુદ્ધિમત્તા કહી શકાય જ નહિ

કિંચ વન્ધ્યાને પુત્ર થાય, વાયુ તમામ સ્થિર થઇ જાય, જગતમા જેટલુ પાણી છે તે તમામ બળીને રાખ થઇ જાય, ગધેડાને શીગડા આવી જાય, આવી અસભવિત વાતો કોઇ કાળે થઇ નથી, અને થવાની પણ નથી, તો પણ કદાચ કોઈ દેવવિશેષ માયાજાળ રચી લોકોને આવી રીતે બતાવી શકે, પરન્તુ મોક્ષમા ગયેલા તો કદાપિ પાછા આવવાના જ નહિ, એ વાત ધ્રુવ સમજવી અપરચ તમામ જીવો મોક્ષમા જવાથી સસાર જીવશૂન્ય થઇ જવાનો, એવી જે આપત્તિ આપી તે

પણ કેવલ આપની અજ્ઞાનતાને જ આભારી છે તે વાત સમજાવવામાં આવે છે—

મોક્ષમાં જવાનો કેવલ ભવ્યોને જ અધિકાર છે, બીજાને બીલકુલ નથી અને ભવ્યો પણ તે જ કહેવાય, કે જેમાં મોક્ષ જવાની યોગ્યતા હોય તે, બીજા નહિ, આથી એમ સમજવાનું નથી કે તમામ ભવ્યો મોક્ષે જવાથી સંસારમાં કેવલ અભવ્યો રહેવાના, કેમકે જેમ માટીમાં ઘડો બનવાની યોગ્યતા છે, પાષાણ, ધાતુ વિગેરેમાં મૂર્ત્તિ બનવાની યોગ્યતા છે, એતાવતા તમામ માટીના ઘડા બનવાથી અને તમામ પાષાણ, ધાતુ વિગેરેની મૂર્ત્તિ બનવાથી સંસાર માટી, પાષાણ તથા ધાતુથી શૂન્ય થવાનો અને કેવલ મૂર્ત્તિયો જ રહેવાની એવી રીતે જેમ કદાપિ બનતું નથી, તેમ અત્ર પણ તમામ ભવ્ય આત્માઓ મોક્ષમાં જવાના જ, કોઈ પણ બાકી રહેવાનો જ નહિ એમ પણ બનવાનું નહિ પરંતુ જે માટીને કુંભાર, દંડ, ચક્ર, ચીવર વિગેરે ઘડો બનવાની સામગ્રી મળવાની તેનો જ ઘડો બનવાનો, તમામનો નહિ તથા જે ધાતુ કે પાષાણને સોનાર, સુતાર, ઓજાર વિગેરે મૂર્તિસાધક સામગ્રી મળવાની તેની જ મૂર્તિ બનવાની, તમામની કદાપિ નહિ તેવી જ રીતે જેને ભવ્યત્વનો પરિપાક સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર વિગેરે ઉચ્ચ કોટીની મોક્ષસાધક સામગ્રી મળવાની, તેને જ મોક્ષ મળવાનો, બીજાને કદાપિ નહિ

કિંચ નિયમ પણ એવો જ છે કે જે મુક્તિમાં જવાના, તે તો ભવ્ય જીવો જ હોવાના, પરંતુ જેટલા ભવ્યાત્માઓ છે

તે તમામ મોક્ષમા જવાના, એમ અમે બીલકુલ માનતા નથી ખાલી યોગ્યતા માત્ર કાર્યસાધક છે, એમ કદાપિ માનવુ નહિ કિન્તુ સામગ્રીસમુદાય કાયસાધક છે એ ખૂબ હૃદયમાં કોતરી રાખવુ

કિચ સમયે સમયે જીવો મોક્ષમા જાય છે, તો પણ ભાવિષ્ય કાલના જેટલા સમયો છે, તે કરતા પણ જીવનુ અનન્ત મોટુ છે જૈનદર્શનમા અનન્તના અનન્ત ભેદો જણાવેલા છે માટે અમારે ત્યા કોઇ પણ જાતની અડચણ છે જ નહિ

પ્ર૦ જ્યારે જીવપણુ તમામ જીવોમા એક સરખુ છે, ત્યારે એકને ભવ્ય અને બીજાને અભવ્ય કહેવાનુ શુ કારણ ?

ઉ૦ દ્રવ્યપણુ દરેક દ્રવ્યમા એક સરખુ છે તો પછી એકને પૃથ્વી, બીજાને આકાશ અને એકને મન કહેવાનુ શુ કારણ ? તથા અહકારજન્ય વિકારપણુ દરેકમા સરખુ છે, તો પછી એકને પાચ ભૂત કહેવા અને બીજાને અગીયાર ઇન્દ્રિયો કહેવાનુ શુ કારણ ? તથા બ્રહ્મ ચૈતન્યપણુ દરેકમા સરખુ છે તો પછી જીવમા અશુદ્ધ ચૈતન્ય અને બ્રહ્મમા શુદ્ધ ચૈતન્યપણુ કહેવાનુ શુ કારણ ? અને પદાર્થપણુ દરેકમા સરખુ જ છે, ત્યારે એકને જીવ સમજવો અને બીજાને અજીવ સમજવો, તેનુ શુ કારણ ? તથા મગપણુ દરેકમા સરખુ છે, છતા પણ એકને કોયડુ કહેવો બીજાને નહિ તથા સ્ત્રીપણુ દરેકમા સરખુ છે, તો પછી એકને મા અને બીજીને સ્ત્રી અને એકને પુત્રી કહેવાનુ શુ કારણ ? જેવી

રીતે આ તમામ સ્થળે સ્વભાવભેદને લઇને ભિન્નતા માનવામા આવે છે, તેવી રીતે ભવ્યાભવ્યમા પણ સ્વભાવભિન્નતાને લઇને ભિન્નતા સમજવી

કિંચ જેમ જીવપણુ દરેકમા સરખુ છે, તો પણ કોઇ જીવવિશેષમા સ્વભાવથી જ સરલતા, દયાલુતા, જનવત્સલતા, મહાનુભાવતા વિગેરે ગુણો જોવામા આવે છે, અને બીજામા નીચતા, ક્રૂરતા, વક્રતા, સ્વજનદ્વેષીપણુ, દુષ્ટ વિચારિપણુ વિગેરે જોવામા આવે છે તેમ અત્ર જીવપણુ સરખુ છે, તો પણ સ્વભાવથી જ ભવ્યાભવ્યપણુ સમજવુ પરન્તુ કોઇનુ કરેલુ નથી અને તેવા ભવ્યાભવ્ય જીવો પણ જગતમા અનન્તાનન્ત છે તેમા વાઝણીને પુત્રોત્પત્તિની માફક અભવ્ય તો મોક્ષને લાયક છે જ નહિ હવે બાકી રહ્યા ભવ્યો, તેમા પણ જે જીવવિશેષને ભવ્યત્વનો પરિપાક થાય, તે જીવ વિશેષને પૂર્વોક્ત મોક્ષસાધક સામગ્રી મળવાથી મોક્ષ મળી શકે છે, બીજાને નહિ જ્યારે આવા પ્રકારની વ્યવસ્થા બરાબર છે, ત્યારે જેમ મનમા આવે તેમ બકી ખોટો આક્ષેપ કરવા તૈયાર થવુ એ કેટલી બધી અજ્ઞાનતા કહેવાય ?

ઉપર્યુક્ત મોક્ષનો અધિકાર પણ પુરુષને જ છે, સ્ત્રી વિગેરેને નહિ, તથા નગ્ન અવસ્થાવાળાને જ મળે, બીજાને નહિ, એ વાત બીલકુલ માનવા લાયક નથી એવી શી રાજાજ્ઞા છે, કે મોક્ષસાધક સામગ્રી મળવા છતા પણ નગ્ન પુરુષને જ મોક્ષ મળે, બીજી કોઇ પણ સ્ત્રી, પુરુષ વ્યક્તિને નહિ ? વસ્તુગતિ વિચાર કરતા જે મહાત્મા મધ્યસ્થભાવ

ધારણ કરી રાગ, દ્વેષની પરિણતિઓ ઓછી કરી સમતાકુંડમાં સ્નાન કરી, સારી રીતે ત્રણ રત્નને આરાધવા તૈયાર થાય, તે વ્યક્તિ જરૂર મોક્ષ મેળવી શકે પછી તે વ્યક્તિ કોઇ પણ વેષમા હોય, કોઇપણ જાતનો હોય, ભલે તે સ્ત્રી હોય અથવા પુરુષ હોય, તેમા કંઇ પણ અડચણ નથી કેમકે અમારે ત્યા તો ચારે વર્ણો અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો વિગેરે દરેકને મોક્ષમા અધિકાર છે જે કંઇ મોક્ષસાધક સામગ્રી મેળવી શકે, તે સર્વેને અધિકાર એકસરખો જ છે પક્ષપાત તો મિથ્યાત્વના ઉદયવાળી વ્યક્તિએ બનાવેલ શાસ્ત્રને જ આભારી છે

## સ્ત્રીને મોક્ષ મળી શકે કે નહિ તે સબન્ધિ વિચાર

નપુસકની માફક પુરુષથી સત્ત્વહીન હોવાથી સ્ત્રીઓને મોક્ષ મળી શકે જ નહિ, આ વાક્ય જરૂર વિચારને અવકાશ આપે છે

શુ ચારિત્ર વિગેરે ન હોવાથી સ્ત્રીઓ પુરુષથી હીન સત્ત્વવાળી છે ? અથવા ઉત્તમ પ્રકારનુ વિશેષ સામર્થ્ય ન હોવાથી સત્ત્વહીન છે ? અથવા પુરુષની અપેક્ષાએ અભિવન્દ્યપણુ ન હોવાથી ? અથવા સ્મારણ વિગેરેના કર્ત્તાપણુ ન હોવાથી ? અથવા મહર્દ્ધિકપણુ ન હોવાથી ? અથવા માયાબહુલતા હોવાથી ? આ છ પ્રશ્નોથી સ્ત્રીઓ પુરુષથી હીનસત્ત્વવાળી છે, એ વિષયમા પૂછવામા આવે ▪

તેમા પ્રથમ પક્ષ માનવામા વસ્ત્ર સહિતપણુ હોવાથી

ચારિત્ર વિગેરેનો અભાવ સ્ત્રીમા છે, એમ કહેવા માગો છો, અથવા મન્દ સત્ત્વવાળી હોવાથી ? આ બે પ્રશ્નો પૂછવામાં આવે છે

વસ્ત્ર ચારિત્રના અભાવમા કારણ છે, એવો જે પ્રથમ પક્ષ છે, તેમા પણ શુ વસ્ત્ર પરિભોગ માત્રથી ચારિત્ર નષ્ટ થાય છે, અથવા તે પરિગ્રહરૂપ હોવાથી ચારિત્રને નષ્ટ કરનારૂ છે આ બે પ્રશ્નોને અવકાશ જરૂર રહેવાનો જ ખાલી પરિભોગ માત્રથી ચારિત્ર નષ્ટ થાય છે, એમા પણ શુ વસ્ત્રનો ત્યાગ કરવામા સમર્થ ન હોવાથી કહો છો, અથવા સયમમા ઉપકારી હોવાથી કહો છો આ બે પ્રશ્નો જરૂર પેદા થવાના

તેમા પ્રથમ પક્ષ તો બીલકુલ આદરણીય નથી, કેમકે જ્યારે સુદર પ્રકારની વૈરાગ્યદશા જાગતી હોવાથી અત્યન્ત પ્રાણપ્રિય એવા પોતાના પતિનો પણ ત્યાગ કરવામા જેને લગાર માત્ર સકોચ થતો નથી, તેવી મહાસતીઓને શુ વસ્ત્રના ત્યાગમા લગાર માત્રમા સકોચ થાય ખરો ? અર્થાત્ બીલકુલ નહિ અને બીજો પક્ષ માનવામા તો જેવી રીતે સ્ત્રીઓને વસ્ત્ર સયમમા ઉપકારી છે, તેવી રીતે પુરુષોને પણ કેમ ન હોઈ શકે ? એવી જિજ્ઞાસા જરૂર થવાની અને એવી શી રાજાજ્ઞા છે કે સ્ત્રીને જ વસ્ત્ર સયમમા ઉપકારી છે, પુરુષને નહિ, માટે આ પક્ષ પણ યુક્તિશૂન્ય હોવાથી માનવા લાયક નથી, કેમકે સ્ત્રીઓની માફક પુરુષને પણ સયમમા વસ્ત્ર ઉપકારી હોવાથી જરૂર રાખવુ જોઈએ, તેમા લગાર માત્ર દોષને અવકાશ છે જ નહિ, ઉલટી ગુણાધાયકતા છે

પ્ર૦ સ્ત્રીઓને તો વસ્ત્ર ન હોવાથી કોઇ જબરજસ્તીથી શીલભંગ કરી શકે, માટે તેને તો વસ્ત્ર સભવી શકે, પરન્તુ પુરુષમા તો જ્યારે આ વાત છે જ નહિ, ત્યારે તેને રાખવાની શી જરૂર છે ?

ઉ૦ આ કથન પણ અશ્રધ્ધેય છે, કેમકે જબરજસ્તીથી શીલનો ભંગ વિગેરે દોષો તો સ્ત્રીની માફક પુરુષમા પણ બલાત્કારથી સભવી શકે છે જેમ સુદર્શન શેઠ વિગેરેને બલાત્કારથી શીલનો ભંગ કરવા માટે રાણીએ ઘણી કોશીશ કરી છતા પણ પોતે દૃઢ મનવાળો હોવાથી તેનો પ્રયત્ન નિષ્ફળ થયો, અને અન્ને તેણી પશ્ચાતાપને પાત્ર બની ગઇ તેમ મહાસતીઓ પણ દૃઢ મનવાળી હોવાથી સીતા, ચન્દનબાલા, દમયન્તી, સુભદ્રા, અંજના, દ્રૌપદી વિગેરના શીલનો ભંગ કરવા માટે રાવણ વિગેરે જેવા દુષ્ટ મનુષ્યો ઘણો પ્રયત્ન કરવા છતા પણ કંઇ ફાવી શકયા નહિ, અને દુર્ગતિના ભાગી બની ગયા તેમ મહાસતીઓ પોતાના પ્રાણાન્તે પણ મનના મજબૂતપણાને લઇને શીલની પાલનાપૂર્વક સંયમ પાલવામા સમર્થ થઇ, તો પછી સ્ત્રીઓ બલાત્કારથી ઉપભોગ્ય છે માટે તેને વસ્ત્રની જરૂર છે, અને પુરુષો તેવા નથી માટે તેને જરૂર નથી આ વાત બીલકુલ પાયા વિનાની સમજવી

કિંચ આહારની માફક સંયમમા ઉપકારીપણું ન હોવાથી વસ્ત્રથી ચારિત્રનો અભાવ થાય છે, એ વાત પણ તદ્દન અસત્ય સમજવી, કેમકે સંયમના સાધક ઉપકરણોને જ જ્યારે સંયમના બાધક તરીકે માનવામા આવે, ત્યારે તો સંયમની

પાલના જ કેવી રીતે થઇ શકવાની ? તેનો પણ સાથ વિચાર કરશો. માટે વસ્ત્રના પરિભોગ માત્રથી ચારિત્રનો અભાવ થાય છે, એ વાત અસંભવિતપ્રાય સમજવી. અપરંચ ધારો કે ભિક્ષા માટે ફરવા જતા અને ટાઢથી ઠરી ગયેલ સાધુને જોઈ કોઈના મનમાં અનુકંપા થવાથી તેણે આવી વસ્ત્રને તેની ઉપર નાખી દીધુ, તે વખતે તેને પણ વસ્ત્રનો ઉપભોગ માત્ર થવાથી ચારિત્રનો અભાવ થવો જોઈએ અને એમ તો આપ બીલકુલ માનતા નથી તો પછી ઉપભોગમાત્રથી ચારિત્ર નષ્ટ થાય છે એમ બોલાય જ કેવી રીતે ?

વસ્ત્ર પરિગ્રહરૂપ હોવાથી તેને માનવામા ચારિત્રનો અભાવ થાય છે એ પક્ષ માનવામા પણ ચાર પ્રશ્નોને અવકાશ રહે છે. શું મૂર્છાનુ કારણ હોવાથી વસ્ત્ર પરિગ્રહરૂપ છે ? અથવા ખાલી ધારણ કરવાથી પરિગ્રહરૂપ છે ? અથવા કેવલ સ્પર્શ કરવાથી પરિગ્રહરૂપ છે ? અથવા જીવોત્પત્તિમા હેતુ હોવાથી પરિગ્રહરૂપ છે ?

તેમા પ્રથમ પક્ષ તો અનાદરણીય સમજવો, કેમકે જેવી રીતે વસ્ત્ર મૂર્છાનુ કારણ છે, તેવી રીતે શરીર પણ મૂર્છાનુ કારણ છે કે નહિ ? એ પણ સાથ પૂછવામા આવે છે તેના ઉત્તરમા આપ એમ કહેશો કે શરીર પણ મૂર્છાનુ કારણ છે ત્યારે તો જેવી રીતે વસ્ત્ર મૂર્છાનુ કારણ હોવાથી પરિત્યાગ કરવા લાયક છે, તેવી જ રીતે શરીર પણ ત્યાગ કરવા લાયક કેમ નથી ? એવી શી રાજાજ્ઞા છે કે મૂર્છાનુ કારણપણુ બન્નેમા સરખુ હોવા છતા એકને ત્યાગ કરવામા ચારિત્રની

પાલના થાય છે અને બીજામાં નહિ ? માટે એ કથન પણ શ્રદ્ધેય સમજવુ કિં ચ શુ દુસ્ત્યજ હોવાથી શરીરનો ત્યાગ થઇ શકતો નથી ? અથવા મોક્ષનું કારણ હોવાથી ? આ બે પ્રશ્નો તો તેમા પણ જરૂર થવાના તેમા પ્રથમ પક્ષ માનવામા તો શુ તમામને શરીર દુસ્ત્યજ છે ? અથવા કોઇ એક વ્યક્તિને ? આ બે શંકાઓ જરૂર થવાની. તેમા પણ પ્રથમ પક્ષ સ્વીકારવામા તો ઘણા લોકો અગ્નિમાં પ્રવેશ કરી, જલમા ડૂબી, વિષ ખાઇ, ભૃગુપાત કરી, ગળામા ફાંસો નાખી પોતાના શરીરનો ત્યાગ કરે છે, તો પછી તમામને શરીર દુસ્ત્યજ છે, એ વાત કેવી રીતે માની શકાય ?

અને બીજો પક્ષ માનવામા તો શરીરની માફક વસ્ત્ર પણ દુસ્ત્યજ હોવાથી તેનો ત્યાગ કરી શકાતો નથી, એમ કહેવામા શી હરકત છે, માટે આ બેમાથી કોઇ પણ પક્ષ માનવા લાયક નથી

મુક્તિનુ કારણ હોવાથી શરીર દુસ્ત્યજ છે, એમ જો માનવામા આવે તો વસ્ત્ર પણ તેવા પ્રકારના સંહનનશક્તિના અભાવને લઇને તથા સ્વાધ્યાય વિગેરેમા કાલવિશેષને લઇને ઉપષ્ટભક હોવાથી શરીરની માફક મુક્તિનુ સાધન છે, એમ કેમ ન કહી શકાય ? માટે 'વસ્ત્ર મૂર્છાનુ કારણ છે ' એ આપનો પક્ષ તો હવામાં ઉડી ગયો

કિં ચ તેના બચાવ માટે એમ કહેવામા આવે કે ' શરીર મૂર્છાનુ કારણ નથી, માટે શરીરનો ત્યાગ કરવામા આવતો નથી, ' આ કથન પણ તિરસ્કરણીય છે, કેમકે જેમ વસ્ત્ર આપના મત પ્રમાણે બાહ્ય પરિગ્રહરૂપ છે, તેમ શરીર પણ અંતરંગ

પરિગ્રહ રૂપ હોવાથી વસ્ત્ર કરતા પણ શરીર તો ઘણુ જ મમત્વનુ કારણ છે, અને બાહ્ય આભ્યન્તર પરિગ્રહનો ત્યાગ કર્યા સિવાય ચારિત્રની પ્રાપ્તિ નથી એ વાત ખાસ સિદ્ધાન્તસિદ્ધ છે, તો પછી આપના આવા પ્રકારના સિદ્ધાન્તના અનુસારે તો વસ્ત્ર કરતા પણ શરીર તો અન્તરંગ પરિગ્રહરૂપ હોવાથી તેનો ત્યાગ તો જલદી કરવો જોઇએ. કિંચ વસ્ત્ર તેવું મમતારૂપ નથી કે જેવું શરીર છે જ્યારે આવી વસ્તુપરિસ્થિતિ છે, ત્યારે એકલા વસ્ત્રના ત્યાગમા આટલો વ્યામોહ શાનો હોવો જોઇએ ? ત્યાગ કરવો હોય તો બ નેનો એકદમ ત્યાગ કરી નાખો, માટે મૂર્છાના હેતુને લઇને વસ્ત્ર પરિગ્રહરૂપ છે, તેનો ત્યાગ કરવો જ જોઈએ એ કથન અભિનિવેશજ ય હોવાથી મિથ્યારૂપ સમજવું

હવે બીજો પક્ષ વિચારીએ કે ' વસ્ત્ર માત્ર ધારણ કરવાથી પરિગ્રહરૂપ થઇ જાય છે,' આ કથન પણ માનનીય થઇ પડે તેમ નથી કેમકે કોઇ સાધુ શીતકાલમા અભિગ્રહવિશેષધારણ કરી કાયોત્સર્ગમા ઉભો રહ્યો છે, તેને દેખી કોઇએ વિચાર્યું , કે આજકાલ શીત ઘણી જ પડે છે, માટે તેણે ત્યા જઈ સાધુ ઉપર વસ્ત્ર ઓઢાડયુ, તે પણ પરિગ્રહરૂપ થવાથી ચારિત્રના વિનાશની સાથે તેનુ તમામ કષ્ટાનુષ્ઠાન નિષ્ફલ થવાનુ કેમકે તેને તેવા ચારિત્રદ્વારા મોક્ષ તો મળવાનો જ નહિ, માટે વસ્ત્ર ધારણ માત્રમાં પરિગ્રહ દોષ લાગે છે, એવી માન્યતા તો આપ લોકોના ઘરમા જ શોભે તેવી છે, હવે ત્રીજો પક્ષ ' સ્પર્શ માત્ર કરવાથી વસ્ત્ર પરિગ્રહરૂપ છે, '

તે કથન પણ યુક્તિશૂન્યતાનો જ પરિચય આપનાર છે, કેમકે જેમ વસ્ત્રના સ્પર્શથી પરિગ્રહનો દોષ લાગે છે, તેમ ભૂમિ વિગેરેનો સ્પર્શ થવાથી સમવસરણમા ચાદી, સુવર્ણ વિગેરેનો સ્પર્શ થવાથી અથવા કોઇ સોનાના મદિરમા જવાથી ત્યાં તેનો સ્પર્શ થવાથી તથા વસ્ત્રને ધારણ કરનારા રાજા, મહાશાન્ત, શેઠ, સાહુકાર વિગેરેના વસ્ત્રનો સ્પર્શ માત્ર જતા આવતા માર્ગમા થવાથી અને દેવતાઓ વિગેરે પણ વસ્ત્ર સહિત પરિષદ્મા આવેલા હોવાથી તેનો પણ સ્પર્શ થવાથી પરિગ્રહનો દોષ તો જરૂર લાગવાનો, અને પરિગ્રહ દોષ આવ્યો, ત્યારે મુક્તિ તો આકાશપુષ્પ સમાન સમજવી, માટે વસ્ત્રનો ખાલી સ્પર્શ પણ પરિગ્રહરૂપ છે, એ વાત તો વન્ધ્યાપુત્ર સમાન સમજવી

'જીવની ઉત્પત્તિનુ કારણ હોવાથી વસ્ત્ર પરિગ્રહરૂપ છે,' આ પક્ષમા તો શરીર પણ કૃમિ વિગેરે જીવોની ઉત્પત્તિનુ કારણરૂપ હોવાથી વસ્ત્રની માફક તેનો પણ ત્યાગ જરૂર થવો જોઇએ, માટે આ પક્ષ પણ સ્પર્શ કરવા લાયક નથી

પૂ૦ શરીરમા સારી રીતે યતના થતી હોવાથી જીવોની ઉત્પત્તિ થતી નથી, માટે શરીરનો ત્યાગ કરવાનુ શુ કારણ છે? અને વસ્ત્ર તો તેવા ન હોવાથી તેનો ત્યાગ જરૂર કરવો જોઇએ

ઉ૦ આ કથન પણ અજ્ઞાનિ મૂઢ લોકોને સમજાવવા લાયક છે, કેમકે જેવી રીતે શરીરમા યતનાનો સભવ છે, તેના કરતા પણ વસ્ત્રમા ઘણો યતનાનો સભવ હોવાથી જીવની ઉત્પત્તિનો તો બિલકુલ સભવ હોઇ શકે જ નહિ કિચ શરીરમા તો ઘણી યતના કરવા છતા પણ સાત ધાતુમય હો-

વથી તેમા તો જીવની ઉત્પત્તિનો સભવ છે માટે શરીર તો જીવોત્પત્તિનુ અવશ્ય કારણરૂપ હોવાથી તથા અ તરગ પરિગ્રહરૂપ હોવાથી આપના વિચાર પ્રમાણે તો તેનો જલદી ત્યાગ કરવા લાયક છે માટે વસ્ત્ર ચારિત્રના અભાવનુ કારણ છે, એ પક્ષ તો રૂની પુણીની માફક હવામા ઉડી ગયો સમજવો.

મન્દસત્વ હોવાથી સ્ત્રીઓને ચારિત્ર સભવી શકે જ નહિ એ વાત પણ શ્રદ્ધા કરવા લાયક નથી, કારણ કે સત્ત્વ તો દૃઢપણે વ્રત ધારણ કરવામા તથા ઘોર તપસ્યા કરવામા પ્રોત્સાહરૂપ છે અને તે તો પુરુષો કરતા પણ સ્ત્રીઓમા અત્યારે પણ સારી રીતે જોવામા આવે છે અને કેટલીક સ્ત્રીઓ તો પોતાના વ્રતોને માટે પ્રાણને પણ ગણતી નથી અર્થાત્ પ્રાણાન્ત કષ્ટ આવે, તોપણ પોતાના વ્રતને દૃઢપણે પાલવા સારૂ ઉદ્યમશીલ થાય છે તથા તપસ્યાઓ પણ તે પુરૂષ કરતા ઘણીજ કઠીન કરતી જ્યારે જોવામા આવે છે, ત્યારે મન્દસત્વ હોવાથી ચારિત્રનો અભાવ છે, એ વાત મનાય જ કેવી રીતે ?

પૂ૦ સ્ત્રીઓમા ચારિત્ર ભલે રહો, પરન્તુ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ વાળુ યથાખ્યાત ચારિત્ર ન હોવાથી હીનસત્ત્વપણુ કહેવામા આવેલ છે, એજ કારણથી તેને મોક્ષનો અધિકાર નથી.

ઉ૦ એ કથન પણ ઠીક નથી કેમકે તેવા પ્રકારના ચારિત્રનો અભાવ શુ કારણ નહિ હોવાથી છે ? અથવા વિરોધનો સભવ હોવાથી, આ બે પ્રશ્નો પૂછવામા આવે છે તેમા પ્રથમ પક્ષ તો માનવા લાયક છે જ નહિ, કારણ કે દૃઢ પણે પોતાના વ્રતને પાળવામા ઉત્કૃષ્ટ તપસ્યાઓ કરવામા

સારી રીતે શ્રદ્ધાને દૃઢપણે રાખવામા ઉત્તમ પ્રકારની વૈરાગ્યની ભાવનામા તથા ચારિત્ર વિષયક પ્રેમ પૂર્વક સુન્દર અભ્યાસ કરવામા, જ્યારે તેઓ પોતાનુ વીર્ય ફોરવવા સમર્થ થાય છે, ત્યારે કારણ ન હોવાથી તેને તેવા ચારિત્રનો અભાવ છે, એ વાત મનાયાજ કેવી રીતે ? હવે રહ્યો બીજો પક્ષ તે પણ અયુક્ત સમજવો, કેમકે યથાખ્યાત ચારિત્ર તો આત્માના પરિણામરૂપ હોવાથી આપણા જેવાને જ્યારે અત્યન્ત પરોક્ષ છે, ત્યારે તમારાથી ઓલાય જ કેવી રીતે કે સ્ત્રીઓને યથાખ્યાત ચારિત્રમા વિરોધનો સભવ છે, માટે સ્ત્રીયોમા ચારિત્રનો અભાવ અને તેને લઇને હીનસત્ત્વપણુ છે એ વાત ઘરના બાલકો આગળ એકાન્ત અધારા કમરામા બેશી સમજાવવા લાયક છે

પૂ૦ આગમ પ્રમાણથી એ વાત સિદ્ધ છે કે સ્ત્રીઓને મોક્ષ મળતો નથી

ઉ૦ એ કથન પણ અયુક્ત સમજવુ કેમકે આગમ તો સ્ત્રિયોને મોક્ષ મળે છે, આ વાતને સારી રીતે સમજાવે છે—

इत्थी पुरुस सिद्धा य तहेव य नपुसगा सलिंगे यन्नलिंगे अगिहिलिंगे तहेव य ॥ ४९ ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર, અધ્યાય છત્રીસમો, પૃ ૫૧૧

તથા આવશ્યક સૂત્રમા પણ સ્ત્રીઓ મોક્ષ માટે હકકદાર છે, તે વાતને જણાવવામા આવી છે, જૂઓ સિદ્ધસ્તવની ત્રીજી ગાથા—

इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।
ससारसागराओ तारेइ नर वा नारिं वा । १ ।

આવી રીતે ઉત્તરાધ્યયન, આવશ્યક સૂત્રથી લઇને અ ગો પાગ વિગેરે સૂત્રમા આ વાત સુપ્રસિદ્ધ છે, કિંચ અર્જુનલાલ શેઠી (દિ૦) વિગેરે મહાશયોએ પણ પોતાના ટ્રેકટ દ્વારા સ્રીમુક્તિ સિદ્ધ કરી આપી છે, આવી વિશ્વપ્રસિદ્ધ વાત છે, ત્યારે ખાલી બોલ્યા કરવુ કે સ્રીઓને મુક્તિ મળતી જ નથી, એ વાત કેવી રીતે માની શકાય ?

સારાશ, સ્રીઓને પણ સમ્યદ્ દર્શન જ્ઞાન ચારિત્ર દ્વારા બરાબર મુક્તિ મળી શકે છે, એ વાત સુદૃઢ સમજવી

સામર્થ્ય વિશેષ ન હોવાથી સ્રીયોને મોક્ષ મળતો નથી આ પક્ષ પણ આપાતમધુર છે, કારણ કે તેમા પણ શકાનુ સ્થાન જરૂર રહે છે શુ સાતમી નારકીમા જવાની અયોગ્યતા હોવાથી મોક્ષપ્રાપ્તિનુ તેમાં સામર્થ્ય નથી અથવા વાદ વિગેરે લબ્ધિઓ ન હોવાથી અથવા અલ્પશ્રુતપણુ હોવાથી ? તેમા પ્રથમ પક્ષ માનવામા તો જે જન્મમા સ્રીઓને મુક્તિમા જવાપણુ છે, તે જન્મમા જ સાતમી નારકીમા જવાની શુ અયોગ્યતા છે, અથવા સામાન્યથી અયોગ્યતા જ છે, આ બે પ્રશ્નો પૂછવામા આવે

તેમા પણ પ્રથમ પક્ષ માનવામા તો પુરુષોને પણ જે જન્મમા મુક્તિ જવાપણુ છે તે જન્મમા સાતમી નરકે જવાની અયોગ્યતા હોવાથી તેને પણ મુક્તિ ન મળવી જોઇએ

અને બીજો પક્ષ માનવામા તો જેવી રીતે સર્વોત્કૃષ્ટ પદની પ્રાપ્તિ સર્વોત્કૃષ્ટ અધ્યવસાયથી થાય છે, અને સર્વોત્કૃષ્ટ સ્થાનો તો જગતમા બે જ છે તેમા સર્વથી ખરાબમા ખરાબ સાતમીનરક અને સર્વથી સારામાં સારૂ મોક્ષસ્થાન માટે

જેવી રીતે સ્ત્રીઓને સાતમી નરકમા ગમન આગમમા નિષિદ્ધ છે. કારણ કે તેમા જવા લાયક તેવા પ્રકારનું ઉત્કૃષ્ટ ખરાબ વિચારવાળુ મનોબલ ન હોવાથી, તેવી રીતે મોક્ષ પણ તેવા પ્રકારનુ ઉત્કૃષ્ટ શુભ વિચારવાળુ મનોબલ ન હોવાથી સ્ત્રીઓને મળી શકતો નથી

અનુમાન પણ એ વાતને પુષ્ટ કરે છે, સાતમી નરકમા જવાના કારણરૂપ ઘણા ખરાબ વિચારવાળા મનોબલની ઉત્કૃષ્ટતા જેવી રીતે તેમા નથી તેવીજ રીતે મોક્ષના કારણરૂપ ઉત્કૃષ્ટ શુભ વિચારવાળુ મનોબલ ન હોવાથી સ્ત્રીઓને મોક્ષ પણ મળતો નથી ઉપર્યુક્ત કથન પણ મન કલ્પિત હોવાથી કોઇપણ વિવેકીજનને આદરવા લાયક નથી કારણ કે તે વાતને સિદ્ધ કરવા માટે તેમા યુક્તિ કોઇપણ નથી ખાલી બહિર્વ્યાપ્તિ માત્રથી હેતુ ગમક છે એમ કદાપિ સમજવુ નહિ કિન્તુ અન્તર્વ્યાપ્તિથી હેતુ ગમક હોય છે, એમ માનવામા જો ન આવે તો તત્પુત્રત્વ વિગેરે હેતુદ્વારા પણ સાધ્યની સિદ્ધિ થવી જોઇએ, અને અન્તર્વ્યાપ્તિ પણ પ્રતિબન્ધ બલથી સિદ્ધ થાય છે, પ્રકૃતમા ચરમશરીરી જીવોને સાતમી નરકમા જવાના કારણરૂપ અત્યન્ત અશુભ વિચારવાળા મનોબલની ઉત્કૃષ્ટતાનો અભાવ છે તો પણ મુક્તિના કારણરૂપ અત્યન્ત શુભ અધ્યવસાયવાળા મનોબલની ઉત્કૃષ્ટતાનો સદ્ભાવ સારી રીતે જોવામા આવે છે

માટે એવો નિયમ ન રહ્યો કે જેને જે વખતે તેવા પ્રકારના ખરાબ અધ્યવસાયવાળુ મન ન હોય, તેને અત્યન્ત સારા અધ્યવસાયવાળુ પણ મન ન હોય, તથા જેને સારા

હોવા છતા પણ મુકિત તો જરૂર તેને મળે છે માટે મુકિતમા વાદલબ્ધિ કારણ તરીકે કદાપિ માની શકાય તેમ નથી. તો પછી શા માટે સ્ત્રીઓને મોક્ષ ન મળી શકે ?

'તથા શ્રુતજ્ઞાન અલ્પ હોવાથી તેને મુકિત મળતી નથી' એ વાત પણ માનવા લાયક નથી, કેમકે માષ-તુષ વિગેરે મહર્ષિઓને શ્રુતજ્ઞાન ઘણુ જ થોડું હતુ તોપણ કેવલજ્ઞાન સંપાદન કરી મુકિતમા તેઓ સારી રીતે બીરાજમાન થયા તો પછી ઘણુ શ્રુતજ્ઞાન હોય તો જ મુકિત મળી શકે, થોડુ હોય તો ન મળે, એવો કંઇ કાયદો નથી, સત્યજ્ઞાન તો થોડું હોય તો પણ અડચણ નથી, અને અસત્યજ્ઞાન ઘણું હોય તોપણ કંઇ કામનુ નથી, અને અત્ર તો અષ્ટ પ્રવચનમાતા જેટલુ સત્યજ્ઞાન હોય તોપણ તે ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય દ્વારા કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવી શકે છે, અને જ્યારે સ્ત્રીઓને પણ તેવા પ્રકારની સામગ્રી સંપાદન કરવામા કંઇપણ અડચણ નથી ત્યારે તેઓને મોક્ષ કેમ ન મળી શકે ?

'પુરુષોને અભિવન્દ્ય ન હોવાથી સ્ત્રીઓનો મુકિતમા અધિકાર નથી' એ વાત પણ માનવા લાયક નથી, કેમકે તેમા પણ પ્રશ્નોને અવકાશ જરૂર રહે છે, શું સામાન્યરૂપે કાયદો જ એવો છે, કે સ્ત્રીઓ અભિવન્દ્ય છે જ નહિ ? અથવા ગુણાધિક પુરુષોની અપેક્ષાએ કહો છો ? આ બે પ્રશ્નો પૂછવામા આવે છે

તેમા પ્રથમ પક્ષ તો અનાદરણીય છે, કારણ કે તીર્થંકરની માતાઓ, સીતા, દમયન્તી, અંજના, સુભદ્રા, ચન્દનબાળા, વિગેરે મહાસતીયો ઇન્દ્રને પણ જ્યારે પૂજનીય છે ત્યારે સામાન્ય પુરૂષોને તો હોય, તેમા નવાઇ શાની ? જ્યારે, વસ્ત્ર

સ્થિતિ આવા પ્રકારની છે, ત્યારે અભિવન્દ્ય પણ ન હોવાથી સ્ત્રીઓને મુક્તિ મળતી નથી એ વાત કેવી રીતે માની શકાય ?

હવે રહ્યો બીજો પક્ષ તેમા પણ ગણધરોની અપેક્ષાએ તીર્થંકરો અધિક ગુણવાળા હોવાથી તીર્થંકરોની અપેક્ષાએ ગણધરોમા અભિવન્દ્યપણુ ન હોવાથી તેને પણ મુક્તિ ન મળવી જોઇએ કિ ચ ચતુર્વિધ સઘ તીર્થંકરને પણ વન્ધ હોવાથી અને તેની અન્તર્ગત સાધ્વીયો પણ આવવાથી જ્યારે તીર્થંકરને અભિવન્દ્ય થઇ, ત્યારે તેમા હીન સત્ત્વપણું કેવી રીતે સભવિ શકે તે વિચારણીય છે

સ્મારણના કર્તાપણુ ન હોવાથી સ્ત્રીને મુક્તિ નથી એ વાત પણ અયોગ્ય સમજવી, કારણ કે એવી રીતે જો માન વામા આવે તો ગણધરો આચાર્ય વિગેરેને જ મુક્તિ મળી શકે, શિષ્યોને બીલકુલ મળેજ નહિ, કેમકે સ્મારણના કર્તાપણુ તો તેમાજ વિશેષ રૂપથી સભવિ શકે છે, શિષ્યોમા તો હોઇ ન શકે, માટે આ યુક્તિ પણ સ્ત્રીયોને મુક્તિમા બાધકરૂપ નથી

મહર્દ્ધિપણુ ન હોવાથી સ્ત્રીઓને મુક્તિ મળતી નથી આ કથન પણ અજ્ઞાનતાનુ સૂચક સમજવુ કેમકે મુક્તિમા મહર્દ્ધિપણુ કારણ નથી, કિન્તુ શુભ અધ્યવસાય વિગેરે કારણ છે, આવી પરિસ્થિતિ હોવા છતા પણ જો મહર્દ્ધિને મુક્તિના કારણ તરીકે માનવામા આવે તો ચક્રવર્તિ વિગેરે મહર્દ્ધિવાળા લોકોને જ મુક્તિ મળી શકે શુભ અધ્યવસાય વિગેરે કારણસામગ્રી પાસે હોય, પરન્તુ મહર્દ્ધિકપણુ જેમા ન હોય, એવા દૃઢપ્રહારિ, ચિલાતિપુત્ર

વિગેરેને બીલકુલ મળી શકે નહિ, અને પરિસ્થિતિ તો તેથી ઉલટી જોવામા આવે છે કેટલાક ચક્રવર્તિ વિગેરે મહદ્ધિક લોકોને મોક્ષ મળી શકતો નથી અને દઢપ્રહારિ જેવા દરિદ્ર લોકોને મળે છે, ત્યારે મહદ્ધિને મોક્ષના કારણ તરીકે કેવી રીતે માની શકાય ? માટે તે પણ સ્ત્રીઓને મુક્તિમા બાધક રૂપ નથી.

'માયા ઘણી હોવાથી સ્ત્રીઓને મુક્તિ મળતી નથી.' તે કથન પણ ઠીક નથી, કેમકે નારદ વગેરે મહામાયાવાળા હોવા છતા પણ જ્યારે તેનો ત્યાગ કરી ધ્યાનારૂઢ થયા, ત્યારે તેઓ મોક્ષસાધક અનુષ્ઠાનદ્વારા કેવલજ્ઞાન સપાદન કરી મુક્તિ મેળવી શક્યા તો પછી સ્ત્રીઓ પણ તેનો ત્યાગ કરી મોક્ષ કેમ ન મેળવી શકે ? કિંચ એવો એકાન્ત નિયમ નથી કે સ્ત્રીઓમા માયાઘણીજ હોય, અને પુરૂષોમા હોય જ નહિ, તો શા માટે એવા ખોટા બાના કાઢી અસત્ય પ્રરૂપણા કરી મિથ્યાત્વને વધારવુ જોઇએ ?

આવી રીતે વિચાર કરતા કોઇ પણ રીતે સ્ત્રીઓમા પુરુષોની અપેક્ષાએ મુક્તિસાધનમા હીનસત્ત્વપણુ છે જ નહિ, તો પછી મુક્તિ મેળવવામા તેને બીજો કયો બાધ રહ્યો તે જણાવશો

અનુમાન પ્રમાણ પણ સ્ત્રીઓને મુક્તિસાધનમાં સાધકરૂપ છે પુરૂષની માફક અવિકલ કારણસામગ્રીનો તેને પણ સભવ હોવાથી તેને પણ મુક્તિ જરૂર મળી શકે છે, અને કારણસામગ્રી તો સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર વિગેરે સ્ત્રીઓમા જ્યારે સારી રીતે ઉપલબ્ધ થઇ શકે છે, તો પછી મુક્તિ પણ કેમ ન મેળવી શકે ?

આગમપ્રમાણ તે વાતને અંગોપાંગ વિગેરેમાં પોકારીને કહે છે ત્યારે હવે મુક્તિમાં તેને બાધક કયું પ્રમાણ બાકી રહ્યું તેનો વિચાર કરશો, કિંચ મુક્તિમાં શ્વેતાંબર દિગમ્બર પણું કારણ નથી, કિન્તુ સમ્યગ્દર્શનાદિદ્વારા કષાયનો ત્યાગ કારણ છે, એ વાતને નીચેનો શ્લોક પણ ટેકો આપે છે

नाशाम्बरत्वे न सिताम्बरत्वे न पक्षपाते न च तर्कवादे ।
न पक्षसेवाश्रयणेन मुक्तिः कषायमुक्तिः किल मुक्तिरेव ॥१॥

ભાવાર્થ સ્પષ્ટ છે, સારાંશ તમામ પ્રકારના રાગદ્વેષ છોડી સમભાવમાં લીન થઇ, રત્નત્રયદ્વારા કષાયનો ત્યાગ કરી મોહ સમુદ્રને ઓળંઘી ઘાતી કર્મોનો ક્ષય કરી મુક્તિ મેળવવા જે વ્યક્તિ પ્રયત્ન કરે તે દરેકને મોક્ષ મળી શકે છે માટે દરેક વ્યક્તિઓએ બીજી ખટપટ છોડી આ કામમાં જ લીન થવું એવી અભ્યર્થના છે, સ્ત્રીને મોક્ષ અને કેવલીને કવલ આહાર, મોક્ષતત્ત્વનું વાસ્તવિક સ્વરૂપ વિગેરે વિશેષ હકીકત જાણવાની ઇચ્છાવાળાએ શાસ્ત્રવાર્તાસમુચ્ચય, અષ્ટદિગ્પટમતપરીક્ષા, સ્યાદ્વાદરત્નાકર, સ્યાદ્વાદરત્નાકરાવતારિકા, ષડ્દર્શનસમુચ્ચય, વિશેષાવશ્યકવૃત્તિ, ઉત્તરાધ્યયનસૂત્ર બૃહદ્વૃત્તિ, તત્ત્વાર્થવૃત્તિ, સુયગડાંગસૂત્ર વિગેરે ગ્રંથોનું અવલોકન કરી પોતાની જિજ્ઞાસા પૂરી કરી લેવી, એવી ખાસ સુહૃદ્ભાવથી ભલામણ કરવામાં આવે છે

ઇતિ મોક્ષતત્ત્વ સમાપ્ત

## ઉપસંહાર.

આ છ દર્શનનું વિવેચન સાહ્રદ્ભાવથી જિજ્ઞાસુ લોકોને જાણવા માટે સંક્ષેપથી કરવામાં આવ્યું, વિશેષ અભિરુચિવાળાએ તે તે દર્શનના તે તે ગ્રન્થો અવલોકવા

કિંચ આધુનિક મતમતાંતર તો કોઇ કોઇ દર્શનના કોઇ કોઇ પદાર્થને અવલંબીને ઉદ્ભવેલ હોવાથી તેનું વિવેચન અથવા સમાલોચના આ ગ્રન્થમાં કરવામાં આવી નથી, કારણ કે જ્યારે મુખ્યનું વિવેચન કરવામાં આવ્યું ત્યારે તેના પેટાભાગ તરીકેનું તો થઇ ચૂક્યું તો પછી તેને માટે પિષ્ટ પેષણની શી જરૂર રહી?

જેવી રીતે સ્વામી દયાનન્દ પ્રણીત ધર્મને અવલંબન કરનારા આર્યસમાજીઓ જીવ, ઇશ્વર અને પ્રકૃતિ આ ત્રણ તત્ત્વો માને છે તેમાં જીવતત્ત્વ વ્યાપક છે, સર્વથા નિત્ય છે, કેમકે અપ્રચ્યુતાનુત્પન્નસ્થિરૈકસ્વભાવ નિત્ય એવું નિત્યનું લક્ષણ માનતા હોવાથી અને શરીરથી પણ જીવ સર્વથા ભિન્ન છે આ તમામ વાતનું નિરાકરણ જૈનદર્શનમાં જીવના વિવેચન સમયે તથા નૈયાયિક વિગેરે દર્શનકારોએ માનેલ જીવની સમાલોચનાના પ્રસ્તાવમાં પણ સારી રીતે કરવામાં આવેલ છે ઇશ્વર અનાદિમુક્ત છે, જગત્કર્તા છે વિગેરેનું નિરાકરણ પણ નૈયાયિક લોકોએ માનેલ ઇશ્વરની સમાલોચનાના પ્રસ્તાવમાં સારી રીતે કરવામાં આવેલું હોવાથી તથા જૈનદર્શનમાં પણ વાસ્તવિક ઇશ્વરનું વિવેચન કરવાથી

તેનુ નિરાકરણ થઇ ચૂક્યુ માટે તેને વાસ્તે પણ પ્રયાસ કરવાની જરૂર નથી અને પ્રકૃતિની બાબતમા તો સાખ્યદર્શનના વિવેચનમા તેનુ સ્વરૂપ સમજાવીને જ્યારે તેની સમાલોચના કરવામા આવી છે, તે વખતે પ્રકૃતિની પણ સમાલોચના સારી રીતે કરવામા આવી છે, તો પછી તેવા ખપુષ્પપ્રાય પદાર્થ ઉપર વારવાર નિરાકરણ કરવાની જરૂર રહેતી નથી, જ્યારે આ રીતે તે લોકોએ માનેલ ત્રણ તત્ત્વોમાથી એક પણ તત્ત્વ વિચાર કરતા જ્યારે સિદ્ધ થતુ નથી તો પછી તે ઉપર ભીંત ચણી મહેલ બનાવવાની તો વાત જ શી કરવી ? કિંચ સત્યાર્થ પ્રકાશની પ્રથમ આવૃત્તિમા જૈનોના ખંડન વખતે જણાવેલ પ્રમાણે પદાર્થો જ જ્યારે તેવા રૂપથી જૈનો માનતા નથી તો પછી તેના નિરાકરણ માટે પ્રયાસની શી જરૂર હોઇ શકે ? માટે તેવા આધુનિક મતાન્તરો ઉપર ધ્યાન આપવાની કઇ પણ જરૂર છેજ નહિ

એવી રીતે સર્વદર્શનસગ્રહ વિગેરેમાં પણ છ આસ્તિક, છ નાસ્તિક એવા વિભાગ પાડી જૈનોને નાસ્તિકમાં ગણી તેના વિવેચન માટે જે યુક્તિઓ આપવામા આવી છે તે તમામ મદિરાપાનના ઉદ્ગાર જેવી દુર્ગંધિવાળી હોવાથી કોઇ પણ બુદ્ધિશાલીને આદરણીય થઇ પડે તેમ નથી

કિંચ પોતે તેવા નાસ્તિકશિરોમણી હોવા છતા પણ આસ્તિક મુખ્ય જૈનો ઉપર ખોટો આક્ષેપ કરવા ઉદ્યમશીલ થવુ તે તો ખાલી મહા મિથ્યાત્વના ઉદય સિવાય બીજુ કયુ હોઇ શકે ? આ તો स्वय नष्टाः परान्नाशयन्ति એ ન્યાયને ખરેખર ચરિતાર્થ ... તેઓશ્રીએ કોઇ

જૈન વિદ્વાન પાસે જૈનના સિદ્ધાન્તોનુ મધ્યસ્થ ભાવથી અવલોકન કર્યું હોત તો તેમને આટલો બધો મૃષાવાદ સેવવાનો સમય આવત નહિ, લોકનીતિ પણ તે કહી બતાવે છે કે જે દર્શનનો અભ્યાસ કરવો હોય તે દર્શન તેના અનુયાયી પાસે ભણવાથી તે વિષયક સારી માહિતી મળે છે, પછી યુક્તિયો આપણા મનમાં ખરાબ માલૂમ પડે તેનુ નિરાકરણ કરવામા કંઇ અનુચિત્તપણુ ગણાય નહિ, પરન્તુ તે દર્શન સ્વયમેવ પણ અવલોકન કર્યો સિવાય એક બીજાના મુખથી જેમ આવે તેમ સાંભળીને તે ઉપર ચણતર ચણી તેના ખંડન માટે ઉતરવા જે પ્રયાસ કરવો, તેમા તો કેવલ મૃષાવાદના સેવન સિવાય બીજુ કંઇ પણ તત્ત્વ મળવાનુ જ નહિ, આ વાત ને અન્યદર્શનકારો બરાબર જાળવી શકતા આવ્યા છે, તેઓએ લગાર પણ જૈનદર્શનને જાણવા માટે વિશેષ પરિશ્રમ ઉઠાવ્યો જણાતો નથી, જ્યારે વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે, ત્યારે તેમની પાસે ન્યાય સત્યતાની આશા તો આકાશપુષ્પ સમાન હોય, તેમાં કંઇ પણ આશ્ચર્ય જેવુ નથી, માટે તેવા બિચારા ભવાભિનન્દી જીવો ઉપર ખેદ ન લાવતા ભાવદયા ચિંતવવી, તે જ સમ્યગ્દર્શનનુ લક્ષણ છે જૈનદર્શનમા કોઇ પણ વાત યુક્તિ વગરની છે જ નહિ, દરેક પદાર્થની પ્રરૂપણા પ્રમાણસહિત સમજાવવામા આવી છે, તેમ વિષય પણ કોઇપણ બાકી રાખ્યો નથી, કે જૈનદર્શનમા ન હોય અને અન્યત્ર હોય, અને તે જ જૈનાચાર્યોની બુદ્ધિમત્તા છે કે દરેક દર્શનના ગ્રન્થો ઉપર જૈનોનુ લખાણ ટીકારૂપે યા ટિપ્પનરૂપે પણ હોય

જ, પરન્તુ જૈનદર્શન ઉપર કોઇપણ પ્રાચીન હિન્દુ વિદ્વાનનું લખાણ હોય તેમ છે જ નહિ હરેક વિષયના ગ્રન્થોની યાદી યોગના અભ્યાસ માટે યોગશાસ્ત્ર, યોગદૃષ્ટિસમુચ્ચય, યોગવિંશી, યશોવિજયજી કૃત બત્રીસ બત્રીસી, જ્ઞાનાર્ણવ વિગેરે અનેક ગ્રન્થો [redacted] ન્યાયના અભ્યાસ માટે સમ્મતિતર્ક, અનેકાન્તજય પતાકા, સ્યાદ્વાદરત્નાકર, શાસ્ત્રવાર્તા સમુચ્ચય, નયચક્રસાર, પ્રમાલક્ષણ, પ્રમાણમીમાંસા, રત્નાકરાવતારિકા, સ્યાદ્વાદ મંજરી, વિગેરે સાહિત્ય માટે કાવ્યાનુશાસન, વાગ્ભટાલંકાર વિગેરે કાવ્ય માટે હીરસૌભાગ્ય, વિજયપ્રશસ્તિ, ધર્મશર્માભ્યુદય, નેમિનિર્વાણ વિગેરે નાટક માટે સત્ય હરિશ્ચન્દ્ર, મોહપરાજય, દ્રૌપદી-સ્વયંવર વિગેરે

વ્યાકરણ માટે સિદ્ધહેમચન્દ્રાનુશાસન, લઘુવૃત્તિ, ધર્મદીપિકા, ભોજ વ્યાકરણ વિગેરે. ચંપૂના ગ્રન્થો યશસ્તિલક વિગેરે છન્દના ગન્થો છન્દોનુશાસન વિગેરે જ્યોતિષ્ માટે જ્યોતિષ્કરંડક, આરંભસિદ્ધિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ વિગેરે

તેવી રીતે હરેક વિષયના અનેક ગ્રન્થો છે, જે વિષય જાણવો હોય, તે વિષયના ગ્રન્થો જોવાથી, જૈનાચાર્યો કેવા બુદ્ધિશાલી હતા, તે જણાઇ આવશે, માટે હરેક સજ્જન મહાશયને ખાસ ભલામણ કરવામાં આવે [redacted] કે તટસ્થ બુદ્ધિએ હરેકના ગ્રન્થો જોઇ સાર સાર વસ્તુ ગ્રહણ કરવા કોશિશ કરી સત્યના અનુયાયી બનો, એ જ અન્તિમ પ્રાર્થના [redacted] इति शम्

समाप्तोऽयं ग्रन्थः ।

## તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ) નું શુદ્ધિપત્રક.

| અશુદ્ધ | શુદ્ધ | પૃ | પં |
|---|---|---|---|
| કરવા | કરવા સારૂ | ૧ | ૧૨ |
| ચેતન સ્વરૂપે | ચૈતન્ય સ્વરૂપે | ૨૪ | ૬ |
| બ્રહ્મ | બ્રહ્મરૂપ | ૨૫ | ૧ |
| અ વયિરૂપ અનુમાન | સ્વાર્થાનુમાન | ૩૦ | ૧૦ |
| તે | ૦ | ૩૧ | ૮ |
| સસર્ગનો | સ સર્ગનો | ૩૨ | ૮ |
| શ્રતિ | શ્રુતિ | ૩૩ | ૧૯ |
| વા | ગ્રા | ૫૦ | ૫ |
| પદાથની | પદાર્થની | ૬૦ | ૬ |
| કરે છે | જે કરે તે અનુચિત તો ન જ ગણાય | ૬૬ | ૨૦ |
| આશ્રમો પણ | આશ્રમો પણ બીજા દર્શન કરતા | ૬૭ | ૧૮ |
| ૦ | એટલી પ્રાર્થના કરવામા આવે છે | ૭૦ | ૩ |
| આહારિક | ઔદારિક | ૮૧ | ૭ |
| -ચેન્દ્રિયાદ્યવશાન | -ચેન્દ્રિયાદિવશેન | ૮૬ | ૧૮ |
| સધ | સર્વ | ૮૬ | ૧૯ |
| રા | દ્વારા | ૮૭ | ૭ |
| ત | ૦ | ૮૮ | ૧૫ |
| ખણ | ખૂણ | ૯૬ | ૨૧ |
| કમંત્રિ | કર્મણિ | ૯૭ | ૬ |
| ધમની | ધર્મની | ૧૦૩ | ૧૮ |

| | | | |
|---|---|---|---|
| ઓાદ્વાને | ઔદ્યોને | ૧૦૩ | ૨૪ |
| તે | તો | ૧૧૬ | ૧ |
| શ્રદ્ધ | શ્રદ્ધા | ૧૧૬ | ૨ |
| આઆપ્યાકારી | આપ્યાકારી | ૧૨૭ | ૨૨ |
| આષધીઓ | ઔષધિઓ | ૧૩૫ | ૩ |

જૈનદર્શન

| | | | |
|---|---|---|---|
| કુલાચાર્ય | કલાચાર્ય | ૧૨ | ૨૦ |
| છેદવ | છિવટે | ૧૬ | ૮ |
| સ્વરૂપનુ | સ્વરૂપ | ૧૮ | ૨૧ |
| સ્વ પદ | સ્વપદ | ૪૦ | ૨ |
| અને સ નિકર્ષ | સ નિકર્ષ'મા અને | ૪૧ | ૬ |
| સર્વથા નિત્યજ | સર્વથા ~.નિત્યજ | ૪૩ | ૬ |
| અરૂપી | રૂપી અરૂપી | ૪૫ | ૬ |
| અનુ | અને | ૬૨ | ૪ |
| એકાન્ત સ્વભાવ | અનેકાન્ત સ્વભાવ | ૬૮ | ૧૦ |
| વિગેરે અને | વિગેરે | ૮૯ | ૧૦ |
| ખબ | ખૂબ | ૧૧૯ | ૧૨ |
| આખા | આવા | ૧૫૦ | ૧૭ |
| અપેક્ષાએ | અપેક્ષાએ | ૧૬૨ | ૧૫ |
| જેનો ધર્મ | જેનો ધર્મી | ૧૮૯ | ૧૦ |
| દૃષ્ટાન્ત દ્વારા | દૃષ્ટાન્ત | ૧૯૩ | ૧૭ |
| આદરણીય | આ.દરણીય થઇ શકે | ૧૯૪ | ૧૨ |
| ખબ | ખૂબ | ૧૯૬ | ૧૩ |

| | | | |
|---|---|---|---|
| ભતોમા જ | ભૂતોમા જ | ૧૯૮ | ૨૨ |
| ચતન્ય | ચૈતન્ય | ૨૧૦ | ૨ |
| પદાર્થ | પદાર્થની | ૨૨૨ | ૧૩ |
| ભેદે | ભેદો | ૨૩૯ | ૩ |
| વર્તના, કાલ પદાર્થ | કાલ પદાર્થ–વર્તના | ૩૦૩ | ૧૩ |
| વણુ | વર્ણ | ૩૦૮ | ૩ |
| ફેરબ્યો | ફેરબ્યો | ૩૨૩ | ૧ |
| તેણીઓ | તેઓ | ૩૨૩ | ૫ |
| બીજની અપેક્ષાએ | બીજની અપેક્ષાએ અંકુરમા | ૩૪૧ | ૧૮ |
| ભાગી જવા | ભાગી જવાય | ૩૪૭ | ૧૭ |
| નિજીવ | નિર્જીવ | ૩૬૪ | ૮ |
| ઉત્તમ સંહનન | ઉત્તમ સહનનવાળા જીવો | ૩૭૦ | ૧૧ |
| મેરૂના | મેરુની | ૩૮૧ | ૧૦ |
| વ્યક્તિઓનો | વ્યક્તિઓને | ૩૮૩ | ૩ |
| ક્ષયોપશમિક | ક્ષાયોપશમિક | ૩૯૧ | ૨૧ |
| વન્ધ્ને યાથી | તો વન્ધ્યાથી | ૪૨૩ | ૨૩ |
| બ્રહ્મદ્વૈત– | બ્રહ્માદ્વૈત– | ૪૨૭ | ૧૫ |
| મનાયાજ | મનાયજ | ૪૩૭ | ૫ |
| મેળવવવામા | મેળવવામા | ૪૪૩ | ૧૭ |
| तकरादे | सर्कवादे | ૪૪૪ | ૬ |
| જનદર્શનમાં | જૈનદર્શનમા | ૪૪૫ | ૧૬ |
| શુ | શું | ૪૪૬ | ૨૩ |

જૈન ગ્રંથકારે લખ્યો છે તેથી એમ કહેવું નકામું છે કે તે ઘણી સારી રીતે લખાયો છે

એચ બી. ભીડે એમ એ એલ, એલ બી
ઇતિહાસ અને સંસ્કૃતના પ્રોફેસર
શામળદાસ કૉલેજ, ભાવનગર

---

I read the book on जैनतत्त्वप्रदीप compiled by revered Muni Maharaj Shri Mangalvijaya Nyaya Visharada Nyaya Tirth, with great interest the contents whereof has infused in me the spirit of naming it as one of the very best books on the Jain literature. Though at some places the style is stiff–but there is no remedy for it yet as a whole the style is clear and simple and the language easily intelligible I hope this book should be the text book in universities I wish this undertaking every success

Alfred High School, Bhavnagar, 6-9-_2 — Vohra Pushkarray Manishankar B A, Sanskrit Hons

પૂજ્ય ગુરુ મહારાજ શ્રીમંગલવિજય ન્યાયવિશારદ ન્યાયતીર્થથી બનાવવામાં આવેલ જૈનતત્ત્વપ્રદીપ મે ઘણાજ રસથી વાંચેલ છે તેની અંદરની હકીકતે અને જૈન સાહિત્ય ઉપર તે પુસ્તકને સર્વોત્તમમાનું એક કહેવાની હીંમત આપી છે જો કે કોઇક સ્થાને પદ્ધતિ કંઇક કડક છે પણ તેને માટે બીજો રસ્તોજ નથી તોપણ એકંદર તે પદ્ધતિ સ્પષ્ટ અને સાદી છે અને ભાષા સહેલાઇથી સમજી

થાય તેવી છે હું આશા રાખું છું કે આ પુસ્તક યુનીવરસીટીમાં પાઠ્ય પુસ્તક થાય આ કૃતિને હું દરેક પ્રકારે ફતેહ ચાહું છું

આલ્ફ્રેડ હાઇસ્કુલ } વોરા મુકુંદરાય માનશંકર
ભાવનગર તા ૬–૯–૨૨ } બી એ

---

I looked over portions of तत्त्वाख्यान-पूर्वार्ध by Nyaya-Tirtha, Nyay-Vijaya Muni Shri Mangalvijayji Maharaja It is, we may say, a Darsana Sangraha in Gujarati, & as such a valuable addition to philosophical literature in the language It is an admirable introduction to serious philosophical study I with the Munimaharaja lose no time in favouring the public with the second part of the work

H. B BHIDE, M A LL. B.
Prof, of History & Sanskrit.

તત્ત્વાખ્યાન ( પૂર્વાર્ધ )–મુનિ શ્રીમંગળવિજયજી મહારાજ–ન્યાયતીર્થ–ન્યાયવિશારદજીનો આ ગ્રંથ હું ઉપર ટપકે જોઇ ગયો છું એમ કહી શકાય કે ગુજરાતીમાં આ એક દર્શનસંગ્રહ છે અને ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાન સબંધી સાહિત્યમાં એક કીમતી ઉમેરો કરે છે ગંભીર તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં તે એક પ્રશંસનીય ઉપોદ્‌ઘાત સ્વરૂપ છે બીજો ભાગ બ્હાર પાડવામાં મુનિ મહારાજ હવે વિશેષ વિલંબ નહીં કરે એમ હું ઇચ્છું છું.

–એચ બી. ભીડે.

---

I read the book on तत्वाख्यान पूर्वार्द्ध compiled by revered Muni Maharaj Shri Mangalvijaya Nyaya Tirtha Nyaya Visharad The questions therein discussed are very important even for persons of different sects It describes in main the जैन philosophy The style and language both are clear and simple in comparison to the logical, philosophical and metaphysical questions therein discussed I wish this work every success

Alfred High School } Vohra Pushkarray Ma
Bhavnagar, } nshanker B A
6-9-22 } Sanskrit Hons

પૂજ્ય મુનિમહારાજ શ્રીમંગળવિજય ન્યાયતીર્થ, ન્યાયવિશારદ-થી લખવામાં આવેલ તત્ત્વાખ્યાન પૂર્વાર્દ્ધ નામનું પુસ્તક મે વાંચ્યું છે તેની અંદર વિવેચન કરવામાં આવેલા પ્રશ્નો જુદી જાતિના માણસો માટે પણ ઘણા અગત્યના છે મુખ્ય રીતે તે જૈન તત્ત્વ જ્ઞાનનું વર્ણન કરે છે ભાષા અને શૈલી બન્ને ન્યાય, તત્ત્વજ્ઞાન અને માનસશાસ્ત્રની સાથે સરખાવતા પ્રમાણમાં સ્પષ્ટ અને સાદી છે આ પુસ્તકને દરેક ફતેહ ઇચ્છું છું

આલ્ફ્રેડ હાઈસ્કુલ } વોરા પુષ્કરરાય માનશંકર
ભાવનગર તા ૬-૯-૨૨ } બી એ

I have received the book, Tattva Khyana Purvardha for my humble opinion from the venerable author, Nyayatirtha, Nyayabisharada Muni Maharaja Mangalvijayji It is very difficult for me to express my opinion on a work dealing with some of the abstruse and mystical aspects of different religions and philosophical systems, as laid down therein The author has well tried to give a detailed and lucid exposition of the fundamental principles and primary elements of different systems as Sankhya, Nyaya, Baudha and Mimansa, in this first part Its reading is sure to awaken absorbing interest in the Jains as well as non-jains The style is easy and simple I wish the Book every success

**Motichand Javerchand Mehta.**
1-10-22 Acting Head Master
Alfred High School Bhavnagar.

તત્ત્વાખ્યાન પૂર્વાર્ધ–આ ગ્રંથ માનનીય મુનિ શ્રીમંગલવિજયજી મહારાજ–ન્યાયવિશારદ–ન્યાયતીર્થ તરફથી મને માત્ર અભિપ્રાયાર્થે મળ્યો છે આ પુસ્તકમાં વસ્તુઓના વિવિધ ધર્મ અને દર્શન સંબંધી ગહન અને ગંભીર વિષયો છે તે સંબંધમાં અભિપ્રાય આપવો એ મારે માટે બહુ મુશ્કેલ કામ છે આ પ્રથમ ભાગમાં ગ્રંથકારે વિવિધ ધર્મ–દર્શન જેવાં કે સાંખ્ય ન્યાય, બૌદ્ધ અને મીમાંસા વિગેરેનાં મૂળભૂત અને પ્રાથમિક તત્ત્વો સવિસ્તર અને સરળ રીતે

સમજાવવાનો પ્રયત્ન કર્યો છે જૈન અને જૈનેતર પ્રજામા આ ગ્રંથ બહુ ઉત્સાહ અને રસથી વંચાશે એવી આશા છે લેખનશૈલી સરલ અને સહજ છે હુ આ ગ્રંથની ફતેહ ઇચ્છુ છુ

૧-૧૦-૨૨

—મોતીચંદ ઝવેરચંદ મહેતા
હેડ માસ્તર, આલ્ફ્રેડ હાઇસ્કુલ
ભાવનગર

---

सप्तभङ्गीप्रदीप by Muni Shri Mangalvijayaji Maharaja, *Nyaya-Tirtha, Nyaya-Visarada may be* said to supplement his other work सत्नाटयाग The two together give the reader a good idea as to what centitutes the most important contribution of Jain Religion & of phiosophy to the world culture It is difficult to equal, much won to surpass, the avalytical power displayed bp the Jain Logicians सप्तभङ्गी is their *forte* The present work, though small in size, is big in contents the exposition of Anekanta-vada is through It should set at east at least some of the objections raised against the theory which is peculiar to Jainism

H B BHIDE M A LL. B
Prof of History & Sanskrit,
Samaldas College Bhavnagar

સપ્તભંગી પ્રદીપ–મુનિ શ્રીમંગળવિજયજી મહારાજ ન્યાય-તીર્થ–ન્યાયવિશારદજીનો આ ગ્રંથ તત્ત્વાખ્યાન નામના ગ્રંથનો એક વધારો છે એમ કહી શકાય. જગતની સંસ્કૃતિમાં જૈનધર્મ અને જૈનદર્શન કેવો ઉપયોગી ભાગ ભજવે છે તેનો આ બન્ને ગ્રંથો તેના વાચકને સારો ખ્યાલ આપે છે, જૈન નૈયાયિકોની પૃથક્કરણ શક્તિના સમોવડિયા થવું બહુ કઠિન છે, તો પછી તેની પેલે પાર જવાનું તો એથી યે વધારે મુશ્કેલ છે સપ્તભંગી એ તેમનો દુર્ગ છે. આ ગ્રંથ જો કે કદમાં ન્હાનો છે, તો પણ તેના વિષયોમાં તે મહાન્ છે અનેકાંતવાદનું સ્પષ્ટીકરણ સંપૂર્ણ છે જૈનવાદની ખાસ પદ્ધતિ સામે જે આક્ષેપો મૂકવામાં આવે છે, તેમાંના કેટલાકનું નિરસન તો જરૂર આ ગ્રંથથી થઈ શકશે

એચ બી ભીડે એમ એ એલએલ બી.
સંસ્કૃત અને ઇતિહાસના અધ્યાપક
શામળદાસ કૉલેજ, ભાવનગર

---

I received the book on 'सप्तभंगीप्रदीप' for my humble opinion I had gone through the book and found it very interesting as well as furnishing the reader with a rationalized and synthesised mode of thoughts Also the language and the style are easy and good I wish this book every success

Alfred High School
Bhavnagar,
6-9-22

Vohra Pushkarray Manshanar B. A.
Sanskrit Hons

depicted the fundamental principles as laid down in all systems Other chapter are also well written. On the whole the book enaebles the reader to grasp the ideal element in its purity, entrety, coherence and harmony The efforts, made therein to popularese philosophy are very landable and creditable to the venerable author

**Motichannd Jhaverchand Mehta.**
Acting Head Master
Alfred High School, Bhavnagar

સપ્તભંગી પ્રદીપ—માનનીય મુનિ મહારાજ શ્રીમંગળવિજયજી મહારાજ—ન્યાયવિશારદ—ન્યાયતીર્થ—તેઓશ્રીએ મોકલેલો આ ગ્રંથ હુ પૂરો વાંચી ગયો છુ જૈન ન્યાયશાસ્ત્રીઓના સામાન્ય ન્યાયના વધારા ઉપરાત સપ્તભંગી તે પદાર્થોની તત્વવિદ્યાના નિરીક્ષણમા ન્યાયની એકીકરણ પદ્ધતિરૂપ છે અને વાચનારને વાસ્તવિક સત્યોનું સપૂર્ણ, વિશાળ અને સવિસ્તર જ્ઞાન ઉત્પન્ન કરાવે છે, તે સ્યાદ્વાદ અથવા પદાર્થોની ભિન્નભિન્નાવસ્થાનો સિદ્ધાત પણ કહેવાય છે મનુષ્યજાતિના લાભાર્થે જૈનધર્મથી જણાવવામા આવતા મહાન્ સત્યોનું અત કરણ પૂર્વક તે વર્ણન કરે છે તેની સહેલી અને સીધી શૈલીથી સામાન્ય કેળવણીના માણસોથી પણ તે પુસ્તક વાચી શકાય તે માટે પૂજ્ય કર્તાએ બને તેટલો ઘણોજ પ્રયત્ન કર્યો છે

પહેલા પ્રકરણમા સર્વ દર્શનોમા દર્શાવેલ મુખ્ય સિદ્ધાતોનું સારૂ વર્ણન કર્યું બીજા પ્રકરણો પણ સારા લખાયા છે ટુકામા

તે પુસ્તક વાચનારને તે આદર્શ તત્વનું ભાન, તેની શુદ્ધતા,
ર્ધુતા અને એકાગ્રતા સાથે કરાવે છે તત્વજ્ઞાનને પરિચિત કરા
આવેલ પ્રયત્નોથી તેના કર્તા ઘણાજ પ્રશંસાપાત્ર છે

૧૫-૧૦-૨૨

મોતીચંદ ઝવેરચંદ મહેતા
એક્ટીંગ હેડમાસ્તર આલ્ફ્રેડ હાઇસ્
ભાવનગર

---

I have received the book, Dravya-Pardipa for my humble opinion written by the revered Nyayatirtha, Nyayabisharada Muni Maharaja Mangalvijaji.

It treats of six real substances, which, according to the Jain tenets, exist, always have and will and by their unchanging conditions and interaction cause the world to be what it is The learned author describes most accurately the priciples of Logic together with Saptabhangi and Nyayavada, in addition to six Dravyas or real substances in this book Note with standing the philosophical and metaphysical questions are treated in the book the style is easy and simple for a layman to read it I wish the book every success

10-11-22

**Motichand Javerachand Mehta,**
Acting Head Master
Alfred High School, Bhavnagar

દ્રવ્ય પ્રદીપ—મુનિ શ્રીમગળવિજયજી મહારાજ—ન્યાયતીર્થ ન્યાયવિશારદ તરફથી આ પુસ્તક મને મારા નમ્ર અભિપ્રાય અર્થે મલ્યુ છે તેમા જૈન સિદ્ધાન્તાનુસાર તે છ દ્રવ્યોની ચર્ચા કરવામા આવી છે કે જે છ દ્રવ્યો હમેશા હતા, છે અને રહેશે અને જે ૬ દ્રવ્યોને લીધે આ જગત અત્યારે વર્તમાન સ્વરૂપમા આપણી આગળ દેખાવ દે છે વિદ્વાન ગ્રથકારે છ દ્રવ્યો ઉપરાત ઘણીજ વાસ્તવિકતાથી તર્કશાસ્ત્રની સાથે સપ્તભગી અને ન્યાયવાદની પણ ચર્ચા કરી છે તત્વજ્ઞાન અને અધ્યાત્મના પ્રશ્નો વિષે પણ ઉહાપોહ છે શૈલી સરલ અને સહજ છે, સાધારણ માણસ પણ તે વાચી શકે હુ આ પુસ્તકની ફતેહ ઇચ્છુ છુ.

—મોતીચદ ઝવેરચદ મેહેતા
હેડ માસ્તર આલફ્રેડ હાઇસ્કુલ
ભાવનગર

I Received to book on "द्रव्यप्रदीप" written by revered Muni Maharaj Shri Mangalvijaya Nyaya Tirtha, Nyaya Visarada for my humble opinion I have gone through it and found it very interesting It nicely gives the investegation and explanation of the nature and essence of all things Its style is simple and language, on the whole good I wish that work every success

Alfred High School, Bhavnagar, 6-9-22 — Vohra Pushkarray Manshankar, B A, Sanskrit Hons.

પૂજ્ય મુનિમહારાજ શ્રીમગળવિજ્ય ન્યાયતીર્થ ન્યાયવિશારદથી લખાયેલ દ્રવ્યપ્રદીપ નામનુ પુસ્તક મારા નમ્ર અભિપ્રાય માટે મને

મળ્યુ હતુ હુ તે વાચી ગયો છુ અને ઘણુજ મજાનુ માલૂમ પડ્યુ હતુ તમામ પદાર્થોના સ્વભાવ અને તત્વનુ વિવેચન અને સંશોધન તે સારી રીતે આપે છે તેની શૈલી સાદી [illegible] અને એકંદર ભાષા સારી છે તે પુસ્તકને હુ દરેક સ્તેહ ઇચ્છુ છુ

આલફ્રેડ હાઇસ્કુલ, ભાવનગર તા ૬-૯-૨૨ } વોરા પુષ્કરરાય માનશંકર બી એ

---

Muni Shri Mangalvijayaji Maharaja, Nyaya-Tirtha, Nyaya Visharada [illegible] doing excellent work in familiarising the Gujarati reading public with the principles of Jainism द्रव्यप्रदीप is one small but sweet fruit of his activity The Jaines classify Padarthas is their way & the present work expounds their principles The exposition is clear & simple so as to be understood by 'man in the street' even

H B BHIDE
*BHAVNAGAR,*
December 3, 1922

દ્રવ્ય પ્રદીપ—મુનિ શ્રીમ ... મહારાજ—ન્યાયતીર્થ—
ન્યાયવિશારદ, ગુજરાતી ... સિદ્ધાંતોનો પ
કરાવવાનુ ... ગી ... અ ય એ
ઉત્સાહનુ ... પોતાની
... તેના
... કે જોઈ
...રી

## ઉપાધ્યાય શ્રીમંગલવિજયજી કૃત અન્યાન્ય ગ્રન્થો.

૧ જૈન સાહિત્યમા પદાર્થની વ્યવસ્થા
હિંદી ભાષામા

૨ જૈન તત્ત્વપ્રદીપ સંસ્કૃત ભાષામા

જૈન દર્શનમા પ્રતિપાદિત પદાર્થોને જાણવા માટે ન્યાય શૈલીમા મુખ્ય સાધનરૂપ છે આ ગ્રથમા દરેક પદાર્થનું લક્ષણ પ્રદર્શિત કરવા પુર્વક સ્વરૂપ સમજાવવામા આવેલ છે, તેમા સાત અધિકાર રાખવામા આવ્યા છે

મૂલ્ય રૂા ૧

૩ સપ્તભંગી પ્રદીપ ગુજરાતી ભાષામા.

સ્યાદ્વાદ—સપ્તભંગીના સ્વરૂપના બોધ સિવાય જૈનદર્શનમા પ્રવેશ થવો અશક્યપ્રાય હોવાથી તેનો દરેક લોકો લાભ લે, તે ખાતર નવીન શૈલીથી ગુજરાતી ભાષામા આ ગ્રન્થ રચવામા આવ્યો છે ગ્રન્થના પ્રમાણમા કિંમત ઘણી થોડી રાખવામા આવી છે પૃષ્ઠ ૧૫૦ મૂલ્ય રૂા ।।=

૪ તત્ત્વાખ્યાન પૂર્વાર્ધ ગુજરાતીમા.

બૌદ્ધ, નૈયાયિક, સાખ્ય અને વૈશેષિક આ ચાર દર્શનોનો આચાર, પદાર્થોની વ્યવસ્થા વિગેરે જાણવા માટે આ એક અપૂર્વ

મળ્યું હતું હું તે વાંચી ગયો છું અને ઘણુંજ મઝાનું માલુમ પડ્યું હતું તમામ પદાર્થોના સ્વભાવ અને તત્વનું વિવેચન અને સંશોધન તે સારી રીતે આપે તેની શૈલી સાદી છે અને એકંદર ભાષા સારી છે તે પુસ્તકને હું દરેક સ્નેહ ઇચ્છું છું

આલ્ફ્રેડ હાઇસ્કુલ } વોરા પુષ્કરરાય ગાનશંકર
ભાવનગર તા ૬-૯-૨૨ } બી એ

---

Muni Shri Mangalvijayaji Maharaja, Nyaya-Tirtha, Nyaya Visharada is doing excellent work in familiarising the Gujarati reading public with the principles of Jainism द्रव्यप्रदीप is one small but sweet fruit of his activity The Jaines classify Padarthas is their way & the present work expounds their principles The exposition is clear & simple so as to be understood by ' man in the street ' even

H B BHIDE
*BHAVNAGAR,*
December 3, 1922

દ્રવ્ય પ્રદીપ–મુનિ શ્રીમંગળવિજયજી મહારાજ—ન્યાયતીર્થ–ન્યાયવિશારદ, ગુજરાતી વાચક વર્ગને જૈન સિદ્ધાંતોનો પરિચય કરાવવાનું કામ ઘણી સારી રીતે કરી રહ્યા છે પ્રસ્તુત ગ્રંથ એ તેમના ઉત્સાહનું એક ન્હાનું છતાં મધુર ફળ છે જૈનો પોતાની ખાસ પદ્ધતિએ પદાર્થનું નિરૂપણ કરે છે અને આ ગ્રંથ તેના સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરે સ્પષ્ટીકરણ સ્ફુટ અને સાદું છે, કે જેથી રાહદારી પણ તે સ્હેલાઇથી સમજી શકે

એચ બી ભીડે

---

—ન્યાયતીર્થ—ન્યાયવિશારદ—

## ઉપાધ્યાય શ્રીમંગલવિજયજી કૃત અન્યાન્ય ગ્રન્થો.

---

**૧ જૈન સાહિત્યમા પદાર્થની વ્યવસ્થા**
હીંદી ભાષામા

**૨ જૈન તત્ત્વપ્રદીપ** સંસ્કૃત ભાષામા

જૈન દર્શનમા પ્રતિપાદિત પદાર્થોને જાણવા માટે ન્યાય શૈલીમા મુખ્ય સાધનરૂપ છે આ ગ્રથમા દરેક પદાર્થનુ લક્ષણ પ્રદર્શિત કરવા પૂર્વક સ્વરૂપ સમજાવવામા આવેલ છે, તેમા સાત અધિકાર રાખવામા આવ્યા છે

મૂલ્ય રૂા ૧

**૩ સપ્તભંગી પ્રદીપ** ગુજરાતી ભાષામા

સ્યાદ્વાદ—સપ્તભંગીના સ્વરૂપના બોધ સિવાય જૈનદર્શનમા પ્રવેશ થવો અશક્યપ્રાય હોવાથી તેનો દરેક લોકો લાભ લે, તે ખાતર નવીન શૈલીથી ગુજરાતી ભાષામા આ ગ્રન્થ રચવામા આવ્યો છે ગ્રન્થના પ્રમાણમા કિંમત ઘણી થોડી રાખવામા આવી છે પૃષ્ઠ ૧૫૦ મૂલ્ય રૂા ૦।=

**૪ તત્ત્વાખ્યાન પૂર્વાર્ધ** ગુજરાતીમા

બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય અને વૈશેષિક આ ચાર દર્શનોનો આચાર, પદાર્થોની વ્યવસ્થા વિગેરે જાણવા માટે આ એક અપૂર્વ

સાધન છે દરેક દર્શનની સમાલોચના પણ ઘણી સરસ યુક્તિપૂર્વક કરવામા આવેલી હોવાથી દરેક વિદ્વાનનુ મન તે જોવા ઉત્કંઠિત થાય છે તેની ઉપર ઘણા વિદ્વાનોના ઉચ્ચ અભિપ્રાયો પણ આવી ગયા છે નકલો થોડી છે અને માગણી ઘણી છે જ્હેલો તે પહેલો પૃષ્ઠ ૩૧૫ ગ્રંથ જોતા કિંમત ઘણી જ થોડી છે મૂલ્ય રૂા ૧)

૫ દ્રવ્ય પ્રદીપ ગુજરાતીમા

ષડ્ દ્રવ્યનુ સ્વરૂપ ન્યાયશૈલીથી યુક્તિપૂર્વક જાણવા માટે જૈનોમા આ એક અપૂર્વ સાધનરૂપ છે ગ્રંથ નાનો હોવા છતા પણ વિષયો ગભીર હોવાથી ઘણી સરલ ભાષામા નિરૂપણ કરવામા આવ્યુ છે પૃ ૬૪ મૂ રૂા ०।

૬ ધર્મપ્રદીપ ગુજરાતીમા

ભિન્ન વિષયો પર દ્રવ્યાનુયોગને લક્ષ્યમા રાખી પદ્યમા ચોવીશ તીર્થંકરોના સ્તવનો આપવામા આવ્યા છે તેમા ખાસ પરમપૂજ્ય આચાર્ય શ્રીવિજયધર્મસૂરિજીકૃત સ્તવનોનો પણ સમાવેશ છે સાથ સાથ તેઓશ્રીની અષ્ટપ્રકારી પૂજા પણ આપવામા આવી છે પૃષ્ઠ ૯૬ મૂલ્ય રૂા ०।=

૭ તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ) ગુજરાતીમા

આમા વેદાત, મીમાસા અને જૈનદર્શન આ ત્રણનુ ઘણા વિસ્તારપૂર્વક વિવેચન છે સાડાછસો પૃષ્ઠ મૂ રૂા ૪

૮ ધર્મદીપિકા સસ્કૃતમા

નવીન પદ્ધતિથી લખાયેલ વ્યાકરણ શાસ્ત્રનો આ એક

અપૂર્વ ગ્રથ છે શ્લોક પ્રમાણુ લગભગ સાત હજાર જેટલું છે થોડા વખતમા બહાર પડશે મૂલ્ય રૂ ૫-૦-૦)

## છપાવવાના ગ્રથો

૯ સમ્યક્ત્વ પ્રદીપ

૧૦ ધર્મજીવનપ્રદીપ ( વિજયધર્મસુરિરાસ )

૧૧ પ્રદીપપ્રકાશ ગુજરાતી

આ ' જૈનતત્ત્વ પ્રદીપ " નુ ગુજરાતી ભાષામા તૈયાર થયેલુ વિવેચન છે લગભગ એક હજાર પૃષ્ઠ જેટલો આ ગ્રથ થશે

૧૨ વ્યુત્પત્તિવાદવ્યાખ્યા સ સ્કૃતમા

એ નામની ન્યાયના ગ્રથની ટીકા નવ્ય ન્યાયમા લગભગ બે હજાર શ્લોક જેટલી થશે

૧૩ શક્તિવાદટિપ્પન સ સ્કૃતમા

નવ્ય ન્યાય શૈલીમા લગભગ પાચસો શ્લોક જેટલુ

પ્રાપ્તિસ્થાન—

યશોવિજય જૈનગ્રથમાળા
હેરીસરોડ, ભાવનગર
( કાઠિયાવાડ )

---

અપૂર્વ ગ્રંથ છે શ્લોક પ્રમાણ લગભગ સાત હજાર જેટલું છે થોડા વખતમા બહાર પડશે મૂલ્ય રૂ ૫-૦-૦)

## છપાવવાના ગ્રંથો

૯ સમ્યક્ત્વ પ્રદીપ

૧૦ ધર્મજીવનપ્રદીપ ( વિજયધર્મસૂરિરાસ )

૧૧ પ્રદીપપ્રકાશ ગુજરાતી

આ ' જૈનતત્ત્વ પ્રદીપ " નુ ગુજરાતી ભાષામા તૈયાર થયેલુ વિવેચન છે લગભગ એક હજાર પૃષ્ઠ જેટલો આ ગ્રન્થ થશે

૧૨ વ્યુત્પત્તિવાદવ્યાખ્યા સસ્કૃતમા

એ નામની ન્યાયના ગ્રંથની ટીકા નવ્ય ન્યાયમા લગભગ બે હજાર શ્લોક જેટલી થશે

૧૩ શક્તિવાદટિપ્પન સસ્કૃતમા

નવ્ય ન્યાય શૈલીમા લગભગ પાચસો શ્લોક જેટલુ

પ્રાપ્તિસ્થાન—

યશોવિજય જૈનગ્રંથમાળા
હેરીસરોડ, ભાવનગર.